# પ્રસ્તાવના

લોકકથા વિશે 'ભારત લોકકથા'ના પ્રત્યેક ભાગમા પ્રકટકર્તાની જે નોંધ પ્રકાશિત કરવામા આવે છે, તેમા સપૂર્ણ ઉલ્લેખ કરાયલો હોવાથી અને લોકકથાની મહત્તાનું તેમા યોગ્ય દિગ્દર્શન હોવાથી એ વિશે કાંઈ પણ લખવાનું અવશિષ્ટ રહેતુ નથી અત્યારે તો મારે માત્ર પ્રસ્તુત 'બગાળાની જૂની વાર્તાઓ'ના સબધમા જ ચાર શબ્દો પ્રસ્તાવના તરીકે લખવાના છે અને તે જ હું લખીશ

બગાળાની લોકકથા, જનવાર્તા, દતકથા કિંવા જૂની વાર્તાઓના અગ્રેજી ભાષામા બે પુસ્તકો લખાયલા છે, એમાના એક પુસ્તકનું નામ "Folk Tales of Bengal' છે અને તેના લેખકનુ નામ રેવરડ લાલ બિહારી ડે છે, અને દ્વિતીય પુસ્તકનું નામ 'Bengali Household Tales' છે અને તેના સગ્રહકર્તા રેવરડ વિલિયમ્ મૅક્કુલોશ છે રેવરડ લાલબિહારી ડેનુ પુસ્તક જો કે પ્રથમ લખાયલું છે, છતા પ્રસ્તુત પુસ્તકમા કેવળ રેવરડ મૅક્કુલોશના પુસ્તકમાની સપૂર્ણ અઠ્ઠાવીસ કથાઓનો જ અનુવાદ કરવામા આવ્યો છે અને રેવરડ લાલબિહારી ડેના પુસ્તકનો અનુવાદ 'બગાળાની જૂની વાર્તાઓ'ના દ્વિતીય ખડ તરીકે આપવામા આવશે અને તેમા બાવીસ વાર્તાઓ આવશે રેવરડ મૅક્કુલોશે જે બગાળી લોકકથાઓનો અનેક વર્ષ પર્યન્ત સગ્રહ કર્યો હતો, તેમા એક કે બીજા રૂપમા રેવરડ લાલબિહારી ડેના પુસ્તકમાની કથાઓ પણ આવી જતી હતી પરતુ તે પુસ્તક રે. મૅક્કુલોશે વાચેલુ હોવાથી તેની સર્વ કથાઓ તેમણે પોતાના પુસ્તકમા આવવા દીધી નથી એ વિશે તેઓશ્રી પોતે જ પોતાના ગ્રથની પ્રસ્તાવનામા લખે છે કે,—

"Nearly all those (stories) in Mr Day's collection were narrated to me in one form or another, but I have excluded from this selection any of my own gathering which seemed to be mere variants of stories in his book '

અર્થાત્ ઘણીકવાર એક જ વિષયના બે ત્રણ ભિન્ન ભિન્ન ગ્રથકારોની લેખિનીથી લખાયલા ભિન્ન ભિન્ન ગ્રથોમા કેટલીકવાર એક કે બીજા રૂપમા એક જ કથા આવી જવાનો બહુ ભાગે સભવ હોય છે અને તેથી એના ગ્રથોનો અનુવાદ કરતી વેળાએ પુનરુક્તિ ન થવા દેવા માટેની ઘણી જ સભાળ રાખવી પડે છે પરતુ રેવરડ મૅક્કુલોશે એ સભાળ પ્રથમથી જ

રાખેલી હોવાથી 'બંગાળાની જૂની વાર્તાઓ'માં પુનરુક્તિ થવાનાં બધથી અમે મુક્ત થયા છીએ અને એમાટે અમે એ ગ્રંથકાર મહાશયનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. 'બંગાળાની જૂની વાર્તાઓ' બહુધા અતિશય રસપૂર્ણ, બોધક અને નીતિપરિપૂર્ણ છે, એનો એમના વાચનથી વાંચકોને પ્રત્યક્ષ પરિચય થાય એમ હોવાથી એ વિશે વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા નથી. 'બંગાળાની જૂની વાર્તાઓ'નો દ્વિતીય ખણ્ડ પણ અલ્પકાળમાં જ પ્રકટ કરવામાં આવશે; કારણ કે, તે ઘણો ભાગ લખાઈને પૂરો થવા આવ્યો છે.

પોરબંદર
તા. ૨૩ મી ઑક્ટોબર ૧૯૧૬ } ઠક્કુર નારાયણ વિસનજી

# અનુક્રમણિકા

# ભારત લોકકથા-ભાગ ત્રીજો

## બંગાળાની જૂની વાતો

### કર્મસૂત્ર

એક સમયે બંગાળાના એક ગામમાં *ભટ્ટાચાર્ય કુળનો એક બ્રાહ્મણ વસતો હતો. તે પોતે એક સારો વિદ્વાન્ હતો, અને તેના ઘરમાં તેની પત્ની, એક પુત્ર અને એક પુત્રી એટલાં કૌટુમ્બિક જનો ઉપરાંત એક ગાય હતી એક રાત્રિએ ઘરમાંનાં સર્વ મનુષ્યો ગાઢ નિદ્રાને આધીન થયેલાં હતાં અને તે બ્રાહ્મણ પોતે શય્યામાં જાગતો પડ્યો હતો. અચાનક ઉપરના વળિયાંમાંથી લટકતું એક દોરડું તેના જોવામાં આવ્યું. તે જેમ જેમ તેને જોતો હતો, તેમ તેમ તે દોરડું લંબાઈ અને પહોળાઇમાં ક્ષણે ક્ષણે વધતું જતું હતું, અને છેવટે તેના જાણવામાં આવ્યું કે એ દોરડું નહિ, પણ એક મોટો સર્પ હતો. સર્પને જોતાંની સાથે જ તે ગભરાઇને બિછાનામાંથી ઊઠીને ઊભો થઈ ગયો અને પોતાનાં આત્મીયજનોને હજી તો તે જગાડવાની તૈયારી કરતો હતો એટલામાં તો સર્પે તે ત્રણેને દંશ કરી દીધો અને સર્પદંશ થતાંની સાથે એક પળ માત્રમાં તેની સ્ત્રી, પુત્રી અને પુત્ર ત્રણેના પ્રાણ દેહને ત્યાગી પરલોકમાં પ્રયાણ કરી ગયા. પોતાના એ પ્રાણહરણરૂપ કાર્યની સમાપ્તિ કરી સર્પ ત્યાંથી તત્કાળ અદૃશ્ય થઈ ગયો.

બહુ જ ખેદ અને શોકના આવેશમાં આવી તે બ્રાહ્મણ આત્મગત કહેવા લાગ્યો કે;–"હવે આ સ્થાનમાં વધારે વાર રહેવાથી મને શો લાભ મળવાનો હતો વારુ!" મનોગત આમ કહીને તે, પેલો સર્પ જે દિશામાં ગયો હતો, તે દિશામાં પ્રયાણ કરી ગયો. જેવો તે ઘરના

* બંગાળામાં રાજ-ગુરુકુળ-ના વિદ્યાર્થીઓ પોતાના કુળપતિ ગુરુને બોલાવતી વેળાએ ભટ્ટાચાર્ય કહીને સંબોધે છે. વળી ત્યાં સર્વથી શ્રેષ્ઠ અને કુલીન બ્રાહ્મણો પોતાની કુલીનતાના દર્શક તરીકે 'ભટ્ટાચાર્ય' નામની પોતાના નામ સાથે યોજના કરે છે. બંગાળામાં અત્યાર સુધી ભટ્ટાચાર્યોનો વ્યવસાય બહુધા પંડિત કે અન્ય ઉચ્ચ જાતિના લોકોના કુલપુરોહિત તરીકેનો જ હતો અને હજી પણ છે. છતાં હવે કાળના પ્રભાવે કરી તેમનામાંના કેટલાકોએ અન્યોન્ય વ્યવસાયનો પણ સ્વીકાર કરવા માંડ્યો છે. બંગાળાની બોલાતી અને લખાતી ભાષામાં એટલો ભેદ છે કે તેઓ 'ય' લખવા છતાં તેનો ઉચ્ચાર 'જ' કરે છે અને તેથી 'ભટ્ટાચાર્ય' શબ્દનો ઉચ્ચાર ત્યાં 'ભટ્ટાચારજ' થાય છે.

દરવાજામાંથી બહાર નીકળ્યો, કે તરત તેણે તે સર્પને ગાયને બાંધવાના ગોઠા તરફ જતો જોયો, અને તેથી તે પણ તેની પાછળ દોડ્યો. જ્યારે તે ગોઠામાં પહોંચ્યો, તે વેળાએ ત્યાં સર્પ તો નહોતો; પણ સર્પને બદલે એક પ્રચંડ વાઘ ત્યાં જોવામાં આવ્યો કે જે ગાયને ઉપાડીને ત્યાંથી નિમેષ માત્રમાં અદૃશ્ય થઈ ગયો.

અતિશય ભયભીત થઈને છેવટે તે બ્રાહ્મણે પોતાના ગૃહનો સર્વથા ત્યાગ કર્યો અને અરણ્યમાં જવામાટે ત્યાંથી ચાલતો થયો. તે અરણ્યની સીમાપર આવી લાગ્યો એટલામાં ઉષાનો ઉદય થયો. હૃદયના શોકાઘાત અને આખી રાતના અખંડ પ્રવાસથી થાકીને લોથપોથ થયેલો હોવાથી તે બ્રાહ્મણ નિદ્રા લેવામાટે એક વૃક્ષની નીચે પડ્યો. થોડીવાર પછી જાગૃત થતાં તેણે એક બ્રાહ્મણને પોતાની સ્હામો ઊભેલો જોયો. તેને જોઈને તેણે પૂછ્યું કે;—"તું કોણ છે?"

"પણ તું કોણ છે?" તે બીજા વૃદ્ધ બ્રાહ્મણે ઉત્તર આપવાને બદલે સ્હામો તેને જ એ પ્રશ્ન પૂછ્યો.

"હું ફલાણો ભટ્ટાચાર્ય છું. ગઈ રાતે મારી સ્ત્રી, મારી પુત્રી અને મારો પુત્ર સર્પના દંશથી સ્વર્ગવાસી થયાં અને મારી ગાયને એક વાઘ આવીને લઈ ગયો. આ શોક સહન ન થવાથી હું મારા ઘરને છોડી અરણ્યમાં ભટકીને જીવન પૂરું કરવાના ઉદ્દેશથી અહીં આવી લાગ્યો છું. પણ તું કોણ છે વારુ?" તે દુઃખી બ્રાહ્મણે ટુંકામાં પોતાનો વૃત્તાંત જણાવી પાછો આગળનો જ પ્રશ્ન રજૂ કર્યો.

વૃદ્ધ બ્રાહ્મણ ઉત્તર આપતો કહેવા લાગ્યો કે;—"હું બીજો કોઈ નહિ, પણ તે સર્પ અને તે વાઘ જ છું."

આ ઉત્તર સાંભળીને તે બ્રાહ્મણ આશ્ચર્યચકિત થઈ બોલી ઉઠ્યો કે;—"ત્યારે અત્યારે તું બ્રાહ્મણના રૂપમાં કેમ દેખાય છે? તારું નામ શું છે?"

"મારું નામ કર્મસૂત્ર છે. હું અનેકરૂપે દેખાઉં છું અને સમસ્ત સૃષ્ટિમાં અખંડ ભ્રમણ કર્યા કરું છું. મનુષ્યને જેવા પ્રકારનું મરણ પ્રાપ્ત થવાનું હોય, તેવા પ્રકારનું હું તેનું મરણ નિપજાવું છું; કારણ કે, એ જ મારો વ્યવસાય છે." તે અજ્ઞાત વૃદ્ધ વિપ્રે અતિશય ગંભીરતાને ધારણ કરી ગંભીર વાણીથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"તારા આ બોલવાથી સ્પષ્ટ જણાય છે કે, મારા સમસ્ત પરિવાર અને મારી ગાયને મારી નાખનાર તું જ હતો. હવે જ્યારે તેં એ ...ના જીવ લીધા, તો પછી મારા એકલાના જીવને જ લીધા વિના . છોડી દીધો વારુ!" બ્રાહ્મણે પૂછ્યું.

એના ઉત્તરમાં કર્મસૂત્રે જણાવ્યું કે;—"તારું મરણ એવા પ્રકારે

નર્માયેલું નથી. ગંગાના પ્રવાહના જે સ્થાનમાંનું પાણી તારા ગળા સૂધી પહોંચી શકે તેટલી ઊંડી જગ્યામાં તારું મરણ થવું જોઇએ, એવો લેખ લખાઈ ચૂકેલો છે એટલે હવે તેને ટાળવા કે ફેરવવાને કોઈ પણ સમર્થ નથી. તું જ્યારે ગંગાપ્રવાહના એવા સ્થાનમાં જઇશ, તે વેળાએ એક ગ્રાહ–મગર–આવીને તને ઘસડી જશે અને ત્યાં તારું મરણ થશે." આ વાક્યોની સમાપ્તિ સાથે તે વૃદ્ધ બ્રાહ્મણ અદૃશ્ય થઈ ગયો.

પ્રથમ બ્રાહ્મણે ત્યાંથી પ્રવાસમાં એકદમ આગળ વધવાનો અને જ્યાં સૂધી જે સ્થાનમાં કોઈ પણ તળાવ કે નદીનું નામ માત્ર પણ ન હોય તેવા સ્થાનમાં જઈ પહોંચે ત્યાં સૂધી વચ્ચે ક્યાંય પણ ન અટકવાનો નિશ્ચય કર્યો. બે કે ત્રણ મહિના સૂધી તેણે પોતાના પ્રવાસને અખંડ ચાલૂ રાખ્યો અને ત્યાર પછી તે એક મોટા નગરમાં આવી પહોંચ્યો. બનાવ એવો બન્યો કે, જે દિવસે તે એ નગરમાં આવી લાગ્યો, તે જ દિવસે તે નગરના રાજાના મહાલયમાં એક મોટો ઉત્સવ થવાનો હતો. જ્યારથી એ બ્રાહ્મણે પોતાના પ્રવાસનો પ્રારંભ કર્યો હતો, ત્યારથી એ સમય સૂધીમાં સ્વસ્થતાપૂર્વક ક્યાંય બેસીને એકવારનું ભોજન પણ કર્યું નહોતું. અહીં ઉત્તમ ભોજન મળી શકશે, એવી આશાથી એ બ્રાહ્મણ રાજાના મહાલયમાં ગયો અને ત્યાં રાજાના એક અતિથિ તરીકે રહ્યો. રાજાએ તેનો સર્વ પ્રકારે યોગ્ય સત્કાર કર્યો અને પોતાના અનુચરોને તેનામાટે ભોજનની વ્યવસ્થા કરવાની આજ્ઞા આપી દીધી. રાજાની આજ્ઞા થતાં જ સર્વ તૈયારીઓ થઈ ગઈ અને બ્રાહ્મણદેવ સ્નાન સંધ્યા આદિ નિત્ય કર્મથી મુક્ત થઈ, પાકનિષ્પત્તિના કાર્યમાં પ્રવૃત્ત થયો.

એ સમયમાં રાજાના મહાલયમાં બીજા પણ અનેક પવિત્ર પંડિતો આવીને એકત્ર થયા હતા, અને તે પંડિતોની સભામાં પાંડિત્યપૂર્ણ વાદવિવાદ અને નાનાવિધ શાસ્ત્રાર્થનો પ્રકાર ચાલી રહ્યો હતો. એ નવીન આગંતુક બ્રાહ્મણ પોતે પણ એક મહાન્ પંડિત હોવાથી એ શાસ્ત્રાર્થને ચાલતો સાંભળી પાકનિષ્પત્તિના વ્યવસાયને ત્યાગી તે શાસ્ત્રાર્થમાં ભાગ લેવામાટે આવીને હાજર થયો. અલ્પ સમયમાં જ વાદવિવાદમાં તેણે અન્ય સર્વ પંડિતોને પરાજિત કરી નાખ્યા અને પંડિતોની સભામાં અગ્રસ્થાને વિરાજવાનું માન મેળવ્યું. રાજા તેની વિદ્વત્તાના પ્રભાવથી એટલો બધો મુગ્ધ અને પ્રસન્ન થઈ ગયો કે, તત્કાળ તેણે તેની પોતાની સભાના મુખ્ય પંડિત તરીકે નીમણૂંક કરી દીધી.

કેટલાક કાળ પર્યન્ત તો એ બ્રાહ્મણે રાજાના આશ્રયમાં રહી બહુ જ આનંદસહિત દિવસો વીતાવ્યા. તેના આવ્યા પછી અલ્પ સમયમાં

જે રાજાને એક પુત્રની પ્રાપ્તિ થઈ હતી. રાજાએ પોતાના કુમારને એ
નવીન રાજપંડિતની સંભાળમાં રાખ્યો અને તેણે પોતાના તે શિષ્યને
અલ્પ કાળાવધિમાં જ અનેક વિદ્યા અને કળામાં પારંગત કરી દીધો.
એ કુમાર જ્યારે તેર કે ચૌદ વર્ષના વયનો થયો, તે વેળાએ અચાનક
રાજાના મનમાં પોતાના સભાસદો સહિત ભાગીરથીના તીરે જવાની
ઇચ્છા સ્ફુરી આવી. રાજાનો આ વિચાર જાણવામાં આવતાં એ બ્રાહ્મણ
રાજા પાસે આવી કહેવા લાગ્યો કે;—"મહારાજ, જો તમારી ગંગાના
તીરપ્રાંતમાં નિવાસ કરવામાટે જવાની ઇચ્છા હોય, તો કૃપા કરીને
મને આપથી વિભક્ત થવાની આજ્ઞા આપો; કારણ કે, મેં ગંગાના તીર-
પ્રાન્તની નિકટમાં ન જવાનો દૃઢ નિશ્ચય કરેલો છે."

"પણ એવા નિશ્ચયનું કાંઈ કારણ?" રાજાએ આશ્ચર્યચકિત થઈને
પૂછ્યું.

"જો હું ગંગાના તીરપ્રાંતમાં જઇશ, તો અવશ્ય મારું મરણ થશે,
એવી મારી દૃઢ માન્યતા થયેલી હોવાથી જાણી જોઈને કાળના મુખમાં
જઈ પડવાની મારી ઇચ્છા નથી." બ્રાહ્મણે ઉત્તર આપ્યું.

રાજાએ બ્રાહ્મણનું આ ઉત્તર સાંભળીને વિશેષ આગ્રહ કરવાનું
માંડી વાળ્યું; પરંતુ રાજકુમારે હઠવાદ કરીને કહ્યું કે;—"જો મારા ગુરુજી
ત્યાં નહિ આવે, તો હું પણ આવવાનો નથી; એમણે ગમે તેમ કરીને
પણ આપણી સાથે આવવું જ જોઇશે; એમને ગમે તે ઉપાયે સાથે
લેવા જ જોઇએ." રાજકુમારની આવી હઠને જોઇને રાજાએ બ્રાહ્-
મણને આગ્રહપૂર્વક કહ્યું કે;—"પૂજ્ય મહાશય, ગમે તેમ કરીને પણ
અમારી જોડે પધારો; ત્યાં હું આપની ઇચ્છા પ્રમાણેની સર્વ વ્યવસ્થા
કરી આપીશ." હવે જવા વિના છૂટકો થવાનો નથી, એમ જાણીને
લાચારીએ બ્રાહ્મણે રાજા તથા તેના સભાસદોસાથે જવાની છેવટે
અનુમતિ દર્શાવી.

જ્યારે તે સર્વ મંદાકિનીના તીરપ્રાંતમાં આવી લાગ્યા, એટલે
રાજાએ ત્યાં એક ભવ્ય પ્રાસાદ રચાવ્યો અને તેમાં તે પોતાના પરિ-
વાર તથા સંબાજનો સહિત કેટલાક સમય પર્યંત મહા આનંદ અને
હર્ષથી રહ્યો. રાજકુમાર પોતાના વિદ્યાદાતા ગુરુનો અનન્ય ભક્ત
હોવાથી જ્યાં પણ જતો ત્યાં તે બ્રાહ્મણને પોતાની સાથે લઈ જતો,
અને જો તે આવવાની ના પાડે તો રાજકુમાર પણ ઘરમાં જ બેસી
રહેતો. એક દિવસ રાજકુમારે પોતાના પિતાને કહ્યું કે;—"પિતાજી,
મારી ગંગાના પ્રવાહમાં સ્નાન કરવાની ઇચ્છા થઈ છે; તો તમારી
આપની આજ્ઞા છે?"

"પોતાના પુત્રને ગંગાસ્નાન કરવાની આજ્ઞા ન આપે, એવો પણ કોઈ મૂર્ખ પિતા હોઈ શકે ખરો કે? આનંદથી ગંગાસ્નાન કરો." એમ કહીને રાજાએ તરત પોતાના અનુચરોને રાજકુમાર સાથે ગંગાતીરે જવાની અને સ્નાન કરાવીને સંભાળથી પાછો લાવવાની આજ્ઞા આપી દીધી.

સર્વ સાધનો તૈયાર થઈ ગયાં અને તે સર્વ ગંગાતીરે જવામાટે નીકળવાની અણીપર હતા, એટલામાં રાજકુમારે જોયું તો એ સંઘમાં તેને તે બ્રાહ્મણ ક્યાંય દેખાયો નહિ. તે તત્કાળ પોતાના પિતા પાસે ગયો અને કહેવા લાગ્યો કેઃ-"પિતાજી, જો મારા ગુરુ મારી સાથે નહિ આવે, તો હું ગંગાતીરે જવાનો નથી. અને તેમને મારી જોડે રાખ્યા વિના ગંગાના પ્રવાહમાં સ્નાન કરવાનો નથી."

રાજાએ અનુચરને મોકલી બ્રાહ્મણને બોલાવી મગાવ્યો અને તે આવ્યો એટલે તેને રાજકુમાર સાથે ગંગાસ્નાનમાટે જવાની પ્રાર્થના કરી. એના ઉત્તરમાં બ્રાહ્મણે જણાવ્યું કે;-"મહારાજ, એ તો મેં આપને પ્રથમથી જ જણાવેલું છે કે, હું કદાપિ ગંગાના પ્રવાહમાં સ્નાન કરવા જવાનો નથી; કારણ કે જો હું ત્યાં જઈશ, તો તરત એક ગ્રાહ આવીને મારા જીવનનો નાશ કરી નાખશે. શું આપ મને મરી ગયેલો જોવાની ઇચ્છા ધરાવો છો?"

બ્રાહ્મણનાં આવાં વચનો સાંભળી રાજાએ રાજકુમારને ઉદ્દેશીને કહ્યું કે;-"ત્યારે રાજકુમાર, આ હઠને ત્યાગી દે અને તું એકલો જ જઇને ગંગાસ્નાન કરી આવ." પણ રાજકુમારે પોતાના હઠનો લેશ માત્ર પણ ત્યાગ ન કર્યો અને બ્રાહ્મણ વિના ગંગાસ્નાનમાટે જવાની ચોખ્ખી ના પાડી દીધી. રાજકુમારની આટલી બધી હઠ છતાં બ્રાહ્મણની ત્યાં જવાની જરા પણ ઇચ્છા થતી નહોતી અને રાજકુમાર પકડેલી વાતને છોડતો નહોતો. છેવટે આ ઝગડાથી કંટાળીને રાજાએ બ્રાહ્મણને કહ્યું કે;-"પૂજ્ય મહાત્મન્, કૃપા કરીને આપ રાજકુમાર સાથે જાઓ. હું આપને સર્વ પ્રકારના ભયથી સુરક્ષિત રાખવાની વ્યવસ્થા કરું છું." આ પ્રમાણે કહીને તેણે પોતાના અનુચરોને એવી આજ્ઞા આપી કે;-"ગંગાના પ્રવાહમાં જે સ્થળે આ ભૂદેવ અને રાજકુમાર સ્નાન કરવાને ઊતરે, તે સ્થાનને એક વિશાળ જાળને પ્રસારી ચારે તરફથી ઘેરી લેજો અને અનેક સૈનિકો જળમાં તેમ જ તીરપ્રાંતમાં શસ્ત્ર ધરીને તૈયાર ઊભા રહેજો. વળી ખાસ કરીને આ ભૂદેવ જળમાં ઊતરે તે વેળાએ એમની સંભાળમાટે કેટલાક અનુચરોએ ખાસ એમની આસપાસ નિકટમાં જ હાજર રહેવું અને એમનું બરાબર ધ્યાન રાખવું."

રાજાની આજ્ઞાનું તે ક્ષણે જ અક્ષરશઃ પાલન કરવામાં આવ્યું. અને બ્રાહ્મણ તથા રાજકુમાર ગંગાતીરે જઈ જ્યાં પાણી થોડું હતું ત્યાં ન્હાવામાટે ઊતર્યો. રાજાની આજ્ઞા પ્રમાણે રક્ષકો તેમની આસપાસ તેમને ઘેરીને ઊભા રહી ગયા. ધીમે ધીમે બ્રાહ્મણના હૃદયમાંના ભયનો વિલય થઈ ગયો અને આસ્તે આસ્તે તે પ્રવાહમાં આગળ આગળ વધતો ગયો—છેવટે જ્યાં પાણી તેના ગળા સુધી પહોંચતું હતું તેટલા ઊંડા પાણીમાં તે જઈ પહોંચ્યો. તેને યથાયોગ્ય સ્થાને આવેલો જોતાં જ રાજકુમારે તેને સંબોધીને કહ્યું કે;—"ઠાકુર,* હું રાજકુમાર નથી, કિંતુ તે જ કર્મસૂત્ર છું!" આ વાક્ય ઉચ્ચારતાંની સાથે જ તેણે તરત આહનું સ્વરૂપ ધારી લીધું અને બ્રાહ્મણને પોતાના મુખમાં ગ્રહીને નિમેષ માત્રમાં ત્યાંથી તે અદૃશ્ય થઈ ગયો.

એટલામાટે જ કહેવામાં આવે છે કે, કાળનો આઘાત અનિવાર્ય છે; જ્યારે મરણ આવવાનું હોય છે ત્યારે તેનું કોઇથી પણ નિવારણ કરી શકાતું નથીઃ—

"मातुलोस्य गोविंदःपिता यस्य धनंजयः।
सोऽभिमन्यूरणे शेते नियतिः केन बद्धयते ?"

અર્થાત્ "શ્રી કૃષ્ણ જેનો મામો હતો, અને અર્જુન જેનો પિતા હતો, તે અભિમન્યુ પણ નિર્જીવ થઇને રણભૂમિમાં સદાની નિદ્રામાં પડ્યો છે! સારાંશ કે, ભાવીને ટાળવાને કોણ સમર્થ છે વારુ?"

## બ્રાહ્મણ અને કાયસ્થ

અમુક એક ગામમાં એક સમયને વિશે એક બ્રાહ્મણ અને એક કાયસ્થ વસતા હતા. બ્રાહ્મણ એક અતિશય ધાર્મિક, સત્યનિષ્ઠ અને

* સંસ્કૃતમાં મૂળ ठक्कुर શબ્દ છે અને તેની દિવ્ય, પવિત્ર અને માનાસ્પદ આદિ અર્થને દર્શાવવામાટે યોજના કરાય છે.' કાઠિયાવાડમાં રાજપૂતોને ઠાકોર કહેવામાં આવે છે; ઇડર ઇત્યાદિ સ્થળે બ્રાહ્મણને ઠાકોર નામથી બોલાવવામાં આવે છે; મધ્ય પ્રાન્તમાં ક્ષત્રિયોને ઠાકુરના સંબોધનથી બોલાવાય છે અને બંગાળામાં જો કોઇ પણ બ્રાહ્મણને તેના ખરા નામના ઉચ્ચાર વિના બોલાવવો હોય તો 'ઠાકુર' સંબોધનથી તેનું આવાહન કરાય છે. કચ્છ, હાલાર, ભાવનગર અને ગુજરાતના લુહાણા તથા ભાટિયા 'ઠક્કર' શબ્દથી ઓળખાય છે અને એનું ટૂંકું રૂપ ઠા. લખાય છે. એ ઠાકોર, ઠાકર, ઠાકુર અને ઠક્કર આદિ રૂપ મૂળ 'ઠક્કુર' શબ્દનાં જ અપભ્રષ્ટ રૂપો છે, એ નવેસરથી જણાવવાની અગત્ય નથી. રામ અને કૃષ્ણ આદિની પ્રતિમાને જે ઠાકોરજીના નામથી ઓળખવામાં આવે છે, તે પણ એ શબ્દમાં રહેલી દિવ્યતા તથા પવિત્રતાની ભાવનાને લીધે જ, એ તો સ્પષ્ટ જ છે.

મહા-પાપપરાયણ પુરુષ હતો. નિત્ય નિયમિતતાથી શાસ્ત્રોક્ત નિત્યકર્મ કરી લીધા વિના તે બીજા કોઈ પણ કાર્યનો આરંભ કરતો નહિ અને નિરંતર ધર્મના માર્ગમાં જ ચાલતો હતો. એથી વિરુદ્ધ કાયસ્થ એક મહા અપવિત્ર અને પાપાત્મા પુરુષ હતો. તે નિત્ય એક કે બીજા કારણથી બ્રાહ્મણને જોઈને તેનો ઉપહાસ કર્યા કરતો હતો. તે બ્રાહ્મણને ઉદ્દેશી કહેતો કે;-"તું નિત્ય પવિત્ર કર્મ આચરે છે, છતાં તને ખાવાને પેટ ભરીને ધાન્ય પણ મળી શકતું નથી અને મારી સ્થિતિને જો-હું મદિરાપાન કરું છું તેમ જ બીજા પણ અનેક પ્રકારના અધર્માચાર મારા હાથે થાય છે, છતાં મારા ઘરમાં કોઈ પણ વસ્તુની ખોટ નથી.' બ્રાહ્મણ એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના તેના એ ઉપાલંભોને નિત્ય શાંતિથી સહન કર્યા કરતો હતો.

એક દિવસ બ્રાહ્મણ ગંગાનદીમાં સ્નાન કરવાને ગયો. બનાવ એવો બન્યો કે તે સ્નાન કરતો હતો, તે વેળાએ તેના પગમાં શૂળ પેસી ગયું અને તેથી તેના પગમાંથી ધોધબંધ લોહી વહેવા માંડ્યું. અત્યંત રક્તવહનના યોગે તે બેભાન થઈને કદાચિત્ પડી ગયો હોત, પણ અચાનક ઘણા લોકો તેની આસપાસ એકઠા થઈ ગયા અને તેમણે તેને સંભાળી લીધો,-તેઓ તેને પાણીમાંથી બહાર લઈ આવ્યા. ત્યાર પછી તે દીન બ્રાહ્મણે બહુ જ દુઃખ અને વેદના સાથે પોતાના ઘર તરફ જવાનો પ્રયત્ન કર્યો. એ જ સમયે માર્ગમાં પેલો પાપી કાયસ્થ મળી ગયો અને તેણે જ્યારે પુણ્યશીલ બ્રાહ્મણના દુર્ભાગ્યની કથા સાંભળી એટલે તે કહેવા લાગ્યો કે;-"જોયું કે-તારું જીવન બહુ જ શુદ્ધ અને પવિત્ર છે; તું નિત્ય અતિશય ધ્યાનથી ધાર્મિક વિધિ કર્મ કર્યાં કરે છે; અને તે છતાં આજે તને એટલું દુઃખ વેઠવું પડ્યું છે કે, માત્ર મરણ આવવું જ બાકી રહ્યું છે. હવે જે દિવસે તારી આવી દુર્દશા થઈ છે, તે જ દિવસે એટલે કે આજે અને અત્યારે જ આ બંદાને અચાનક સોનામોહોરોની ભરેલી થેલી હાથ લાગી છે. હવે બોલ કે, કોના જીવનનો માર્ગ વિશેષ લાભકારક છે-તારા જીવનનો કે મારા જીવનનો?"

તે બન્ને એવી રીતે વાર્તાલાપ કરતા હતા, એટલામાં ત્યાં અચાનક એક જ્યોતિર્વિદ્ પંડિત આવી ચઢ્યો અને તેને બન્નેએ પૂછ્યું કે, એકને ધર્માચાર કરવા છતાં દુઃખ પ્રાપ્ત થાય છે અને બીજાને પાપાચાર કરવા છતાં પરમાનંદની પ્રાપ્તિ થાય છે, એ ભાગ્યની વિલક્ષણતાનું શું કારણ હોવું જોઇએ વારુ? એ પ્રશ્ન સાંભળી યોગ્ય વિચારાંતે એના સત્ય કારણને શોધી કાઢી જ્યોતિર્વિદે જવાબ આપ્યો કે;-"હે બ્રાહ્મણ, તું તારા ગત જન્મમાં એક મહાપાપી મનુષ્ય હતો અને તારા હાથે બ્રહ્મહત્યા તથા ગૌહત્યા

જેવાં મહાપાતકો થયાં હતાં. એ પાતકોના પરિણામે આજે તારા ભાગ્યમાં શૂળીપર ચઢીને મરવાનું લખાયલું હતું; પણ તારા વર્તમાન જન્મમાં તેં અનેક ધર્મકર્મ કરેલાં છે અને નિત્ય કરતો રહે છે, એટલામાટે તારું આ શૂળીનું દુઃખ આજે શૂળથી ટળી ગયું છે. અને હે કાયસ્થ, તું તારા ગત જન્મમાં, એક અત્યંત ધર્માત્મા અને પવિત્ર પુરુષ હતો. તે જન્મમાં તારા હાથે અનેક ધાર્મિક અને કાર્મિક કૃત્યો થયેલાં છે અને તે સર્વ પુણ્ય કર્મના પરિણામે આજે તું રાજા થવાનો હતો; પણ વર્તમાન જન્મમાં તેં એટલાં બધાં અધર્માચરણ કર્યાં છે અને નિત્ય એટલાં બધાં કુકર્મ તું કર્યાં કરે છે કે, જેના યોગે તારું રાજા થવાનું અટકી ગયું છે અને કેવળ આ થોડુંક સોનું જ તને પ્રાપ્ત થયું છે."

જ્યોતિર્વિદ્‌નો આ નિર્ણય સાંભળીને, બ્રાહ્મણ તથા કાયસ્થ બન્ને સંતુષ્ટ થઈને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

---

## બ્રાહ્મણનું ભાગ્ય

એક અત્યંત દરિદ્રી બ્રાહ્મણ હતો, પરંતુ જેટલો તે દરિદ્રી હતો તેટલો જ અસાધારણ વિદ્વાન્ પણ હતો. તે સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કરી શાસ્ત્રવિદ્યાવિશારદ થયેલો હતો, પરંતુ નિર્વાહમાટે ધન મેળવવાનું તેની પાસે એક પણ સાધન નહોતું. તેની પત્ની તેને હમેશાં એમ કહ્યા કરતી હતી કે;—"ભૂદેવ, દિવસ અને રાતે કોઈ પણ વેળાએ આ જ્યોતિઃશાસ્ત્ર કે અન્ય વિષયનાં પુસ્તકો એક ક્ષણ માત્રને માટે પણ તમારા હાથમાંથી અળગાં થતાં નથી; છતાં મને આશ્ચર્ય એ થાય છે કે, કુટુંબનો નિર્વાહ કેવી રીતે ચલાવવો અને ક્ષુધાની જ્વાળાને કેવી રીતે શાંત કરવી, એનો તમારા મસ્તિષ્કમાં કોઈવાર કશો પણ વિચાર કેમ નથી આવતો?" એના ઉત્તરમાં બ્રાહ્મણ નિરંતર એમ જ જણાવ્યા કરતો હતો કે;—"ભૂદેવી, અકારણ એ વિષેના વિચારને મસ્તિષ્કમાં લાવવાથી શો લાભ થવાનો હતો વારુ? જ્યાં આપનાર આપતો જ નથી, તો મારા પ્રયત્નોથી શું વળવાનું હતું? તે પ્રયત્નો સર્વથા નિષ્ફળ જ થવાના; એટલું જ નહિ, પણ કદાચિત્ લાભને બદલે હાનિ કરનારા પણ થઈ પડે. અત્યારે મારાપર શનિની વક્રદૃષ્ટિ ચાલે છે, એટલે કાંઈથી પણ ગમે તેવા ને ગમે તેટલા પ્રયત્ન છતાં આપણને ધનનો લાભ મળી શકે, એવો લેશ માત્ર પણ સંભવ નથી. અત્યારે મારી ગ્રહ-દશા સારી ન હોવાથી લાભને મેળવવાના હું જે જે પ્રયત્નો કરીશ, તે સર્વ અફળ જશે જ; પણ તે ઉપરાંત વળી તે ક્યાંકથી નવા સંકટને જ

તાણી લાવશો, એવો પણ મને ભય થયા કરે છે." આ ઉત્તર સાંભળીને પત્નીના મુખમાંથી એવા શબ્દો નીકળતા કે;–"મહાશય, કૃપા કરીને તમારા એ જ્યોતિર્વિદ્યાના ગ્રંથો અને શનિરવિની વાતો મને ન સંભળાવશો. તમે એટલા બધા આળસુ છો કે ઘરમાંથી પગને બહાર મૂકવાનું તમને ભાન જ થતું નથી, અને એ આળસને લીધે જ તમે કાંઈ મેળવી શકતા નથી." બ્રાહ્મણ પુનઃ કહેતો કે;–"ખરેખર તું એક મહા મૂર્ખ સ્ત્રી છે, અને તેથી જો તું મારા વિશે આવા વિચાર કરતી હોય તો તે સર્વથા સ્વાભાવિક છે. તારી એવી જ ભાવના થયેલી છે કે, જો અત્યારે આપણને થોડું ઘણું સુખ મળી શકતું હોય, તો પછી બીજા કશાની પણ અગત્ય નથી અને તેથી તારી સાથે આવા વિષય વિશે વાદવિવાદ કરવો નિરર્થક છે. તું મારી પત્ની હોવાથી તારું પાલનપોષણ કરવું, એ મારો એક પતિ તરીકે પરમ ધર્મ છે અને તે પ્રમાણે મારા હાથે ન થઈ શકવાથી તારા હૃદયમાં શોક અને વેદના થાય, તો તે સ્વાભાવિક છે–અર્થાત્ હું તને તારા આવા વર્તન અને ઉદ્‌ગારમાટે દોષ આપતો નથી. આ બધું સમજવા છતાં લાચાર છું કે, ભયંકર ગ્રહદશા ચાલતી હોવાથી મારાથી કાંઈ પણ કરી શકાય તેમ નથી." પત્ની પાછો પ્રતિવાદ કરતી કે;–"તમારાથી કાંઈ પણ કરી શકાય તેમ નથી? આપણા દેશમાં જોઇએ તેટલા રાજા મહારાજાઓ છે અને તે બધા ઉદારતામાં એક એક કરતાં ચઢિયાતા છે. તેમાંના કોઈ પણ એકની પાસે જઇને કાંઈ પણ મેળવવાનો પ્રયત્ન તમે કરી શકો એમ નથી કે શું?" બ્રાહ્મણનો હમેશાનો એ જ જવાબ હતો કે;–"તેમની પાસે જવાથી અને યાચના કરવાથી કશો પણ લાભ થાય તેમ નથી. ધારો કે, તેઓ મારો બહુ જ સારો સત્કાર કરે અને મારા તરફ પોતાની બહુ જ મોટી લાગણી બતાવે, તોપણ તેથી અત્યારે મારા દારિદ્ર્યદુઃખમાં તો રતિ માત્ર પણ ઘટાડો થવાનો નથી તે નથી જ. જ્યોતિર્ગણિતથી મેં સારી રીતે જાણી લીધું છે કે, હજી મારો ૭ માસનો કાળ આવા જ દારિદ્ર્ય તથા દુઃખમાં જ જવાનો છે." આ જવાબ સાંભળીને પત્નીનો પિત્તો ઉકળી ગયો અને તે વાઘણની પેઠે છંછેડાઇને બોલી કે;–"ચૂલામાં ગયું તમારું ગણિત અને આગ લાગી તમારી બુદ્ધિને! એ જ્યોતિર્વિદ્યામાં વિશ્વાસ રાખીને હજી ૭ મહિના સુધી હાથ પગને બાંધી લૂલા પાંગળાની પેઠે ઘરને ખૂણે પડ્યા રહેશો કે? ૭ મહિના પછી તમે બહાર નીકળશો અને તે વેળાએ તો હું ધારું છું કે, જોતજોતામાં દોલતનું એક
૫ મોટું વહાણ ભરીને જ ઘેર લઈ આવશો, ખરું કે નહિ?" પત્નીના આ શબ્દો પતિથી સહન કરી શકાય, તે કરતાં બહુ જ વધારે પડતા

હતા. તે તત્કાળ ઊઠીને ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો કે;–"વારુ ત્યારે હું અત્યારે અને આ ક્ષણે જ જાઉં છું અને આનું શું પરિણામ આવે છે, તે તને બતાવી આપું છું."

પોતાનાં જૂનાં અને ફાટેલાં જે બે ચાર વસ્ત્રો હતાં, તે બ્રાહ્મણે ધોઇને સાથે લઈ લીધાં અને ત્યાંથી રાજધાનીમાં આવેલા રાજાના મહાલય તરફ જવાને તે રવાના થઈ ગયો. બ્રાહ્મણ પોતે વૃદ્ધ હતો અને પંથ બહુ લાંબો કાપવાનો હતો, એટલે રાજાના મહાલયમાં પહોંચતાં માર્ગમાં તેને ચાર દિવસ વીતી ગયા. બ્રાહ્મણ જે વેળાએ ત્યાં જઈ પહોંચ્યો, તે વેળાએ રાજા સ્નાનમાટે જવાને નીકળ્યો હતો એટલે બ્રાહ્મણે ત્યાંજ તેનાપર આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવી. રાજાએ વિપ્રનો ઘણો જ સારો સત્કાર કર્યો, તેને માનસહિત આસને બેસાડ્યો અને પૂછ્યું કે;– "ઠાકુર, આપનું પધારવું શા કારણથી થયું છે વારુ?" એના ઉત્તરમાં બ્રાહ્મણે એક શ્લોક તેને સંભળાવ્યો કે, જેનો આશય નીચે પ્રમાણે હતો;–

"હે મહાપ્રતાપી રાજન્, હું તારી આગળ એક ફરિયાદ લઇને આવ્યો છું. તારી ઉદારતામય સત્તાથી ત્રાસ પામીને દારિદ્ર્ય અને દુઃખ તારા રાજ્યમાંથી પલાયન કરી ગયાં છે; કારણ કે જેમ કોઈ અપરાધીની પાછળ પોલીસનો સિપાહી પડે તેવી રીતે તારી ઉદારતા અને દાનશીલતા તેમની પાછળ પડેલી છે. હવે બનાવ એવો બન્યો છે કે, એ દારિદ્ર્ય અને દુઃખને આશ્રય મારેનું અન્યત્ર ક્યાંય સ્થાન ન મળવાથી તેમણે મારા ઘરમાં આવીને છાવણી નાખી છે, એ તારાં અપરાધીઓ આવીને મારા ઘરમાં છુપાયાં છે અને આજે હું તેમનો પત્તો આપવામાટે તારી પાસે આવ્યો છું કે, જેથી તું પોતાની હદમાંથી અને મારા ઘરમાંથી તેમને સદાને માટે દેશનિકાલ કરી શકે!"

બ્રાહ્મણનાં આ વચનોથી રાજા બહુ જ આશ્ચર્યચકિત અને પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે;–"ઠાકુર, મારે ત્યાં હમેશ અનેક બ્રાહ્મણો આવ્યા કરે છે, પણ તેમનામાંના કોઇએ કદાપિ આવા ઉત્તમ કાવ્યનો ઉચ્ચાર કર્યો હોય, એવું મને સ્મરણ નથી. તમારી વિદ્વત્તા અને સમયસૂચકતાને જોઈ હું બહુ જ પ્રસન્ન થયો છું અને તમારા આ અલૌકિક પાંડિત્યમાટે હું તમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. હવે તમારા જેવા એક મહાપંડિતને કેવા પ્રકારના પારિતોષિક અથવા ઉપહારથી સંતોષવા, એનો જ મારા મનમાં મોટો વિચાર થઈ પડ્યો છે!"

એ તો ઉપર જણાવેલું જ છે કે, એ વેળાએ રાજા સ્નાનમાટે જવાની તૈયારીમાં હતો, એટલે તેના હાથમાં એ સમયે પૂજાનાં પાત્રો હતાં તેમને જોઇને તેના મનમાં તત્કાળ એક કલ્પના સ્ફુરી આવી.

તેણે બે પાત્રો બ્રાહ્મણ સમક્ષ ધર્યાં અને કહ્યું કે;-"ઠાકુર, લ્યો, આ પાત્રો તમે લઈ જાઓ. આ મારા પોતાના હાથે વપરાતાં પાત્રો છે અને તે કોઈ ભાગ્યશાળીને જ મળી શકે છે. તમારા જેવા અલૌકિક બુદ્ધિમાન્ અને અદ્વિતીય પંડિતને આપવામાટે આના કરતાં કોઈ બીજી વસ્તુ વધારે યોગ્ય હોય, એવી મારી ધારણા નથી."

રાજાની આ અલૌકિક દાનશીલતા (?)ને જોઇને બ્રાહ્મણ તો બિચારો આભા જેવો જ થઈ ગયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે;-"રામ બોલો ભાઈ રામ! બાયડીને મેં નહોતું કહ્યું કે, અત્યારે જો હું કાંઈ પણ પ્રયત્ન કરીશ તો તે મારા સુખનું નહિ, પણ દુઃખવૃદ્ધિનું જ કારણ થઈ પડશે? પણ રાંડે મારું કહેલું જરા પણ ન માન્યું અને અમથો મને દુઃખી કરી નાખ્યો! હવે આવી નિરાશામાં મારા જેવા એક વૃદ્ધ મનુષ્યથી ચાર દિવસનો લાંબો પંથ કાપીને ઘેર કેવી રીતે પહોંચી શકાશે વારુ? વળી માર્ગમાં મને ખાવાનું પણ કોણ આપશે?" મનમાં આવા પ્રકારના વિચારો ચાલવા છતાં મનઃસંયમ કરીને તેણે રાજાને આશીર્વાદ આપ્યો અને ત્યાંથી મૂક મુખે ગૃહ પ્રતિ જવાને પ્રયાણ કર્યું.

બહુ જ દુઃખ અને કષ્ટ વેઠીને જેમ તેમ બ્રાહ્મણ પોતાના ગામમાં તો આવી પહોંચ્યો કે જ્યાં તેની પત્ની મારા પતિ તો કોણ જાણે કેટલોય મોટો ગાંસડો લઈ આવશે, એવી આશામાં તેના આવવાની કાગને ડોળે વાટ જોતી બેઠી હતી. એટલે તેણે પતિને તેના આવતાંની સાથે જ આતુરતાથી પૂછ્યું કે;-"કેમ સિંહ કે શિયાળ? પોતાના પ્રયત્નમાં કેવાક ફાવ્યા, શું લઇને આવ્યા?" પતિએ ઉત્તરમાં જણાવ્યું કે;-"હું શું લાવ્યો? જોઇએ તેના કરતાં હું વધારે લાવ્યો છું, એટલે હવે તને અન્ન વસ્ત્રની જરા પણ ખોટ પડે તેમ નથી." સ્ત્રીએ આશ્ચર્ય દર્શાવીને કહ્યું કે;-"એવું ને એટલું બધું તે શું મેળવી આવ્યા છો, તે જણાવો તો ખરા!" બ્રાહ્મણે કહ્યું કે;-"હું રાજા પાસેથી એવી વસ્તુ મેળવી આવ્યો છું, કે જે વસ્તુ રાજા કદાપિ બીજા કોઇને આપે જ નહિ. રાજા મને જે કોઈ પણ સારામાં સારી વસ્તુ આપી શકે, તે મેં મેળવી છે; અને તે વસ્તુઓ આ છે!" એમ કહીને તેણે પેલાં પાત્રો સ્ત્રી આગળ રજૂ કરી દીધાં. આ પ્રકારને જોઇ બ્રાહ્મણી પણ ભાગ્યને માનવા લાગી અને મહદશાનું પરિણામ અવશ્ય થાય છે, એવી ભાવનાને હૃદયમાં સ્થાન આપીને તે વેળાએ વધારે કાંઈ પણ બોલ્યા વગર શાંત થઇને બેસી રહી.

પાછો લગભગ મહિના સવા મહિનાનો વખત વીતી ગયો અને પુનઃ બ્રાહ્મણીનો અશાંત સ્વભાવ શાંતિની નિદ્રામાંથી જાગૃત થતાં તે

દરવાન મહાલયમાં ગયો અને તેણે જઈને રાજાને જણાવ્યું કે:–"ગૌબ્રાહ્મણપ્રતિપાલ મહારાજાધિરાજ, બહાર એક બ્રાહ્મણ આવેલો છે અને તે આપને મળવાની ઇચ્છા ધરાવે છે."

"તેને એકદમ અંદર લઈ આવ." રાજાએ આજ્ઞા આપી, "અને તેનું જરા પણ અપમાન ન થાય, એની બરાબર સંભાળ રાખજે."

રાજાની આજ્ઞા પ્રમાણે દરવાન સિંહદ્વારપર જઈ બ્રાહ્મણને બોલાવતો બોલ્યો કે;–"પધારો; ઠાકુર, પધારો." બ્રાહ્મણ પોતાના લબાચાને લપેટી ઉભો થયો અને જેવો તે દરવાજામાં પેસવા જતો હતો કે, પાછો તેને સિપાહીએ અટકાવ્યો અને કહ્યું કે;–"ઓ બામણિયા, તું તો જાય છે, પણ સાથે આ લબાચા ક્યાં લેતો જાય છે?" બ્રાહ્મણે ગભરાઈને છત્રી અને બાંધું દરવાજા આગળ જ છોડી દીધાં અને પછી દરવાનની પાછળ પાછળ ચાલીને રાજાની હુજૂરમાં પહોંચી ગયો.

રાજાએ જેવો બ્રાહ્મણને સભાસદનના દ્વારમાં પ્રવેશ કરતો જોયો કે, તરત તે પોતાના સિંહાસનપરથી ઉઠીને ઉભો થયો અને જ્યારે તે નિકટમાં આવ્યો ત્યારે તેને પૃથ્વીપર પડીને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરીને માન આપ્યું. ત્યારપછી તેને યોગ્ય આસનપર આદરપૂર્વક બેસાડી રાજાએ વિનીત ભાવથી પૂછ્યું કે;–"ઠાકુર, તમે કાંઈ પણ વ્યવસાય કરો છો ખરા કે?

"જી હા, રાજન્!" બ્રાહ્મણે કહ્યું, "હું બ્રાહ્મણ હોવા છતાં આજ કાલ કુંભારનો ધંધો આદરી બેઠો છું."

"શું કહ્યું? તમે બ્રાહ્મણ હોવા છતાં કુંભારનો ધંધો લઈ બેઠા છો? આ તો આશ્ચર્ય જ કહેવાય!" રાજાએ અજાયબી બતાવી.

"મહારાજ, જરા શાંતિથી સાંભળો." એમ કહીને બ્રાહ્મણે એક શ્લોક કહી સંભળાવ્યો કે જેનો આશય આ પ્રમાણે હતો, "મારો આત્મા મૃત્તિકારૂપ છે ને તે મૃત્તિકા મારાં ક્ષુધાપીડિત પુત્ર કલત્ર આદિનાં અશ્રુજળથી ભીંજાયા કરે છે. તે ભીની માટીમાંથી હું આશા નામનાં અનેક મૃત્તિકાપાત્ર બનાવ્યા કરું છું અને મારું બળવાન્ ભાગ્ય તે પાત્રોને હમેશાં તોડી નાંખે છે. આ કારણથી જ હું કહું છું કે, જો કે હું બ્રાહ્મણ છું, છતાં આજ કાલ મારે કુંભારના વ્યવસાયનો સ્વીકાર કરવો પડ્યો છે. હવે એનો જે આશય સમજવાનો હોય, તે સમજી લેવો."

આ સુંદર શ્લોક સાંભળીને રાજા અત્યંત આશ્ચર્યમુગ્ધ બની ગયો; કારણ કે, આવું મનોહર રૂપક તેણે પોતાના જીવન કાળમાં કદાપિ સાંભળ્યું નહોતું. તે મુક્ત કંઠે તેની પ્રશંસા કરતો કહેવા લાગ્યો કે;–"ઠાકુર, તમારા પાંડિત્યને કોટિશઃ ધન્યવાદ ઘટે છે. મારી સભામાં નિરંતર

અનેક કવિ, વિદ્વાનો અને પંડિતો આવ્યા કરે છે, પણ આવું સુંદર રૂપક-મય કાવ્ય અદ્યાપિ કોઇના પણ મુખથી મારા સાંભળવામાં આવ્યું નથી. વિદ્યામાં તમારી બરાબરી કરી શકે, એવો કોઈ પણ પંડિત હજી સુધી મારી સભામાં આવ્યો નથી. હું તમારા ઉપર કેવો અને કેટલો બધો પ્રસન્ન થયો છું, તે હું મારા મુખથી વર્ણવી શકતો નથી; તે પ્રસન્નતાને વર્ણવવાની મારી વાણીમાં સમર્થતા નથી. હવે મને એ જ વિચાર થઈ પડ્યો છે કે, મારે તમને ઉપહાર તરીકે શું આપવું! બીજા સાધારણ પંડિતોને જે ઉપહાર આપવામાં આવે છે, તે જ ઉપહાર જો તમને પણ આપવામાં આવે, તો તો તે તમારું અપમાન કર્યા સમાન જ કહેવાય. ખરેખર અત્યારે મારી પાસે હું એવી એક પણ વસ્તુ જોતો નથી કે, જે તમારા જેવા મહાન્ પંડિતને આપવા યોગ્ય હોય!" આવા ઉદ્ગારો કાઢી થોડીવાર સુધી તે વિચારમાં લીન થઈને બોલતો અટકી ગયો. ત્યાર પછી અચાનક પોતાના સિંહાસનપરથી ઊઠીને તેણે બ્રાહ્મણને અત્યંત પ્રેમથી આલિંગન આપ્યું અને કહ્યું કે;–"ઠાકુર, તમારા જેવા અલૌકિક સાક્ષરને આપવા યોગ્ય બીજું મારી પાસે કશું પણ ન હોવાથી હું તમને મારું પોતાનું હૃદય આપું છું, તેનો પ્રેમથી સ્વીકાર કરશો."

ખરેખર રાજાના એ હૃદયોપહારે બિચારા બ્રાહ્મણના શ્વાસને હરી લીધો. જો કે અત્યંત નિરાશાના આઘાતથી તે મૃત સમાન થઈ ગયો હતો, છતાં ધૈર્ય ધારીને તેણે રાજાને આશીર્વાદ આપ્યો અને તે ક્ષણે જ ત્યાંથી ચાલતો થઈ ગયો. જ્યારે તે સિંહદ્વારપર આવી લાગ્યો ત્યારે ત્યાં તેની છત્રી અને બાંબૂ વગેરે વસ્તુ પણ ક્યાંય દેખાઈ નહિ. સિપાહી-ઓને તેણે તે વસ્તુઓ વિશે પૂછ્યું, પણ તેમણે તો સીધો જવાબ આપવાને બદલે શ્વાનચેષ્ટા જ કરવા માંડી, અને કહ્યું કે;–"તારા બાપના નોકર છીએ કે તારી વસ્તુઓને સંભાળતા બેસી રહીએ? ને વળી બાપની વસ્તુઓ પણ બહુ કીમતી ખરી ને!" બિચારો બધી તરફથી નાસીપાસ થએલો બ્રાહ્મણ પોતાનાં આંસૂને હવે અટકાવી ન શક્યો–તે બોર બોર જેવડાં આંસૂ વર્ષાવી એક બાળકની પેઠે રોવા લાગ્યો. હવે પાછા જીવતા જાગતા ઘરભેળા કેમ થવું, એનો જ તેને મોટો વિચાર થઈ પડ્યો. આવા વખતમાં મદદ કરનાર જે છત્રી અને બાંબૂ એ બે વસ્તુઓ જ કેવળ હતી, તે પણ ચાલી ગઈ હતી. પોતાના અત્યંત કષ્ટદાયક દુર્ભાગ્યનો વિચાર કરી તેણે અતે ભગ્ન હૃદયથી પોતાના ગૃહના માર્ગનો સ્વીકાર કર્યો અને માર્ગમાં ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરતો કરતો છેવટે એક વારનો તે પોતાના ગૃહની નિકટમાં આવી પહોંચવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો.

આ વેળાએ તો બ્રાહ્મણીના મનમાં એવી લેશ માત્ર પણ શંકા કે ભીતિ નહોતી કે, 'મારો ધણી આગળની પેઠે જ સાવ ખાલી હાથે આવશે;' અર્થાત્ તે અવશ્ય કાંઈ પણ લઈને જ આવવાનો, એવો તેનો લગભગ નિશ્ચય જ હતો. એટલે સ્ત્રીએ જેવો પોતાના પતિને આવતો જોયો કે, તરત તે તેને સ્હામી લેવાને દોડી અને બહુ જ આતુરતાથી પૂછવા લાગી કે:—"વારુ ઠાકુર, ત્યારે તમે શું લાવ્યા?"

"આ વેળાએ તો હું જે લાવ્યો છું, તેનું વર્ણન કરી શકાય તેમ નથી." ઉત્તર મળ્યું, "ઘરની અંદર ચાલ, એટલે હું જે કાંઈ લાવ્યો છું તે તને ખોલીને બતાવું."

ઘરમાં આવીને ધણીએ પોતાની બાયડીને છાતી સરસી ચાંપીને એવું તો દૃઢ આલિંગન આપ્યું કે તે સહન ન થવાથી સ્ત્રીના મુખમાંથી ચીસ નીકળી ગઈ. તે આર્ત્ત સ્વરથી કહેવા લાગી કે:—"બળ્યું, આ શો ધંધો આદરી બેઠા છો? મને કૃપા કરીને છોડો; મારાપર દયા કરો."

"મને જે કાંઈ મળ્યું છે તે હું તને આપું છું ને તું ઉપકાર માનવાને બદલે બૂમ મારે છે?" ધણીએ કહ્યું.

"આ તમે શું બકો છો? આજે ભાંગ પીને તો ઘેર નથી આવ્યા ને?" બ્રાહ્મણીએ કાંઇક ક્રોધ બતાવીને કહ્યું.

"હું બકતો નથી, પણ ખરું જ કહું છું. રાજાએ મને હૃદય સાથે લગાડીને આલિંગન આપ્યું અને તે મેં મારી પાસે ન રાખતાં જેમનું તેમ તારે હવાલે કરી દીધું. રાજાનું આલિંગન મળ્યું, એટલે હવે દરિદ્રતા શાની?" એમ કહીને બ્રાહ્મણે જણાવ્યું કે—"હૃદયેશ્વરી, મેં તને નહોતું જણાવ્યું કે, હજી મારું ભાગ્ય મને અનુકૂળ નથી અને મને કશો લાભ થવાનો નથી? રાજાએ મારા પાંડિત્યનો બહુ જ સારો સત્કાર કર્યો અને બીજા કોઈ પણ પંડિતને અત્યાર સુધીમાં ન અપાયલું, તે તેના કહેવા પ્રમાણે તેણે આલિંગનસહિત પોતાનું હૃદય મને આપ્યું છે; મારા કહેવાનો ભાવાર્થ એ છે કે, પોતાના એક પ્રાણસખા પ્રમાણે તેણે મને રાજા પ્રજાનો ભેદ ન રાખતાં આલિંગન આપ્યું. એ વિના બીજી એક પાઈ પણ તેની પાસેથી મને મળી શકી નથી."

બ્રાહ્મણીની નિરાશાનો અવધિ થવાથી તે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના સર્વાર્થસાધન મૌનને ધારણ કરીને બેસી રહી. અંતે ૭ માસના અવધિનો અંત આવી લાગ્યો અને તેથી બ્રાહ્મણીના હૃદયમાં આનંદનો પુનઃ આવિર્ભાવ થવા લાગ્યો. તેણે પોતાના પતિને પાછી પ્રાર્થના કરી કે:—"ઠાકુર, ભયંકર મહદશાના ૭ માસનો કાળ વીતી ગયો છે, એટલે હવે તમે શનિના વક્ર લોચનના અધિકારમાં નથી. અર્થાત્ હવે રાજા પાસે લાભની આશાથી બીજી વાર જવાનો યોગ્ય અવસર આવી લાગ્યો છે."

"અત્યારે તારા મુખમાંથી અક્ષરે અક્ષર સત્ય વચનો નીકળી રહ્યાં છે; હવે અત્યારે જો હું રાજા પાસે જઈશ, તો અવશ્ય યોગ્ય લાભ મેળવીને જ આવીશ, એવો મારો દૃઢ નિશ્ચય છે." બ્રાહ્મણે સંતોષકારક ઉત્તર આપ્યું.

આવું ઉત્તર પતિના મુખમાંથી આગળ કોઈ વાર સાંભળેલું ન હોવાથી પત્નીના આનંદનો એક પ્રકારે અવાધ થયો. તે કહેવા લાગી કે:–"ઠાકુર, હવે તમારા ગ્રહ અનુકૂળ થયેલા હોવાથી તમે અવળો પાસો નાખશો તો તે પણ હું ધારું છું કે સવળો જ પડવાનો. કારણ કે, તમે વારંવાર એમ કહેતા આવ્યા છો કે, જ્યારે મનુષ્યની ગ્રહદશા અનુકૂળ થાય છે, તે વેળાએ જો તે સાવ ઊંધું જ વેતરે, તો પણ તેનું સારું જ પરિણામ આવે છે. એટલામાટે મારું તમને એમ કહેવું છે કે, આ વેળાએ તમે રાજા પાસે જાઓ, ત્યારે તેને તેની પ્રશંસા કરીને કિંવા તેના ગુણાનુવાદ ગાઈને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરશો નહિ; કિન્તુ તેની નિર્ભર્ત્સના જ કરજો અને આડા જ ફાટજો; કારણ કે, એથી અનુકૂળ ગ્રહો કેવુંક પરિણામ લાવે છે, તે આપણાથી જોઈ શકાશે અને ગ્રહોમાં કેટલી સીમાપર્યન્ત વિશ્વાસ રાખવો, એનો પણ સાથે સાથે નિશ્ચય કરી શકાશે."

"ખરેખર હવે તો એમ જ કરવું જોઈએ. એકવાર મને રાજા પાસે પહોંચી જવા દે; એટલે પછી હું તેનાં વખાણ તો નહિ જ કરું, એટલું જ નહિ, પણ તેને મારી લાકડીવડે એકવાર તો ફટકારી જ કાઢીશ." બ્રાહ્મણે પણ તેવો જ અભિપ્રાય દર્શાવ્યો.

તેણે આમ કહીને આગળના પ્રવાસે નીકળવાના પ્રસંગોની પેઠે અત્યારે પણ કપડાં વગેરેની તૈયારી કરી. ત્યારપછી જ્યોતિઃશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર રાજાને મળવામાટેના શુભ દિવસ અને શુભ મુહૂર્તને નિશ્ચિત કરી પ્રવાસના આરંભમાટે તેણે પોતાના ગૃહનો ત્યાગ કર્યો. જ્યારે તે રાજાના મહાલયના સિંહદ્વાર પાસે જઈ પહોંચ્યો, તે વેળાએ આગળ જે વૃદ્ધ દરવાને તેનો રાજા સાથે મેળાપ કરાવ્યો હતો તે દરવાન દરવાજામાં જ બેઠો હતો. આગળના પ્રસંગે રાજાએ તે બ્રાહ્મણને કેટલા બધા આદર અને પ્રેમથી આલિંગન આપ્યું હતું, એ તેણે પોતાની નજરોથી જોએલું હોવાથી અત્યારે રાજાની આજ્ઞા લીધા વિના જ તે એ બ્રાહ્મણને રાજા પાસે લઈ ગયો. બ્રાહ્મણને જોતાં જ આગળની પેઠે રાજા આસનપરથી ઉઠીને તેને ભેટવામાટે સ્હામો ગયો, પણ બ્રાહ્મણે મુખથી કોઈ પણ ન બોલતાં એકદમ રાજાના શરીરપર ધસારો કરીને તેની છાતીમાં પોતાની લાકડીનો એવો તો એક જબરો ફટકો લગાવ્યો કે, તેથી રાજા પાંચ

સાત કદમ પાછો હઠી ગયો અને તમ્મર ખાઇને પૃથ્વીપર પછડાઈ પડ્યો. બ્રાહ્મણના આવા સર્વથા અનુચિત અને અયોગ્ય વર્તનને જોઇને સર્વ સભાસદો બહુ જ ઉશ્કેરાઈ ગયા, રાજાના અંગરક્ષકોએ પોતાની તલ્વારોને મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી અને એવી રીતે જો એક ક્ષણનો જ સમય વીત્યો હોત, તો તે બધી તલ્વારો બ્રાહ્મણના માથાપર તૂટી પડી હોત! પરંતુ હવે બ્રાહ્મણને માટે તેના ગ્રહો પૂર્ણ અનુકૂલ થયેલા હોવાથી તેમણે તેને આવી અવસ્થામાં આવી પડેલો જોઇને એ સંકટમાંથી તેને ઉદ્ધારવામાટે બ્રાહ્મણે જે વેળાએ રાજાને ફટકો લગાવ્યો તે વેળાએ રાજા જે સ્થળે ઊભો હતો તે સ્થળની ઉપરની છતને એક મોટા કડાકા સાથે નીચે તોડી પાડી. આવી રીતે પ્રાણહારક અકસ્માતના પંજામાંથી બચી જતાં રાજાના હૃદયમાં અતિશય આનંદ થયો, તેણે અંગરક્ષકોને તલ્વારોને મ્યાન કરવાનો હુકમ ફર્માવ્યો અને બ્રાહ્મણને કૃતજ્ઞતા દર્શાવતો તે કહેવા લાગ્યો કે;-"ઠાકુર, જ્યાં સુધી મારા આ શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી તમારા આ ઉપકારને હું કદાપિ ભૂલવાનો નથી; અત્યારે મારા પ્રાણ તમે જ બચાવ્યા છે." એ પછી તે ત્યાં ઊભેલા બીજા લોકોને ઉદ્દેશી કહેવા લાગ્યો;-"જો આ ભૂદેવે આવતાંની સાથે જ ધસારો કરીને મને આટલો છેટો ન કરી દીધો હોત, તો એ છતનો ભાગ તે ક્ષણે મારા માથાપર જ તૂટી પડત, એ શું તમે નથી જોઈ શકતા કે? જો આમ કરવાને બદલે એમણે મને ચેતવણી આપી હોત, તો તેથી કાંઈ પણ લાભ થવાનો સંભવ નહોતો. કારણ કે, એક તો મારો એમના વચનમાં વિશ્વાસ બંધાત નહિ, અને ધારો કે વિશ્વાસ બંધાત, તોપણ તત્કાળ એ સંકટથી બચી જવાનો અને દૂર ખસવાનો અવકાશ મને મળી શકત કે કેમ, એની શંકા જ છે. એટલામાટે જે કાંઈ પણ આ ભૂદેવે કર્યું છે, તે બહુ જ સારું કર્યું છે, એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય નથી જ."

રાજાનું આ ભાષણ સાંભળીને સભાસદો પોતે દર્શાવેલા ક્રોધમાટે અને અંગરક્ષકો ઊતાવળથી તલ્વારો ખેંચવામાટે પશ્ચાત્તાપ કરી શર્માઈ ગયા અને અત્યંત નમ્રતાથી બ્રાહ્મણની ક્ષમા માગવા લાગ્યા. બ્રાહ્મણે ક્ષમાના દાનમાં કર્ણ કરતાં પણ વધારે ઉદારતાનો પરિચય કરાવ્યો અને રાજાના શિરપર પણ યોગ્ય આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવી. રાજાએ અદ્યાપિ જે બ્રાહ્મણને પોતે એકવાર આલિંગન આપ્યું હતું તે બ્રાહ્મણ એ જ છે, એવા રીતે તેને ઓળખ્યો નહોતો. જ્યારે તેણે એમ જાણ્યું કે, જેની વિદ્યા અને કાવ્યપ્રતિભાએ એકવાર પોતાના હૃદયમાં પૂર્ણ પ્રભાવ ઉપજાવ્યો હતો તે પંડિત એ જ હતો, ત્યારે તો તેનો હર્ષ સીમાને ઉલ્લંઘી ગયો. તે કહેવા લાગ્યો કે;-"તમારા જેવા અલૌકિક પ્રતિભાસંપન્ન

પંડિત આજ સુધીમાં બીજો કોઈ પણ મારા જોવામાં આવ્યો નથી અને તે ઉપરાંત આજે હું તમારો જીવનપર્યન્ત ઋણી થયો છું; એટલે હવે તમારે એમ જ ધારવું કે, આ રાજ્ય જેટલું મારું છે તેટલું જ તમારું પણ છે. હવે તમે કૃપા કરીને મારા રાજપંડિત તરીકે મારી સભામાં જ રહો, એટલી આ દાસપર અવશ્ય કૃપા કરો.” બ્રાહ્મણે અત્યંત ઇચ્છા અને આનંદપૂર્વક રાજાની એ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. રાજાએ એ પછી તેની પ્રતિષ્ઠા જળવાય, તેવા પ્રકારના સર્વ પદાર્થોની તેના માટે વ્યવસ્થા કરી આપી. તેના માટે ખાસ એક ભિન્ન ભવ્ય ભવન ચણાવવામાં આવ્યું અને તેમાં સુખનાં સર્વ સાધનો ભરી દેવામાં આવ્યાં; એ ઉપરાંત રાજાએ તેને ધન પણ એટલું બધું આપ્યું કે, જેનો પાર નહોતો. જે વેળાએ બ્રાહ્મણનો એ સદનમાં પ્રવેશ થવાનો હતો તે વેળાએ રાજા પોતે પોતાના સભાસદો, અન્ય કર્મચારીઓ અને સૈનિકો સહવર્તમાન તેની સેવામાં આવીને તેને માન આપવામાટે ઉપસ્થિત થયો હતો.

ભાગ્યના આવા અચાનક અને અલૌકિક પરિવર્તનને જોઈ બ્રાહ્મણીને તો આ બધું જગત્ નવું નવું જ દેખાવા લાગ્યું. પોતાના પતિને આટલા મોટા માન, અને આડંબર સહિત પાછો ફરેલો જોઇને તેના હૃદયમાં હર્ષનો એટલો બધો અતિરેક થઈ ગયો કે, તેના પરિણામે તે પોતાના દેહભાનને પણ ભૂલી ગઈ; બ્રાહ્મણે પોતાના સાહસકર્મનો કહેલો ઇતિહાસ તેણે મહા આશ્ચર્યચકિત હૃદયથી સાંભળ્યો અને હવે ભાગ્યની સત્તામાં તેનો પૂર્ણ વિશ્વાસ બંધાયો. તે એક સમયનાં દરિદ્રી અને દીન પતિપત્ની ભાગ્યની અનુકૂળતા અને તેના પ્રભાવે થએલી રાજાની કૃપાથી પોતાનું અવશિષ્ટ જીવન સંપૂર્ણ સુખ અને આનંદ વિલાસમાં વીતાડવાને શક્તિમાન્ થયાં. ભાગ્યની વિલક્ષણતા આવા પ્રકારની હોય છે, અને એટલા માટે જ કહેવામાં આવે છે કે;–“ઉદ્યમ કરો હજાર, ભાગ્ય વિણ મળે ન કોડી!”

## દેવભક્ષક બ્રાહ્મણ

એક નગરમાં એક બ્રાહ્મણ અને તેની પત્ની વસતાં હતાં. બ્રાહ્મણ બહુ જ ગરીબ અને નિર્ધન હતો અને તેને એક પ્રકારની એવી પીડા વળગી હતી કે, જ્યારે પણ તે જમવા બેસતો અને અડધું જમતો તે વેળાએ નિત્ય એક કે બીજો એવો અકસ્માત્ આવીને નડતો કે બાકીનું અડધું ભોજન મૂકીને જ તેને ઉઠી જવાની ફરજ પડતી હતી.

એક દિવસે રાજાને ત્યાંથી તેને ભોજનમાટેનું આમંત્રણ આવ્યું અને તેથી તે પોતાની પત્નીને કહેવા લાગ્યો કે;–“એ તો તું જાણે છે

છે, હું હમેશા અડધું ભોજન લઈ શકું છું અને રોજ બારાપરથી અર્ધો ભૂખ્યો ઊઠી જાઉં છું; અર્થાત્ મારા અત્યાર સુધીના જીવનમાં મેં એક દિવસ પણ પેટ ભરીને અન્ન ખાધું નથી. આજે ભાગ્યના યોગે રાજાને ત્યાંથી ભોજનનું નિમંત્રણ આવ્યું છે; પણ મને એ જ વિચાર થયા કરે છે કે, ત્યાં મારાથી જઈ શકાશે કે કેમ? કારણ કે, મારાં વસ્ત્રો એટલાં બધાં મેલાં છે કે જો એવી કંગાલ હાલતમાં હું ત્યાં જઈશ, તો દરવાન જરૂર મને ધક્કો મારીને પાછો જ કાઢશે." પતિનાં આ વચનો સાંભળીને પત્નીએ કહ્યું કે;–"હું લુગડાં ધોઇને ઉજળાં કરી આપીશ એટલે તે પહેરીને તમો ત્યાં જઈ શકશો." પોતાના કહેવા પ્રમાણે તેણે પતિનાં વસ્ત્રો ખારવડે ધોઈ નાખ્યાં અને સૂકવી ઘડી કરીને પતિના હાથમાં આપ્યાં. બ્રાહ્મણે તે વસ્ત્રોને શરીરપર ધારીને રાજાના મહાલય પ્રતિ જવાને પ્રયાણ કર્યું. બ્રાહ્મણ પોતે વૃદ્ધ અને અશક્ત હોવાથી અને રાજાનું રાજમંદિર નગરથી દૂર એક વનવાટિકામાં હોવાથી ત્યાં પહોંચતાં સુધીમાં સંધ્યાનો સમય થઈ ગયો. તે ત્યાં પહોંચ્યો તે વેળાએ બ્રાહ્મણભોજનના સમારંભની સમાપ્તિ થઈ હતી. પરંતુ રાજાએ બ્રાહ્મણને આવેલો જોઈને માનપૂર્વક નમસ્કાર કર્યાં અને પોતાના અનુચરોને બ્રાહ્મણને ઉત્તમ ભોજન આપી તૃપ્ત કરવાની આજ્ઞા કરી દીધી. અનેક અનુચરોએ બ્રાહ્મણને જોઇતી સર્વ સામગ્રી લાવી આપી અને બ્રાહ્મણે સ્નાન ધ્યાન કરીને પોતાની ઇચ્છા અનુસાર ભોજ્ય પદાર્થો તૈયાર કર્યાં અને જમવાની તૈયારી થઈ ચૂકી.

પોતાના થાળમાં નાના પ્રકારના ભોજ્ય પદાર્થોના પ્રદર્શનને જોઇને બ્રાહ્મણને અત્યંત આનંદ થયો અને તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે;–"આજે તો અવશ્ય યથેચ્છ ભોજન કરીને હું મારી ક્ષુધાને સંપૂર્ણતાથી શાંત કરી શકીશ." એ પ્રમાણેની ધારણાથી તે થાળપર બેઠો અને જમવાનો આરંભ કરી દીધો. એવામાં બનાવ એવો બન્યો કે, જ્યાં તે જમવા બેઠો હતો તેની ઉપર છાપરાના આડસરમાં દોરીવતી બાંધેલું માટીનું એક ઢેણુકું લટકતું હતું. બ્રાહ્મણ અડધો જમ્યો થયો કે, તે ક્ષણે જ તે ઢેણુકું ફૂટી ગયું અને તેના કેટલાક કટકા આવીને બ્રાહ્મણના ભોજનવાળા થાળમાં પડ્યા. તેણે તરત થોડુંક પાણી પી લીધું, થાળપરથી ઊઠી ગયો અને હાથ મોઢું ધોઇને તરત રાજા પાસે ચાલતો થયો. રાજાએ તેનો બહુ સારો સત્કાર કર્યો અને પૂછ્યું કે;–"કેમ ભૂદેવ, આપ સંપૂર્ણ સંતુષ્ટ થયા ને?" એના ઉત્તરમાં બ્રાહ્મણે જણાવ્યું કે;–"મહારાજ, આપની આજ્ઞા થવાથી સર્વ પ્રકારની સામગ્રી અને વ્યવસ્થામાં

તો કશી પણ ન્યૂનતા નહોતી; છતાં મને મારી ઇચ્છા પ્રમાણેનો સંતોષ ન મળી શક્યો, એ મારા પોતાના ભાગ્યનો જ દોષ છે."

"આપને આપની ઇચ્છા પ્રમાણેનો સંતોષ ન મળી શક્યો? એવો શો બનાવ બન્યો?" રાજાએ ખેદ દર્શાવીને આતુરતાથી પૂછ્યું.

"મહારાજ, જે ઓરડામાં હું ભોજન લેવા બેઠો હતો, ત્યાં ઉપર આડસરમાં એક દોણકું ટાંગેલું હતું, તે અચાનક તૂટી પડ્યું અને તેણે મારા ભોજનને અભડાવી નાખ્યું." બ્રાહ્મણે અસંતોષનું કારણ વ્યક્ત કરી બતાવ્યું.

આ સાંભળીને રાજા અત્યંત ક્રોધાયમાન થયો અને પોતાના અનુચરોને તેણે ઘણો જ સખત ઠપકો આપ્યો. ત્યાર પછી તેણે બ્રાહ્મણને કહ્યું કે;—"મહાશય, આજની રાત તમે અહીં જ ગાળી નાખો; એટલે આવતી કાલે હું પોતે મારા પોતાના હાથે જ બધી વ્યવસ્થા કરીશ અને તમને સંતોષ થાય, તેવી રીતે જમાડીશ."

બ્રાહ્મણે રાજાના વચનને માન્ય રાખીને તે રાત રાજાના મહાલયમાં રહીને વીતાડી. બીજે દિવસે ભોજનની બધી તૈયારી પોતાના હાથે કરી કરાવીને રાજાએ બ્રાહ્મણને જમવામાટે પ્રાર્થના કરી. એ દિવસે જે સ્થળે તે જમવામાટે બેઠો હતો, ત્યાં એવું કાંઈ પણ હતું નહિ કે જેના યોગે ભોજનની ભ્રષ્ટતાનો સંભવ ધારી શકાય. એટલા માટે આજનો બ્રાહ્મણનો ભોજનસમયનો આનંદ વળી કાંઈ અલૌકિક જ હતો. પરંતુ જ્યારે તે અડધો જમ્યો થયો, એટલે વિધાતાએ તેના એ આનંદને એટલેથી જ અટકાવી દેવાનો નિર્ધાર કર્યો, છતાં વિઘ્નના કોઈ પણ કારણને તે વિધાતા જોઈ શક્યો નહિ, એટલે છેવટે તેણે પોતે એક સોનેરી રંગના દેડકાનું સ્વરૂપ ધારણ કર્યું અને કૂદકા મારી જે કેળના પાંદડામાં ભોજ્ય પદાર્થો રાખીને બ્રાહ્મણ જમવા બેઠો હતો, તેની પાસે આવી એક કૂદકા સાથે તેના મધ્ય ભાગમાં જઈ પડ્યું. પણ બ્રાહ્મણ જમવામાં એટલો બધો લીન થઈ ગયો હતો કે, એનું તેને જરા પણ ભાન રહ્યું નહિ અને તેથી બીજા પદાર્થો સાથે સોનેરી દેડકાને પણ તે સ્વાહા કરી ગયો!

બ્રાહ્મણના ભોજનકાર્યની સમાપ્તિ થતાં રાજાએ તેને પૂછ્યું કે;—"કેમ ઠાકુર, આજનો રંગ કેવો છે? આજે તો સંતોષ થયો ને?" એના ઉત્તરમાં બ્રાહ્મણે ઉદ્ગાર કાઢ્યો કે;—"મહારાજ, મારી જ્યારથી આ સંસારમાં માતાના ઉદરબંધનમાંથી મુક્ત થઈને પહેલવહેલી પધરામણી થઈ હતી ત્યારથી આજ સુધીમાં આજના જેટલા સંતોષથી મેં કદાપિ ભોજનનો આસ્વાદ લીધો નહોતો. તું ચિરંજીવ રહે અને બ્રાહ્મણોને

આવી રીતે નિરંતર સંતોષ આપતા રહે!" આ પ્રમાણેના આશીર્વાદ આપી તેણે રાજાની આજ્ઞા લઈને ત્યાંથી જવાની તૈયારી કરવા માંડી. રાજાએ તેને ધનદક્ષિણા પણ આપી અને તેનો તે બ્રાહ્મણે હર્ષથી સ્વીકાર કર્યો. એ પછી તે પોતાના ગૃહપ્રતિ જવાને ત્યાંથી પ્રયાણ કરી ગયો. તે નગર અને રાજાના મહાલય વચ્ચેના વનાન્તભાગમાં થઈને ચાલ્યો જતો હતો, એટલામાં સંધ્યાકાળ થયો. અચાનક તેનાં શ્રવણોમાં એક વિલક્ષણ ધ્વનિ આવીને અથડાયો, કે જેનો આશય આ પ્રમાણેનો હતો;–"હે બ્રાહ્મણ, મને જવા દે! હે બ્રાહ્મણ! મને મુક્ત કર!" બ્રાહ્મણે આસપાસ ચારે તરફ નજર કરી, પણ કોઈ પણ તેના જોવામાં આવ્યું નહિ. પાછો તે ધ્વનિ સંભળાયો કે;–"હે વિપ્ર, મને બંધનથી મુક્ત કર, મને છોડી દે!" એટલે બ્રાહ્મણે સ્હામો પ્રશ્ન કર્યો કે;–"તું કોણ છે?" એનું ઉત્તર મળ્યું કે;–"હું વિધાતા પુરુષ છું, હું વિધાતા પુરુષ છું!" બ્રાહ્મણે પૂછ્યું કે;–"તું ક્યાં છે?" વિધાતાએ ઉત્તર આપ્યું કે;– "તું મને સ્વાહા કરી ગયો છે!" બ્રાહ્મણે કહ્યું કે;–"એમ બની શકે જ નહિ; એ સર્વથા અશક્ય ઘટના છે!" વિધાતાએ કહ્યું કે;–"એમ બન્યું છે. હું એક દેડકાનું રૂપ ધારીને તારા ભોજનમાં આવી પડ્યો અને તું બીજા પદાર્થો સાથે મને પણ સ્વાહા કરી ગયો!" બ્રાહ્મણે જણાવ્યું કે;–"જો એમ જ હોય તો જે થયું છે તે બહુ જ સારું થયું છે; તું અને મારા પંજામાં સપડાય એના જેવો સારો બનાવ બીજો કયો હોઈ શકે વારુ? દુષ્ટ, તે અત્યાર સુધી મને જંપીને ખાવા દીધું નથી અને બહુ જ સતાવ્યો છે, એટલે હવે હું તને જીવ જતાં પણ છોડવાનો નથી. સારું થયું કે તેં વખતસર મને ચેતાવ્યો, એટલે હવે આ ગળામાંથી તું નીકળી ન જાય એટલા માટે હું મારા ગળાને પણ બંધ કરી દઈશ!" વિધાતાએ અતિશય ભયભીત થઈને પુનઃ પ્રાર્થના કરી કે;– "ભૂદેવ, દયા કરીને મને હવે જવા દે–મારા શ્વાસનું રુંધન થાય છે!" એનું કાંઈ પણ ઉત્તર આપવાને બદલે બની શકે તેટલી ઉતાવળથી તેણે ઘર તરફ ચાલવા માંડ્યું અને ઘેર આવીને પોતાની પત્નીને જણાવ્યું કે;–"મારું આસન અને હુક્કો લાવ અને હાથમાં એક મજબૂત લાકડી લઈને તું મારી પાસે ઊભી રહે." પત્નીએ પોતાના પતિની આજ્ઞાનું તત્કાળ પાલન કર્યું અને બ્રાહ્મણ આસને વિરાજીને હુક્કો ગગડાવી ધુમાડાના ગોટ મોઢામાંથી કાઢવા લાગ્યો; પણ વિધાતા બહાર નીકળી ન જાય, એની બરાબર સંભાળ રાખ્યા કરતો હતો. દેવ-વિધાતા–લગભગ મરવાની અણીપર આવી લાગ્યો હતો, છતાં બેદરકાર બ્રાહ્મણે તેની વેદનાની જરા પણ દરકાર કરી નહિ.

એ સમયે બનાવ એવો બન્યો કે, સ્વર્ગલોક, મૃત્યુલોક અને નરકલોકમાં ભયંકર વિક્ષોભનો ઉદ્‌ભવ થયો. ભક્ષના અભાવે સર્વ સચેતન પ્રાણીઓ મરણની અણીપર આવી લાગ્યાં અને વિશ્વના વિનાશની વેળા આવેલી પ્રત્યક્ષ દેખાવા લાગી. આ ભયંકરતાને જોઇને દેવોએ એક સભા ભરી એક દેવને બ્રાહ્મણ પાસે મોકલવાનો ઠરાવ કર્યો. પણ પાછો એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે ત્યાં મોકલવો કોને? બીજી સભામાં તેમણે લક્ષ્મીને બ્રાહ્મણ પાસે મોકલવાનો નિશ્ચય કર્યો; એટલે લક્ષ્મીજીએ કહ્યું કે;–"જો હું એ બ્રાહ્મણ પાસે જઇશ, તો ત્યાંથી કદાપિ પાછી આવી શકવાની નથી." આમ જાણવા છતાં તે બિચારીનો ત્યાં જવા વિના છૂટકો નહોતો. તેણે દેવોની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને બ્રાહ્મણ પાસે જવાને ત્યાંથી પ્રયાણ કર્યું. ત્યાં આવીને તે દ્વાર પાસે ઉભી રહી અને દીર્ઘ સ્વરથી બ્રાહ્મણનું આવાહન કર્યું. એ બોલાવનાર લક્ષ્મી છે, એમ જાણીને તે બ્રાહ્મણે પોતાના ગળાની આસપાસ મજબૂત કપડું વીંટાળી દીધું. ત્યારપછી લક્ષ્મીને આદરપૂર્વક બેસાડીને તેણે પૂછ્યું;–"લક્ષ્મીજી, આપની અચાનક પધરામણી મારા જેવા દરિદ્રીની પર્ણકુટીમાં શા કારણથી થઈ છે વારુ?" એના ઉત્તરમાં લક્ષ્મીજી બોલ્યાં કે;–"ઠાકુર, તેં વિધાતા પુરુષને બંદિવાન્ બનાવ્યો છે અને પોતાના ઉદરમાં કેદ કરી રાખ્યો છે; તો હું એ પ્રાર્થના કરવાને આવી છું કે, હવે એને છોડી દે, નહિ તો અલ્પ સમયમાં જ આ સમસ્ત સૃષ્ટિનો સંહાર થઈ જશે, અને મહા અનર્થપાત થશે." બ્રાહ્મણે પોતાની પત્નીને ઉદ્દેશી કહ્યું કે;–"અરે જરા પેલી લાકડી આપજે તો, એટલે હું તને બતાવી દઉં કે આ દેવી લક્ષ્મી કેવા પ્રકારની દેવતા છે! જ્યારથી હું જન્મીને આ સંસારમાં આવ્યો છું, ત્યારથી કેવળ દુર્ભાગ્ય અને દુર્ભાગ્યના ભોગવિના બીજું કશું મારા ભાગે આવ્યું જ નથી અને અત્યારે આ લક્ષ્મીબાઈ આપણા દ્વારમાં પધાર્યાં છે!" બ્રાહ્મણના આ ઉદ્‌ગારો સાંભળી ભયથી કંપાયમાન થતી લક્ષ્મી તત્કાળ ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ. ત્યાં જે બન્યું હતું તેનો વૃત્તાંત તેણે દેવોને કહી સંભળાવ્યો, એટલે એક ત્રીજી સભા ભરી કેટલોક ઊહાપોહ કર્યા પછી તેમણે વિધાતાને બંધન મુક્ત કરવાની પ્રાર્થના કરવાને દેવી સરસ્વતીને બ્રાહ્મણ પાસે મોકલી.

દેવી સરસ્વતી બ્રાહ્મણના નિવાસસ્થાનમાં પહોંચી ગઈ અને બહાર ઉભી રહી બ્રાહ્મણને બોલાવતી કહેવા લાગી કે;–"ભૂદેવ, ઘરમાં છો ખરા કે? બ્રાહ્મણ મહાશય, ઘરમાં છો કે?" બ્રાહ્મણે સરસ્વતીનાં ચરણોમાં અત્યંત આદરથી મસ્તક નમાવ્યું અને કહ્યું કે;–"જનની, આ દીન

બ્રાહ્મણની પર્ણકુટીમાં શા લાભની આશાથી પધારવાનો પરિશ્રમ લીધો છે તે જણાવશો ?"

"ઠાકુર, વિશ્વના વિનાશનો આરંભ થઈ ચૂક્યો છે; માટે હવે કૃપા કરીને વિધાતાને બંધનથી મુક્ત કરો, નહિ તો મહા વિપરીત દશા થઈ જશે." સરસ્વતીએ પ્રાર્થના કરી.

તેની આ પ્રાર્થના સાંભળી પુનઃ કોપનો અતિશય આવિર્ભાવ થવાથી બ્રાહ્મણે પોતાની પત્નીને આગળ પ્રમાણે જ કહ્યું કે;-"પ્રાણેશ્વરી, જરા લાકડી આમ લાવજો તો; એટલે આ વિદ્યાદેવીને આજે હું જ વિદ્યાનો નવો પાઠ ભણાવી બતાવું; જો કે આપણને તો મૂળાક્ષરોનો પ્રથમ અક્ષર પણ ગોમાંસ સમાન છે; એટલે કે, આપણે નિરક્ષર ભટ્ટાચાર્ય હોવા છતાં સરસ્વતીને તો બરાબર ભણાવી દઈશું. શારદાજી મારા કુટીરમાં પધાર્યાં છે, તો એમને કાંઈક તો આપવું જ જોઈએ." આવી ચેષ્ટા કરી બ્રાહ્મણે યષ્ટિકાના પ્રયોગની તૈયારી કરવા માંડી, એટલે સરસ્વતી તે ક્ષણે જ ત્યાંથી ગચ્છંતી કરી ગઈ અને સમસ્ત વૃત્તાંત જઈને દેવોની સભામાં કહી સંભળાવ્યો.

અંતે હારીને બ્રાહ્મણને સમજાવવાનું કાર્ય મહાદેવે પોતાના માથાપર ઉપાડી લીધું. તે બ્રાહ્મણ પોતે શૈવ હતો અને શિવમાં તેની એટલી બધી અતુલશ્રદ્ધા અને ભક્તિ હતી કે, નિત્ય શિવની સેવા પૂજા કર્યા વિના તે જળપાન પણ કરતો નહોતો. એટલામાટે તેમના ગૃહમાં જેવી શિવની પધરામણી થઈ કે તત્કાળ તે અને તેની પત્ની બન્નેએ શિવને ચરણપ્રક્ષાલનમાટે જળ આપી બીલપત્ર, દુર્વા, પુષ્પ, તંદુલ અને ચંદન આદિવડે તેની યથાવિધિ પૂજા કરી. ત્યાર પછી શિવજીએ આસને વિરાજીને બ્રાહ્મણને કહ્યું કે;-"બ્રાહ્મણશ્રેષ્ઠ, કૃપા કરીને હવે વિધાતાને છોડી દે અને દેવોની પ્રતિષ્ઠાને જાળવી વિશ્વને નાશમાંથી બચાવ." એના ઉત્તરમાં બ્રાહ્મણે જણાવ્યું કે;-"હે દેવાધિદેવ, જ્યારે આપે પોતે જ પધારવાનો પરિશ્રમ વેઠ્યો છે, એટલે વિધાતાને મારે છોડવો જ જોઇએ; છતાં તેને છોડવાની મારી ઇચ્છા થતી નથી. મારા જન્મની ઘટિકાથી અત્યાર સુધી હું દુઃખ અને દુઃખ જ પામતો આવ્યો છું અને તે સર્વનું મૂળ કારણ આ દુષ્ટ વિધાતા જ છે." મહાદેવે જણાવ્યું કે;-"તારે હવે તારા પોતામાટે કશી પણ ચિંતા રાખવાની નથી; કારણ કે, તું આ દેહથી જ સ્વર્ગમાં જઈશ અને ત્યાં સ્વર્ગનાં સર્વ સુખો ભોગવી શકીશ." મહાદેવ પાસેથી આવું વચન મેળવ્યા પછી બ્રાહ્મણે પોતાના ગળાપરનું કપડું કાઢી નાખ્યું અને મોઢું ઉઘાડી નાખ્યું એટલે વિધાતા પુરુષ બહાર

નીકળી આવ્યો. ત્યાર પછી મહાદેવજી તે બ્રાહ્મણ અને તેની પત્નીને સાથે લઇને પાછા સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા.

## બ્રાહ્મણની કવિતા

એક ગામમાં એક બહુ જ દીન અને બુદ્ધિહીન બ્રાહ્મણ રહેતો હતો, અને તેને પોતાની આજીવિકા મેળવવામાં પણ મહા કઠિનતા ભોગવવી પડતી હતી. તેના દાંતનો ધાન્ય સાથે એટલો બધો વૈરભાવ બંધાઈ ગયો હતો કે, જો એક દિવસ પણ કાંઈ લાવ્યા કે મેળવ્યા વિનાનો ખાલી જાય, તો ઘરમાં સહુને અપવાસ કરવાનો જ વખત આવતો હતો. જાણે એટલી પીડા હજી ઓછી હોયની! અને તેની પૂર્તિ કરવામાટે કે શું, તેના દુર્ભાગ્યથી તેને બાયડી પણ એવી તો કર્કશા મળી હતી કે, તેની કાતર જેવી જીભના ડરથી ઘરમાં આવતાં પણ તે અચકાતો હતો. અર્થાત્ દારિદ્રયના દુઃખ અને બાયડીની લાંબી બોલાચાલીથી તે એટલો બધો કંટાળી ગયો હતોકે, શું કરવું અને શું નહિ, એનો કોઈ રસ્તો તેને મળતો નહોતો. રાત અને દિવસ તેની કર્કશા સ્ત્રી એમ જ કહ્યા કરતી હતી કે;-"જુઓ તો ખરા, અનેક પંડિતો રાજાની સભામાં જાય છે, ત્યાં એક કે બે શ્લોક અથવા કવિતાનો ઉચ્ચાર કરે છે અને ત્યાંથી તેઓ પોતાની સ્ત્રી તથા પોતાનાં બાળકોને સુખ તથા આનંદમાં રાખી શકે, એટલું બધું ઇનામ તેમને મળી જાય છે અને તમે તો 'કામનો ન કાજનો ને દુશ્મન અનાજનો' એ કહેવતમાંના આળસુ ઠોઠ માણસ પેઠે ઘરમાં ને ઘરમાં પડ્યા રહો છો અને જ્યારે જઇને કાંઈ પણ માગી લાવો છો ત્યારે તે એટલું તો થોડું હોય છે કે, એક વખતની ભૂખ પણ ભાગ્યે જ ભાગી શકે. પોતાના ભાગ્યને ચમકાવવાના આ જગતમાં હજારો રસ્તા છે, પણ તમે તેમાંના એક પણ રસ્તાને જોઈ શકતા નથી; કારણ કે, તમે હાડકાના હરામ અને 'હિલાઓ ન ડુલાઓ મુઝે બયઠે બયઠે ખિલાવ' જેવા હોવાથી ભાગ્યને ચમકાવવાની અને આરામમાં રહેવાની તમને ઇચ્છા જ થતી નથી."

"મારાથી શો રસ્તો લઈ શકાય એમ હતું વારુ? એ તો તું જાણે જ છે કે, કેવળ મૂળાક્ષર વિના હું બીજું વધારે કાંઈ પણ ભણ્યો જ નથી, એટલે મારાથી પોતાના શ્લોક કિંવા પોતાની નવીન કવિતાની રચના ન કરી શકાય, એ સ્વાભાવિક જ છે. તેમ જ બીજા કોઈ પંડિત સાથે મારો એટલો બધો પરિચય નથી, એટલે બીજા કોઈ વિદ્વાન્ પાસેથી પણ એવા શ્લોક કે કાવ્યની મને પ્રાપ્તિ થઈ શકે તેમ નથી કે, જેને હું મારી કૃતિ તરીકે ઓળખાવીને ઇનામ મારી લઉં."

તેની સ્ત્રીએ તેને હડસેલીને કહ્યું કે;–"બહુ સારું, જો તારાથી કાંઈ પણ બની શકે તેમ ન હોય તો જા તારું કાળું કર અને અહીંથી ચાલતો થઈ જા-તારા જેવો ધણી હોય, તેના કરતાં ધણી ન હોય તેજ વધારે સારું."

નિરાશ થઈને બિચારો ગરીબ બ્રાહ્મણ ઘરમાંથી ચાલતો થયો; પણ બહાર નીકળ્યા પછી તેને એનો મોટો વિચાર થઈ પડ્યો કે, હવે જવું ક્યાં અને કરવું શું? તેને કોઈ પણ સ્થળે આશ્રય મળી શકે તેમ ન હોવાથી કેટલીકવાર સુધી તો કોઈ પણ પ્રકારની ધારણા વિના અને ક્યાં જવાનું છે એનો વિચાર વિના તે આંખો મીચીને ચાલતો જ રહ્યો. છેવટે તે એક બગીચામાં આવી લાગ્યો અને ત્યાં એક વૃક્ષની છાયામાં વિશ્રાંતિ લેવાને બેઠો. બેઠો બેઠો તે પોતાની સ્થિતિને સુધારવાનો વિચાર કરતો હતો, પણ તેવો કોઈ પણ ઉપાય તેની કલ્પનામાં આવી શક્યો નહિ. તે એવી રીતે ચિંતામગ્ન થઈને બેઠો હતો, એટલામાં ત્યાં એક ડુક્કર આવી લાગ્યો અને તે પોતાના જાતિસ્વભાવને અનુસરી, પાસેના તળાવમાં ડૂબકી લગાવી પાછો બહાર નીકળી, એક ઝાડના થડ સાથે પોતાના શરીરને ઘસવા મંડી ગયો. આવો પ્રકાર તે વારંવાર કરવા લાગ્યો. તેની એ ચેષ્ટાને જોઈને ચિંતામગ્ન બ્રાહ્મણના મસ્તિષ્કમાં અચાનક એક કલ્પનાનો આવિર્ભાવ થયો અને તે આનંદમાં આવી પોકારી ઉઠ્યો કે;–"છેવટે મને જે જોઈતું હતું તે મળ્યું–બસ હું કવિતા બનાવી શક્યો!" એમ બોલીને તે ઉઠ્યો, એક ભૂર્જપત્ર ઉપાડી લીધું અને તેનાપર નીચે પ્રમાણેની કવિતા લખી કાઢી;—

"ઘસી ઘસીને વાર વાર તું લે પાણી તું લે પાણી;
તારા મનની બધી કલ્પના લીધી છે મેં તો જાણી!"

એ કવિતા લખીને તેણે પોતાના મનમાં કહ્યું કે;–"હવે હું રાજા પાસે જાઉં અને તેને આ કવિતા સંભળાવું; પછી જોઉં કે મારાં ભાગ્ય ત્યાં કેવોક ચમત્કાર બતાવે છે. તે આ કવિતાથી નહિ જ રીઝે અને મને સારા ઇનામથી નહિ જ નવાજે, એમ કોનાથી કહી શકાય તેમ છે વારુ?" આવા પ્રકારના નિશ્ચયપર આવીને તરત ત્યાંથી તે રવાના થઈ ગયો.

જ્યારે તે રાજાના મહાલય પાસે આવી પહોંચ્યો, તે વેળાએ સંધ્યાકાળ થવા આવ્યો હતો, સભાનું વિસર્જન થઈ ચૂક્યું હતું અને રાજા પોતાના અંતઃપુરમાં રાણીઓ પાસે ચાલ્યો ગયો હતો. તેના હજૂરિયા પણ પોતપોતાના સ્થાનકે વિદાય થઈ ગયા હતા, એટલે બ્રાહ્મણનો સંદેશો રાજાને પહોંચાડનાર પણ કોઈ નહોતું. જેમ જેમ ત્યાં ઊભા રહેવામાં

તેના વધારે સમય વીતતો ગયો, તેમ તેમ તેના મનમાં એક પ્રકારની માનસિક નિર્બળતાનો સંચાર થવા લાગ્યો. તે મનોગત બોલ્યો કે;–"એમ પણ બનવાજોગ છે કે, રાજા મારી આ કવિતાનું શ્રવણ કરીને મને પારિતોષિક આપવાને બદલે બાબૂનો માર મારી કાઢી મૂકવાનો જ પોતાના નોકરોને હુકમ ફર્માવી દે! બસ–આપણે આટલા મોટા જોખમમાં ઊતરવાના નથી અને આ કવિતા રાજાના મોઢા આગળ જઇને વાંચવાના નથી; પણ હા, આ કવિતાને કોઈ સારા સ્થળે મૂકી દેવી અને પછી જોવું કે, એનું શું પરિણામ થાય છે તે!" એ પ્રમાણેનો નિર્ધાર કરી તેણે એક એવું સ્થાન શોધી કાઢયું કે, જ્યાં રાજા હજામત કરાવતી વખતે આવીને બેસતો હતો અને જેનાપર તે કવિતા તેણે લખી હતી, તે ભૂર્જપત્રને ભીંતે લટકાવીને તરત પોતાના ઘરનો રસ્તો લઈ લીધો; પણ આ બધી ખટપટમાં પડવાથી તેને ઘેર આવતાં રોજ કરતાં બહુ જ મોડું થઈ ગયું હતું. તેની કર્કશા સ્ત્રીએ પોતાના નિત્યના નિયમ પ્રમાણે પતિને અપશબ્દ અને ગાલિપ્રદાનથી વધાવી લેવાનો આરંભ કરી દીધો, પણ પતિએ જણાવ્યું કે;–"હવે તારે પોતાની જીભડીને આટલી બધી મહેનત આપવાની શી જરૂર છે વારુ? હું એક કવિતા લખીને રાજાના મહાલયમાં મૂકી આવ્યો છું. આજની રાત થોડી જ અને કાલનો પ્રભાત થવા દે–આવતી કાલે તો હું રાજા થઇશ અને તું રાણીના અવતારમાં આવી જઇશ સમજી?"

"ભૂંડા દેખાઓ છો ભૂંડા–આ મશ્કરી ઠઠ્ઠાને આટલેથી જ અટકાવો; તમારા આ હાસ્યવિનોદની અહીં કોઇને પણ અગત્ય નથી. 'પેટમાં ખારો ને આંખમાં ડેફ!' એવા તો તમારી માએ તમને એકલાને જ જણ્યા છે!" બાયડીએ પતિનું માન જાળવીને (?) જણાવ્યું.

"ભૂંડી, હું મશ્કરી નથી કરતો, પણ ખરેખરું જ કહું છું. મેં આજે એક અલૌકિક કવિતાની રચના કરી છે અને તે કવિતા રાજાના રાજમંદિરમાં મેલી આવ્યો છું. સભાનું વિસર્જન થઈ જવાથી આજે હું રાજાને મળી શકયો નહિ, પણ આવતી કાલે તે મારી કવિતાનું અવલોકન કર્યા વિના રહેવાનો નથી; અને જો તે મારી કૃતિનું અવલોકન કરશે, તો શું પ્રસન્ન અને હર્ષમુગ્ધ નહિ થાય કે? રાજાની પ્રસન્નતા થઈ કે, આપણી બધી ઇડાપીડાનો અંત આવી જશે; એટલું જ નહિ. પણ જોતજોતામાં, મારી આંખોની કીકી! તું એક મોટી મહારાણી બની જશે." પતિરાજે બાયડીને ચણાના ઝાડપર ચઢાવવાનો પ્રયત્ન કર્યો.

બીજા દિવસનો પ્રભાત થયો. રાજાએ શય્યામાંથી ઉઠી હાથમોઢું ધોઇને હજામત કરાવવાનો વિચાર કર્યો અને તેમાટે તે પોતાના તે કાર્ય-

મારવાના સ્થાનમાં આવીને બેઠો. હજામ ત્યાં રાજાની રાહ જોતો અને અસ્તરાને પથરીપર ઘસતો હજામત કરવાની તૈયારીમાં જ ઊભો હતો.

હવે બનાવ એવો બન્યો હતો કે, રાણી અને કોટવાલ બન્નેએ મળી રાજાનું કાટલું કાઢી નાખવાનું કાવત્રું રચી રાખ્યું હતું; પણ ખુલ્લી રીતે રાજાના શરીરપર તૂટી તેને મારી નાખવાની કોઈની હિંમત ચાલી શકતી નહોતી. એટલે છેવટે લાચારીએ રાણીએ હજામને પોતા પાસે બોલાવી મંગાવ્યો અને કહ્યું કે;–"આવતી કાલે જ્યારે રાજા તારી પાસે હજામત કરાવવા બેસે, તે વેળાએ તારે તારા અસ્તરાવતી તેનું ગળું કાપી નાખવું. આ તારી સેવાના બદલામાં તને બહુ જ સારું અને મોટું ઇનામ આપવામાં આવશે અને તારા પોતાના જીવનું જરા પણ જોખમ થશે નહિ, એ વિશે તારે નિશ્ચિન્ત રહેવું." લક્ષ્મીના લોભે હજામની નિમકહલાલીને દૂર હડસેલી દીધી અને તેણે રાણીને તેની આજ્ઞા પ્રમાણે કાર્યની પૂર્તિ કરવાનું વચન આપ્યું. એ ઠરાવ પ્રમાણે આજનો દિવસ રાજાના ઘાત-મારવાનો હોવાથી હજામ પોતાના અસ્તરાને ઘસી ઘસીને વધારે તીક્ષ્ણ બનાવતો હતો અને વારંવાર તેને પથરીપર ઘસ્યા કરતો હતો. રાજા તેના કાર્યારંભની માર્ગપ્રતીક્ષા કરતો મૌન ધારીને બેસી રહ્યો હતો, એટલામાં અચાનક બ્રાહ્મણની કવિતાવાળા ભૂર્જપત્રપર તેની નજર પડી અને કોઈ પણ પ્રકારના ઉદ્દેશ વિના કેવળ નૈસર્ગિકતાથી તેણે તે કવિતા મોટે સાદે વાંચવા માંડી;–

"ઘસી ઘસીને વારવાર હું લે પાણી હું લે પાણી;
તારા મનની બધી કલ્પના લીધી છે મેં તો જાણી!"

રાજાના મુખનાં આ વચનો સાંભળીને હજામના પ્રાણ તો દશમ દ્વારમાં આવી ભરાયા અને તે અર્ધમૃત જેવો થઈ ગયો. તે ક્ષણ બે ક્ષણ તો રાજાના મુખમંડળને તાકતો ઊભો રહ્યો અને ત્યાર પછી અસ્તરાને હાથમાંથી નાખી દઈ, રાજાનાં ચરણોમાં પડી રડી રડીને કહેવા લાગ્યો કે;–"મહારાજ, મને ક્ષમા આપો! હું એ વિશે કાંઈ પણ જાણતો નથી. મને તો એમ કરવાનો આપનાં રાણી અને કોટવાલ સાહેબે જ હુકમ ફર્માવ્યો હતો. મહારાજ, કૃપા કરીને મારા જેવા એક કંગાલ માણસનો ઘાત ન કરાવશો!" તે એટલો તો ભયભીત થઈ ગયો હતો કે, એના કરતાં વધારે બોલવાની તેનામાં શક્તિ જ રહી નહોતી. હજામના અચાનક આવા ઉદ્‌ગારો સાંભળીને રાજા આશ્ચર્યથી દિગ્મૂઢ જેવો બની ગયો અને પૂછવા લાગ્યો કે;–"પણ બન્યું છે શું, તે જણાવી દે. જે હોય તે સત્ય બોલી દઇશ, તો તારી કશી પણ હાનિ થવાની નથી." એટલે હજામ ભાઇએ જણાવ્યું કે;–"મહારાજ, હું જે કાંઈ જાણું છું

તે એટલું જ છે કે, ગઈ કાલે મહારાણી સાહેબે મને પોતા પાસે બોલાવ્યો અને કહ્યું કે, 'આવતી કાલે તું જ્યારે રાજાની હજામત કરવા બેસે, ત્યારે જો તારાથી બની શકે તો રાજાનું માથું કાપી નાખજે અને તેના બદલામાં હું તને મોટું ઇનામ આપીશ. રાજાને મારી નાખવાથી તારાપર કશી પણ આપત્તિ આવવાની નથી.' કોટવાલે પણ મને એમ જ જણાવ્યું હતું; કારણ કે, તે પણ તે વેળાએ ત્યાં હાજર હતો. હું ઇનામની લાલચમાં લપટાઇને આ મહાપાપ કરવાને તૈયાર થઈ ગયો હતો; પણ આ બધી બીના આપના જાણવામાં આવી ગયેલી જણાય છે અને તેથી હું મારા અપરાધની નમીનમીને ક્ષમા માગું છું!"

રાજાએ હજામને ચાલ્યા જવાની રજા આપી અને પોતાના આખા નગરમાં મનાદી ફેરવીને એમ જાહેર કરાવ્યું કે, જેણે એ કવિતા બનાવી હોય તેને પકડીને રાજા પાસે લાવી હાજર કરી દેવો. જ્યારે પેલા બ્રાહ્મણે રાજાનું આ જાહેરનામું સાંભળ્યું, એટલે તેની છાતીમાં મોટી ફાળ પડી અને બિચારો બહુ જ ગભરાટમાં પડી ગયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે;-"બસ-આપણું હવે આવી બન્યું! જેનાથી હું ડરતો હતો, તે જ વાત આવીને સ્હામી ઊભી રહી! ખરેખર રાજા હવે આ મારા માથાને આ ધડપર સલામત રહેવા દે એમ દેખાતું નથી. એ કવિતાએ કમાણી કરાવવાને બદલે મારું તો કાસળ જ કાઢી નાખ્યું ને શું!" તે આવા પ્રકારના વિચારમાં નિમગ્ન હતો, એટલામાં રાજાના દૂતો આવી લાગ્યા અને તરત તેમણે તેને ચતુર્ભુજ કરી કેદ કરી લીધો. બ્રાહ્મણ પોતે ભયથી કંપાયમાન થયેલો છતાં પોતાની કૃપાળુ (?) સ્ત્રીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;-"આજે તારી બધી ઇચ્છા અને મહત્ત્વાકાંક્ષા પૂરી થઇને? હું અત્યાર સુધી ભિક્ષાવૃત્તિ કરીને જે કાંઈ થોડું ઘણું લાવતો હતો, તેથી આપણો સાધારણ સારો નિર્વાહ ચાલ્યા કરતો હતો; પરંતુ તું મને કોઈ પણ ઉપાયે રાજાના મહાલયમાં મોકલવાનો હઠ પકડીને બેઠી હતી અને હું લાચારીએ ત્યાં ગયો; પણ તે તારા હઠનું પરિણામ શું આવ્યું તે જોયું ને!"

તેની સ્ત્રીએ જણાવ્યું કે;-"તમે આટલો બધો વિલાપ અને વલોપાત શામાટે કરો છો વારુ? તમે એવો કશો પણ અપરાધ કે પાપાચાર કર્યો નથી કે, જેના બદલામાં રાજા તમારું માથું કપાવવાને તૈયાર થઈ જાય! હિંમત રાખીને રાજા પાસે જાઓ અને આપણાં ભાગ્ય શો રંગ બતાવે છે, તે જરા શાંતિથી જુઓ."

"મારે ત્યાં જવાની કશી પણ અગત્ય નથી. જે કાંઈ પણ પરિણામ આવવાનું છે, તે હું સારી રીતે જાણું છું. રાજા તને અહીંથી

લઈ જઈને પોતાની રાણી બનાવશે અને મને કાં તો શૂળીપર ચઢાવશે ને કાં તો મારૂં માથું કપાવશે! આનાથી બીજો વધારે કશો પણ લાભ આ દુર્ભાગી બ્રાહ્મણને મળી શકવાનો નથી.!" બ્રાહ્મણે પુનઃ નિરાશાદર્શક વાક્યો ઉચ્ચાર્યાં.

બ્રાહ્મણ આવી રીતે કલ્પાંત કરતો હતો અને રાજા સમક્ષ જવાને જરા પણ રાજી નહોતો, છતાં રાજાના દૂતો તેને બળાત્કારે ઘસડીને રાજા પાસે લઈ ગયા. રાજાએ તેને જોતાંની સાથે જ આતુરતાથી અને પ્રેમયુક્ત સ્વરથી પૂછ્યું કે;–"ઠાકુર, આ કવિતા તમારી લખેલી છે કે?" અદ્યાપિ નયનોમાંથી નીરની ધારાને વહેડાવતા બ્રાહ્મણે હૂસ્કાં સાથે જવાબ આપ્યો કેઃ–"હા, મહારાજાધિરાજ!" રાજાએ કહ્યું કે;–"આજે તમે મારા પ્રાણ બચાવ્યા છે; અને તે તમારા ઉપકારનો હું જે કાંઈ પણ બદલો આપું, તે ઓછો જ થવાનો. છતાં ફૂલ નહિ ને ફૂલની પાંખડી કાંઈ પણ આપવું તો જોઈએ જ, એવો શિષ્ટસંપ્રદાય હોવાથી હું મારૂં અર્ધ રાજ્ય તમારી સેવામાં સમર્પિત કરૂં છું, તેનો આશા છે કે અવશ્ય સ્વીકાર કરશો જ!" રાજાના મુખનાં આ વચનો સાંભળી બ્રાહ્મણના હૃદયમાં જે ભય હતો તેનો લય થયો અને તે ભયના સ્થાનમાં આનંદનો અગાધતાથી ઉદય થઈ ગયો; અને જે રાજદૂતો તેને એક બંદીવાન્ તરીકે રાજા સમક્ષ ઘસડી લાવ્યા હતા, તે જ હવે તે અર્ધ રાજ્યનો સ્વામી થવાથી વિધિપૂર્વક અને આદરસહિત તેના અભિષેકની તૈયારીઓ કરવા મંડી ગયા. અહીં આવા પ્રકારની વ્યવસ્થા કરીને રાજા અંતઃપુરમાં પોતાની રાણી પાસે ચાલ્યો ગયો અને ત્યાં જઈને તે ક્ષણે જ તે વ્યભિચારિણી અને પતિઘાતિની રાણી તથા કૃતઘ્ન–નિમકહરામ–કોટવાલનાં માથાં તેમના ધડથી જૂદાં કરાવી નાખ્યાં. ઉપકારકને યોગ્ય પારિતોષિક અને પાપીઓને તેમના પાપોની યોગ્ય અને યથાન્યાય શિક્ષા આપ્યા પછી ધર્મશીલ રાજા બ્રાહ્મણ અને તેની પત્ની સાથે મહા સુખ અને આનંદવિલાસમાં પોતાનો કાળ વીતાડવા લાગ્યો. બ્રાહ્મણની સ્ત્રી જે કર્કશા હતી, તે લક્ષ્મીના આગમનથી સુશીલા થઈ ગઈ, અને બુદ્ધિહીન બ્રાહ્મણમાં સત્તા અને સંપત્તિના આવવા સાથે ચમત્કારિક રીતે બુદ્ધિનો પ્રકાશ પણ આવી ગયો. રાજા એ બ્રાહ્મણ અને તેની પત્નીને પોતાના વડિલ બંધુ તથા પૂજ્ય માતા તરીકે જ માન આપતો હતો. ભાગ્યની લીલા મહા વિલક્ષણ છે. એ કારણથી જ કહેવામાં આવે છે કે;–

"અવળે દિન અવળું બને, સવળે સવળું થાય;
અમૃત હલાહલ થાય ને, ઝેર સુધા થઈ જાય!"



## ચોરને પોટલે ધૂળની ધૂળ!

અમુક એક ગામમાં એક બ્રાહ્મણ અને એક કાયસ્થ વસતા હતા અને તેઓ એક બીજાના પ્રાણપ્રિય મિત્ર હતા. બ્રાહ્મણ બિચારો બહુ જ કંગાલ હાલતમાં હતો અને તેના કુટુંબમાં માત્ર તેની વૃદ્ધ માતા વિના બીજું કોઈ પણ હતું નહિ. કાયસ્થની આર્થિક સ્થિતિ તેના કરતાં કાંઈક સારી હતી અને તેનાં કેટલાંક સગાં સંબંધી પણ જીવતાં હતાં. એ બન્ને મિત્રો કુંવારા જ હતા. એક દિવસ બ્રાહ્મણે પોતાના કાયસ્થ મિત્રને કહ્યું કે;–" બંધુ, મારે હવે ગમે તેમ કરીને પરણવુ તો જોઇએ જ. આમ વાંઢા રહીને જતિ જોગી જેવું જીવન વીતાડવાને હું જરા પણ પસન્દ કરતો નથી. પણ વિચાર એ થાય છે કે, લગ્નમાં થતા ખર્ચમાટે પૈસા મારે ક્યાંથી લાવવા? અને ધારો કે એની કદાચિત્ કાંઈક વ્યવસ્થા કરી શકાય, તોપણ મારા જેવા એક કંગાલને પોતાની પુત્રી આપવાને કોઈ તૈયાર થશે કે કેમ, એ સવાલ તો પાછો કાયમ જ રહે છે.* છતાં પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઊગે અને આકાશ ઉલ્ટી પડે, તોય હું બાયડી તો કરવાનો ને કરવાનો જ!"

"તારો આ નિશ્ચય અત્યંત પ્રશંસનીય છે; કારણકે, મારી પોતાની પણ એમ કરવાની જ ધારણા છે. પણ મિત્ર, આપણા નિકટના પ્રદેશમાંથી આપણને કોઈ કન્યા મળી શકે, એવો લેશ માત્ર પણ સંભવ દેખાતો નથી. એટલામાટે આપણે કોઈ દૂરના ગામ કે શહેરમાં જઇએ અને ત્યાં જ આપણા નસીબને અજમાવીએ તો કેમ વારુ? યેન કેન

* બ્રાહ્મણના આ ઉદ્ગાર સ્પષ્ટ બતાવી આપે છે કે, તે કુલીન બ્રાહ્મણ તો ન જ હોવો જોઇએ; જો તે કુલીન હોત, તો તેને એક રૂપવતી અને ધનાઢ્ય સ્ત્રી મેળવવામાં જરા પણ પરિશ્રમ વેઠવો પડત નહિ. કારણ કે, બંગાળામાંની બ્રાહ્મણ જાતિઓમાં પોતાની પુત્રીને કુલીન વર સાથે પરણાવવાનો એટલો બધો ઉન્માદ છે કે, જો વર કુલીન હોય, તો તેના બીજા અનેક અવગુણોનો લેશ માત્ર પણ વિચાર કરવામા આવતો નથી. અત્યારે જો કે કેટલેક અંશે એ ઉન્માદમાં ન્યૂનતા થયેલી છે અને કુલીનતા સાથે વરના ચારિત્ર્ય, શિક્ષણ અને સાધન આદિ ગુણોનો પણ વિચાર કરાય છે, છતા અત્યારે એવા પણ બનાવો બને છે કે, અમુક મનુષ્ય કંગાલ, અક્ષરહીન, કુરૂપ, દુરાચારી અને બાયડીવાળો હોવા છતાં માત્ર કુલીન કુળમાં ઉત્પન્ન થયેલો હોય, તો કેવળ તેના એ એક જ ગુણથી હીનકુળના બ્રાહ્મણો તેને પોતાની પુત્રી આપે છે અને તે હીન કુળની કન્યાને સ્વીકારવાની તેની ઉદારતા અને કૃપામાટે વળી પાછો તેને ધનનો મોટો ગાસડો પણ દક્ષિણા તરીકે આપવામાં આવે છે. બંગાળામાંની કુલીનતાનો એ ઉન્માદ એટલો બધો વિશ્વવિખ્યાત થઈ ગયો છે કે, એની ચેષ્ટાના નાટકો ભજવાયાં છે અને એ વિશેની બંગાળીમાં કેટલીક નવલકથાઓ પણ લખાઈ છે. આવી કેટલીક રૂઢિઓ ગુર્જરાતની કેટલીક ઉચ્ચ જાતિમાં પણ આજે વિદ્યમાન છે ને તે ત્યજી દેવાને યોગ્ય છે.

મારફેજ આપણે કોઇની બે કન્યાઓને પોતાના કબ્જામાં કરી ઘેર ઉપાડી લાવીશું અને પછી તેમને આપણી પરણેતર તરીકે ઓળખાવીશું, તો તેમાં જરા પણ વાંધો આવવાનો નથી." કાપરધે બ્રાહ્મણના કથનને પુષ્ટિ અને અનુમોદન આપી, તેના ઉત્સાહને વધારવાની ચેષ્ટા કરી.

"પણ બંધુ, તારી આ ધારણાની સિદ્ધિના માર્ગમાં અનેક પ્રકારની અડચણો વિસ્તરેલી મને પ્રત્યક્ષ દેખાય છે. એવી રૂપવતી કોની કન્યાઓ હોય કે જેઓ આપણને મળી શકે અને જેઓ પોતાની ઇચ્છાથી આપણી બાયડીઓ થવાને આપણી જોડે આવીને આપણાં ઝુંપડાંને શોભાવે? આ ધારણા કાંઇ સિદ્ધ થાય તેવી નથી." બ્રાહ્મણે પોતાનો વાંધો રજૂ કરી બતાવ્યો.

"તારે એ વિષેની ચિંતા કરી, પોતાના મસ્તિષ્કને વિનાકારણ પરિશ્રમ આપવાનું કાંઇ પણ કારણ નથી. મારી સાથે આવ એટલે થયું—અત્યારે તું કાચો કુંવારો છે અને પાછો ફરીશ બાયડીવાળો થઇને, સમજ્યો?" કાપરધે છાતી ઠોકીને કહ્યું.

"મિત્ર, તારામાં જેટલું કરવાની શક્તિ છે, તેના કરતાં વધારે કરી બતાવવાનું તું વચન આપે છે. આવા અયોગ્ય સાહસથી બાયડીવાળા થવા કરતાં તો હું મારા પોતાના પ્રાણ ખોવાનું વધારે પસંદ કરું છું." બ્રાહ્મણે સત્યનો આડંબર બતાવ્યો.

"આમ જો, ભાઇ! એ વિષેનો બધો વિચાર મારે કરવાનો છે અને ઉપચાર પણ મારે કરવાનો છે. તું માત્ર હું કહું, તે પ્રમાણે કર્યા કરજે એટલે બસ. જો મારી આજ્ઞા પ્રમાણે વર્તીશ, તો જોજે કે તું કેટલી વારમાં પરણેલો થઇ જાય છે તે! પણ તારે મને એક વચન આપવું પડશે, અને તે એ કે, હું અનેક સંકટો વેઠીને તને બાયડી મેળવી આપી, તારું ઘર મંડાવી આપું, એટલે પછી તારે પણ મને મારા માટે બાયડી મેળવવાના કાર્યમાં પોતાથી બની શકતી સઘળી સહાયતાઓ આપવી પડશે." કાપરધે કહ્યું.

"એમાં વળી સવાલ જ શાનો હોય વારુ? મિત્રને તેના પ્રત્યેક કાર્યમાં પોતાથી બનતી સહાયતા આપવી, એ તો મિત્રનો ધર્મ જ છે અને આ તો વળી ઉપકારના બદલામાં ઉપકાર કરવાનો છે, એટલે એમાં કાંઇ બાધા જેવું છે જ નહિ." બ્રાહ્મણે ઠેકાણે આવીને વચન આપ્યું.

આ પ્રમાણેનો નિશ્ચય થયા પછી શુભ દિવસ અને શુભ મુહૂર્ત જોઇને તેઓએ શુભ કાર્યમાટે ઘરમાંથી બહાર નીકળ્યા. તેઓ આખા દિવસનો અખંડ પ્રવાસ કરીને સંધ્યા સમયે જ્યાં તેમનું કદાપિ આગ-

મન થયું નહોતું અને તેમને કોઈ ઓળખતું નહોતું, તેવા એક અજાણ્યા ગામના પાદરમાં આવી પહોંચ્યા. ગામના પાદરમાં એક મોટું તળાવ હતું અને ત્યાં ગામની બાયડીઓ સંધ્યાકાળે પાણી ભરવા, ન્હાવા અને કપડાં ધોવામાટે હમેશ આવતી હતી. એ તળાવના કાંઠે એક વડનું ઝાડ હતું, તેની નીચે બન્ને મિત્રોએ છાવણી નાખી અને તળાવપરથી પાછી ફરતી અને તળાવપર આવતી સ્ત્રીઓ તથા બાળાઓને તેઓ એક ધ્યાનથી જોવા લાગ્યા. અચાનક એક અત્યંત રૂપવતી અને લાવણ્યમયી તરુણ લલના તેમના જોવામાં આવી. તેને બરાબર જોઇને કાયસ્થે પોતાના બ્રાહ્મણ મિત્રને કહ્યું કે;–"આ લાવણ્યમયી તરુણ લલના તને કેવીક ગમે છે વારુ?"

"આવી અબળા કોને ન ગમે વારુ? પણ એ આપણને ગમે, તેથી શું વળવાનું હતું? એ મારી ગૃહલક્ષ્મી થાય, એવો લેશ માત્ર પણ સંભવ નથી." બ્રાહ્મણે નિઃશ્વાસ નાખીને નિરાશાસૂચક ઉદ્ગાર કાઢ્યો.

"જરા ધીરો થા અને જો કે આ બન્દા કેવી બાજી રમી દેખાડે છે! એને જ તારી બાયડી બનાવું તો તો બસ ને?" કાયસ્થે હિંમત બંધાવી.

બે મિત્રોનો આવો સંવાદ ચાલતો હતો, તેટલામાં તે નવયૌવના તળાવના જળમાં સ્નાન કરી પોતાની સાડી ધોઇને જે માર્ગેથી આવી હતી, તે માર્ગે પાછી ચાલતી થઈ ગઈ. તેને જતી જોઇને બન્ને મિત્રો પણ ઊઠ્યા અને તેનાથી કેટલાક અંતરે તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. ગામમાં આવ્યા પછી તે એક સાંકડી શેરીમાં ચાલી ગઈ અને તેઓ પાસેની એક દુકાનપર બેઠા અને દુકાનદાર સાથે વાતચીત કરવા મંડી ગયા. થોડીકવાર સુધી આમતેમની કેટલીક નકામી વાતો કર્યાં પછી અને હુક્કાના બેચાર દમ ખેંચ્યા પછી, જાણે સહજ સ્વભાવે બોલતો હોયની, તેવી રીતે કાયસ્થ મહાશયે પૂછ્યું કે;–"હમણાં જ આ શેરીમાં ગઈ, તે તરુણ બાળા કોણ હતી વારુ?"

બુઢ્ઢો દુકાનદાર વાતુડિયો અથવા વાતો કરવાનો બહુ જ રસિયો હતો અને તેથી જો તેને કોઈ એક સવાલ પુછે તો તેના તે એકવીસ જવાબ એક સામટા સંભળાવી દેતો હતો. તેણે તરત જવાબ આપ્યો કે;–"એ એક બ્રાહ્મણની કન્યા છે. અમારા આખા ગામમાં એના જેવી રૂપાળી બીજી કોઈ પણ બાયડી છે જ નહિ. પણ એ જેટલી રૂપાળી છે, તેટલી જ બલ્કે તેથી પણ વધારે બિચારી અભાગણી છે. એ પરણી ને તરત જ એનો ભાયડો પોતાને ગામ ચાલ્યો ગયો, તે અત્યાર સુધીમાં કોઇવાર આવ્યો પણ નથી તેમ જ કોઇની જોડે કશો સંદેશો પણ કહાવ્યો નથી. અમે સાંભળીએ છીએ કે, રાણી-

ગંજમાં તેનો ધંધો છે અને ત્યાં બીજી સ્ત્રી સાથે પરણી, તે ઘર માંડીને રહ્યો છે. આ રૂપરૂપના અવતાર જેવી બાયડીને તેણે કાંઈ પણ કારણ વિના ત્યાગી દીધી છે અને એટલામાટે જ એ બાઈને આ ગામના બધા લોકો અભાગણી કહીને જ ઓળખે છે."

કાયસ્થે, જાણે તેના દુર્ભાગ્યની કથા સાંભળી પોતે બહુ જ શોકાતુર થયો હોયની, તેવો, ડોળ બતાવ્યો અને અનુકંપાદર્શક સ્વરથી પૂછ્યું કે;—"અહીં એનાં સગાં સંબંધી કોણ છે વારુ?"

"અહીં એનાં મા અને બાપ બન્ને રહે છે;" દુકાનદારે જવાબ દેવા માંડ્યો; "એના પિતાનું નામ રામેશ્વર ચક્રવર્તી છે અને તે અહીં પાસે જ રહે છે—પેલું દેખાય તે એનું ઘર. પણ તમો બન્ને મહાશયો ક્યાં જવાના છો વારુ?"

"અમે હજી બહુ દૂરના પ્રવાસે જવાના છીએ. અહીં માત્ર એક જ રાત વીતાડવાનો અમારો વિચાર છે. હા, પણ એ બાઈના ધણીનું નામ જો તમારા સ્મરણમાં હોય તો અમને જણાવો અને તે શો ધંધો કરે છે, તે પણ દર્શાવો; કારણ કે, રાણીગંજ અમારા માર્ગમાં આવશે, એટલે અમે તેને મળીશું અને તેને ઠપકો આપીને અહીં તેની બાયડીને લઈ જવામાટે આવવાનો આગ્રહ કરીશું." કાયસ્થે કહ્યું.

"ખરેખર તમે ઉદારાત્મા અને પરોપકારી ગૃહસ્થ છો. બીજાના કલ્યાણમાટે આટલી બધી ચિંતા રાખવી, એ કાંઈ જેવી તેવી ઉદારતા અને પરોપકારશીલતા નથી. એના ધણીનું નામ રામલોચન મુખોપાધ્યાય છે અને લોકો કહે છે કે, તે ત્યાંની એક પેઢીમાં કારકૂન છે." દુકાનદારે ઉત્તર આપ્યું.

આવી રીતે તે બાળા વિશેની બધી કથા જાણી લઈ, હુક્કાના બીજા બે દમ ખેંચી દુકાનદારનો ઉપકાર માનીને તે બન્ને મિત્રો ત્યાંથી ચાલતા થઈ ગયા. તેઓ ધોરી રસ્તાપર આવતાં કાયસ્થે બ્રાહ્મણ મિત્રને કહ્યું કે;—"રંગ એવો છે કે, કાર્યની સિદ્ધિ થઈ ચૂકી છે. એમ જ તારે ધારી લેવું. ચાલો ત્યારે આપણે હવે એ રમણીના પિતાને ઘેર જઈએ અને કાર્યનું મંગળાચરણ કરી દઈએ."

"પણ ઓળખાણ પાળખાણ વગર આપણાથી ત્યાં કેવી રીતે જઈ શકાય, એનો કાંઈ વિચાર કર્યો છે?" બ્રાહ્મણે શંકા દર્શાવી.

"અરે ગાંડા, આપણે તો તેની પાસે જૂની ઓળખાણના આધારે જવા માગીએ છીએ. તારે ત્યાં ચાલીને રામેશ્વર બાબૂના જમાઈની ભૂમિકા ભજવવાની છે અને હું મને પોતાને તારા નોકર તરીકે ઓળખાવીશ. હવે હું જે કાંઈ કહું તે સાંભળીને બરાબર ધ્યાનમાં રાખી લે;" એમ કહીને

કાયસ્થે પોતાના મિત્રને આ પ્રમાણેનો પાઠ પઢાવવા માંડ્યો; "આપણે જેવા ઘરમાં પ્રવેશ કરીએ કે તરત તારે તારી સાસૂ અને તારા સસરાનાં ચરણોમાં પડી દંડવત્ પ્રણામ કરવા. ત્યાર પછી તેઓ જ્યારે આટલા લાંબા વખત સુધી તારા ન આવવાનું કારણ પૂછે, એટલે જવાબમાં તારે જણાવવું કે, 'હું લાંબા વખત સુધી એક મહા ભયંકર રોગથી પીડાતો હતો અને તે રોગ એટલો ને એવો અસાધ્ય હતો કે, તેમાંથી બચીને ઊઠવાની આશા હતી જ નહિ; એ તો મોટાં ભાગ્ય કે, વળી જીવતો રહ્યો, છતાં તેનું એટલું પરિણામ તો અવશ્ય થયું કે, તે રોગના યોગે મારા દેખાવ અને ધ્વનિનું સર્વથા પરિવર્તન થઈ ગયું,–એટલે સુધી કે, કોઈ પણ મને જોઇને અથવા મારા અવાજને સાંભળીને રામલોચન તરીકે મને ભાગ્યે જ ઓળખી શકે.' વળી તારે એમ પણ જણાવવું કે, 'હાલમાં મારી માતા ભયાનક માંદગીમાં પડી છે અને જે ઘડી જાય છે, તે તેના મરણને પાસે લાવતી જાય છે. તે ઘરમાં એકલી હોવાથી અને તેને કોઈ પાણી પાનાર પણ ન હોવાથી હું મારા શેઠ પાસેથી રજા લઇને તેની પાસે ગયો હતો, અને ત્યાં જવા પછી મારી માતાએ પોતાની પુત્રવધૂને જોવાની પ્રબળ ઇચ્છા દર્શાવી હતી, કે જે અહીં છે. અર્થાત્ હું મારી ગૃહલક્ષ્મીને લેવામાટે જ આટલી ઊતાવળથી આવ્યો છું અને તેને લેઇને આજ રાતે જ હું પાછો જવા માગું છું.' આટલો વેષ તું ભજવજે, એટલે પછીનું બધું હું સભાળી લઇશ." બ્રાહ્મણે કેટલીક આનાકાની પછી તેના ઉપદેશ પ્રમાણે વર્ત્તવાની હા પાડી.

તેઓ રામેશ્વર ચક્રવર્તીના ઘરના દરવાજા પાસે જઈ લાગ્યા અને કાયસ્થે સાદ પાડીને કહ્યું કે:–"ચક્રવર્ત્તી મહાશય, અંદર છો કે ?" વૃદ્ધ બ્રાહ્મણ શય્યામાં આરામ લેતો પડ્યો હતો, તે સાદ સાંભળીને ઊઠ્યો અને દ્વાર ઉઘાડીને પૂછવા લાગ્યો કે:–"ગૃહસ્થો, તમે કોણ છો ?" આના ઉત્તરમાં કાયસ્થે જણાવ્યું કે;–"કેમ મહાશય! આ તમારા જમાઇરાજ પધાર્યા છે, તેમને તમે ઓળખી નથી શકતા કે શું ? 'જમાઇરાજ' શબ્દ સાંભળતાં જ અત્યંત આનંદમાં આવીને વૃદ્ધ વિપ્ર પોકારી ઊઠ્યો કે;–"શું, મારા પ્રિયતમ જામાતા રામલોચન ! પધારો, મારી આંખોના તારા, પધારો." બળાત્કારે બનેલા જમાઇએ સસરાને નમસ્કાર કરીને ગૃહમાં પ્રવેશ કર્યો. વૃદ્ધ બ્રાહ્મણે પોતાની પત્નીને બોલાવી કે, જે અંદરના સ્ત્રીઓના ઓરડામાં હતી, તે બોલ્યો,–"વહેલી આવ; વહેલી આવ; આપણા જમાઈ રામલોચન પધાર્યા છે." વૃદ્ધ બ્રાહ્મણી દોડતી દોડતી બહારના ઓરડામાં આવી અને બ્રાહ્મણે એક જમાઇની પદ્ધતિ પ્રમાણે સાસુને બહુ જ વિનયથી નમસ્કાર કર્યા. સાસૂએ આનંદનાં

આંસૂ વર્ષાવ્યાં અને કહ્યું કે;–"ઓ મારા વ્હાલા જમાઈ, આટલા લાંબા કાળ પછી પણ છેવટે અમ ગરીબોનું તમે સ્મરણ કર્યું ખરું! અમને એક દીકરી વિના બીજું કશું સંતાન નથી, એ તો તમે જાણો જ છો–અમે તો દીકરી આપીને દીકરો લીધો છે, એટલે અમારે તો જમાઈ કહો કે પુત્ર કહો, સર્વ તમે જ છો." તે આ પ્રમાણે બોલતી હતી, તે વેળાએ તેની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ અસ્ખલિત વહ્યા કરતો હતો. બનાવટી જમાઈ તેનું સાંત્વન કરતો કહેવા લાગ્યો કે;–"મા, હવે રોઈ રોઈને રાતી આંખો ન કરો. હું આટલા લાંબા વખત સૂધી અહીં ન આવ્યો, એમાં મારો પોતાનો જરા પણ વાંક નથી. હું એટલો બધો બીમાર થઈ ગયો હતો કે, મહિનાઓ સૂધી તો આજે જાઉં કે કાલે ખલાસ થાઉં, એવી મારી હાલત હતી. એ બીમારીએ મારામાં કેટલો ફેરફાર કરી નાખ્યો છે, તે આપ જોઈ નથી શકતાં કે શું? હું એ રોગના યોગે સર્વથા એક બીજો જ મનુષ્ય બની ગયો છું, તે રામલોચન અને આજના રામલોચનનો અવતાર જૂદો જ થઈ ગયો છે; અને તે એટલે સૂધી કે, મારો કંઠધ્વનિ પણ સદંતર બદલાઈ ગયો છે." જમાઈના મુખની આવી વિનયયુક્ત વાણી સાંભળીને તે સાસૂ તેના પ્રતિ અનુકંપા દર્શાવતી કહેવા લાગી કે;–"મારા વ્હાલા, ઈશ્વર તમને દીર્ઘાયુષ્ય આપે અને તમારી ઇડાપીડા ટળી જાય. શોક ન કરો, એ તો ગયેલું સૌન્દર્ય પાછું થોડા દિવસમાં આવી જશે; કારણ કે, હાડકાં સલામત હોય તો માંસ પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે." આમ કહીને સાસૂજી જમાઈના જમણની તૈયારી કરવા રસોડામાં પધાર્યાં અને તત્કાળ કાંઈક પણ નાસ્તો કરાવી જમાઈને ક્ષુધાના દુઃખથી મુક્ત કરવા સસરાજી ગોવાળ તથા સૂખડિયાને ત્યાં જવામાટે રવાના થઈ ગયા. થોડી વારમાં જ તે વૃદ્ધ વિપ્ર દૂધ અને સંદેશ* લઈને પાછો આવ્યો; માર્ગમાં આવતાં તે એક સારી માછલી† પણ લેતો આવ્યો હતો, તે રાંધવા માટે પોતાની સ્ત્રીને આપીને દૂધ તથા મીઠાઈ પોતાના જમાઈ અને તેના નોકર આગળ રજૂ કરી દીધાં. જે વેળાએ તેઓ પોતાની ક્ષુધાને શાંત કરવાના ઉદ્યોગમાં લાગ્યા હતા, તે વેળાએ પાસેના બીજા ઓરડામાં વિપ્રકન્યા

---

* સંદેશ આપણા પેંડા જેવો એક મીઠો પદાર્થ છે અને બંગાળામાં મીઠાઈમાં તે સર્વથી ઉત્તમ વસ્તુ ગણાય છે. દૂધને ઉકાળી તેમાં ખાટો પદાર્થ કે મીઠું નાખી દૂધને ફાડી નાખી તેના ખાટા માવામાંથી ખાંડ કે સાકરના મિશ્રણ સાથે એ મીઠાઈ બનાવવામાં આવે છે. † બંગાળા અને કાશ્મીર આદિ દેશોમાં બ્રાહ્મણો પણ સાધારણતઃ મત્સ્ય આદિનો આહાર કરે છે, એટલે અહીં બ્રાહ્મણના રસોડામાં માછલી આવેલી જોઈને ખાસ આશ્ચર્યચકિત થવા જેવું નથી.

પોતાના પતિ અને તેના સેવકમાટે પાન બીડી બનાવતી બેઠી હતી. આટલા લાંબા સમય પછી અચાનક પોતાના પ્રિય પતિના થયેલા આગમનથી તેનો હર્ષ પણ સીમાને ઉલ્લંઘી ગયો હતો; કારણ કે, તે તો બિચારી આ જન્મમાં પતિદર્શનની આશાને સર્વથા ત્યાગી જ બેઠી હતી. પણ બે ઓરડાની વચ્ચેના પડદાવાળા દ્વારમાંથી પડદાની આડમાં ઊભી રહીને તેણે પતિના મુખને જોયું અને તત્કાળ તેનું મન શંકાશીલ બની ગયું. તે પોતાના મનમાં કહેવા લાગી કે;—"આ મારા પતિ! આ મારા પતિ હોય, એમ જરા પણ જણાતું નથી. વારુ ઠીક છે, હવે ભાગ્ય કેવો અને શો રંગ બતાવે છે, તે જોવું જોઇએ!"

સસરો થોડીવારમાં પાછો આવ્યો અને બોલ્યો કે;—"વાળુ તૈયાર છે અને પાન પીરસીને વરંડામાં તૈયાર રાખવામાં આવ્યાં છે." તેઓ બધા ત્યાં ગયા અને ત્યાં સસરા જમાઈ અને પછીથી નોકરે ભોજન કરી લીધા પછી બની બેઠેલો જમાઈ પોતાના સસરાને ઉદ્દેશી કહેવા લાગ્યો કે;—"મહાશય, અદ્યાપિ મેં મારા દુર્ભાગ્યની સમસ્ત કથા આપને કહી સંભળાવી નથી. મારાં પૂજ્ય માતુશ્રી બહુ જ માંદાં છે અને તેમના બચવાની જરા પણ આશા નથી. આ કારણથી જ મારે શેઠની રજા લઇને ઘેર આવવું પડ્યું છે. મારા ઘેર પહોંચતાં જ મારી માતાના મુખમાંથી જે પ્રથમ શબ્દો નીકળ્યા તે એ હતા કે, 'જલ્દી જઇને તારી બાયડીને લઈ આવ, નહિ તો હું તેને જન્મારામાં કદી પણ જોઈ શકવાની નથી.' એટલામાટે હું દોડતો અહીં આવી લાગ્યો છું. મારાથી અહીં વધારે રોકાઈ શકાય તેમ નથી અને એટલામાટે તમારે તમારી પુત્રીને અત્યારે જ મારી જોડે મોકલવી પડશે, સમજ્યા?"

"મારા વ્હાલા જમાઈ, આ તમે શું બોલો છો?" સસરાએ કહ્યું "કેટલાં વર્ષ વીતી ગયાં અને તમે હજી અત્યારે તો ચાલ્યા આવો છો. માટે થોડા દિવસ અહીં વીતાડો અને અમને તમારા સમાગમસુખનો લાભ આપો. બિચારાં આડોશી પાડોશી પણ તમને હમેશ યાદ કર્યા કરે છે, તેમને તમારે પોતાના દર્શનનો લાભ અવશ્ય આપવો જ જોઇએ. ત્યારપછી હું તમારા થાપણને લઇને અહીંથી તમારા પ્રયાણ કરી જવા વિશે જરા પણ વાંધો લઇશ નહિ. કન્યા પારકું ધન હોવાથી છેવટે તે સાસરિયામાં તો જવાની જ; તેને અમારાથી હમેશને માટે તો ઘરમાં રાખી શકાય તેમ છે જ નહિ. પણ પ્રથમ અમને જે સદ્ભાગ્ય માંડ માંડ પ્રાપ્ત થયું છે, તેના ઉપભોગનો ઉચિત સમય તો તમારે આપવો જ જોઇએ. મારી જે વ્હાલી કન્યા આજસુધી એક વિધવા તરીકેના જીવનને ભોગવતી હતી, તે હવે અખંડ સૌભાગ્યવતીની દશાને

આમ કરી, પોતાના પતિના ગૃહની રાણી અથવા લક્ષ્મી થશે, એના કરતાં વધારે આનંદનો અમારા માટે બીજો શો બનાવ હોઈ શકે વારુ!"

જમાઇએ જવાબમાં જણાવ્યું કે;–"પૂજ્ય શ્વસુરજી, આપ જે કહો છો તે અક્ષરે અક્ષર સત્ય છે, પણ મારા અત્યારના સંયોગોને જોતાં મારાથી અહીં એક દિવસ પણ રહી શકાય તેમ નથી. જે ક્ષણ જાય છે તે મારી માતાના વિષયમાં મને ચિંતા ઉપજાવ્યા કરે છે. તે ક્યારે અને કઈ પળે આ વિશ્વને ત્યાગી જશે તેનો નિશ્ચય નથી અને તેનું કાંઈ અશુભ બની જાય તો તેને સ્મશાને પહોંચાડી અગ્નિસંસ્કાર કરનાર પણ મારા વિના બીજો કોઈ છે નહિ, એ તો આપ જાણો જ છો. એટલામાટે અત્યારે તો જો આપ મારું કલ્યાણ ઇચ્છતા હો, તો તમારી પુત્રીને આ પળે જ મારી જોડે આવવાની આજ્ઞા આપી દો."

વૃદ્ધ વિપ્રના હૃદયમાં જો કે બહુ જ નિરાશા થઈ, છતાં સંયોગોને જોતાં જમાઇની ઇચ્છાને માન આપ્યા વિના તેનો છૂટકો ન થયો. તે પાલખી ઉંચકનારા કહારોને બોલાવવામાટે ગયો અને થોડી વારમાં તેમને લઇને પાછો આવી લાગ્યો. પ્રભાતમાં સૂર્યોદય થવા પૂર્વે તેમના પ્રયાણનો નિશ્ચય થઈ ચૂક્યો.

પ્રભાત થતાં સુધી વિશ્રાંતિ લેવામાટે જમાઈ તેની પોતાની પત્ની(?)ના ઓરડામાં ગયો અને તે તરુણી પણ ભોજનકાર્યથી મુક્ત થઇને તે ઓરડામાં પતિ પાસે ગઈ. તેના મનમાં પ્રથમ જે અલ્પ સ્વલ્પ સંશયનો સંચાર થયો હતો, તે એકાંતવાસમાં પતિના સહવાસ અને પ્રેમરહિત દૃષ્ટિપાતથી કંઇક વધ્યો, છતાં તે બિચારીનો તે જ ઓરડામાં નિવાસ થયા વિના છૂટકો નહોતો. તે પતિની શય્યામાં સૂતી તો ખરી, પણ તેણે પતિ તરફ પીઠ રાખી અને તેની જોડે કશી પણ વાતચીત કરી નહિ. પતિએ પત્નીને બોલાવવાનો અને રંગમાં લાવવાનો અત્યંત પ્રયત્ન કર્યો, પણ તેનું કાંઈ પણ ફળ થયું નહિ. છેવટે તેણે બોલવાનો આરંભ કર્યો;–"મારા આકાર અને ધ્વનિ આદિ આટલા બધા બદલાઈ ગએલા હોવાથી તું મારી જોડે નથી બોલતી કે શું! સાંભળ. ઘેર આવતી વેળાએ રાણીગંજથી હું તારા માટે સોનાનાં ક

પ્હો ફાટવાનો સમય થતાં બહાર વરંડામાં સૂતેલા કાયસ્થે એકદમ ઊઠીને મોટે સાદે પોકાર કર્યો કે;–"બાબૂ, ઓ બાબૂ, જાગો, ચાલવાનો વખત થઈ ગયો છે!" બ્રાહ્મણ તરત જાગીને બહાર નીકળ્યો અને હવે એક પળ પણ ખોવા જેટલો વખત ન હોવાથી બન્ને મિત્રોએ મળીને પ્રવાસમાટેની તૈયારીઓ કરવા માંડી. વૃદ્ધ બ્રાહ્મણ તેમનાથી આગળ જ જાગી ઊઠ્યો હતો અને વરેન્ડામાં બેઠા હતો; પાલખીવાળા કહારો આંગણામાં પાલખી પાસે બેઠા બેઠા હુક્કો ગગડાવતા હતા અને મોટે સાદે વાતો કરતા હતા. વૃદ્ધ બ્રાહ્મણે જમાઇને પૂછ્યું કે;–"ત્યારે છેવટે તમે તો જવાના જ કે ?" જમાઈએ શોકનો ભાવ બતાવીને ઉત્તર આપ્યું કે;–"જી હા, મહાશય, શું કરીએ, લાચારી છે!" વૃદ્ધ વિપ્ર નિઃશ્વાસ નાખીને ઊઠ્યો અને તેણે પોતાની પુત્રીને વસ્ત્ર પહેરી સત્વર બહાર આવવાની સૂચના આપી દીધી. જ્યારે તે વસ્ત્ર ધારણ કરી પાલખી પાસે આવી, એટલે પિતાએ હાથ ઝાલીને તેને અંદર બેસાડી. તે છાતીફાટ રુદન કરતી હતી અને તેની માતાના વિલાપનો પણ પાર નહોતો. પણ તેમને એક બીજા સાથે વાતચીત કરવાનો વધારે વખત મળી શક્યો નહિ. કહારોએ પાલખી ઊપાડી, જમાઈ પોતાના સસરાનાં ચરણોમાં નમ્યો, સાસુને નમસ્કાર કર્યા અને બન્નેનાં ચરણની ધૂળને માથે ચઢાવી. પાલખી ચાલવા લાગી અને જમાઈ પોતાના સાથીને લઇને તેની પાછળ પાછળ ચાલતો થઈ ગયો.

ગામની સીમાથી બહાર નીકળીને કહારોએ પોતાની ગતિને તીવ્ર બનાવી દીધી, અર્થાત્ તેઓ ઊતાવળથી ચાલવા લાગ્યા અને તેમની અડોઅડ રહેવામાટે બન્ને મિત્રોને પણ એટલી ઊતાવળ કરવી પડતી હતી કે, વાર્તાલાપનો અવસર તેમને મળી શકતો નહોતો. છતાં પણ ધીમે સાદે તેમનું કેટલુંક સંભાષણ ચાલવા લાગ્યું. કાયસ્થે બ્રાહ્મણને ઉદ્દેશી કહ્યું કે;–"બંધુ, મારો ઉપકાર માન. તારા કાર્યની આ સેવકના પ્રતાપે સંતોષપૂર્વક પરિસમાપ્તિ થઈ ગઈ છે. હવે મને સહાયતા કરવાનો તારો વારો આવી લાગ્યો છે. હવે તારે મને એવું વચન આપવું જોઇએ કે, જ્યાં સુધી હું બાયડીવાળો ન થાઉં, ત્યાં સુધી તારે આ સુંદરી સાથે સંસાર ન ભોગવવો. ઘેર પહોંચ્યા પછી એને તારી માતાની સંભાળમાં રાખી આપણે બન્ને પાછા બીજા શિકારને શોધવા નીકળી પડીશું અને જ્યાં સુધી બીજો શિકાર હાથમાં આવશે નહિ, ત્યાં સુધી બહારના બહાર જ રહીશું. તે નવા શિકારને હું મારા ઉપયોગમાં લઇશ અને આ પુષ્પને તું સૂંઘતો રહેજે. પણ બીજી વારની આ પીડા વ્હોરવાનું તને

ન ગમતું હોય, તો પછી આ વસ્તુમાં આપણુ બન્નેનો સરખો ભાગ રહેવો જોઇએ; ચોરીનો માલ સરખે ભાગે વ્હેંચાવો જોઇએ."

"એમ તો કદાપિ બની શકે જ નહિ;" બ્રાહ્મણ કહેવા લાગ્યો "જેવી રીતે આપણા વચ્ચે પ્રથમ શર્ત થઈ હતી, તે પ્રમાણે તને બીજી બાયડી મેળવવાના તારા કાર્યમાં સહાયતા કરવાને હું તૈયાર છું. પછી તો જેવાં તારાં ભાગ્ય."

પાલખીમાં બેઠેલી તરુણી બન્ને મિત્રો વચ્ચે ચાલતા એ વિલક્ષણ સંભાષણનું ધ્યાનપૂર્વક શ્રવણ કર્યાં કરતી હતી. તે બે ચાર શબ્દો સાંભળીને સમસ્ત વાક્યના આશયને પોતાની કલ્પનાશક્તિથી જાણી લેતી હતી. તેઓ કોઈ પક્કા ઠગારા અથવા ધોળા દહાડાના ધાડપાડુઓ હોવા જોઇએ, એવો તેનો નિશ્ચય થઈ ગયો; તે ઈશ્વરનું સ્મરણ કરવા લાગી; કારણ કે, હવે કેવળ ઈશ્વર વિના તેનો બીજો કોઈ પણ આધાર હતો નહિ.

તેઓ એક નદીના તીરપ્રાંતમાં આવી લાગ્યા. બ્રાહ્મણ અને કાયસ્થ જે ગામના નિવાસી હતા, તે ગામ એ સ્થાનથી વધારે દૂર નહોતું. કાયસ્થે પોતાના સાથીને સંબોધીને કહ્યું કે;–"બંધુ, હવે આપણે અહીંથી જ આ કહારોને રવાના કરી દેવા જોઇએ. જો એમને આપણે આપણા ગામમાં લઈ જઇશું તો એઓ આપણો બધો ભેદ જાણી જશે અને આપણા પાપનો ઘડો ફૂટી જશે." બ્રાહ્મણને પણ એ વાત ગમવાથી તેમણે કહારોને પોતા પાસે બોલાવ્યા અને કહ્યું કે;–"ભાઇઓ, અમારા ઘરમાં ડોશીની બીમારીને લીધે બધી અસ્વસ્થતા અને અવ્યવસ્થા થઈ ગયેલી હોવાથી ત્યાં તમારામાટે રાંધવાની અને તમને જમાડવાની સગવડ બની શકે તેમ નથી; એટલે જો તમે અમારી જોડે આવશો, તો વિનાકારણ તમારે અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં પડશે. અહીંથી હવે ઘેર જવામાટે નોકા કે ગાડું અમને તરત મળી શકશે. અર્થાત્ અમે તમને તમારા મેહનતાણા ઉપરાંત ભાતાના પૈસા આપીને અહીંથી જ પાછા વળવાની ખુશીથી રજા આપીએ છીએ." કહારોને વાંધા-લેવા જેવું કાંઈ હતું જ નહિ, એટલે પૈસા લઈ પોતાની પાલખી ઉપાડીને તેઓ ત્યાંથી તરત ચાલતા થઈ ગયા અને હવે તે તરુણ વિપ્રકન્યા એકલી જ તે બે મિત્રોના જાળમાં સપડાયલી રહી ગઈ. પ્રવાસમાં મળેલા અવસરમાં તે સત્ય પરિસ્થિતિને વધારે અને વધારે જાણી શકી હતી અને હવે એ ઠગાઈ વિશેનો પૂરો નિશ્ચય થવાથી હવે પછી કેવી રીતે તેમની સાથે વર્તવું અને આવેલી આપત્તિમાંથી કેવી રીતે છૂટવું, એ વિશેનો તેણે પોતાના મનમાં એક પ્રકારનો નિર્ધાર કરી લીધો. તેના એ વિચારને કેટલેક અંશે જાણી જઇને બન્ને મિત્રોએ તેને જણા-

ચું કે;—"હવે તો અમારી ઇચ્છા અને અમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવામાં જ તારું કલ્યાણ છે. જો જરા પણ વિરુદ્ધતા બતાવીશ, તો યાદ રાખજે કે, અમે તારી ભૂંડી દશા કરી નાખીશું." સમયનો વિચાર કરી એના ઉત્તરમાં રમણીએ કહ્યું કે;—"હું સર્વ પ્રકારે તમારી આજ્ઞા અને તમારી ઇચ્છા પ્રમાણે જ વર્ત્તીશ; કારણ કે, જ્યારે તમે મને અહીં સુધી લઈ આવ્યા છો, તો હવે હું તમારી જ છું અને તમારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવામાં જ મારી ભલાઈ છે, એ હું સારી રીતે જાણું છું." એ પછી તેણે એકલા બ્રાહ્મણને ઉદ્દેશી કહ્યું કે;—"જો કે તમે ખરી રીતે મારા પતિ નથી; છતાં મને આપનો પતિ તરીકે સ્વીકાર કરવાનું કારણ મળ્યું છે અને તેથી પ્રત્યેક કાર્યમાં એક સત્ય પત્ની સમાન હું આપની ઇચ્છાને માન આપીને વર્ત્તીશ." તેનું આ ઉત્તર સાંભળીને બન્ને મિત્રો પ્રસન્ન થયા અને એક બીજાને કહેવા લાગ્યા કે;—"આ તો સ્ત્રી નાહ, પણ ખરેખરી લક્ષ્મી જ છે! જેવી એ સુંદર છે તેવી જ કિમ્બહુના તેથી પણ વધારે ભલી અને ભોળી પણ છે. એનાં વચનો પણ કેવાં અને કેટલાં બધાં આનંદદાયક અને હર્ષવર્ધક છે!"

તેઓ આ પ્રમાણે વાર્ત્તાલાપ કરતા જતા હતા અને પોતાના ગામ તરફ ચાલ્યા જતા હતા, કે જ્યાં તેઓ અલ્પ સમયમાં જ આવી લાગ્યા. બ્રાહ્મણ તરત પોતાને ઘેર ગયો અને પોતાની માતાને તેણે કહ્યું કે;—"હું પરણી ચૂક્યો છું અને મારી પરણેતરને ઘેર લઈ આવ્યો છું." આ શુભ સમાચારના શ્રવણથી હર્ષનો અતિરેક થતાં માતાએ પોકાર કરીને કહ્યું કે;—"મારી વ્હાલી વહૂ ક્યાં છે? રે તે ક્યાં છે?" બળાત્કારે બનેલી પુત્રવધૂ આગળ આવી અને પોતાની સાસૂનાં ચરણોમાં શિષ્ટ સમ્પ્રદાય પ્રમાણે તેણે માથું નમાવ્યું અને સાસૂએ 'તારો ચાંદલોચૂડો અખંડ રહો અને તું સો દીકરાની મા થાય!' એવો અંતઃકરણપૂર્વક તેને આશીર્વાદ આપ્યો. તેણે વધારામાં જણાવ્યું કે;—"તારા માથાના વાળ વૃદ્ધાવસ્થામાં ખરી જાય તોય તેમાં સિંદૂરના સેંથાનું ચિહ્ન અવિચળ રહે અને છેવટે રાતી ચૂંદડી સાથે જ તારો સ્વર્ગવાસ થાય!" બ્રાહ્મણની નવવિવાહિત વધૂને જોવામાટે ગામની બીજી સ્ત્રીઓ પણ ધીમે ધીમે ત્યાં આવીને એકઠી થવા લાગી અને બુઢ્ઢી સાસૂ ગર્વ તથા અભિમાન સાથે તેમને પોતાની પુત્રવધૂનાં દર્શન કરાવવા લાગી. સર્વ સ્ત્રીઓએ વધૂના સૌન્દર્ય, અને લાવણ્યની મુક્ત કંઠે પ્રશંસા કરી અને વૃદ્ધ બ્રાહ્મણીને તેની વૃદ્ધાવસ્થામાં આવી સુંદર અને મનોહર પુત્રવધૂને મેળવવાના ભાગ્યને પ્રાપ્ત કરવામાટે સહસ્રાવધિ ધન્યવાદ આપવા લાગી. તેઓ બોલી કે;—"આ બાળા અનુપમ છે. એને કશાની પણ ઉપમા આપી

શકાય તેમ નથી. એ શુદ્ધ સુવર્ણની પ્રતિમા છે!" તરત વધૂએ તે સર્વને નમસ્કાર કર્યાં અને પોતાની મધુર વાણીથી સર્વનો હૃદયપૂર્વક ઉપકાર માન્યો. વૃદ્ધ બ્રાહ્મણીએ તે સર્વને પોતાની પુત્રવધૂને અને પુત્રને આશીર્વાદ આપવાની અને પુત્રવધૂને હવે પછીની પોતાના ગૃહની સ્વામિની તરીકે સ્વીકારી ધન્યવાદ આપવાની પ્રાર્થના કરી, અને તે પ્રમાણે સર્વેએ તેમનાપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવી. ત્યારપછી વૃદ્ધ બ્રાહ્મણીએ જણાવ્યું કે;-"મારો દીકરો પરણ્યો અને વહુ ઘરમાં આવી, એટલે હવે જો આજે અને આ પળે જ મારો દેહાંત થઈ જાય, તો તેની હવે મને જરા પણ ચિંતા કે પરવા નથી." કેટલીકવાર સુધી આવા પ્રકારની વાતો ચાલ્યા પછી મળવા આવનારી બાઇઓ પોતપોતાને ઘેર ચાલી ગઈ; પણ તેઓ હજી તો એ બ્રાહ્મણના ઘરમાંથી બહાર નીકળી કે, તેમના બીજા પ્રકારના વાર્તાલાપનો આરંભ થયો. તેઓ કહેવા લાગી કે;-"આ તે કેવી જાતનાં લગ્ન વારુ? કોઇના કાંઈ જાણવામાં પણ ન આવ્યું ને લગ્ન પણ થઈ ગયાં! વળી વધૂ પણ ખાસી ઊંટડી જેવડી છે ને શું! આટલા દિવસ એ કુંવારી કેમ રહી હશે? એનાં મા બાપે એને વહેલી કેમ ન પરણાવી? એ પણ બધું ઠીક, પણ આ વરજીને પોતાને જ જ્યાં અન્ન અને દાંતને વેર ચાલ્યા કરે છે, તો પછી વળી આ વહૂજીનું પેટ એ ક્યાંથી અને કેમ કરીને ભરી શકશે, એ એક મહા ભયંકર પ્રશ્ન છે! આવા ભીખારીને પોતાની કન્યા આપનાર માતાપિતા કેવાં મૂર્ખ હોવાં જોઇએ, એની આથી સહજ કલ્પના કરી શકાય છે."

આમ છતાં એટલું તો સ્પષ્ટ હતું કે, એ નવવધૂ એક આદર્શ ગૃહલક્ષ્મી હતી. તે પ્રભાતમાં વ્હેલી ઉઠતી અને ઘરને વાળી ઝાડીને સાફ કરી નાખતી. ત્યારપછી પોતાની સાસૂને જગાડી, તેના શરીરે તેલ ચોળી, તેને ન્હવડાવી તેની ઊતરેલી સાડીને પોતે ધોઈ નાખતી. સુખડિયાની દુકાનેથી મિષ્ટાન્ન લઈ આવતી અને રસોડાનું કામ આટોપી નાખતી. જ્યાંસુધી પોતાની સાસૂએ ભોજન ન કર્યું હોય, ત્યાંસુધી તે અન્નને સ્પર્શ પણ કરતી નહોતી. બુઢ્ઢી સાસૂ તેનાપર એટલી બધી પ્રસન્ન રહેતી કે, તેની પ્રશંસા કરતાં અને પોતાના ભાગ્યને ધન્યવાદ આપતાં તે કદાપિ જરા પણ કંટાળતી નહિ.

એ પ્રમાણે લગભગ પંદરેક દિવસનો સમય વીત્યો. પણ એ કાળ બ્રાહ્મણમાટે સુખદાયક થયો નહિ; કારણ કે, કાયસ્થ મિત્ર સાથે કરેલી શર્તના યોગે જ્યાંસુધી તેને શ્રી ન મળે ત્યાંસુધી પોતાની સ્ત્રી સાથે ભાષણ કરવાનો પણ તેને અધિકાર નહોતો. કાયસ્થ રાતદિવસ તેનાપર દબાણ કરીને કહ્યા કરતો હતો કે;-"ભાઈ, હવે ચાલો, ઘરમાંથી બહાર

નીકળો અને મારા લગ્નનો દિવસ જેમ બને તેમ ઊતાવળથી નક્કી કરી નાખો. જ્યાંસુધી એમ નહિ કરો, ત્યાં સુધી તમે પોતે પણ પરણેલા છતાં વાંઢાની દશાને જ ભોગવતા રહેશો, એ તમારે ભૂલી જવાનું નથી!" બ્રાહ્મણની જો કે હવે ઘરમાંથી બહાર નીકળવાની જરા પણ ઇચ્છા નહોતી, પણ તે સાથે તે, પોતે કાયસ્થના હાથ નીચે દબાયલો હતો, એ સારી રીતે જાણતો હતો. 'જો કાયસ્થ બગડશે તો મારા ભેદને ખુલ્લો કરીને મારી પાયમાલી કરી નાખશે અને આપણે ક્યાંયના રહીશું નહિ' એમ ધારીને એક દિવસ અંતે તેણે લાચારીએ પોતાના કાયસ્થ મિત્રને જણાવ્યું કે;–"વારુ ત્યારે ચાલવું હોય તો ચાલ–આપણે તું જ્યાં લઈ જાય ત્યાં આવવાને હવે તૈયાર છીએ. જો કે મારી સ્ત્રીને હું મારા ઘરમાં લાવ્યો તેને ઘણા દિવસ થઈ ગયા છે, છતાં તને આપેલા વચનના કારણથી અત્યારસુધીમાં એકવાર પણ હું તેની સાથે સંભાષણ પણ કરી શક્યો નથી. આવા પ્રકારના જીવનને હું પસંદ કરતો નથી અને તેથી તારી સાથેની શર્ત પૂરી કરી નાખવા માગું છું." એના ઉત્તરમાં કાયસ્થ બોલ્યો કે;–"આપણી જરાપણ વાર નથી. એ તો તારા લીધે જ આટલા દિવસ મેં જવા દીધા; અહીં તો 'આંધળો માગે બે આંખો ને ઈશ્વર આપતો હોય તો' જેવો જ હિસાબ છે." બ્રાહ્મણે તેના કરતાં પણ વધારે ઊતાવળ બતાવીને કહ્યું કે;–"વારુ ત્યારે આજના કામને આવતી કાલપર મુલતવી રાખવાની અગત્ય નથી, ચાલવા માંડો આજે જ અને તે પણ વળી આ પળે!" બન્ને મિત્રોનો બપોરે જમ્યા પછી તરત પ્રવાસે નીકળવાનો નિશ્ચય થઈ ગયો.

બ્રાહ્મણનો પોતાની પત્નીમાં પૂર્ણ વિશ્વાસ બંધાઈ ગયો હતો; તેમ જ તે તરુણીને ન્હાસી જવાથી કશો પણ લાભ થવાનો સંભવ હતો જ નહિ, એ પણ તે સારી રીતે જાણતો હતો. તે ન્હાસીને ક્યાં જવાની હતી? આવા પ્રકારનો પોતાનો નિશ્ચય હોવાથી તેણે ઘરમાંના પેટી પટારાની બધી ચાવીઓ બાયડીને સોંપી દીધી અને કહ્યુ કે;–"હું જ્યાં સુધી મારા મિત્રના લગ્નની વ્યવસ્થા ન કરી આપું, ત્યાં સુધી તારી જોડે મારાથી કોઈ પણ પ્રકારનો સંબંધ રાખી શકાય તેમ નથી. અર્થાત્ આજે એ કાર્ય કરી નાખવામાટે હું પ્રવાસે જાઉં છું; અને હું પાછો ક્યારે આવીશ તે નક્કી નથી; કારણ કે, કામ ન્હેલું પણ પતી જાય ને કદાચિત્ પાંચ પંદર દિવસ અણધાર્યા વધારે પણ વીતી જાય. મારી વૃદ્ધ માતાને હું તારી સંભાળમાં મૂકી જાઉં છું અને આશા રાખું છું કે, તું એની પોતાની માતા પ્રમાણે જ પોતાથી બનતી સર્વ પ્રકારની સંભાળ રાખીશ. તું શાણી અને સમજુ હોવાથી તને વધારે ભલામણ

આપવાની અગત્ય નથી." એના ઉત્તરમાં સ્ત્રી પોતાની વિનયશીલતા અને નમ્રતા બતાવતી મૃદુ વાણીથી કહેવા લાગી કે;–"આરામાં વિશ્વાસ રાખો અને ચિંતા ન કરો; હું સર્વ તમારી ઇચ્છા પ્રમાણે કરીશ. એ આપની માતા છે તેવાં જ મારી માતા છે, એટલે એમની સેવા કરવી, એ મારો પરમ ધર્મ છે. અહીં–આ ઘરમાં આવ્યા પછી એમની સેવા ચાકરી કરવામાં અને મારી ફરજ બજાવવામાં મેં કોઈ વાર જરા પણ ગફલત થવા દીધી છે ખરી? મેં એમને સારી રીતે સંતોષ આપ્યો છે, એ તો આપ જાણો જ છો. પોતાના મિત્રને પરણાવી ઘરબારવાળો કરી દેવો, એ મિત્ર તરીકેની આપની સર્વથી પહેલી ફરજ છે; અને એ ફરજ ન બજાવો, તો આપના જેવો કોઈ પાપી જ ન કહેવાય. આપનું ઘર મંડાવી આપવામાટે એણે કેટલી બધી મહેનત કરી છે, એનું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ. ઉપકારનો બદલો વાળી આપવામાં આપના તરફથી જો એક ક્ષણ માત્રનો પણ વિલંબ થાય, તો તે ખરેખર આપને શરમાવનારી બીના જ કહી શકાય. ઘરની આપ કોઈ પણ પ્રકારની ચિંતા રાખશો નહિ; હું બધું સંભાળી લઇશ." પોતાની સ્ત્રીનાં આ વચનોથી બ્રાહ્મણ અતિશય સંતુષ્ટ થયો. અત્યાર સુધી તે સ્ત્રી વિશે અને તેની એક નિષ્ઠા વિશે તેના મનમાં જે થોડો ઘણો સંશય હતો, તે આ વચનોના શ્રવણથી સર્વથા ચાલ્યો ગયો. અર્થાત્ ઘરની બધી સત્તા અને સર્વ વસ્તુઓ તે સ્ત્રીને સોંપીને અત્યંત નિશ્ચિન્ત મનથી તે પોતાના મિત્ર સાથે વચનનું પાલન કરી બતાવવામાટે ચાલ્યો ગયો.

બ્રાહ્મણના ગયા પછી બે ત્રણ દિવસ તો એ તરુણીએ તેની બુઢ્ઢી માની ઘણી જ સારી સેવા ચાકરી કરી અને એટલી બધી સંભાળ રાખી કે ન પૂછો વાત; કારણ કે, એમ કરવામાં તેના મનમાં લેશ માત્ર પણ શંકાનો ઉદ્ભવ થવા દીધા વિના ઘરમાં ઘરેણાં ગાંઠાં કેટલાંક છે અને તે ક્યાં રાખવામાં આવ્યાં છે, એ બધા ભેદ તેની પાસેથી જાણી લેવાનો તેનો આંતરિક ઉદ્દેશ સમાયલો હતો. તેનું આ કાર્ય સાધ્ય થયું; કારણ કે વૃદ્ધ બ્રાહ્મણીએ ધીમે ધીમે સંકોચ વિના બધા ભેદ પોતાની એ આજ્ઞાધારક પુત્રવધૂને જણાવી દીધા. એક રાતે તે બુઢ્ઢીને ભોજન કરાવી બિછાનામાં સૂવાડીને તરુણી તેના ગાઢ નિદ્રામાં પડવાની વાટ જોવા લાગી. જ્યારે તે ગાઢ નિદ્રાને આધીન થઈ મૃત સમાન થઈ ગઈ, એટલે તરુણીએ ઘરમાંની લઈ જવા જેવી જે જે કીમતી વસ્તુઓ હતી તે એકઠી કરીને તેમની એક ગાંસડી બાંધી લીધી; ત્યાર પછી ઘરમાંથી બહાર આવી, ઘરનાં બારણાંને તાળું વાસી ઘરને તેણે આગ લગાડી દીધી અને પોતાથી બની શકે તેટલી ત્વરાથી તે સ્થાનને ત્યાગી પલાયનનો આશ્રય લઈ લીધો.

અલ્પ સમયમાં જ તે એ ગામના સીમાડાને ઓળંગી એક ખુલ્લા અને મનુષ્યવસતિવિનાના મેદાનમાં આવી પહોંચી અને શાન્ત પોતાના મન સાથે વિચાર કરવા લાગી કે;–

"હવે મારે શું કરવું અને ક્યાં જવું? મારે જે કાંઈ કરવાનું હતું તે તો હું કરી ચૂકી. ભગવાને કૃપા કરીને અત્યાર સુધી તો મારી પવિત્રતાને જાળવી રાખી છે ને મારી લજ્જા બચાવી છે; પણ જો હું પાછી તે પાપીના પંજામાં સપડાઈ જઈશ, તો તો મારું આવી જ બનવાનું અને છૂટવાનો કોઈ પણ ઉપાય રહેશે નહિ. અરે–જો યોગ્ય માર્ગની મને જાણ હોત, તો કેવું સારું થાત! પણ અહીં ઊભાં રહી આવા નિરર્થક વિચારોમાં વેળા વીતાડવાથી કશું પણ વળવાનું નથી." એ પ્રમાણે વિચાર કરી મનમાં તેણે ભગવાનની પુનઃ પ્રાર્થના કરી અને એક દિશાને સ્વીકારી લઈ આખી રાત તેણે પોતાના ચાલવાના કાર્યને અખંડ ચાલૂ રાખ્યું. પ્રભાત થતાં જ તેના જાણવામાં આવ્યું કે, પિતૃગૃહવાસવેળાએ જે તળાવપર તે નિત્ય ન્હાવા અને લુગડાં ધોવા આવતી હતી, તેજ તળાવની પાસે તે આવી લાગી હતી. એ સ્થાનને જોઈને તેના આનંદનો અતિરેક થઈ ગયો. તે આખી રાતના પ્રવાસથી બહુ જ થાકી ગયેલી હોવાથી એકદમ ઘેર જઈ લાગી. તેના માતાપિતા પોતાની પુત્રીને આમ અચાનક અને તે પણ વળી એકલી અટૂલી આવેલી જોઈને અત્યંત આશ્ચર્યચકિત થઈ ગયાં. તેની માતાએ પૂછ્યું કે;–"બ્હેન, તારા પતિ ક્યાં છે? તેમણે તને એકલી અહીં કેમ આવવા દીધી, તે અમે સમજી શકતાં નથી." પુત્રીએ જણાવ્યું કે;–"હું એકલી આવી નથી. ગઈ કાલે મારાં સાસૂજી સ્વર્ગમાં સિધારી ગયાં અને તેથી મારા પતિને ગંગાતીરે તેમના શબને અગ્નિદાહ આપવામાટે જવું પડ્યું, એટલે મને પોતાના ખાલી ઘરમાં એકલી અટૂલી મૂકી જવા કરતાં અહીં રાખવાનું તેમને વધારે પસન્દ હોવાથી તેઓ આ રસ્તેથી આવ્યા અને મને ગામના પાદરે મૂકીને ચાલ્યા ગયા. તેમની સાથે મડદું હોવાથી તેઓ તને તથા મારા પિતાને મળવામાટે મારી સાથે અહીં સુધી આવી શક્યા નહિ." આ અશુભ સમાચાર સાંભળી તેનાં વૃદ્ધ માતાપિતા શોકાતુર થઈ ગયાં અને કહેવા લાગ્યાં કે;–"તારા પોતાના પતિના ગૃહમાં જઈને રહેવા પછી તરત જ તારા સાસૂજીનો સ્વર્ગવાસ થઈ ગયો, એ બહુ જ ખોટું થયું–ગાંડા લોકો તો એમ જ બોલવાના કે, વહૂ એવાં પગલાંની આવી કે આવતાંની સાથે જ સાસુના પ્રાણ લીધા. અમારા જમાઈના ઘરમાં ઘરની સંભાળ રાખનાર એ જ એક ડોશી હતી, તે પણ બિચારી ચાલી ગઈ! તું ગમે તેવી પણ અમારી દીકરી છે, એટલે તને

તો અમારે આશ્રય આપવો જ જોઇએ! તારા પતિએ તને પોતાના ખાલીખમ ઘરમાં રાખવાને બદલે અહીં મૂકી જવાની બુદ્ધિ વાપરી, એ બહુ જ સારૂં કર્યું. તારા અહીં આવવાથી અમને પણ એક પ્રકારનો આનંદ જ થયો છે." પોતાની પુત્રીના એ કથન વિશે તેમના મનમાં રતિભાર પણ શંકા ન આવવાથી તેમણે વધારે કાંઈ પણ પૂછ્યું નહિ અને તેથી એ જબરદસ્તીના જમાઇના આગમન પૂર્વે તે તરુણી જેવી રીતે પોતાના પિતૃગૃહમાં રહેતી હતી, તેવી જ રીતે હવે પણ આનંદથી રહેવા લાગી.

બ્રાહ્મણ અને કાયસ્થ એ સમયે ગામેગામમાં ભટકતા હતા, પરંતુ અદ્યાપિ તેમનો પ્રયત્ન સફળ થયો નહોતો. અંતે કંટાળીને કાયસ્થે બ્રાહ્મણને કહ્યું કેઃ—"જ્યારે પ્રથમવાર આપણે આપણા પ્રવાસનો પ્રારંભ કર્યો હતો, તે કોઈ ઘણી જ સારી અને શુભ ઘટિકા હતી; અને આ બીજી વારના પ્રવાસનો એવી તો કોઈ અશુભ ઘટિકામાં પ્રારંભ થયો છે કે કાર્યસિદ્ધિનો રંગ આવતો જ નથી. જેસ્થળેજ્યાંજઇએ છીએ, ત્યાં પાસા અવળાને અવળા જ પડ્યા કરે છેઃ અને આશા સફળ થતી જ નથી. આપણે તો હવે કંટાળી ગયા છીએ, ભાઈ! માટે અત્યારે તો મારો એવો વિચાર છે કે, આપણે પાછા ઘેર જઇએ. વળી કોઈ શુભ મુહૂર્ત જોઇને બહાર નીકળીશું અને બીજીવાર ભાગ્યને અજમાવીશું." બ્રાહ્મણે તેના એ વિચારને તે પળે જ અનુમોદન આપી દીધું: કારણ કે, ઘેર જવામાટે તે તો વળી કાયસ્થ કરતાં પણ વધારે આતુર અને ઉતાવળો થઈ રહ્યો હતો.

તરુણ બ્રાહ્મણી ન્હાસી ગઈ, તેને બીજે દિવસે સવારમાં ગામના લોકોએ નિદ્રામાંથી જાગ્યાપછી જોયું, તો રાત્રે બ્રાહ્મણનું ઘર બળીને રાખ થઈ ગયેલું તેમના જોવામાં આવ્યું—કેવળ રાખોડીના ઢગલા વિના બીજું કાંઈ પણ ત્યાં બાકી રહ્યું ન હોતું. એ ઘરમાં જ બુઢ્ઢી બ્રાહ્મણી અને તેની પુત્રવધૂ બળીને ભસ્મીભૂત થયાં હશે, એમ ધારીને ગામની બાયડીઓ તે અતુલ ગુણવતી અને સુશીલ તરુણીના અકાળ મરણ વિશે શોક દર્શાવતી કહેવા લાગી કેઃ—"ખરેખર આખા ગામમાં એના જેવી સદ્‌ગુણી અને સુશીલ પત્ની તો બીજા કોઇના ઘરમાં છે જ નહિ અને આવવાની પણ નથી! એ બિચારીનો આટલા થોડા કાળમાં અને આવી રીતે અંત થઈ ગયો, એ અત્યંત શોકકારક ઘટના કહી શકાય! એનો ધણી એને અહીં મરી જવામાટે જ લઈ આવ્યો હતો, એવો જ આનો અર્થ નીકળી શકે છે. અરેરે—તે બિચારો આવશે, ત્યારે તેના મનમાં કેટલો અને કેવો ભયંકર આઘાત થશે—કદાચિત તે

ગડિ પણ થઈ જાય!!" જે વેળાએ બન્ને મિત્રો ત્યાં આવી લાગ્યા, તે વેળાએ ગામની બાયડીઓ અને ગામના ભાયડાઓ બળેલા ઘરને જોવા-માટે એકઠા થઇને પોતપોતામાં આવા પ્રકારની વાતો ચલાવી રહ્યાં હતાં. જ્યારે બ્રાહ્મણે આવીને પોતાના ઘરને રાખોડીના ઢગલાના રૂપમાં ફેરવાઈ ગયેલું જોયું, એટલે તરત તે એના સત્ય અને આંતરિક કારણને જાણી ગયો અને તેના શોક તથા ખેદનો અવધિ થઈ ગયો. તે પોતાના મનમાં પશ્ચાત્તાપ કરતો કહેવા લાગ્યો કે;–"મેં જેવું બીજ વાવ્યું હતું, તેવું જ ફળ મને મળ્યું. આ બધું આ મારા શયતાન દોસ્તના કાળાં કૃત્યોનું જ પરિણામ છે. આ ચોરને ઘેર ચોર પરોણા જેવો અથવા તો લૂટારાને ત્યાં લૂટ થવા જેવો ઘાટ થયો છે, એમાં તો લેશ માત્ર પણ શંકા નથી.'" પડખામાં જ કાયસ્થ ઊભો હતો તેણે બ્રાહ્મણને ઉદ્દેશીને કહ્યું કે;–"બંધુ, હવે બીજી વાર મારાથી આવા પ્રકારનું કાર્ય બની શકે તેમ નથી. આ બનાવે મારી આંખોને બરાબર ઊઘાડી દીધી છે. પ્રણામ!" એમ કહીને તે પોતાના માર્ગે પડી ગયો.

બ્રાહ્મણે પોતાના મનમાં વિચાર કર્યો કે;–"હવે અહીં બેસી રહેવાથી મને શો લાભ થવાનો હતો? હવે એ ડાકિનીને મારાથી કાંઈ શિક્ષા આપી શકાય છે કે કેમ, એનો જ મારે પ્રયત્ન કરવો જોઇએ." આ પ્રમાણેની ધારણા કરી ગળામાં એક ટૂંકું લુગડું વીંટાળીને તે પોતાની બળાત્કારે બનાવેલી બાયડીના બાપના ગામ ભણી જવાને ચાલતો થઈ ગયો. કોઈ પણ સ્થળે એક ક્ષણ માત્રને માટે પણ વિશ્રામ કરવાને થોભ્યા વિના તેણે આખા દિવસનો અખંડ પ્રવાસ કર્યો અને સંધ્યાકાળે રામેશ્વર બાબૂના દ્વારમાં આવીને ઊભો રહ્યો. તે મોટે સાદે સસરાના નામનો ઉચ્ચાર કરી પૂછવા લાગ્યો કે;–ચક્રવર્તી મહાશય, ઓ ચક્રવર્તી મહાશય, આપ ઘરમાં છો કે?" વૃદ્ધ બ્રાહ્મણ વરંડામાં જ બેઠો હતો, તે સાદ સાંભળીને દ્વારમાં આવ્યો અને ત્યાં પોતાના જમાઇને આવેલો જોતાંની સાથે કહેવા લાગ્યો કે;–"ઓહ–મારા પ્રિય રામલોચન, તમે પધાર્યા છો કે? ઘરમાં આવો, ઘરમાં પધારો. મેં બધું સાંભળ્યું છે અને તમારી માતાના અચાનક સ્વર્ગવાસથી મારા અને તમારી સાસુના હૃદયમાં અતિશય ખેદ થયો છે. તમે અમારી દીકરીને અહીં મોકલી દીધી, તે ઘણું જ સારું કર્યું; તે અહીં આનંદમાં છે!" એમ કહી જમાઇને તે હાથ ઝાલીને ઘરમાં લઈ ગયો. જમાઇને જોઇને સાસુએ રડવા માંડ્યું અને ડૂસકાં ભરી ભરીને કહ્યું કે;–"પણ જમાઇજી, હવે તમે વધારે શોક કરશો નહિ. કોઈનાં પણ માબાપ કાંઈ સદાને માટે બેસી રહેતાં

તો અગારે આશ્રય આપવો જ જોઇએ! તારા પતિએ તને પોતાના ખાલીખમ ઘરમાં રાખવાને બદલે અહીં મૂકી જવાની બુદ્ધિ વાપરી, એ બહુ જ સારું કર્યું. તારા અહીં આવવાથી અમને પણ એક પ્રકારનો આનંદ જ થયો છે." પોતાની પુત્રીના એ કથન વિશે તેમના મનમાં રતિભાર પણ શંકા ન આવવાથી તેમણે વધારે કાંઈ પણ પૂછ્યું નહિ અને તેથી એ જબરદસ્તીના જમાઇના આગમન પૂર્વે તે તરુણી જેવી રીતે પોતાના પિતૃગૃહમાં રહેતી હતી, તેવી જ રીતે હવે પણ આનંદથી રહેવા લાગી.

બ્રાહ્મણ અને કાયસ્થ એ સમયે ગામેગામમાં ભટકતા હતા, પરંતુ અદ્યાપિ તેમનો પ્રયત્ન સફળ થયો નહોતો. અંતે કંટાળીને કાયસ્થે બ્રાહ્મણને કહ્યું કે:–"જ્યારે પ્રથમવાર આપણે આપણા પ્રવાસનો પ્રારંભ કર્યો હતો, તે કોઈ ઘણી જ સારી અને શુભ ઘટિકા હતી; અને આ બીજી વારના પ્રવાસનો એવી તો કોઈ અશુભ ઘટિકામાં પ્રારંભ થયો છે કે કાર્યસિદ્ધિનો રંગ આવતો જ નથી. જે સ્થળે જઇએ છીએ, ત્યાં પાસા અવળાને અવળા જ પડ્યા કરે છે; અને આશા સફળ થતી જ નથી. આપણે તો હવે કંટાળી ગયા છીએ, ભાઈ! માટે અત્યારે તો મારો એવો વિચાર છે કે, આપણે પાછા ઘેર જઇએ. વળી કોઈ શુભ મુહૂર્ત જોઇને બહાર નીકળીશું અને બીજીવાર ભાગ્યને અજમાવીશું." બ્રાહ્મણે તેના એ વિચારને તે પળે જ અનુમોદન આપી દીધું; કારણ કે, ઘેર જવા-માટે તે તો વળી કાયસ્થ કરતાં પણ વધારે આતુર અને ઉતાવળો થઈ રહ્યો હતો.

તરુણ બ્રાહ્મણી નાસી ગઈ, તેને બળતે દિવસે સવારમાં ગામના લોકોએ નિદ્રામાંથી જાગ્યાપછી જોયું, તો રાત્રે બ્રાહ્મણનું ઘર બળીને રાખ થઈ ગયેલું તેમના જોવામાં આવ્યું–કેવળ રાખોડીના ઢગલા વિના બીજું કાંઈ પણ ત્યાં બાકી રહ્યું ન હોતું. એ ઘરમાં જ બુઢ્ઢી બ્રાહ્મણી અને તેની પુત્રવધૂ બળીને ભસ્મીભૂત થયાં હશે, એમ ધારીને ગામની બાયડીઓ તે અતુલ ગુણવતી અને સુશીલ તરુણીના અકાળ મરણ વિશે શોક દર્શાવતી કહેવા લાગી કે:–"ખરેખર આખા ગામમાં એના જેવી સદ્‌ગુણી અને સુશીલ પત્ની તો બીજા કોઇના ઘરમાં છે જ નહિ અને આવવાની પણ નથી! એ બિચારીનો આટલા થોડા કાળમાં અને આવી રીતે અંત થઈ ગયો, એ અત્યંત શોકકારક ઘટના કહી શકાય! એનો ધણી એને અહીં મરી જવામાટે જ લઈ આવ્યો હતો, એવો જ આનો અર્થ નીકળી શકે છે. અરેરે–તે બિચારો આવશે, ત્યારે તેના મનમાં કેટલો અને કેવો ભયંકર આઘાત થશે–કદાચિત તે

ગાંડો પણ થઈ જાય !!" જે વેળાએ બન્ને મિત્રો ત્યાં આવી લાગ્યા, તે વેળાએ ગામની બાયડીઓ અને ગામના ભાયડાઓ બળેલા ઘરને જોવા-માટે એકઠા થઇને પોતપોતામાં આવા પ્રકારની વાતો ચલાવી રહ્યાં હતાં. જ્યારે બ્રાહ્મણે આવીને પોતાના ઘરને રાખોડીના ઢગલાના રૂપમાં ફેરવાઈ ગયેલું જોયું, એટલે તરત તે એના સત્ય અને આંતરિક કારણને જાણી ગયો અને તેના શોક તથા ખેદનો અવધિ થઈ ગયો. તે પોતાના મનમાં પશ્ચાતાપ કરતો કહેવા લાગ્યો કે;–"મેં જેવું બીજ વાવ્યું હતું, તેવું જ ફળ મને મળ્યું. આ બધું આ મારા શયતાન દોસ્તના કાળાં કૃત્યોનું જ પરિણામ છે. આ ચોરને ઘેર ચોર પરોણા જેવો અથવા તો લૂટારાને ત્યાં લૂટ થવા જેવો ઘાટ થયો છે, એમાં તો લેશ માત્ર પણ શંકા નથી.'" પડખામાં જ કામસ્થ ઊભો હતો તેણે બ્રાહ્મણને ઉદ્દેશીને કહ્યું કે;–"બંધુ, હવે બીજી વાર મારાથી આવા પ્રકારનું કાર્ય બની શકે તેમ નથી. આ બનાવે મારી આંખોને બરાબર ઉઘાડી દીધી છે. પ્રણામ !" એમ કહીને તે પોતાના માર્ગે પડી ગયો.

બ્રાહ્મણે પોતાના મનમાં વિચાર કર્યો કે;–"હવે અહીં બેસી રહેવાથી મને શો લાભ થવાનો હતો ? હવે એ ડાકિનીને મારાથી કાંઈ શિક્ષા આપી શકાય છે કે કેમ, એનો જ મારે પ્રયત્ન કરવો જોઇએ." આ પ્રમાણેની ધારણા કરી ગળામાં એક ટૂંકું લુગડું વીંટાળીને તે પોતાની બળાત્કારે બનાવેલી બાયડીના બાપના ગામ ભણી જવાને ચાલતો થઈ ગયો. કોઈ પણ સ્થળે એક ક્ષણ માત્રને માટે પણ વિશ્રામ કરવાને થોભ્યા વિના તેણે આખા દિવસનો અખંડ પ્રવાસ કર્યો અને સંધ્યાકાળે રામેશ્વર બાપૂના દ્વારમાં આવીને ઊભો રહ્યો. તે મોટે સાદે સસરાના નામનો ઉચ્ચાર કરી પૂછવા લાગ્યો કે;–ચક્રવર્તી મહાશય, ઓ ચક્રવર્તી મહાશય, આપ ઘરમાં છો કે ?" વૃદ્ધ બ્રાહ્મણ વરંડામાં જ બેઠો હતો, તે સાદ સાંભળીને દ્વારમાં આવ્યો અને ત્યાં પોતાના જમાઇને આવેલો જોતાંની સાથે કહેવા લાગ્યો કે;–"ઓહ–મારા પ્રિય રામલોચન, તમે પધાર્યા છો કે ? ઘરમાં આવો, ઘરમાં પધારો. મેં બધું સાંભળ્યું છે અને તમારી માતાના અચાનક સ્વર્ગવાસથી મારા અને તમારી સાસુના હૃદયમાં અતિશય ખેદ થયો છે. તમે અમારી દીકરીને અહીં મોકલી દીધી, તે ઘણું જ સારું કર્યું; તે અહીં આનંદમાં છે !" એમ કહી જમાઇને તે હાથ ઝાલીને ઘરમાં લઈ ગયો. જમાઇને જોઇને સાસુએ રડવા માંડ્યું અને ડૂસકાં ભરી ભરીને કહ્યું કે;–"પણ જમાઇજી, હવે તમે વધારે શોક કરશો નહિ. કોઇનાં પણ માબાપ કાંઈ સદાને માટે બેસી રહેતાં

નથી; એ ભિખારીનું આયખું આવી રહ્યું અને એનો સ્વર્ગવાસ થયો. હવે શોક કરવાથી અમારાં લેવાણ કાંઈ પાછાં આવે તેમ નથી. પોતા પાછળ તમારા જેવા પુત્રને મૂકી પુત્રની કાંધે ચઢીને ડોશી ગયાં, એટલે એમનાં જેવું તો કોઈ ભાગ્યશાળી જ નહિ; સમજ્યા? તમે અને અમારી દીકરી એ બન્નેને હસતાં રમતાં પાછળ મૂકીને હું અને તમારા સસરા જો સ્વર્ગમાં સિધાવી જઈએ, તો અમે પણ મહા ભાગ્યશાળી ગણાઈએ, એમાં શંકાનું સ્થાન જ નથી." આવી રીતે જમાઈને આશ્વાસન આપી, તેના માટે ઉપાહારની વ્યવસ્થા કરવાને તે ઉઠીને અંદર ગઈ અને તેનો પતિ આગળની પેઠે કેટલીક ચીજો લાવવામાટે બજાર ભણી દોડ્યો. જમાઈ મનમાં વિચાર કરવા લાગ્યો કે;-"એ રાંડે અહીં આવીને ભેદનો કાંઈ પણ ભંડો ફોડી નાખ્યો નથી, એ એક રીતે બહુ સારું થયું છે. આ બાપડી બાપડો બન્ને હજી પૂરા અંધારામાં જ છે. એકવાર પાછી એ મારા સપાટામાં આવે, એટલે હું એને બરાબર બતાવી આપીશ કે, વિશ્વાસઘાતનું ફળ આવું ચાખવું પડે છે!"

એ જ સમયે તે તરુણી પોતાના ઓરડામાં બેઠી બેઠી મનોગત કહેવા લાગી કે;-"બસ-હવે મારું આવી બન્યું! શયતાન પાછો આવી લાગ્યો; એ હવે મને તરત ઘેર લઈ જવાની ઇચ્છા દર્શાવશે અને મારાં માતાપિતા પણ મને જવામાટેનો આગ્રહ કરશે. હવે મારે આ સંકટમાંથી કેવી રીતે અને કયા ઉપાયે છૂટવું, એની મને કશી પણ સૂઝ પડતી નથી!" અચાનક તેના મસ્તિષ્કમાં એક કલ્પનાનો આવિર્ભાવ થયો અને તત્કાળ પોતાના ઘરના પાછળના ભાગમાં જઇને, ત્યાં રહેતી એક વૃદ્ધ સ્ત્રીને બોલાવીને તેણે કહ્યું કે;-"ગુણી, જો તું મને અત્યારે થોડુંક ઝેર લાવી આપીશ, તો તારો મારાપર મોટો ઉપકાર થશે." વૃદ્ધ સ્ત્રીએ અત્યન્ત બીથી સ્હામો સવાલ કર્યો કે;-"દીકરી, આ તું શું બોલે છે? ઝેર? ઝેરનું તને એટલું બધું શું કામ પડ્યું છે વારુ?" એનો જવાબ આપતાં તરુણી બોલી કે;-"ગુણી, આજકાલ અમારા ઘરમાં ઉંદર મામાનો જબરો ઉપદ્રવ થઈ પડ્યો છે. તેઓ આવીને ગાદલાં કાતરી જાય છે, મારા પિતાજીના પોથાં થોથાં બગાડી જાય છે અને એવું જ બીજું પણ નુકસાન કર્યાં કરે છે. હું એ ઝેરને કોઈ ખાવાની ચીજમાં મેળવીશ અને ઘરમાં તે ચીજને વિખેરી દઇશ, એટલે તે ઝેરી પદાર્થ ખાવાથી જરૂર થોડા ઘણા ઉંદરડાનો અંત આવી જશે અને તેટલા પ્રમાણમાં તેમની પીડા ઓછી થશે." "આ તારી વાત તદ્દન સાચી છે," એમ કહીને તે વૃદ્ધ સ્ત્રી બજારમાં જઇને થોડુંક ઝેર લઈ આવી અને તે તેણે તે

તરુણીને આપી દીધું. જમાઇના ઉપાહારમાટેની વસ્તુઓ એ વેળાએ તૈયાર થઈ ગઈ હતી અને તે વસ્તુઓને એક ચાકરડી માર્ફત પોતાની પુત્રીના ઓરડામાં મોકલી બુઢ્ઢી સાસૂએ જમાઇને કહ્યું કે;-"હું ધારું છું કે, રાતે તમને ભાત તો નહિ જ ખાવા હોય. મેં ઉપાહારની કેટલીક વસ્તુઓ મારી દીકરીના ઓરડામાં મોકલી દીધી છે, તેમાંથી જે રુચે તે ખાઈ લ્યો અને આખા દિવસના પ્રવાસથી થાકી ગયેલા હોવાથી વ્હેલા વ્હેલા સૂઈ જાઓ." જમાઇએ સાસૂનો ઉપકાર માન્યો અને પછી સસરાને સંબોધીને તેણે કહ્યું કે; "મહાશય, આજ રાતે જ પાલખીવાળા કહારોસાથે બંદોબસ્ત કરી લેવાની કૃપા કરશો કે? કારણ કે, પ્રભાતમાં જ મારે મારી પત્નીને લઇને પ્રયાણ કરવાનું છે. એ તો તમે જાણો જ છો કે, મારા ઘરમાં હવે કોઈ પણ નથી અને મારી માતાની ઉત્તરક્રિયા પણ કરવાની છે, એટલે ઘેર જવા વિના કોઈ પણ રીતે ચાલે તેમ છે જ નહિ." સસરાએ કહ્યું કે;-"એ બધી વ્યવસ્થા હું કરી આપીશ, એ બધું કામ મારાપર છોડી દ્યો. મારા નયનવિશ્રામ, જાઓ અને આરામ કરો."

સાસૂ અને સસરાને પ્રણામ કરી જમાઈ પોતાની પત્નીના ઓરડામાં ગયો કે જ્યાં તે તરુણી તેના આવવાની વાટ જોતી જ બેઠી હતી. તે ભયથી અધમુઈ જેવી થઈ ગયેલી છતાં ગમે તેવી રીતે હિંમત લાવીને તેણે, તેના બનાવટી પતિના પીવામાટે દૂધનું જે પાત્ર તૈયાર રાખવામાં આવ્યું હતું, તેમાં તે ઉંદરના બહાનાથી મંગાવેલું ઝેર ભેળવી દીધું. તેના પતિએ આખા દિવસનો નકોરડો કડાકો કાઢેલો હોવાથી ભૂખવડે તે આંધળો બની ગયો હતો. એટલે ઓરડામાં આવતાંની સાથે જ પ્રથમ તે દુગ્ધપાત્રને ઉપાડી તેમાંના દૂધને તેણે પોતાના પેટમાં પધરાવી દીધું. ઝેરવાળું દૂધ પેટમાં જતાં જ તેના મોઢે ફીણ આવવા લાગ્યું અને તમ્મર આવતાં તે જમીનપર પછડાઈ પડ્યો. ઝેર કાતિલ હોવાથી તરત તેની અસરથી તે બિચારાની વાચા બંધ થઈ ગઈ અને બે ચાર ક્ષણમાં તો તે મૃત્યુને વશ થઈ ગયો.

"એક કામ તો બરાબર પાર પડી ગયું." તરુણી પોતાના મનસાથે કહેવા લાગી, "પણ હવે મારે આ શબની શી વ્યવસ્થા કરવી વારુ? જો પ્રભાતમાં આ મડદું અહીં પડેલું મળી આવશે, તો તો મારે જરૂર કારાગૃહની મુલાકાત લેવા જવું પડશે; ને બધું ઊંધું જ થઈ જશે. આ વાત મારાં માબાપને કહેવાય તેવી પણ નથી અને હું એકલી આ ભારી મડદાને ઠેકાણે પાડી શકું, તેમ પણ બને તેમ નથી. ચાલો, એકવાર ફરી પણ ભાગ્યની પરીક્ષા કરું અને જોઉં કે, ભગવાન્ શી સહાયતા

કરે છે તે!" તે વિચારમાં તલ્લીન થઈ ગઈ અને અલ્પ સમયમાં જ તેના મસ્તિષ્કમાં એક બહુ જ ઉત્તમ યુક્તિ સ્ફુરી આવી. તે ઉઠી અને તેણે પોતાનાં બધાં ઘરેણાં શરીરપર ધારણ કરી લીધાં અને ત્યારપછી પોતાની બધી સાડીઓમાંથી એક રેશમી અને ઘણી જ સારી સાડી કાઢીને તે પહેરી લીધી. એ પછી તેણે તામ્બૂલભક્ષણ કર્યું અને માથાના વાળને છૂટા મૂકી દીધા કે જે તેના કટિભાગ પર્યન્ત પહોંચતા હતા. એ પછી મદ્દાને તેણે એક જૂની સાડીમાં બાંધી લીધું અને ઘરમાંનાં બધાં માણસો ગાઢ નિદ્રામાં પડી અચેતન જેવાં થઈ જાય ત્યાંસુધી થોભ્યા પછી પોતાની સર્વ શક્તિઓને હૃદયમાં એકત્ર કરી તેણે મદ્દાની ગાંસડીને માથાપર ઉપાડી પોતાના ઓરડામાં પડેલી એક તલ્વારને હાથમાં લઈ ઘરમાંથી પ્રભુના નામોચ્ચાર સાથે બહાર જવાને પગ કાઢ્યો. ત્યાંથી થોડા જ અંતરપર સ્મશાનભૂમિ આવેલી હતી, તે તરફ બનતી ઉતાવળથી તે ચાલવા લાગી. જ્યારે તે ઇચ્છિત સ્થાને પહોંચી ગઈ, તે વેળાએ રાત્રિની ભયાનકતાનો સર્વત્ર વિસ્તાર થયેલો હતો અને વિશ્વ નિઃસ્તબ્ધતામાં લીન થયેલું દેખાતું હતું. માત્ર કેટલાક નિશાકીટકોનો મંદ પણ બીહામણો ધ્વનિ શ્રવણગોચર થતો હતો. આકાશ મેઘાવૃત હતું, છતાં વારંવાર થતા વીજળીના ચમકારા થોડીવારને માટે ગાઢ અંધકારને હરાવી, આકાશને પ્રકાશિત કરતા હતા અને એટલામાં અચાનક જળવૃષ્ટિ પણ થવા લાગી. એ વખતે બનાવ એવો બન્યો કે, એ સ્મશાનમાં લુટારાઓનું એક ટોળું બેઠું હતું અને હવે પછી ક્યાં હાથ મારવો અને કેવી રીતે લુટફાટ કરવી, એ વિશેનો તેઓ પોતપોતામાં ઊહાપોહ ચલાવી રહ્યા હતા. એ વિપ્રબાળા સીધી ત્યાં તેમના મધ્યમાં જ ચાલી આવી હોત, પણ તેના સદ્‌ભાગ્યયોગે તે હજી કેટલાક અંતરપર–દૂર–હતી, એટલામાં વીજળીનો એક ચમકારો થયો. તેના પ્રકાશથી તેણે તે લુટારાઓને જોઈ લીધા. લુટારાઓ પોતાની વાતચીતમાં એટલા બધા મશગૂલ થઈ ગયા હતા કે, તેમને એ તરુણીના આગમનનું જરા પણ ભાન રહ્યું નહિ. તે અચાનક ભયના કારણથી કંપિત અને ભયભીત થઈ જ્યાં હતી ત્યાં ને ત્યાં જ અટકી ગઈ અને પોતાના મનમાં કહેવા લાગી કે:–"મારી પવિત્રતા અને મારા જીવનની રક્ષામાટે આટલાં બધાં મહાપાતકો કરવા છતાં અંતે આ લુટારાઓના હાથે મારી બન્ને અમૂલ્ય વસ્તુઓના લુટાઈ જવાનો જે વખત આવવાનો હતો, તે તો આવ્યો જ. પણ ચિંતા નહિ, મારી શુદ્ધતા અને મારા જીવનને જાળવવામાટે હજી પણ મારાથી બનશે, તેટલો સાહસમય પ્રયત્ન તો હું કરવાની જ; પ્રયત્ન કર્યાં છતાં પરાજય થવાનો હોય તો ભલે થાય–તો પછી મારું ભાગ્ય જ

તેમાટે દૂષિત અને અપરાધી ગણાશે.” ચિત્તમાં ભગવાનનું સ્મરણ કરી આ અચાનક આવેલી આપત્તિને ટાળવામાટેની એક યુક્તિ યોજી ને તે એકદમ જ્યાં લુટારાઓનું ટોળું બેઠું હતું, ત્યાં જ સીધી ચાલી ગઈ. તેના ઝાંઝરના કાનમાં આવી અથડાયલા ઝમકારે તેમને એક અબળાના થનારા આગમનની ચેતવણી આપી દીધી. એ અવાજ સાંભળીને ‘આ રાત્રિના સમયમાં આ ભયાનક અંધકારમયી નિશામાં અહીં આવનારી એ અબળા કોણ હશે ને તે શા ઉદ્દેશથી આવી હશે’ એ વિશેના-હજી તો તેઓ મંદ સ્વરથી અનુમાનો કરતા હતા, એટલામાં તો ધારેલી અબળા આવીને તેમની છાતીપર ઊભી રહી અને તેણે તલ્વારને તેમના મસ્તકપર ઉગામેલી પોતાના હાથમાં પકડી રાખી. લુટારાઓએ બહુ જ ઊતાવળથી એક મશાલ સળગાવી અને તેના પ્રકાશમાં એ સ્ત્રીનું ઉગ્ર અને ભયંકર સ્વરૂપ તેમના જોવામાં આવતાં જ, તેમનો નિશ્ચય થઈ ગયો કે, એ અન્ય કોઈ નહિ, પણ સાક્ષાત્ માતા કાલિકા જ હોવાં જોઇએ. એ તો એક જગદ્‌વિખ્યાત વાર્ત્તા છે કે, બહુધા બધા લુટારાઓ દેવી કાલિકાના જ ઉપાસકો હોય છે અને એટલામાટે તે સઘળા લુટારાઓ યોગ્ય વિધિ સહિત પોતાની ઇષ્ટદેવીની ઉપાસના અને પૂજા કરવા મંડી ગયા. લુટારાના સરદારે વારંવાર દેવીનાં ચરણોમાં મસ્તક નમાવીને દીન વાણીથી પ્રાર્થના કરી કે;–“માતા, જો આજની લૂટમાં અમને સારો લાભ મળશે, તો હું એક સોનાની જિહ્વા બનાવીને તને અર્પણ કરીશ અને મોટી ધામધૂમથી તારી પૂજાનો ઉત્સવ ઊજવીશ.” અને ત્યાર પછી બધા લુટારાઓ ‘જયકાલી જયકાલી’ની ભીષણ ગર્જના કરી, એ તરુણ સુંદરી–દેવી વેષધારિણી–ની આસપાસ ફેરા ફરીને પ્રદક્ષિણા કરવામાં પ્રવૃત્ત થયા. જ્યારે તેઓ પ્રદક્ષિણા કરી રહ્યા, એટલે દેવીએ તેમને ઉદ્દેશી કહ્યું કે;–“વત્સો, હું તમારાપર બહુ જ પ્રસન્ન થઈ છું અને તેથી તમારા માટે આ ઉપહાર લઈ આવી છું. પણ એ ઉપહારની ગાંસડીને અત્યારે જ ખોલશો નહિ.” એમ કહીને તેણે પોતાના માથાપરના ભારને ઉતારીને તેમની આગળ નાખી દીધો અને ત્યાંથી તત્કાળ અદૃશ્ય થઈ ગઈ. સ્મશાનભૂમિમાંથી બહાર નીકળતાંની સાથે જ વાયુના વેગે તે પોતાના ગઢના માર્ગમાં ચાલવા લાગી.

લુટારાઓ દેવીના આપેલા ઉપહારના ગાંસડાને તાકી તાકીને જોવા લાગ્યા અને પોત પોતામાં ધીમા સાદે બોલવા લાગ્યા કે;–“હવે આ લુટારા તરીકેનું જીવન ગાળવાની અને લૂટફાટનો ભય ભરેલો અને
* અજંપાવાળો ધંધો કરવાની આપણને અગત્ય રહેવાની નથી. આજે દેવીએ કૃપા કરીને આપણને જે મોટી બક્ષીસ આપી છે, તેના યોગે

આપણે બધા આપણા હવે પછીના બાકી રહેલા જીવનને બહુ જ આરામમાં વીતાડી શકીશું, એમાં શંકા જેવું કાંઈ પણ નથી." લુટારાની ટોળીનો સરદાર વારંવાર ભક્તિના ઉભરાઈ જતા વિકારથી કંપતા સ્વરવડે કાલિકાના જયનો ઘોષ કરાવ્યા કરતો હતો અને 'જયકાલી, જયકાલી'ની ગર્જનાથી સમસ્ત વનવિભાગ ગર્જી રહ્યો હતો. હર્ષનો અતિરેક થવાથી તેઓ જંગલી પશુ જેવા બની ગયા હતા અને ગાંસડીપર નજર પડતાં તેમને સોના રૂપા અને હીરા મોતીના ઢગલાનાં સમણાં આવ્યાં કરતાં હતાં. કેટલાક સમય પછી સરદારે પોતાના સર્વે અનુયાયીઓને ગાંસડીને ખોલી તેમાંના માલને બહાર કાઢવાનો હુકમ ફરમાવી દીધો. લુટારાઓએ આતુરતાથી ગાંસડી ખોલી નાખી, પણ તેમાંથી અખૂટ ખજાનો નીકળવાને બદલે એક મડદાને નીકળેલું જોઇને જેટલા હર્ષે તેમને ગાંડા બનાવ્યા હતા, તેટલા જ ક્રોધે હવે તેમને ગાંડા અને ગરમ બનાવી દીધા. સરદાર તો ક્રોધના અતિરેકથી કંપવા લાગ્યો અને પોકાર કરીને બોલ્યો કે;—"મારી સાથે આવી દગાબાજી કરવાની હિંમત કોણે કરી, તે હું સમજી શકતો નથી! જરૂર એ કોઈ ઘરબારમાંથી કાઢી મૂકાયલી અને ભટકતી રાંડ રાંખણી હોવી જોઇએ અને એ ડાકણને આપણે અત્યારે ને અત્યારે જ શોધી કાઢવી જોઇએ. આપણને મૂર્ખ બનાવવાનો એણે જે મહા ભયંકર અને અક્ષમ્ય અપરાધ કર્યો છે, તેમાટે જો એનું ગળું કાપીને એને મારી નાખવામાં આવે, તો તે શિક્ષા પણ એના માટે બહુ થોડી અને ઓછી જ કહેવાય." આમ કહીને તેણે પોતાના સાથીઓને શસ્ત્રાસ્ત્ર સંભાળવાનો અને પોતા પાછળ આવવાનો હુકમ સંભળાવી દીધો. સરદાર કરતાં પણ તે રાંડને પકડવા અને વૈરનો બદલો લેવાને વધારે આતુર થયેલા લુટારા તરત તલવાર, બર્છી, ભાલા અને તબર આદિ શસ્ત્રાસ્ત્ર લઇને પોતાના સરદારની પાછળ ચાલવાને તૈયાર થયા અને ત્યાર પછી એ લુટારાનું લશ્કર ગામ તરફના રસ્તે કૂચ કરી ગયું. ગામમાંના એક એક ઘરની તેમણે તપાસ ચલાવી, પણ કયાંય તેમને શંકા જેવું કાંઈ પણ દેખાયું નહિ. અંતે તેઓ રામેશ્વર બાબૂના ઘર આગળ આવીને બહારની ભીંતપરથી કૂદી આંગણાના અંદરના ભાગમાં ઊતરી પડ્યા અને ત્યાં તેમણે ઘરનાં બારણાં ખુલ્લાં પડેલાં જોયાં. તરુણ સુંદરી દોડી દોડીને થાકી ગયેલી હોવાથી બારણાં વાસવાનું ભૂલી ગઈ હતી. પોતાના ઓરડામાં આવી તે બિછાનામાં પડી અને તરત જ ગાઢ નિદ્રાને આધીન થઈ ગઈ. તેણે પોતાનો દેવીનો વેષ પણ ઉતાર્યો નહોતો. લુટારાઓ ઘરમાં જઇને તેના ઓરડામાં જઈ પહોંચ્યા કે જ્યાં તે શય્યામાં રાતી સાડી પહેરીને પડી

હતી અને તેના હાથમાંથી પડી ગયેલી તલ્વાર પણ નીચે પાસે જ પડેલી હતી. સરદારે મંદ સ્વરથી ઉદ્ગાર કાઢ્યો કે:–"ઓહ છેવટે જે પક્ષીના શોધમાં આપણે હતા, તે પક્ષી આપણા જાળમાં સપડાયું છે." એ પછી તેણે ચાર લુટારાને ખાટલા સુદ્ધાં તે સ્ત્રીને ત્યાંથી ઉપાડવાની આજ્ઞા કરી, અને તે સાથે એની ચેતવણી આપી દીધી કે:–"ચાલવામાં તમારાથી જેટલી ઊતાવળ કરાય તેટલી કરજો, કોઈ પણ કારણથી સ્મશાનભૂમિમાં પહોંચ્યા પહેલાં વચ્ચે ક્યાંય રોકાશો નહિ અને આ રાંડના ખાટલાને જમીનપર રાખશો નહિ." ચાર ધાડપાડુઓ મડદાની ઠાઠડીની પેઠે ખાટલાને ઉપાડીને ઘરમાંથી બહાર નીકળી ગયા અને ત્યાર પછી ગામમાંથી પણ બહાર નીકળીને સ્મશાનભૂમિ તરફના પોતાના માર્ગે પડી ગયા. તરુણીને એટલી બધી ગાઢ નિદ્રા આવી ગઈ હતી કે, લગભગ લુટારાઓ અડધો રસ્તો કાપી આવ્યા ત્યાર પછી ખાટલો હાલકડૂલક થવાથી તે જાગી ઉઠી, ત્યાર પહેલાં તેની આંખ ઊઘડી નહિ. તે જ્યારે જાગી અને તેને ચાર માણસ ખાટલા સુદ્ધાં ઉપાડીને લઈ જતા હતા એમ તેના જોવા તથા જાણવામાં આવ્યું, ત્યારે પ્રથમ તો આ બધું શું બન્યું ને તેનું શું કારણ હોવું જોઇએ, એનું તે અનુમાન કરી શકી નહિ. જ્યારે લુટારાઓના બોલવાનો કર્કશ ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો ત્યારે જ તે પોતાના શિરપર ઘેરાઈ આવેલા સંકટના વાદળને જોઈ અથવા ઓળખી શકી. અર્થાત્ હવે તેને ભાન થયું કે, જે લુટારાઓને તે ઠગી આવી હતી, તેમના જ હાથમાં તે આવી પડી હતી. તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે:–"બસ, થઈ ચૂક્યું: હવે આપણું આવી બન્યું! જો હવે ભગવાન્ પોતે આવીને મારો આ સંકટમાંથી ઉદ્ધાર ન કરે, તો મારા ઊગરવાનો હવે બીજો કોઈ પણ ઉપાય નથી." એ વેળાએ તેને ઉપાડનારા લુટારા એક વિશાળ પીપળા તળેથી પસાર થયા અને તેની ડાળીઓ તે તરુણીના શરીર સાથે અથડાઈ. તરત તલ્વારને બગલમાં મારી બની શકે તેટલી મૃદુતાથી તે એક ડાળીને વળગી રહી અને પછી ઝાડપર ચઢી ગઈ. ખાટલો પોતે જ એટલો બધો ભારી અને વજનદાર હતો કે, તેમાંથી તે તરુણી ઉડી ગઈ, છતાં ભારમાં થયેલા ઘટાડાને લુટારા જાણી શક્યા નહિ, તેમ જ છૂપાઈ રહેવાના અને બીજાની દૃષ્ટિએ ન પડવાના કાર્યમાં તે સુંદરીને રાત્રિના ગાઢ અંધકારે પૂરી સહાયતા આપી દીધી. ઝાડપર આમ તેમ સંચાર કરતાં થડમાંના પેલાણના મોઢાપર તે આવી લાગી અને તેનો લાભ લઈ તરત તે થડના પોલા ભાગમાં ઊતરી ગઈ.

લુટારાઓએ સ્મશાનભૂમિમાં આવીને ખાટલાને કાંધિપરથી નીચે ઉતાર્યો, પણ ખાટલાને ખાલી અને સુંદરીને અદૃશ્ય થયેલી જોઇને આશ્ચર્યથી તેઓ દિગ્મૂઢ જેવા બની ગયા. સરદાર ગુસ્સાથી પોતાના દાંત હોઠ ચાવવા લાગ્યો અને તે ખાટલો ઉપાડનારાઓને ઉદ્દેશી ક્રૂરતાથી બોલ્યો કે;-"તે સ્ત્રી ક્યાં છે? તેને જલ્દી મારી આગળ લાવીને હાજર કરો; તે ગઈ ક્યાં?" તેઓ જવાબમાં કહેવા લાગ્યા કે;-"સરદાર, અમે શું કહી શકીએ કે તે ક્યાં ગઈ? અમે તેના ઘરમાંથી ખાટલાને જે કાંધિપર ઉપાડ્યો હતો, તે ઠેઠ અહીં આવ્યા પછી જ ભોંયપર ઉતાર્યો છે અને રસ્તામાં તેણે કંઈ પણ હીલચાલ કરી હોય, એમ પણ અમારા જાણવામાં આવ્યું નથી."

"અફસોસ! એક બે બદામની બાયડી બીજીવાર પણ આપણા જેવા ચપરબંધાઓને મૂર્ખ બનાવી ગઈ અને પાછી હાથમાંથી છટકી ગઈ! હં-પણ એ તો કહો કે, માર્ગમાં આવતાં તમે કોઈ મોટા વૃક્ષો તળેથી પસાર થયા હતા ખરા કે?" સરદારે બૂમ મારીને કહ્યું.

"જી હા-માર્ગમાં ઝાડવાં તો ઘણુંયે આવ્યાં હતાં." જવાબ મળ્યો.

"ઝાડવાં નહિ; પણ હું એમ પૂછું છું કે, કોઈ વિશાળ વૃક્ષ માર્ગમાં આવ્યું હતું કે?" સરદારે પાછું ખીંચીને પૂછ્યું.

"જી હા, એક મોટું ઝાડ આવ્યું'તું ખરું." ઉત્તર મળ્યું.

"બસ ત્યારે તે રંડા તેજ ઝાડમાં અદૃશ્ય થયેલી હોવી જોઇએ. એવી દુનિયામાં કોઈ પણ ચાલાકી નથી કે, જે એના જેવી ચાલાક ચપળાઓ ન ચલાવી શકે. વારુ, હવે એનો જવાબ આપો કે, ગામમાંથી ખાટલો ઉપાડીને તમે જે રસ્તેથી અહીં આવ્યા છો, તે જ રસ્તે પગલેપગલું સંભાળીને તમે પાછા ગામમાં જઈ શકો એમ છે ખરું કે? જરા પણ આડાઅવળા ન ફાટવું જોઇએ." સરદારે તેમને પૂછ્યું.

"જી હા, સરદાર, એક પણ પગલાના તફાવત વગર અમે તેમ કરી શકીશું." તેમણે તે પળે જવાબ આપ્યો.

"ત્યારે ચાલો, મને તે રસ્તે લઈ ચાલો." સરદારે હુકમ ફરમાવ્યો.

આ પ્રમાણે બોલીને તે તરુણીને સ્થળે ખાટલાપર સરદાર પોતે સૂઈગયો અને તે ખાટલાને ઉપાડી તે લુટારાઓ આવ્યા હતા, તે માર્ગે પાછા ચાલવા લાગ્યા. કેટલીકવાર પછી એક સ્થળે સરદારના શરીરને વૃક્ષની શાખા પત્ર આદિનો સ્પર્શ થયો અને તે સાથે તેણે બૂમ મારી કે;-"બસ મને-નીચે ઉતારો-આ તે જ વૃક્ષ છે-તે અવશ્ય આ વૃક્ષમાં જ ક્યાંક લપાયલી છે!"

એમ કહીને તે પોતે વૃક્ષતળે ઉભો રહ્યો અને તેણે પોતાના બીજા સાથીઓને વૃક્ષપર ચઢાવી દીધા. તેમણે ઝાડની ડાળીએ ડાળી શોધી નાખી, પણ વ્યર્થ; તે ચાલાક ચપળાનો ક્યાંય પત્તો મળી શક્યો નહિ. એ જ વખતે ઝાડપર ચઢેલા લુટારાઓના અવાજ અને તેમના સંચારથી ડાળીઓના થતા ખખડાટને સાંભળી, પોલા થડમાં ભરાઈ બેઠેલી તરુણી બહુ જ ગભરાવા લાગી, એટલે સુધી કે બિચારી મરવા જેવી થઈ ગઈ! તે મનમાં કહેવા લાગી કે;–"હવે જો ત્રીજીવાર હું એમના હાથમાં સપડાઈશ, તો મારો છૂટકો થવો અશક્ય છે. હવે એઓ ક્ષણ બે ક્ષણમાં જ મને પકડી પાડશે. ચાલો–ભગવાનની જેવી ઇચ્છા. તેની ઇચ્છાને કોઈ પણ ટાળવા સમર્થ નથી." એક પછી એક ઝાડપર ચઢેલા લુટારાઓ નિરાશ થઇને જ્યાં તેમનો સરદાર ઉભો હતો ત્યાં નીચે ઊતરવા લાગ્યા અને તેમને પોતાના પ્રયત્નમાં આવી રીતે અફળ થયેલા જોઇને સરદારે ફરી કોપાયમાન થઇને કહ્યું કે;–"ખરેખર તમે મને આડે રસ્તે અથવા ખોટે રસ્તે દોરી લાવ્યા છો." એટલામાં બનાવ એવો બન્યો કે, જે છેલ્લો લુટારો ઉપરથી ઉતરતો હતો, તેનો હાથ અચાનક પોલાણમાં જઈ પડ્યો અને તેનો તે તરુણીના શરીરને સ્પર્શ થતાં જેવો તે આનંદનો પોકાર કરવા જતો હતો, એટલામાં તેના મોઢાને હાથથી દાબીને તરુણીએ કહ્યું કે;–"મને ઉઘાડી પાડવાથી તને શો લાભ થવાનો હતો વારુ? પણ જો તું મારા વચન પ્રમાણે વર્તીશ, તો તેથી તને બહુ જ સારો લાભ મળશે."

"તારા કહેવાનો ભાવાર્થ શો છે, તે હું સમજી શકતો નથી." તે લુટારાએ જો કે આશ્ચર્યથી છતાં બીજાઓ સાંભળી ન શકે, તેવા મંદ સ્વરથી કહ્યું.

"આટલી સાદી વાતને પણ તું સમજી નથી શકતો કે? જો–તું જો મને અત્યારે ઉઘાડી પાડી દઇશ, તો મારા શરીરના ભોગવટાનો હક સરદાર લઈ લેશે, તારામાટે કેવળ નિરાશા જ રહેશે અને તારા પરિશ્રમનું ફળ બીજાને મળશે. પણ અત્યારે જો તું મૌનવ્રતને ધારી મને છૂપામણી જ રહેવા દઇશ, તો હું જરૂર તારી જોડે લગ્ન કરીશ અને આપણ બન્ને આપણા હવે પછીના દિવસો અમન ચમન તથા આનંદમાં વીતાડીશું." તરુણીએ તેને લાલચમાં લપટાવવાનો પ્રયત્ન કરી કહ્યું.

"અરે વાહરે વાહ! તારા જેવી એક ચાલાક અને ચોરોને પણ ભભૂત ચોળાવનારી નાગણ જેવી નારીના વચનમાં વિશ્વાસ રાખું, એટલો બધો તેં મને મૂર્ખો માની લીધો છે કે શું? વળી હું તારી ન્યાતનો પણ નથી, એટલે તારી ઇચ્છા હોવા છતાં પણ તું મારી પરણેતર કેવી

લુટારાઓએ સ્મશાનભૂમિમાં આવીને ખાટલાને કાંધિપરથી નીચે ઉતાર્યો, પણ ખાટલાને ખાલી અને સુંદરીને અદશ્ય થયેલી જોઈને આશ્ચર્યથી તેઓ દિગ્મૂઢ જેવા બની ગયા. સરદાર ગુસ્સાથી પોતાના દાંત હોઠ ચાવવા લાગ્યો અને તે ખાટલો ઉપાડનારાઓને ઉદ્દેશી ક્રૂરતાથી બોલ્યો કે;–"તે સ્ત્રી ક્યાં છે ? તેને જલ્દી મારી આગળ લાવીને હાજર કરો; તે ગઈ ક્યાં ?" તેઓ જવાબમાં કહેવા લાગ્યા કે;–"સરદાર, અમે શું કહી શકીએ કે તે ક્યાં ગઈ? અમે તેના ઘરમાંથી ખાટલાને જે કાંધિપર ઉપાડ્યો હતો, તે ઠેઠ અહીં આવ્યા પછી જ ભોંયપર ઉતાર્યો છે અને રસ્તામાં તેણે કદી પણ હીલચાલ કરી હોય, એમ પણ અમારા જાણવામાં આવ્યું નથી."

"અફસોસ ! એક બે બદામની બાયડી બીજીવાર પણ આપણા જેવા ચપરબંધાઓને મૂર્ખ બનાવી ગઈ અને પાછી હાથમાંથી છટકી ગઈ! હં–પણ એ તો કહો કે, માર્ગમાં આવતાં તમે કોઈ મોટાં વૃક્ષો તળેથી પસાર થયા હતા ખરા કે?" સરદારે બૂમ મારીને કહ્યું.

"જી હા–માર્ગમાં ઝાડવાં તો ઘણાંય આવ્યાં હતાં." જવાબ મળ્યો.

"ઝાડવાં નહિ; પણ હું એમ પૂછું છું કે, કોઈ વિશાળ વૃક્ષ માર્ગમાં આવ્યું હતું કે?" સરદારે પાછું ખીંચીને પૂછ્યું.

"જી હા, એક મોટું ઝાડ આવ્યું'તું ખરું." ઉત્તર મળ્યું.

"બસ ત્યારે તે રંડા તેજ ઝાડમાં અદશ્ય થયેલી હોવી જોઈએ. એવી દુનિયામાં કોઈ પણ ચાલાકી નથી કે, જે એના જેવી ચાલાક ચપળાઓ ન ચલાવી શકે. વારુ, હવે એનો જવાબ આપો કે, ગામમાંથી ખાટલો ઉપાડીને તમે જે રસ્તેથી અહીં આવ્યા છો, તે જ રસ્તે પગલેપગલું સંભાળીને તમે પાછા ગામમાં જઈ શકો એમ છે ખરું કે ! જરા પણ આડાઅવળા ન ફાટવું જોઈએ." સરદારે તેમને પૂછ્યું.

"જી હા, સરદાર, એક પણ પગલાના તફાવત વગર અમે તેમ કરી શકીશું." તેમણે તે પળે જવાબ આપ્યો.

"ત્યારે ચાલો, મને તે રસ્તે લઈ ચાલો." સરદારે હુકમ ફરમાવ્યો.

આ પ્રમાણે બોલીને તે તરુણીને સ્થળે ખાટલાપર સરદાર પોતે સૂઈ ગયો અને તે ખાટલાને ઉપાડી તે લુટારાઓ આવ્યા હતા, તે માર્ગે પાછા ચાલવા લાગ્યા. કેટલીકવાર પછી એક સ્થળે સરદારના શરીરને વૃક્ષની શાખા પત્ર આદિનો સ્પર્શ થયો અને તે સાથે તેણે બૂમ મારી કે;–"બસ મને-નીચે ઉતારો–આ તે જ વૃક્ષ છે–તે અવશ્ય આ વૃક્ષમાં જ ક્યાંક લપાયલી છે !"

એમ કહીને તે પોતે વૃક્ષતળે ઉભો રહ્યો અને તેણે પોતાના બીજા સાથીઓને વૃક્ષપર ચઢાવી દીધા. તેમણે ઝાડની ડાળીએ ડાળી શોધી નાખી, પણ વ્યર્થ; તે ચાલાક ચપળાનો કયાંય પત્તો મળી શકયો નહિ. એ જ વખતે ઝાડપર ચઢેલા લુટારાઓના અવાજ અને તેમના સંચારથી ડાળીઓના થતા ખખડાટને સાંભળી, પોલા થડમાં ભરાઈ ઊભેલી તરુણી બહુ જ ગભરાવા લાગી, એટલે સુધી કે બિચારી મરવા જેવી થઈ ગઈ! તે મનમાં કહેવા લાગી કે;–"હવે જો ત્રીજીવાર હું એમના હાથમાં સપડાઈશ, તો મારો છૂટકો થવો અશકય છે. હવે એઓ ક્ષણ બે ક્ષણમાં જ મને પકડી પાડશે. ચાલો–ભગવાનની જેવી ઇચ્છા. તેની ઇચ્છાને કોઈ પણ ટાળવા સમર્થ નથી." એક પછી એક ઝાડપર ચઢેલા લુટારાઓ નિરાશ થઇને જ્યાં તેમનો સરદાર ઉભો હતો ત્યાં નીચે ઊતરવા લાગ્યા અને તેમને પોતાના પ્રયત્નમાં આવી રીતે અફળ થયેલા જોઇને સરદારે ફરી કોપાયમાન થઇને કહ્યું કે;–"ખરેખર તમે મને આડે રસ્તે અથવા ખોટે રસ્તે દોરી લાવ્યા છો." એટલામાં બનાવ એવો બન્યો કે, જે છેલ્લો લુટારો ઉપરથી ઉતરતો હતો, તેનો હાથ અચાનક પોલાણમાં જઈ પડ્યો અને તેનો તે તરુણીના શરીરને સ્પર્શ થતાં જેવો તે આનંદનો પોકાર કરવા જતો હતો, એટલામાં તેના મોઢાને હાથથી દાબીને તરુણીએ કહ્યું કે;–"મને ઉઘાડી પાડવાથી તને શો લાભ થવાનો હતો વારુ? પણ જો તું મારા વચન પ્રમાણે વર્તીશ, તો તેથી તને બહુ જ સારો લાભ મળશે."

"તારા કહેવાનો ભાવાર્થ શો છે, તે હું સમજી શકતો નથી." તે લુટારાએ જો કે આશ્ચર્યથી છતાં બીજાઓ સાંભળી ન શકે, તેવા મંદ સ્વરથી કહ્યું.

"આટલી સાદી વાતને પણ તું સમજી નથી શકતો કે? જો–તું જો મને અત્યારે ઊઘાડી પાડી દઇશ, તો મારા શરીરના ભોગવટાનો હક સરદાર લઈ લેશે, તારામાટે કેવળ નિરાશા જ રહેશે અને તારા પરિશ્રમનું ફળ બીજાને મળશે. પણ અત્યારે જો તું મૌનવ્રતને ધારી મને છૂપાયલી જ રહેવા દઇશ, તો હું જરૂર તારી જોડે લગ્ન કરીશ અને આપણ બન્ને આપણા હવે પછીના દિવસો અમન ચમન તથા આનંદમાં વીતાડીશું." તરુણીએ તેને લાલચમાં લપટાવવાનો પ્રયત્ન કરીકહ્યું.

"અરે વાહરે વાહ! તારા જેવી એક ચાલાક અને ચોરોને પણ ભમૂત ચોળાવનારી નાગણ જેવી નારીના વચનમાં વિશ્વાસ રાખું, એટલો બધો તેં મને મૂર્ખો માની લીધો છે કે શું? વળી હું તારી ન્યાતનો પણ નથી, એટલે તારી ઇચ્છા હોવા છતાં પણ તું મારી પરણેતર કેવી

રીતે થઈ શકે, એ એક મોટામાં મોટો સવાલ છે." લુટારાએ પોતાના વાંધાની રજુઆત કરીને જણાવ્યું.

"જો તારી આવી માન્યતા હોય, તો મારે કહેવું જ પડે છે કે, તું એક મોટામાં મોટો મૂર્ખ માણસ છે. જ્યાં મનની લગની લાગી જાય છે, ત્યાં પછી ન્યાત પરન્યાતનો વિચાર, વચ્ચે વિઘ્ન લાવી શકતો જ નથી. મારું મન જ્યારે તારામાં પરોવાયું છે, ત્યારે તારા મનમાં વળી કોણ્યું જાણે ક્યાંથી ન્યાત જાતનો વિચાર ફૂટી આવ્યો છે! જો તારો મારા વચનમાં વિશ્વાસ ન બંધાતો હોય, તો અત્યારે ને આ પળે જ તું મારા જાતિબંધનને તોડી નાખ અને ખાત્રી કરી લે-હું તને તેમ કરવાની મારી રાજી ખુશીથી રજા આપું છું. મારા તરફ મોઢું લાવ અને તારી જીભનો મારા મુખમાં પ્રવેશ કરાવ." તરુણીએ ભાર મૂકીને આ વાક્યોનો ઉચ્ચાર કર્યો.

લુટારાની તેના વચન વિશે ખાત્રી થવાથી તેણે તેના કહેવા પ્રમાણે પોતાની જીભને મોઢામાંથી બહાર કાઢી અને તે જીભ મોઢામાંથી બહાર નીકળતાંની સાથે તેને ડાબા હાથથી પકડી વીજળીના વેગે જમણા હાથમાંની તલ્વારવડે તરુણીએ તેના તત્કાળ બે કકડા કરી નાખ્યા. લુટારો ઉંચેથી ઠેઠ ભોંયપર પછડાયો અને વેદનાથી ગધેડા પ્રમાણે ધૂળમાં આળોટવા અને બૂમ મારવા મંડી ગયો. તેની આવી દુર્દશાને જોઈ એ વૃક્ષમાં અવશ્ય કોઈ પિશાચ કે ભૂતનો વાસો હોવો જોઈએ, એવો ભય હૃદયમાં પેસી જવાથી જે લુટારાઓ નીચે ઊભા હતા, તેઓ જીવ લઈને જ્યાં માર્ગ મળ્યો ત્યાં પલાયન અથવા ગચ્છંતી કરી ગયા. તેઓ બહુ જ છેટા નીકળી ગયા અને તેમનાં પગલાંનો અવાજ સંભળાતો જ્યારે બંધ થયો ત્યારે તે તરુણી કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર પોલાણમાંથી નીકળી વૃક્ષપરથી નીચે ઊતરી આવી અને પોતાના ઘર ભણી ચાલતી થઈ ગઈ. ઘેર આવી તે પોતાના ઓરડામાં જઈને સૂઈ ગઈ અને ત્યાર પછી થોડીવારમાં જ પ્રભાતનો સમય થયો. ઘરમાંનાં સર્વ માણસો નિદ્રામુક્ત થયાં, શય્યામાંથી ઊઠ્યાં અને નિત્ય કર્મમાં પ્રવૃત્ત થઈ ગયાં. પોતાની પુત્રીને એકલી જોઈને તેનાં માતાપિતાએ પૂછ્યું કે;-"દીકરી, તારો પતિ ક્યાં છે? તેણે તો અમને એમ કહ્યું હતું કે, તે તને સાથે લઈને જ જવાનો છે, ને તે કેમ દેખાતો નથી વારુ!" એના ઉત્તરમાં ડાહ્યું મોઢું રાખીને દીકરીએ જણાવ્યું કે;-"મેં એમને મને હાલ તરત અહીં રાખી જવાનો બહુ જ આગ્રહ કરવાથી છેવટે મારી પ્રાર્થનાને માન્ય કરી, તેઓ ઉષઃકાળમાં વહેલા ઊઠીને ચાલ્યા ગયા છે અને થોડા દિવસમાં જ પાછા આવવાનું વચન આપતા

ગયા છે." માતાપિતા આ ઉત્તર સાંભળીને સંતુષ્ટ થયાં અને તેમની પુત્રી પ્રથમ પ્રમાણે જ તેમની સાથે સુખપૂર્વક રહીને પોતાના દિવસો આનંદમાં વીતાડવા લાગી.



## કુલટા કાકી અને ભામટો ભત્રીજો

એક દેશમાં એક બ્રાહ્મણ અને તેની સ્ત્રી રહેતાં હતાં. બ્રાહ્મણ પાસે કેટલીક જમીન હતી અને તે ખેતરમાં કામ કરનારા મજૂરોની આખો દિવસ સખ્ત તપાસ રાખી, તેણે એ ધંધામાંથી થોડા ઘણા પૈસા એકઠા કર્યાં હતા. પણ તેની સ્ત્રી મહા કુલટા અને વ્યભિચારિણી હતી, તેનો એક યાર હતો અને તેથી ઘરમાં પોતાના ધણીની કમાણીમાંથી જે કાંઇ હાથમાં આવે, તે બધા પૈસા પોતાના યારમાટે બજારમાંથી સારી સારી ખાવાની અને બીજી આયશઆરામની વસ્તુઓ ખરીદવામાં તે ખર્ચી નાખતી હતી. પોતાના ગરીબ ધણીને નાના પ્રકારના ત્રાસ આપવામાં તે કોઈ પણ જાતની કચાશ રાખતી નહોતી. બપોરે જ્યારે ખેતરમાંથી તે ઘેર આવતો, ત્યારે હમેશ તેને તે જેવુ તેવુ ભીખારીને આપવા જેવુ જ ખાવાનું આપતી અને ભૂલેચૂકે જો ભાયડો કાંઈ બોલે તો હજારો ગાળો અને અપશબ્દોથી તેને વધાવી લેતી હતી. બ્રાહ્મણ પોતે વૃદ્ધ અને અશક્ત હતો, તેમ જ ઘરમાં બીજું કોઈ સગુંસબંધી સાથે રહેતુ નહોતું એટલે તે બિચારો બાયડીના આ બધા જુલમોને મૂગે મોઢે સાંખ્યા કરતો હતો અને ભગવાનને યાદ કર્યાં કરતો હતો.

એ બ્રાહ્મણ શ્રી વિષ્ણુનો પરમભક્ત હતો અને તે એટલે સુધી કે, ઘરમાં આટલી બધી પીડા અને વેદના ભોગવવા છતાં શ્રી વિષ્ણુની પૂજા અને ઉપાસનામાં તેણે કોઈવાર પણ વાંધો આવવા દીધો નહોતો. તે વિષ્ણુને સદા સર્વદા "નારાયણ! નારાયણ!" કહીને સંબોધતો હતો. નારાયણનો પોતાના ભક્તોપર અતિશય સ્નેહ હોય છે અને તે પોતાના ભક્તોના દુઃખને કદાપિ સહન કરી શકતો નથી; એટલે તે એ પવિત્ર બ્રાહ્મણની પીડાને પણ સાંખી શક્યો નહિ અને તેથી તે પોતે તે બ્રાહ્મણના ભત્રીજાનું સ્વરૂપ ધારણ કરી તેના ઘરમાં આવી પહોંચ્યો. ભત્રીજાને અચાનક આવેલો જોઇ વૃદ્ધ બ્રાહ્મણ આનંદથી કહેવા લાગ્યો કે;—"મારા વ્હાલા ભત્રીજા, આવ; તું ભલે આવ્યો. હું વૃદ્ધ અને અત્યંત નિર્બળ થઈ ગયેલો હોવાથી હવે આખો દિવસ મારાથી કામમાં ધ્યાન આપી શકાતું નથી. આવા વખતમાં જો તું મારી ભાળ અને સંભાળ નહિ લે, તો બીજું કોણ લેશે વારુ?" ભત્રીજાએ કહ્યું કે;—"કાકા, આપના દુઃખમાં ભાગ લેવામાટે, આપના દુઃખભારને ઘટાડવામાટે અને આપને

સુખી કરવામાટે જ હું ખાસ અહીં આવ્યો છું. હું અહીં લાંબા વખતસુધી રહેવાનો છું અને તેથી હવે આપને કશું પણ દુઃખ થવાનું નથી." તે દિવસથી ભત્રીજાએ કાકાને કામ કાજની બધી ચિંતાથી મુક્ત કરી દીધો અને ઘરમાં બેસાડીને આરામ આપવા માંડ્યો. જો ખેતરમાં કાકાના પોતાના જવાની અગત્ય હોય, તો તેને બદલે ભત્રીજો જ પોતે જઈ આવતો અને એવાં બીજાં કામો પણ તે જ બનાવી દેતો હતો. બ્રાહ્મણને વિશ્રાંતિનો આવો આસ્વાદ આખા જન્મારામાં એક દિવસ પણ મળ્યો નહોતો, એટલે તેના આનંદનો અવધિ જ થઈ ગયો.

એક દિવસ ભત્રીજો બહારથી ઘરમાં આવ્યો અને જોયું તો હજી તેનો કાકો બિચારો સ્નાન કર્યા વગરનો જ બેઠો હતો. તેણે કાકાને સ્નાનમાં વિલંબ થવાનું કારણ પૂછતાં તેણે જવાબમાં જણાવ્યું કે;-"તાત, મેં કેટલીયેવાર માગ્યું, પણ શરીરે ચોળવામાટે તારી કાકી પાસેથી મને તેલ મળી શક્યું નહિ; તારી કાકી કહે છે કે, ઘરમાં તેલ છે જ નહિ." "એમ કે?" આટલું કહેવા સાથે ભત્રીજો ઘરના અંદરના ભાગમાં પેઠો અને જે ઉત્તમ તેલ કાકીએ તેના યારના મર્દનમાટે રાખી મૂક્યું હતું, તે લઈ આવી કાકાના શરીરે તેલમર્દન કરીને કાકાને સારી રીતે તેણે સ્નાન કરાવ્યું. આ કાર્ય થઈ રહ્યા પછી ભત્રીજાએ પોતાની કાકીને બોલાવી અને કહ્યું કે;-"કાકી, મારા કાકામાટે ભાત લઈ આવો." કાકી રસોડામાં ગઈ અને જાડા જેવા તેવા બાફેલા ભાત અને સડેલી લીલોતરીનું શાક વગેરે એક સત્તર ઠેકાણેથી તૂટી ગયેલી થાળીમાં નાખીને લઈ આવી, અને પોતાના ધણીના મોઢા આગળ તે થાળી લાવીને મૂકી દીધી. ભત્રીજાએ આવો રંગ જોઈને તરત કાકીને કહ્યું કે;-"કાકી, મારા કાકામાટે આવું અધમ ભોજન કેમ લાવ્યાં વારુ? આવી રસોઈ મારા પૂજ્ય કાકાથી જમી શકાય તેમ નથી. રહેવા દો, આ રસોઇને હું પોતે જ આરોગીશ અને મારા કાકામાટે અત્યારે જ બીજી વ્યવસ્થા કરી આપું છું." એમ કહેતાંની સાથે જ તે કાકીના ખાનગી ઓરડામાં ચાલ્યો ગયો અને ત્યાં રાખી મૂકેલા કેસરિયા ભાતની ભરેલી થાળીને લઈ આવી, તેણે પોતાના કાકા આગળ રજૂ કરી દીધી.

બુઢ્ઢા બ્રાહ્મણને આવું ભોજન કોઈ વાર પણ ઘરમાં મળેલું ન હોવાથી આજે તેણે આકંઠ આહાર કર્યો. પણ તેની બાયડી, કે જેણે એ ભાત ખાસ પોતાના યારમાટે બનાવી રાખ્યો હતો, તેણે તે ભાત પર પોતાના ધણીને હાથ ચલાવતો જોઈને ગુસ્સાથી દાંત હોઠ ચાવવા માંડ્યા અને ભત્રીજાને મનમાંને મનમાં હજારો ગાળો આપવા માંડી. છતાં જાહેરમાં તેનાથી કાંઈ પણ કરી શકાય તેમ નહોતું, એટલે તે

લાચાર બની ગઈ. કેટલાક સમય પર્યન્ત ઘરમાં આવા પ્રકારની વ્યવસ્થા ચાલતી રહી અને કાકા સાહેબ ભત્રીજાના પ્રતાપે સુખનો કેટલોક પ્રત્યક્ષ અનુભવ મેળવવાને ભાગ્યશાળી થયા. એક દિવસે અચાનક ભત્રીજો પોતાના કાકામાટે બજારમાંથી બહુ જ ઉત્તમ અને અત્યંત સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થો લઈ આવ્યો. તેની કાકીએ એ પદાર્થો જોયા અને તે પળે જ મનમાં નિશ્ચય કર્યો કે, 'ગમે તે ઉપાયે પણ મારા યારને એ પદાર્થોનો સ્વાદ તો મારે ચખાડવો જ!' આવી ધારણા કરીને તેણે પોતાના યારને બોલાવ્યો અને કહ્યું કે;–"અમારા ઘરમાં એક મોટો ટોપલો છે, તેમાં તમે સંતાઈ જાઓ; રાત પડ્યા પછી હું તમને કેટલાક બહુ જ ઉત્તમ અને સ્વાદિષ્ટ પદાર્થો ખાવામાટે આપીશ." તે ટોપલામાં સંતાયો અને રાતે તે વ્યભિચારિણી બ્રાહ્મણીએ પોતાના વચન પ્રમાણે તેને ઉત્તમ પદાર્થ ખવડાવીને સંતુષ્ટ કર્યો. પણ ભત્રીજો કાકીની એ ચાલાકીને જાણતો હોવાથી એવું તો ધ્યાન રાખીને બેઠો હતો કે, પોતાના યારને ઘરમાંથી બહાર કાઢવાનો કાકીને લાગ મળી શક્યો નહિ. પ્રભાતમાં ભત્રીજાએ કાકીને કહ્યું કે;–"કાકી, પેલા મોટા ટોપલામાં મને લાગે છે કે, એક બહુ જ મોટો ઉંદર ભરાઈ બેઠો છે; કારણ કે, એ ટોપલો આખી રાત હાલક હુલક થયા કરતો હતો. મારો એને મારી નાખવાનો વિચાર થયા કરે છે અને હું તેમ કરવાનો જ." એમ કહીને તે ટોપલાને ઉપાડી લાવ્યો અને તેને ઊંચો ઉપાડી ઘણા જ બળથી જમીનપર પછાડ્યો. તેમાં છૂપાયલો કાકીનો યાર બહાર નીકળ્યો અને નઠારી રીતે ઘવાયલા શરીરથી ચુપચુપ પોતાને ઘેર ચાલ્યો ગયો. કાકીની ગુસ્સાથી બુરી હાલત થઈ ગઈ હતી, છતાં લોકલજ્જાને લીધે તે કાંઈ પણ બોલી શકી નહિ અને મહીં ને મહીં સસમસીને છાની માની બેસી રહી.

વળી એકવાર ભત્રીજો પોતાના કાકામાટે કેટલીક સારી વસ્તુઓ લઈ આવ્યો અને તે જોઇને આગળની પેઠે જ કાકીએ પોતાના યારને સંદેશો કહાવ્યો કે;–"આજે અવસ્ય આવજો. હું કોઇના જાણવામાં ન આવી શકે તેવી રીતે તમને મોટી ચટાઇમાં લપેટીને છૂપાવી રાખીશ." પણ યારે તેની એ માગણીનો અસ્વીકાર કર્યો. એટલે તે રાંડે બીજી-વાર તેને ખાત્રી આપનારો સદેશો મોકલ્યો કે;–"ગભરાઓ છો શામાટે? આજે ભય જેવું કાંઈ પણ નથી." અંતે લાચારીએ તેણે આવવાની કબૂલાત આપી અને રાતે તે આવ્યો પણ ખરો. તેને ચાલાક રંડીએ ચટાઇમાં લપેટીને ઘરમાં સંતાડી રાખ્યો. રાત્રિના સમયે તે રંડાએ પોતાના યારને ઉત્તમ વસ્તુઓ ખવડાવી; પણ જે ગોટાળો ચાલતો હતો, તેનાથી ચાલાક કાકીનો ચાલાક ભત્રીજો કાંઈ અજાણ્યો નહોતો. તે તો

કાકીની એ ચાલાકીને સારી રીતે જાણતો હતો. સવારમાં તેણે ચટાઈને ઉપાડી, ભોંયપર ઝાડી નાખી દીધી અને જાણે તેમાં ભરાયલી ધૂળને ઝાટકતો, હોયની, તે પ્રમાણે પોતાના સઘળા બળથી લાકડી લઇને તેને ઝાટકવા મંડી ગયો! એથી તેની અંદર ધૂપાયલા દુરાચારી પુરુષનાં હાડકાં સારી રીતે ખોખરાં થયાં, પણ તે બહાર નીકળવાની કે બૂમ મારવાની હિંમત બતાવી શક્યો નહિ. અંતે જ્યારે ભત્રીજો ઘરમાંથી બહાર ચાલ્યો ગયો, ત્યારે લાગ જોઇને તે ઘરમાંથી બહાર નીકળી ગયો. બ્રાહ્મણની કુલટા સ્ત્રી આ બધું જોતી ઊભી હતી, પણ તેનાથી પોતાના યારને કશી પણ મદદ આપી શકાય તેમ નહોતું. તેનાથી જે થઈ શક્યું, તે માત્ર એટલું જ કે, ભત્રીજાને મનમાં ને મનમાં પેટ ભરીને તેણે ગાળો ભાંડી અને તેનાપર શાપની મોટી વૃષ્ટિ વર્ષાવી.

વળી કેટલોક સમય વીતી જવા પછી એક દિવસે ભત્રીજો પોતાના કાકામાટે ખાવાની કેટલીક ઘણી જ સારી અને મોંઘી ચીજો લઈ આવ્યો, અને બ્રાહ્મણની બાયડીએ આગળની પેઠે જ પોતાના યારને આ વખતે પણ બોલાવ્યો. તે આવ્યો તો ખરો, પણ ઘરમાં સતાઈ રહેવાની તેણે સાફ ના પાડી. એટલે તે તેને આશ્વાસન આપતી કહેવા લાગી કે;—"જ્યાં અમે બાળવાનાં લાકડાં ભરી રાખીએ છીએ, ત્યાં આજે તમે સંતાઇને બેસો. હું તમારાપર લાકડાં ખડકીશ અને તેથી મારો ભત્રીજો પીટ્યો તમને જોઈ શકવાનો નથી; કારણ કે, તે કાળ-મુખો મારા રસોડામાં આવતો જ નથી. ત્યાં હું તમને સારી સારી ચીજો ખવડાવીશ અને ત્યાર પછી સહીસલામત ઘરમાંથી બહાર કાઢીને વિદાય કરી દઇશ." છેવટે પોતાની માશૂકની માગણીથી પીગળીને તેણે તેમ કરવાનું સ્વીકાર્યું અને બ્રાહ્મણીએ રસોડામાંના ઇંધનરાશિમાં તેને સ્પૂપાવી દીધો. કાકીની એ કરામત પણ ભત્રીજાથી અજાણી રહી નહિ; કારણ કે, તે સર્વજ્ઞાતા, ઘટઘટવ્યાપક કૃષ્ણ પોતે જ હોવાથી આટલા ભેદને ન જાણી શકે, એમ તો બને જ નહિ. એટલે તે ભત્રીજો રસોડામાં આવ્યો અને કાકી સાહેબને કહેવા લાગ્યો કે;—"કાકી, ચૂલામાં લાકડાં નથી, તેનું શું કારણ? લ્યો હું તમને લાકડાં લાવી આપું." કાકીએ કહ્યું કે;—"ના ના, દીકરા, મારે લાકડાં જોઇતાં નથી; રસોડામાં ઘણાંય લાકડાં પડ્યાં છે અને અત્યારે લાકડાંની કાંઈ જરૂર નથી. કાકીના શબ્દને કદી પણ ધ્યાનમાં ન લેનારો ભત્રીજો કાકીના તે કથનને સાંભળ્યું ન સાંભળ્યું કરીને લાકડાનો એક મોટો ભારો ઉપાડી આવ્યો અને તેને જ્યાં તે ચોટ્ટો ધૂપાયલો હતો, ત્યાં તેના માથાપર બળપૂર્વક પટકીને તરત ચાલ્યો ગયો. આ ફજેતો જોઇને બ્રાહ્મણીએ બની શકે તેટલી ત્વરાથી

પોતાના યારને લાકડાંમાંથી બહાર કાઢ્યો, પણ તે બિચારો કાઇના ભારાના મારથી લગભગ મરી ગયા જેવો જ થઈ ગયો હતો. તેણે તેને ભાનમાં લાવવાના બનતા પ્રયત્નો કર્યા અને કેટલીક વાર પછી તે બદમાશ શુદ્ધિમાં આવીને ત્યાંથી વંજો માપી ગયો.

એકવાર વળી ભત્રીજો એક મોટી માછલી લઈ આવ્યો. વળી કાકીએ પોતાના વ્હાલા યારને બોલાવ્યો અને કહ્યું કે;–"આજે મારા ઘરના પાછળના ભાગમાં, એટલે કે રસોડાની પાછળ જે ખાડો છે તેમાં તમે બેસી રહેજો. હું ચોખાના ધોણ સાથે ખાળના નળમાંથી માછલી નાંખીશ અને તમને તેનો સ્વાદ મળી શકશે." તેણે કબૂલ કર્યું અને માશૂકની બતાવેલી જગ્યામાં જઇને તે સંતાઈ બેઠો. બ્રાહ્મણીએ ભાતને ઓસાવવાનો વખત થતાં તેમાંના પાણીને ઠંડું કરવા માંડ્યું. ભત્રીજો કૃષ્ણ સારી રીતે સમજતો હતો કે, કાકી કેટલા પાણીમાં તરે છે. તેણે રસોડામાં આવીને કાકીને પૂછ્યું કે;–"કાકી, આ તમારું તપેલું ગંદા પાણીથી કેમ ભરેલું છે વારુ?" એમ કહેતાંની સાથે તેમાંનું ગરમા ગરમ પાણી અને ભાત બધું તેણે ખાળમાં ઢોળી દીધું. એ બધું તે પાછળના ખાડામાં સંતાઈ બેઠેલા બદમાશના શરીરપર જઈ પડ્યું અને તેથી તેનું મોઢું અને શરીર સખત દાઝી ગયાં. તે એકદમ છૂટ લઇને નાઠો, અને માંડ માંડ જીવતો ઘરભેગો થઈ શક્યો. ભત્રીજાની આ હરકતને જોઇને બ્રાહ્મણીના પગનો ગુસ્સો માથાપર ચઢી ગયો અને તેથી ત્યારપછી તે ભત્રીજાને પોતાના ઘરમાંથી કાઢવાના તેણે પોતાથી બનતા સઘળા પ્રયત્નો અજમાવી જોયા. ચાલાક ભત્રીજો પણ નવાં નવાં કારણો બતાવીને પોતાના જવાના સમયને લંબાવતો ગયો; તેની આવની કાલ અને તેના પરમ દિવસનો છેડો આવતો જ નહોતો.

એક દિવસ વૃદ્ધ બ્રાહ્મણે પોતાના ભત્રીજાને વ્હાલથી પાસે બેસાડી કહ્યું કે,–"જ્યારથી તારાં પગલાં આ ઘરમાં થયાં છે, ત્યારથી હું બહુ જ સુખી અને સંતુષ્ટ છું. તારા આવ્યા પછી મને કોઈ પણ બાબતની અડચણ આવી નથી અને જો મને પેટ ભરીને ઘરમાં ખાવાનું મળતું હોય, તો તે પણ તારા આવ્યા પછીથી જ. હવે મારે એક કાર્ય કરવાનું છે અને તે એ કે, મારા સ્વર્ગવાસી પિતાનું શ્રાદ્ધ કર્યાંને બહુ લાંબો કાળ વીતી ગયો છે, એટલામાટે જો તું બધી તૈયારી કરવાનું માથે લેતો હોય, તો મારો પુનઃ એકવાર શ્રાદ્ધ કરવાનો મનોભાવ થાય છે." ઉત્તરમાં આશ્વાસન આપતો ભત્રીજો કહેવા લાગ્યો કે;–"કાકા સાહેબ, એ વિશે તમારે જરા પણ ચિંતા રાખવી નહિ. હું સર્વ વ્યવસ્થા કરીશ અને તમને શ્રાદ્ધ કરવામાં કશી પણ અડચણ આવવાની નથી." વૃદ્ધ

બ્રાહ્મણે અત્યંત પ્રસન્ન થઈ બન્ને હાથ ઊંચા કરી યોગ્યતાવાન્ ભત્રીજાને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યો. ત્યાર પછી શ્રાદ્ધમાટેનો એક યોગ્ય દિવસ નિશ્ચિત કરીને ભત્રીજા કૃષ્ણે સર્વ વ્યવસ્થા કરી નાખી. બાર બ્રાહ્મણોને નોતરવામાં આવ્યા અને તેમાં તેની કાકીનો યાર પણ હતો. તે સર્વ બ્રાહ્મણો જમવાને બેઠા અને તેમની સાથે તે બદમાશ પણ બેસી ગયો. પીરસવાનું કામ કૃષ્ણે પોતાને માથે રાખ્યું હતું. જ્યારે પણ કોઈ સારી વસ્તુ પીરસવાનો વારો આવતો હતો, ત્યારે બ્રાહ્મણી પોતાના ભત્રીજાને બોલાવી પોતાના યાર તરફ આંગળી ચીંધીને ભલામણ કરતી હતી કે;–"જો ને દીકરા, આ બ્રાહ્મણ ઘણો જ ગરીબ હોવાથી એને જરાક સારી રીતે પીરસજે અને કાંઈ ખાસ વસ્તુ જોઇએ તો તે પણ આપજે!" ભત્રીજો એના જવાબમાં જણાવતો કે;–"જેવો કાકી સાહેબનો હુકમ," અને પછી પીરસવાને ચાલ્યો જતો હતો. બધાને પીરસવા પછી તે એ બદમાશ પાસે આવતો અને ધીમેથી પૂછતો કે;–"પેલા ટોપલામાં આપ સાહેબ સંતાયા હતા કે?" એનો જવાબ આપતાં તે કહેતો કે;–"હું નહિ!" એટલે તેને કાંઈ પણ આપ્યા વગર પાછો આવી ભત્રીજો કાકીને કહેતો કે;–"કાકી, એને તો આ વસ્તુ જોઇતી જ નથી!" એ સાંભળીને કાકી પાછી કહેતી કે;–"તું જરા પાછો જા અને આ ખાસ વસ્તુ છે, તે એને આપી આવ;" ભત્રીજો બીજી વાર કાકીના શબ્દને માન આપીને તેની પાસે ગયો અને તેને કહ્યું કે;–"મહાશય, ચટાઇમાં આપ પોતે જ લપેટાયા હતા ને?" જવાબ મળ્યો કે;–"નહિ, નહિ, નહિ!" કૃષ્ણે આવીને કાકીને કહ્યું કે;–"કાકી, એની તો આ વસ્તુ ખાવાની પણ ઇચ્છા નથી." કુલટા કાકી ગુસ્સાની આગથી લાલચોળ થઈ ગઈ અને કહેવા લાગી કે;–"જો હવે આ ત્રીજી વસ્તુ એ ન ખાય, તો બળાત્કારે એ વસ્તુ એના ગળામાં ખોસી દે જે." કૃષ્ણ આગળ પ્રમાણે જ, તેની પાસે ગયો અને ધીમેથી પૂછ્યું કે;–"લાકડા નીચે આપ સાહેબ જ લપાયા હતા ને?" ઉત્તર મળ્યું કે;–"નહિ, નહિ, નહિ." ભત્રીજાએ કાકીને સમાચાર આપ્યા કે;–"એ કાંઈ પણ ખાતો જ નથી, એટલે હું શું કરું? મારો શો ઉપાય છે? જ્યારે પણ હું જઇને પૂછું છું ત્યારે તે ના ને ના જ પાડ્યા કરે છે અને તે પણ એક વાર નહિ, પણ ત્રણ ત્રણ વાર 'નહિ' શબ્દનો ઉચ્ચાર કરે છે." કાકી વધારે કાંઈ પણ બોલી શકી નહિ અને ભત્રીજાની ચાલાકીથી તેના યારને ભાણા-પરથી અડધા ભૂખ્યા ઊઠી જવાનો વખત આવ્યો.

જ્યારે બધા બ્રાહ્મણો ચાલ્યા ગયા, તે વેળાએ કૃષ્ણે પોતાના કાકાને બોલાવી કહ્યું કે;–"કાકા સાહેબ, હવે ભેદને વધારે વાર છૂપાવી રાખ-

વાની અગત્ય નથી; હું કોણ છું તે બરાબર જુઓ, અને ઓળખી લ્યો." એમ કહીને તેણે કાકા સમક્ષ પોતાના સત્ય સ્વરૂપનો પ્રકાશ કર્યો. કાકા પોતા સમક્ષ શંખ, ચક્ર, ગદા અને પદ્મધારક વિષ્ણુના ચતુર્ભુજ સ્વરૂપને પ્રત્યક્ષ થયેલું જોઇને ગળામાં વસ્ત્ર નાખી નારાયણ નામથી આરંભાતું વિષ્ણુનું સ્તુતિસ્તોત્ર ગાવા લાગી ગયો, અને પોતાના આ દુઃખને સદાને માટે દૂર કરી શાશ્વત સુખ આપવાની તેને પ્રાર્થના કરવા લાગ્યો. નારાયણ અથવા વિષ્ણુ ભગવાને ભક્તની એ પ્રાર્થના સ્વીકારી તેની કુલટા પત્ની તથા તેના ગૃહને આગ લગાડી બ્રાહ્મણના હાથને પોતાના હાથમાં લઈ, તેને સ્વર્ગમાં પહોંચાડી અક્ષય સુખનો ભોક્તા બનાવી દીધો. જેનો હાથ ઈશ્વર પોતે જ આવીને ઝાલે, તેને શાની ખોટ રહે, વારુ?*

## દેવી ઇતુ

પૂર્વે એક ગામમાં એક બ્રાહ્મણ વસતો હતો અને તેની સ્ત્રી તથા બે પુત્રીઓ હતી. એ બે પુત્રીઓનાં નામ અનુક્રમે ઉમરો અને જુમરો હતાં. એક દિવસે એ બ્રાહ્મણના મનમાં મીઠી પૂરી ખાવાની પ્રબળ ઇચ્છા થઈ અને તથી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે,–"બ્રાહ્મણી, આજે મને મીઠી પૂરી ખાવાની ઇચ્છા થઈ આવી છે, માટે તે બનાવી આપે તો હું ખાઉં." એના ઉત્તરમાં સ્ત્રીએ સ્હામો પ્રશ્ન કર્યો કે;–"પણ એ પૂરી બનાવવામાટે

---

* આ વાર્તા બંગાળીમાં 'ભત્રીજો કાનાય'ના નામથી ઓળખાય છે 'કાનાય' શબ્દ 'કૃષ્ણ' શબ્દનું બંગાળી અપભ્રષ્ટ રૂપ છે. બંગાળામાં આ વાર્તામાંના 'કાનાય'ની એટલી બધી પ્રસિદ્ધિ છે કે, જેમ ગુજરાત અને દક્ષિણ દેશમાં અત્યંત બુદ્ધિશાળી પુરુષને 'ચાણક્ય'ના ઉપનામથી ઓળખવામા આવે છે, તેવી રીતે બંગાળામાં જે પુરુષ બીજાને બનાવવા અથવા ઠગવાની વિદ્યામાં કુશળ અને પ્રવીણ હોય, તેમ જ પોતે કદાપિ બીજાના હાથે ઠગાતો ન હોય તેવા ચાલાક માણસને 'ભત્રીજો કાનાય'ના નામથી ઓળખવા અને બોલાવવાનો એક સાધારણ પ્રઘાત પડી ગયો છે. આ વાર્તામાં કાકીના પોતાના યારને છૂપાવવાના જે જૂદા જૂદા પ્રપંચો, [illegible] છે, તેવા જ પ્રકારો ગુજરાત અને ઉત્તર હિંદુસ્તાનની કેટલીક લોકકથામાં પણ જોવામાં આવે છે, પણ ભેદ માત્ર એટલો જ કે, આ વાર્તા પ્રમાણે તેમા કોઈ અલૌકિક પાત્ર આવતું નથી. આમાં કાકીની ચાલાકી ખુલ્લી પડી જાય છે અને તે વાર્તાઓમાં સ્ત્રીચરિત્રનો વિજય થાય છે. ટોપલામા, ચટાઇમાં અને ખાળના ખાડામાં પોતાના યારને છૂપાવવાના દેખાવો કેટલાક ગુજરાતી અને ઉર્દૂ નાટકોમાં પણ દેખાડી દેવાયા છે, ઉદાહરણ તરીકે, 'શકરબી' પ્રહસન, 'કુંવબાળા' નાટક અને 'નઈરોશની' નાટક આદિ નાટકોમાં એવા દેખાવો પ્રેક્ષકો સમક્ષ વારંવાર રજૂ થઈ ચૂક્યા છે સિંધી ભાષામાં પણ આ વાર્તાને મળતી એક લોકકથા પ્રચલિત છે.

જે વસ્તુઓ જોઈએ, તે મારે ક્યાંથી લાવવી? જો એ મારી બધી વસ્તુઓ લાવી આપો, તો મીઠી પૂરી બનાવી આપવી, એ કામ મારું છે." આ ઉત્તર સાંભળીને બ્રાહ્મણ ઘરમાંથી ચાલતો થયો અને પાંચ પંદર ઘેર રખડી ભિક્ષા માગીને ચોખાનો લોટ, દૂધ અને સાકર ઈત્યાદિ વસ્તુઓ મેળવીને તે પાછો ઘેર આવ્યો અને તે વસ્તુઓ તેણે પોતાની સ્ત્રીને સોંપી દીધી.' સ્ત્રી તરત પૂરી બનાવવાને બેસી ગઈ.

હવે એ બ્રાહ્મણ ખાવાની બાબતમાં ઘણો જ અકરાંતિયો હતો એટલે તેણે એ લાવી આપેલા સીધામાંથી કેટલી પૂરીઓ બને છે, તે ગણીને તેનો હિસાબ રાખવાનો વિચાર કર્યો. આ વિચારથી તે રસોડાની પાછળ ભીંત પાસે અંદરના અવાજને સાંભળતો બેસી રહ્યો. કારણ કે, તળવાની કઢાઈમાં પૂરી નાખતાં જ જે છમછમાટનો અવાજ થતો હતો, તેથી જાણી શકાય એમ હતું કે, કેટલી પૂરીઓ તળાઈ.

જ્યારે મીઠી પૂરીઓ તૈયાર થઈ ગઈ ત્યારે તે રસોડાની બહારના ભાગમાં પાતળ પાથરીને જમવાને બેઠો. હવે એ વચ્ચે બનાવ એવો બની ગયો કે, જ્યારે બ્રાહ્મણી પૂરી તળવા બેઠી હતી, તે વેળાએ તેની બે દીકરીઓ આવીને તે પૂરીને તાકતી બેસી રહી હતી; કારણ કે, પૂરી ખાવાની તેમની પણ ઈચ્છા હતી. પોતાના ધણીના સ્વભાવને જાણતી હોવાથી તેમની માતાનો તેમને પણ એક પૂરી આપવાનો મનોભાવ નહોતો, પણ છોકરીઓ જ્યારે રડવા અને માથું કૂટવા લાગી ત્યારે લાચારીએ એક એક પૂરી તેણે તેમને આપી. હવે બ્રાહ્મણ જ્યારે જમવા બેઠો, એટલે બાકીની જેટલી પૂરી બચી હતી, તે બ્રાહ્મણીએ તેની પત્રાવળીમાં લાવીને મૂકી દીધી. બ્રાહ્મણે ગણી ગણીને પૂરી ખાવાનો આરંભ કરી દીધો. છેવટે તેના જાણવામાં આવ્યું કે, પોતે ગણી હતી, તેના કરતાં બે પૂરીઓ પોતાને ઓછી આવી હતી. તેણે તરત પોતાની પત્નીને બોલાવીને પૂછ્યું કે;—"આમાંની પૂરીઓ ઓછી કેમ થઈ?" એના ઉત્તરમાં પત્નીએ જણાવ્યું કે;—"જેટલી પૂરીઓ હતી, તે બધી મેં તમને આપી દીધી છે; એક પણ પૂરી રાખી નથી." બ્રાહ્મણ એ ઉત્તર સાંભળીને બોલ્યો કે;—"જ્યારે તું પૂરી તળતી બેઠી હતી, તે વેળાએ હું બહાર તેમની ગણના કરતો બેઠો હતો. તેં બરાબર એક સો પૂરી બનાવી, પણ મારી પત્રાવળીમાં તો માત્ર અઠ્ઠાણું જ આવી! તો બાકીની બે પૂરી ક્યાં છે?" હવે સ્ત્રીએ વિચાર કર્યો કે, 'જો સાચે સાચી વાત નહિ જણાવું અને અકરાંતિયો બ્રાહ્મણ કોપશે, તો કોણ જાણે શુંયે પરિણામ આવશે!' આવા વિચારથી તેણે કંપાયમાન થઈને જણાવ્યું કે;—"આ બે છોકરીઓએ બે પૂરી ખાધી છે." આ જવાબ

સાંભળીને બ્રાહ્મણ કાંઈ પણ બોલ્યો નહિ. તે પોતાના ભોજનની સમાપ્તિ કરીને બહાર જવાને ચાલ્યો ગયો; પરંતુ પોતાની બે પુત્રીઓના સંબંધમાં તેના હૃદયમાં જે દ્વેષ અને વૈરનો અગ્નિ સળગ્યો હતો, તે તો એમનો એમ પ્રજળતો જ રહ્યો.

વચ્ચે કેટલાક દિવસનો ગાળો નાખીને બ્રાહ્મણે પોતાની પત્નીને જણાવ્યું કે;—"છોકરીઓને હું મારા ભાઇને ત્યાં લઈ જાઉં છું; કારણ કે, એ કાકો પોતાની ભત્રીજીઓને મળવાને બહુ જ આતુર થઈ ગયો છે." તેનો ભાઈ બીજા ગામમાં રહેતો હોવાથી જ્યારે તે પોતાની પુત્રીઓ સહિત ચાર પાંચ ગાઉનો પંથ કાપી ગયો, એટલે એક ઘન અરણ્યમાં તેઓ આવી લાગ્યાં. છોકરીઓ થાકી જવાથી બાપાને કહેવા લાગી કે;—"બાપા, અમારાથી હવે ચાલી શકાતું નથી, એટલામાટે અમને જરા અહીં સૂઈ રહેવા દ્યો અને વિશ્રાંતિ લેવા દ્યો." બ્રાહ્મણે કહ્યું કે;—"ભલે તમારી ઇચ્છા હોય તો તેમ કરો." એમ કહી તે જમીનપર બેસી ગયો અને તેની બે સાથળોપર માથાં મૂકીને તે બન્ને બાળાઓ નિદ્રાવશ થઈ ગઈ. તેઓ જ્યારે ગાઢ નિદ્રામાં પડી ગઈ, તે વેળાએ બે મોટા ઢેખાળા લઇને બ્રાહ્મણે તેમનાં માથાંતળે મૂકી દીધા અને પછી પોતાની સાથળોને ખસેડી ઊભો થઇને તે કહેવા લાગ્યો કે;—"તમે હવે જ્યાં છો ત્યાં ને ત્યાં જ રહો. દશરથ રાજાએ રામચંદ્રને વનવાસ આપ્યો હતો, તે પ્રમાણે હું પણ આજે તમને વનવાસની શિક્ષા આપું છું. તમોએ મારી પૂરી ખાધી હતી, તેવી રીતે હું શાપ આપું છું કે, તમને રીંછ, વરુ અને વાઘ ખાઈ જાય!" આ શબ્દો ઉચ્ચારીને તે ત્યાંથી વાયુના વેગે અદશ્ય થઈ ગયો અને ઘેર જઇને તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે;—"છોકરીઓને તો એક વાઘે મારી નાખી અને હું પણ મહા પરિશ્રમથી બચીને અહીં આવ્યો છું." પોતાની દીકરીઓના મરણની વાર્તા સાંભળીને માતાએ છાતીફાટ વિલાપ કરવા માંડ્યો; કારણ કે, તે પોતાના મનમાં સારી રીતે જાણતી હતી કે, છોકરીઓએ એની પૂરીઓ ખાધેલી હોવાથી એ દુષ્ટે જાણી જોઇને જ તેમનું કાટલું કાઢી નાખેલું હોવું જોઇએ. પરંતુ તે બિચારીનો કશો ઉપાય નહોતો. જે માથાપર આવી પડે, તે મૂગે મોઢે સહન કરવું અને રોઈ રુટીને બેસી રહેવું, એ વિના તેનાથી બીજું કાંઈ પણ બની શકે તેમ નહોતું.

હવે અરણ્યમાં તે બે બાળાઓની શી દશા થઈ, તે આપણે જોઇએ. સંધ્યાકાળ થતાં તે બન્ને બાળાઓ નિદ્રામાંથી જાગી, અને પોતાને તેમણે ત્યાં એકલી થઈ ગયેલી જોઈ; કારણ કે, તેમનો પિતા એટલામાં ક્યાંય જોવામાં ન આવ્યો. પ્રથમ તો તેમણે એવી જ કલ્પના કરી કે, તે

કોઈ કારણથી આટલામાં જ ક્યાંક ગયો હશે અને હમણાં જ પાછો આવશે. પણ ઘણી વેળા વીતવા છતાં જ્યારે તે પાછો ન આવ્યો, ત્યારે તેમણે એવી કલ્પનાનો અશ્વ દોડાવ્યો કે, અવશ્ય તેને કોઈ પણ વાઘે કે વરુએ મારી નાખેલો હોવો જોઈએ. આવી કલ્પનાથી જો ક્યાંક લોહી રેડાયલું જોવામાં આવે, તો તેનો તેઓ શોધ કરવા લાગી. પણ તેવાં ચિન્હો ક્યાંય તેમના જોવામાં આવી શક્યાં નહિ, એટલે ન્હાની બહેને મોટી બહેનને કહ્યું કે;–"બહેન, આપણે ધારીએ છીએ, તેવો કશો પણ બનાવ બન્યો નથી. આપણે આપણા બાપાની પૂરી ખાધી હતી, તે અપરાધની શિક્ષા તરીકે આપણને આ અરણ્યમાં એકલી મૂકીને તેઓ ચાલ્યા ગયા છે, એમ જ મને તો જણાય છે. ત્યારે હવે આપણે શું કરવું વારુ? ઓહ—આ કેવું ભયાનક અરણ્ય છે અને તેમાં વળી રાત પણ પડી ચૂકી છે. આસપાસ વાઘ અને વરુના નાદો સંભળાય છે, એટલે તેઓ ક્યારે આવીને આપણને વિદારી નાખશે, એનો નિશ્ચય નથી. આપણે તે પૂરી ન ખાધી હોત, તો સારું હતું! એ પૂરી ખાઈને આપણે જ આપણા અકાળ મૃત્યુને બોલાવ્યું! પણ ચાલો—જો ઈશ્વરની કૃપા હશે, તો આપણને કોઈ રક્ષણનું સ્થાન મળી આવશે!"

આવા વિચારથી તેઓ ત્યાંથી ચાલવા લાગી. એટલામાં તેમણે પોતા સમક્ષ એક વિશાળ તરુવરને ઊભેલો જોયો. એટલે તેની પાસે જઈ ગળામાં કપડું વીંટાળી, હાથ જોડીને તેઓ કહેવા લાગી કે;–"હે તરુવર, જો અમે સદ્‌ગુણી અને પવિત્ર માતાની પવિત્ર પુત્રીઓ હોઈએ તો તું ફાટી જા અને અમને તારાપોતાના ઉદરમાં આશ્રય આપ." આ પ્રાર્થના સાંભળતાંની સાથે જ વૃક્ષ બે ભાગમાં વિભક્ત થઈ ગયું અને તે બાળાઓએ તેમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કર્યા પછી પુનઃ તેઓ કહેવા લાગી કે;–"હે તરુવર! જો અમે પવિત્ર માતાની પવિત્ર પુત્રીઓ હોઈએ, તો તારો આકાર પ્રથમ જેવો હતો, તેવો થઈ જવો જોઈએ!" એટલે વૃક્ષ પાછું જેવું હતું તેવું થઈ ગયું અને તે બાળાઓએ વૃક્ષના ગર્ભમાં રહીને નિર્ભયતામાં રાત્રિનો સમય વીતાડી દીધો.

જ્યારે સૂર્યોદય થયો ત્યારે જેવી રીતે તેમણે તેમાં પ્રવેશ કર્યો હતો, તે જ પ્રમાણેની પ્રાર્થના કરીને તેઓ પાછી તેમાંથી બહાર નીકળી આવી અને વૃક્ષને માનપૂર્વક નમસ્કાર કરી તેનો ઉપકાર માનીને ત્યાંથી આગળ જવામાટે રવાના થઈ ગઈ. તેઓ ત્યાંથી વધારે દૂર ગઈ નહોતી, એટલામાં અચાનક શંખનો ધ્વનિ આવીને તેમના કાનોમાં અથડાયો અને તે સાથે કેટલીક સ્ત્રીઓનો 'ઉલુ, ઉલુ' એવા પ્રકારનો નાદ પણ તેમના સાંભળવામાં આવ્યો. આથી જે દિશામાંથી એ ધ્વનિ આવતો હતો,

તે દિશામાં તેઓ ચાલી અને થોડીવારમાં જ સ્ત્રીઓના એક મોટા સમુદાય પાસે આવી લાગી. એ સ્ત્રીસમુદાયમાં વૃદ્ધ, પ્રૌઢા, તરુણી અને બાળા આદિ સર્વ વયની સ્ત્રીઓ એકઠી થયેલી હતી. તેમણે તે સ્ત્રીઓને પૂછ્યું કે;–"આ તમે શું કરો છો અને અહીં શામાટે એકઠી થઈ છો?" એ નવી આવેલી છોકરીઓને જોઈ આશ્ચર્ય પામીને તે સ્ત્રીઓ પોતપોતામાં એક બીજાને કહેવા લાગી કે;–"આ છોકરીઓ તે વળી કોણ હશે વારુ? એઓ અહીં ક્યાંથી આવી હશે?" એવામાં એક બહુ જ વૃદ્ધ અબળા આગળ નીકળી આવી અને તે બહુ જ માયાળુતાથી તે બાળાઓને પૂછવા લાગી કે;–"પ્રિય બાળાઓ, તમો કોણ છો?" એના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે;–"અમો બ્રાહ્મણકન્યાઓ છીએ. હું–પણ અહીં આ શો ઉત્સવ ચાલી રહ્યો છે, તે જણાવશો કે ડોશીમા?" એટલે હસીને વૃદ્ધ વનિતાએ ઉત્તર આપ્યું કે;–"દીન બાળાઓ! આ બધી ધામધૂમ શાની ચાલી રહી છે, એની તમને ખબર નથી કે શું?" બાળાઓ બોલી કે;–"અમને એની જરા પણ ખબર નથી." એથી વૃદ્ધ સ્ત્રીએ કહ્યું કે;–"આ ઉત્સવ ઈંતુપૂજાના નામથી ઓળખાય છે." બાળાઓએ પૂછ્યું કે;–"એથી શો લાભ થાય છે?" વૃદ્ધાએ ઉત્તર આપ્યું કે;–"ઈંતુદેવીની પૂજા કરવાથી હૃદયની શુદ્ધતા તથા શાંતિની પ્રાપ્તિ થાય છે; અને તે સાથે સદ્ભાગ્ય, સંપત્તિ અને રાજકુટુંબમાંના વરની પ્રાપ્તિ થાય છે; શત્રુનો નાશ થાય છે અને મિત્રોની વૃદ્ધિ થાય છે. બાળાઓ, તમે પણ આ પૂજા કરો અને સુખી થાઓ." બાળાઓ બોલી કે;–"અમે એ પૂજામાં ભાગ લેવાને તૈયાર છીએ." એ સાંભળી વૃદ્ધાએ કહ્યું કે;–"ત્યારે આ પાસેના તળાવમાં જઈને સ્નાન કરી આવો અને પાછી મારી પાસે આવી પહોંચો."

વૃદ્ધાની આજ્ઞા પ્રમાણે તે બાળાઓ તળાવમાં સ્નાન કરવાને ગઈ, પણ જ્યારે તેઓ તળાવના તીરે આવી લાગી અને જોયું તો તળાવમાં પાણી બિલકુલ નહોતું. એટલે તેઓ અસ્નાત પાછી આવીને વૃદ્ધાને કહેવા લાગી કે;–"ડોશીમા, તળાવમાં પાણી તો છે નહિ, એટલે સ્નાન શાનાથી કરીએ વારુ?" આ વાર્તા સાંભળીને આશ્ચર્યચકિત થવાથી તે વૃદ્ધા તેમની સાથે તળાવપર ગઈ અને જોયું તો તળાવમાં પાણીનું ખરેખર એક ટીપું પણ નહોતું. એટલે તે એ બાળાઓને ઉદ્દેશીને કહેવા લાગી કે;–"બાળાઓ, શું તમારાં માતાપિતાએ કદાપિ કોઈ સત્કર્મ કર્યું જ નથી!" એમ કહીને તે બાળાઓમાટે તે વૃદ્ધાએ દેવતાઓની અનેક પ્રકારે પ્રાર્થના કરી અને તેના યોગે તળાવ તત્કાળ પાણીથી છલાછલ ભરાઈ ગયું. બન્ને બાળાઓએ તેમાં સ્નાન કર્યું અને પાછી

તેઓ વૃદ્ધા સાથે જ્યાં પૂજાનો ઉત્સવ ચાલી રહ્યો હતો, ત્યાં આવી પહોંચી. તેમની પૂજા કરવાની ઇચ્છા જોઇને એક સ્ત્રીએ તેમને માટીનો થાળ આપ્યો, બીજીએ પુષ્પ આપ્યાં, ત્રીજીએ દૂર્વાનામક તૃણ આપ્યું, ચોથીએ ચોખા આપ્યા અને એ પ્રમાણે સર્વ સ્ત્રીઓએ એક કે બીજી વસ્તુ આપી. એથી ઈતુદેવીની પૂજાનું કાર્ય તે બાળાઓમાટે સુલભ થઈ પડ્યું, અને વૃદ્ધાની આજ્ઞા પ્રમાણે પૂજાની સમાપ્તિ કરીને તેઓ તેની સાથે તેને ઘેર ગઈ. ત્યાં તેઓ તેની સાથે કેટલાક દિવસ સુધી રહી અને એ પૂજા કરવાનું કાર્ય તેમણે ચાલૂ જ રાખ્યું.

એક દિવસ એ બન્ને બહેનો તળાવના ઘાટપર સ્નાન કરવાને ગઈ. જેવી તેઓ પગથિયાંપરથી પાણીમાં ઊતરી કે, તરત મોટી બહેને બૂમ મારીને ન્હાની બહેનને કહ્યું કે;—"બહેન, મારો પગ કોઈ એક વસ્તુ સાથે અથડાયો છે." એટલે ન્હાની બહેન બોલી કે;—"વારુ ત્યારે તપાસી જો કે, તે શી વસ્તુ છે?" એ સાંભળીને મોટી બહેને કહ્યું કે;—"મારાથી એ બની શકે તેમ નથી." "લે ત્યારે હું તપાસું;" એમ કહીને ન્હાની બહેને આવી તેનો પગ જે વસ્તુ સાથે અથડાયો હતો, તેને બહાર કાઢીને જોઈ તો તે સોનાની લગડી જેવી જોવામાં આવી. આવી રીતે સુવર્ણની પ્રાપ્તિ થએલી જોઇને તે ઉભય ભગિનીઓના આનંદનો અવધિ થયો. તેઓ સુવર્ણને ઘેર લઈ ગઈ અને તેમાંથી દેવી ઈતુમાટે તેમણે સોનાનો થાળ બનાવરાવ્યો. અલ્પકાળમાં જ તે ગામમાંનાં બધાં માણસોના જાણવામાં આવી ગયું કે, ગામમાં જો કોઈ પણ સદાચારસંપન્ન અને સુખી જીવ હોય, તો તે એ બે બહેનો જ હતી.

એ જ સમયમાં તેમના પિતાના ઘરમાં એવો બનાવ બન્યો કે, એક રાત્રિને વિશે તેમનો ક્રૂર પિતા નિદ્રાવશ થઈને પડ્યો હતો, તે વેળાએ દેવી ઈતુએ સ્વપ્નમાં તેને દર્શન આપીને કહ્યું કે;—"જો તું તારી બે પુત્રીઓને પાછી ઘેર નહિ લાવે, તો હું તને લોહી ઓકાવીને મારી નાખીશ. તને તારી દીકરીઓ ફલાણા ગામમાં અને ફલાણે ઠેકાણે મળશે." બ્રાહ્મણ મળસકામાં ઊઠ્યો અને સ્વપ્નની વાર્તા તેણે પોતાની પત્નીને કહી સંભળાવી. પત્નીએ તે સાંભળી હર્ષ દર્શાવીને કહ્યું કે;—"ત્યારે મારી અમરો અને જમરો હજી જીવતી છે ખરી! જાઓ અને એક પળ માત્રનો પણ વિલંબ ન કરતાં તેમને અહીં લઈ આવો!" બ્રાહ્મણ તત્કાળ ઘરમાંથી નીકળ્યો અને જે ગામમાં તેની દીકરીઓ હતી, તે ગામમાં બનતી ઉતાવળથી આવી પહોંચ્યો. તે બાળાઓએ જેવો પોતાના પિતાને જોયો કે, તરત તેઓ તેને ગળે બાઝી પડી અને રડીને કહેવા લાગી કે;—"બાપા, તમે અમને જંગલમાં છોડીને શામાટે

ચાલ્યા ગયા હતા? નિર્જન અરણ્યમાં અમને એવી નિરાધાર અવસ્થામાં મૂકીને ચાલ્યા જવું, એ આપના માટે યોગ્ય હતું કે? ચાલો ત્યારે હવે આપણે ઘેર જઇએ અને અમારી માતાને મળીએ." બ્રાહ્મણે જણાવ્યું કે;–"મારી વ્હાલી દીકરીઓ, હું અત્યારે અહીં ખાસ તમને ઘેર લઇ જવામાટે જ આવ્યો છું. હવે જવામાં વિલંબ કરવાનો નથી. ચાલો તૈયાર થાઓ."

બન્ને સુશીલ બાળાઓ તે ગામનાં માયાળુ સ્ત્રીપુરુષોને અંતિમ પ્રણામ કરીને પિતા સાથે પોતાના જન્મસ્થાન પ્રતિ જવાને રવાના થઈ અને જતી વેળાએ દેવી ઈતુનો સોનાનો થાળ તેમણે પોતાની સાથે લઈ લીધો. પોતાની પુત્રીઓને લાંબા વખત પછી પાછી જીવતી આવેલી જોઇને તેમની માતાના આનંદનો અવધિ થયો અને હર્ષથી તેની છાતી હાથ હાથ ઊંચી ઉછળવા લાગી. તે વારંવાર એ જ ઉદ્‌ગાર કાઢવા લાગી કે;–"મારી અમરો અને જમરો પાછી આવી ખરી!" તેણે તેમને બાથમાં લઈ ખોળામાં બેસાડીને હર્ષનાં આંસૂ વર્ષાવ્યાં. ત્યાર પછી તે જરાક શાંત થતાં બાળાઓએ તેને વિનયપૂર્વક નમસ્કાર કરીને જણાવ્યું કે;–"માતા, એ બધો દેવી ઈતુના આશીર્વાદનો જ પ્રતાપ છે કે, આજે અમે પાછી પોતાને પોતાની માતાની મીઠી ગોદમાં બેઠેલી જોઇએ છીએ!" માતા અને પુત્રીઓ ઘણીવાર સુધી આવા પ્રકારનો વાર્ત્તાલાપ કરતી રહી.

જ્યારથી એ બન્ને બાળાઓ પાછી ઘેર આવી, તે દિવસથી દરિદ્રી બ્રાહ્મણના ભાગ્યોદયનો પણ આરંભ થયો. તે જે કાંઈ પણ કાર્ય કરતો હતો, તેમાં અવશ્ય તેને વિજય અને વિજય જ મળ્યા કરતો હતો. એ બનાવને કેટલાક દિવસ વીતી ગયા પછી તે દેશનો રાજા પાસેના અરણ્યમાં મૃગયા કરવાને આવી લાગ્યો. મધ્યાન્હ કાળની ઉગ્રતા અસહ્ય હોવાથી તે તૃષાતુર થયો અને તે એટલી સીમા પર્યન્ત કે તૃષાથી વ્યાકુલ થઈ, તેણે પોતાના પ્રધાનને કહ્યું કે;–"પ્રધાનજી, મને ગમે ત્યાંથી પણ પીવામાટે થોડુક પાણી લાવી આપો; કારણ કે, નહિ તો પાણીવિના થોડીવારમાં જ મારા પ્રાણ નીકળી જશે; અત્યારે મારા જીવનનો આધાર એ પાણી મળવાપર જ રહેલો છે." પ્રધાને રાજાને જણાવ્યું કે:–"મહારાજ, અહીંથી બહુ જ પાસે એક ન્હાનું ગામડું છે ત્યાં ચાલો એટલે જોઇએ તેટલું પાણી આપણને મળી શકશે." અર્થાત્ રાજા અને પ્રધાન ધીમે ધીમે અરણ્યમાં થઈને આગળ ચાલ્યા અને થોડા વખત પછી એ બ્રાહ્મણના ઘર આગળ આવી લાગ્યા. બ્રાહ્મણે રાજાને તરત ઓળખી લીધો અને તેથી માનપૂર્વક રાજાને નમન કરીને તથા તેનો આદરસત્કાર કરીને

તે રાજા તથા પ્રધાને ઉત્સવને પોતાના ઘરમાં લઈ ગયો. રાજા તેવે કરેલા પોતાના સત્કારથી અત્યંત પ્રસન્ન થયો અને તેથી કહેવા લાગ્યો કે;–"તૃષાથી મારા પ્રાણ જાય છે, માટે પ્રથમ મને પીવામાટે થોડુંક શીતળ જળ આપો." બ્રાહ્મણે તત્કાળ તેમને જળ આપવાની વ્યવસ્થા કરી અને જે બે પાત્રમાં તેમને પાણી આપવાનું હતું, તે પાત્રોપર પોતાની પુત્રીઓનો એક એક વાળ બાંધી દીધો. જ્યારે રાજા અને પ્રધાને એ વાળો જોયા એટલે તેમણે પૂછ્યું કે, "જેમના આ વાળ છે, તે કન્યાઓના પિતા કોણ છે?". બ્રાહ્મણે ઉત્તર આપ્યું કે; મહારાજ, તે કન્યાઓના પિતા હું પોતે છું!" આ ઉત્તર સાંભળીને રાજાએ કહ્યું કે;–"મારા પાત્રપર જેનો વાળ બંધાયો છે, તેને હું પરણીને મારી રાણી બનાવીશ!" અને પ્રધાન બોલ્યો કે;–"મારા પાત્રપર જેનો વાળ બાંધવામાં આવ્યો છે, તે કન્યાને હું મારી ગૃહિણી બનાવીશ!" બ્રાહ્મણે તેમની એ ઇચ્છાને આનંદથી અનુમતિ આપી અને કહ્યું કે;–"મહારાજ, આપના જેવા મહાનુભાવ જમાઈ મળે, એના કરતાં મારા માટે આનંદનો બીજો અલૌકિક અવસર કયો હોઈ શકે, વારુ? હું અત્યારે જ આપની ઇચ્છા પૂર્ણ કરું છું!" એમ કહી તે ઘરમાં ગયો અને પોતાની બન્ને પુત્રીઓને બહાર લાવી મોટી કન્યાનો હાથ રાજાના હાથમાં આપ્યો અને ન્હાની કન્યાનો હાથ પ્રધાનના હાથમાં સોંપી દીધો. રાજાએ તરત પોતાનાં માણસોને આજ્ઞા આપવાથી તેઓ હાથી, ઘોડા, પાલખી અને એવાં જ અન્ય સાધનો લઈ આવ્યાં. ત્યાર પછી રાજા તથા પ્રધાને પોતાના શ્વસુરને નમસ્કાર કર્યા, પછી પોતાની પત્નીઓને પાલખીમાં બેસાડી અને પોતે હાથીની અંબાડીમાં બેસીને તેઓ વાજતે ગાજતે ત્યાંથી પ્રયાણ કરી ગયા.

હવે મોટી કન્યા રાજાની રાણી થવાથી હર્ષ અને અભિમાનથી એટલી બધી છલકાઈ ગઈ કે, દેવી ઇતુની પૂજામાટે એક પણ પાત્ર લાવવાનું તેને સ્મરણ જ રહ્યું નહિ; પણ ન્હાની કન્યા યથાર્થ સ્મરણ રાખીને દેવી ઇતુની પૂજાનાં સર્વ પાત્રો પોતા સાથે લાવી હતી. એનું પરિણામ એ થયું કે, માર્ગની જે બાજૂએ રાજાનો હાથી અને રાણીની પાલખી જતાં હતાં, તે બાજૂપર એકદમ મૂશળધાર વૃષ્ટિ થવા લાગી. વૃષ્ટિમાં વળી કરા પડવા માંડ્યા અને શૃગાલ, ઘુવડ તથા કાગડાના શોકદર્શક સ્વરો અને ચીત્કારો સંભળાવા લાગ્યા. પરંતુ જે બાજૂપરથી પ્રધાન અને તેની પત્ની ચાલ્યા જતાં હતાં, તે બાજૂપર આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી, પક્ષીઓનાં મધુર સંગીત તથા લગ્નોત્સવમાંની સ્ત્રીઓનાં આનંદદાયક ગીત આદિ હર્ષવર્ધક ધ્વનિ કર્ણગોચર થવા લાગ્યા.

એચિંતી આ આશ્ચર્યકારક ઘટનાને જોઇને રાજા આશ્ચર્યચકિત થયો અને પોતાના મનમાં કહેવા લાગ્યો કે;–"આમ થવાનું કારણ શું હોવું જોઇએ વારુ? મારી બાજૂપર આવી ભયંકરતા અને પ્રધાનની બાજૂએ આવી રમણીયતા વ્યાપેલી છે, એ શા કારણથી?" બહુ વિચાર કરવા છતાં એના આંતરિક કારણને રાજા જાણી શક્યો નહિ અને અત્યંત આશ્ચર્યમાં પડી, તે રાણી સહિત રાજધાનીમાંના પોતાના મહાલયમાં આવી પહોંચ્યો.

રાજધાનીમાં રાજા અને પ્રધાન વિભક્ત થયા–એટલે કે, બન્ને પોતપોતાની નૂતન વધૂને લઇને પોતપોતાના મંદિરમાં ગયા. રાજા જેવો પોતાના મહાલયના સિંહદ્વારમાં પ્રવેશ કરવા જતો હતો, તેવામાં તે દ્વાર એકદમ કડાકા સાથે તૂટી પડ્યું અને તે ભાગ્યના યોગે જ બચી ગયો. રાજા એક પછી એક આવાં દુર્ભાગ્ય અને દુર્દશાનાં ચિન્હોને જોઇને હૃદયમાં અતિશય ભયભીત થઈ ગયો. પણ તેના નિવારણનો તે શો ઉપાય કરે વારુ? જે આવી પડે તેને મુગ્ધતાથી સહન કર્યા વિના તેનો છૂટકો જ નહોતો. રાજા ધીમે ધીમે વધારે અને વધારે દુર્ભાગી થતો ગયો અને તેથી વિરુદ્ધ તેનો પ્રધાન દિવસે દિવસે વધારે અને વધારે ભાગ્યશાળી તથા સુખી થયેલો દેખાવા લાગ્યો. જ્યારે છેવટે રાજાએ પોતાનું રાજ્ય પણ ખોઈ દીધું, તેનાં સર્વ અનુચરો તેને ત્યાગીને ચાલ્યાં ગયાં અને જ્યાં મહાલય તથા નગર હતાં ત્યાં નિર્જન અરણ્ય બની ગયું, તે વેળાએ એકવાર સ્વપ્નમાં તેના જાણવામાં આવ્યું કે, તેની નવી રાણી રાક્ષસી હતી અને સ્વપ્નમાં દેખાયલી વ્યક્તિએ તેને એવી આજ્ઞા આપી કે;–"એ રાણીને તું જંગલમાં હાંકી કાઢ, એટલે તારા ભાગ્યનો પુનરુદય થશે." પ્રભાતમાં રાજાએ પોતાના પ્રધાનને બોલાવ્યો અને કહ્યું કે;– "પ્રધાન, મારું સર્વસ્વ ચાલ્યું ગયું છે અને મારા એ સર્વ દુર્ભાગ્યનું કારણ મારી આ સ્ત્રી છે. એટલા માટે એને મારે જંગલમાં હાંકી કાઢવી જ જોઇએ." જ્યાં રાજાની આવી આજ્ઞા થઈ ત્યાં પછી પ્રધાન બિચારો શું કરી શકે? તે રાજાની આજ્ઞા પ્રમાણે રાણીને દૂરના એક અરણ્યમાં લઈ ગયો અને તેણે અત્યંત વિલાપ તથા કલ્પાંત કર્યો, પણ તેનો વિચાર ન કરતાં તેને એકલી જ ત્યાં મૂકીને પાછો તે રાજા પાસે આવી લાગ્યો.

પ્રધાને રાણીને જંગલમાં મૂકી આવ્યા પછી ઘેર આવીને પોતાની પત્નીને એ સર્વ વૃત્તાંત કહી સમજાવ્યો. એ વૃત્તાંત સાંભળી તે ન્હાની બહેને પોતાના પતિને કહ્યું કે;–"કૃપા કરીને તમે જાઓ અને મારી મોટી બહેનને મારી પાસે લઈ આવો." એના ઉત્તરમાં પ્રધાને જણાવ્યું

કે;—"એ કાર્ય અશક્ય છે; કારણ કે, એ સાહસ કરતાં ક્યાંક જીવ જવાનો સોદો થઈ પડે, એવો ભય રહ્યા કરે છે. જો હું તેને લાવું અને એ વાર્તા રાજાના જાણવામાં આવે, તો તે મારો જીવ લેવામાં એક પળ માત્રનો પણ વિલંબ કરે નહિ." પત્નીએ કહ્યું કે;—"એ વિષેની તમારે જરા પણ ચિંતા રાખવી નહિ. હવે એવું કાંઈ પણ કરવાનું રાજામાં સામર્થ્ય જ શું રહ્યું છે વારુ? છતાં ધારો કે, તેનામાં એવું કાંઈ પણ કરવાનું સામર્થ્ય છે, તો પણ હું મારી બહેનને એવી તો છૂપાવીને રાખીશ કે, તેના દેવો પણ એ વાર્તાને જાણી ન શકે, એટલે એથી બ્હીવાનું કાંઈ પણ કારણ નથી. અર્થાત્ ગમે તેમ કરીને પણ તેને મારી પાસે લઈ આવો." અંતે પ્રધાને પોતાની પત્નીની ઇચ્છાને અનુમોદન આપ્યું, બીજે દિવસે પાછો તે પેલા અરણ્યમાં ગયો અને રાણી હજી સાંજ હોવાથી તેને પોતાની સાથે પોતાને ઘેર લઈ આવ્યો. ન્હાની બહેને મોટી બહેનનો યોગ્ય સત્કાર કર્યો અને આવકાર આપીને તેને પોતા પાસે રાખી. ત્યાર પછી તેણે કહ્યું કે;—"બહેન, તારા પોતાના અપરાધથી જ તું આવી દુર્દશામાં આવી પડી છે; કારણ કે, ઈતુ દેવીની પૂજાનો તેં ત્યાગ કર્યો છે. એટલામાટે આવ અને પુનઃ ઈતુની પૂજાનો આરંભ કર, એટલે સહુ સારાં વાનાં થઈ રહેશે!" મોટી બહેને તેનું વચન માથાપર ચઢાવ્યું; પરંતુ તેના—મોટી બહેનના—સ્વભાવમાં એટલો ફેરફાર થઈ ગયો હતો—તે એટલો બધો બગડી ગયો હતો અને તેના મુખમંડળમાંની તેજસ્વિતાનો એટલી સીમા પર્યન્ત લોપ થયો હતો કે, કોઈ પણ માણસ તેને જોતાની સાથે જ કહી શકે કે, લક્ષ્મીદેવીએ એનો ત્યાગ કર્યો છે અને તેથી જ તે આવી શ્રીહીના થઈ ગઈ છે. અર્થાત તેણે મુખથી જ માત્ર ઈતુની પૂજા કરવાની હા પાડી, પણ કૃતિથી તેણે કાંઈ પણ કર્યું નહિ.

પુનઃ અગ્રહાયણનો મહિનો આવી લાગ્યો અને તેથી પુનઃ ન્હાની બહેને મોટી બહેનને કહ્યું કે;—"આ પ્રસંગે તો તારે અવશ્ય પૂજા કરવી જ જોઇએ." એના ઉત્તરમાં પ્રથમ પ્રમાણે જ મોટી બહેને જણાવ્યું કે;—"બહુ સારું, હું આ વખતે પૂજા કરીશ." એ પછી બન્ને બહેનો સૂઈ ગઈ. મધ્ય રાત્રિના સમયે મોટી બહેન અચાનક બૂમ પાડીને જાગી ઊઠી અને કહેવા લાગી કે;—"બહેન, જાગ. મેં એક મહા ભયંકર સ્વપ્ન જોયું છે. મને સ્વપ્નમાં એમ દેખાયું કે, કોઇએ મારો વધ કરી નાખ્યો,—મારું માથું ધડથી જૂદું કર્યું અને મારા મુખપર રાખ ચોળી દીધી." એ સાંભળીને નહાની બહેન કહેવા લાગી કે;—"હું એના સંપૂર્ણ રહસ્યને સમજી ગઈ. ગઈ કાલે તેં પૂજા કર્યા

પહેલાં કાંઈ પણ ખાધું હતું ખરું કે?" મોટી બહેને પોતાની ભૂલનો સ્વીકાર કર્યો અને ન્હાની બહેને તે સાંભળીને કહ્યું કે;-"મેં તને ખાવાની ના પાડી હતી, છતાં તેં શામાટે ખાધું વારુ?" એના ઉત્તરમાં મોટી બહેને જણાવ્યું કે;-"મારી પોતાની ખાવાની ઇચ્છા નહોતી, પણ તારો ન્હાનો દીકરો મારી પાસે મીઠાઈ લઇને આવ્યો અને 'માસી, ખા; માસી, ખા!' કહીને બળાત્કારે મીઠાઇનો એક કકડો મારા મોઢામાં નાંખી દીધો." આ ઉત્તર સાંભળીને ન્હાની બહેન બોલી કે;-"હવે બધો ભેદ મારા સમજવામાં આવી ગયો. પણ ચિંતા નહિ; રવિવાર આવે ત્યાં સુધી ખમી જા, એટલે સૌ સારું થઈ રહેશે અને તે દિવસે તારા ખાવા વગેરેની હું પોતે જ દેખરેખ રાખીશ." એ વખતે એથી વધારે તે કાંઈ પણ બોલી નહિ, પણ જ્યારે રવિવાર આવ્યો, ત્યારે સવારમાં જ ઊઠીને ન્હાની બહેને પોતાની બહેનની સાડીનો છેડો પોતાની સાડીના છેડા સાથે બાંધી દીધો, એટલે એથી થયું એમ કે જ્યાં પણ ન્હાની બહેન જાય ત્યાં મોટી બહેન ખેંચાય અને મોટી બહેન જ્યાં જાય ત્યાં ન્હાની બહેન પણ જાય. એથી મોટી બહેનને એ દિવસે કાંઈ પણ ખાવાનો લાગ મળી શક્યો નહિ. દેવી ઇંતુના પાત્રની બન્ને બહેનોએ પૂજા કરી અને પૂજા કરીને તેમણે દેવી પાસેથી કૃપાદૃષ્ટિની યાચના કરી.

એ દિવસ પછી મોટી બહેનના સ્વભાવમાં પાછું યોગ્ય અને ઉત્તમ પરિવર્તન થવા લાગ્યું અને તેણી તે નિયમિત રીતે દેવી ઇંતુની પૂજા કરવામાં પ્રવૃત્ત થઈ. એનું પરિણામ એ આવ્યું કે, રાજાના ભાગ્યનો પુનઃ ઉદય થવા માંડ્યો. તેનું રાજ્ય પ્રથમ જેવું ફળદ્રૂપ અને ધનાઢ્ય હતું તેવું જ પાછું ફળદ્રૂપ અને ધનાઢ્ય થયું અને તેના જે અનુચરો ચાલ્યા ગયા હતા તે પણ પાછા આવી લાગ્યા. આવી પરિસ્થિતિને જોઇને રાજાએ એક દિવસ પ્રધાનને પોતાપાસે બોલાવી કહ્યું કે:-"પ્રધાનજી, હવે મારી રાણીને પાછી મારી પાસે લઈ આવો." એના ઉત્તરમાં પ્રધાને જણાવ્યું કે;-"મહારાજ, રાણીને તો આપની આજ્ઞાથી હું અરણ્યમાં છોડી આવ્યો હતો, એટલે તે હવે મને ક્યાંથી અને કેમ કરીને મળી શકે વારુ?" રાજાએ તેના બોલવાને ધ્યાનમાં ન લેતાં પાછો હુકમ ફરમાવ્યો કે;-"જાઓ અને ગમે તે ઉપાય કરીને તેને શોધી લાવો." રાજાના કોપનો લય થયેલો જોઇને પ્રધાને રાણીના પોતાના ઘરમાં હોવાની વાત રાજાને જણાવી દીધી, અને તે સાંભળી રાજા બહુ જ પ્રસન્ન થયો.

રાણીના મહાલયમાં પુનરાગમનમાટેનો દિવસ નિશ્ચિત કરવામાં આવ્યો. તેને આવકાર આપવામાટેની મોટી ધામધૂમ સાથેની તૈયારીઓ ચાલી રહી, પ્રધાનના ઘરથી રાજાના મહાલય પર્યન્ત માર્ગપર બન્ને

બાજૂએ પડદા બાંધી લેવામાં આવ્યા અને તે ઉપરથી પણ ઢંકાયલા હોવાથી એક લાંબા તંબૂ જેવા દેખાવા લાગ્યા. એ માર્ગમાં થઇને રાણી ચાલી જતી હતી, એટલામાં રસ્તામાં પડેલી કોઈ વસ્તુ સાથે પગ અથડાતાં તેને ઠોકર લાગી અને તેથી તેનો પગ છોલાયો. આ બનાવને જોઇને રાજા બહુ જ કોપાયમાન થઈ પૂછવા લાગ્યો કે;-"આજે આ રસ્તો કયા ઢેઢે સાફ કર્યો હતો; જેણે કર્યો હોય તેને અહીં લાવીને હાજર કરો." રાજાના મુખમાંથી આ શબ્દો નીકળતાંની સાથે જ અનુચરોએ તે ઢેઢને પકડી લાવીને રાજા આગળ હાજર કરી દીધો અને રાજાએ તેના મસ્તકને ધડથી જૂદું કરી નાખવાની ચાંડાલોને આજ્ઞા આપી દીધી. તે દિવસે રાજમહાલયમાં મહોત્સવ અને આનંદ ભોજન આદિના પ્રકારો ચાલી રહેલા હોવાથી ગમે તે કારણવશાત્ ભોજન કર્યું ત્યાં સૂધી આનંદમાં પડવાથી રાણી ઈતુની પૂજા કરવાનું પાછું ભૂલી ગઈ. જમી લીધા પછી તરત તેને પૂજાનું સ્મરણ થયું અને તેથી તેણે પોતાના નોકરોને અત્ર, તત્ર અને સર્વત્ર દોડાવ્યા અને કહ્યું કે;-"કોઈ પણ એવું માણસ મળી આવે કે, જેણે અત્યાર સૂધી ખાધું ન હોય તો તેને તરત અહીં લઈ આવો. તેઓ એક એક કરીને પાછા આવ્યા અને કહેવા લાગ્યા કે;-"રાણી સાહેબ, બધાં જમીને બેઠાં છે, કોઈ પણ ખાધા વગરનું રહ્યું નથી." આ સમાચાર સાંભળીને રાણી નિરાશ થઈ ગઈ; પણ એટલામાં અચાનક કાંઇક સ્મરણ થવાથી એક દાસીએ જણાવ્યું કે;-"મહારાણી, પેલા ઝાડૂવાળા ઢેઢની માએ હજી કાંઈ પણ ખાધું નથી; કારણ કે, પોતાના પુત્રના મરણથી તેને અત્યંત શોક થયો છે, અને તેથી તે ન ખાય એ સ્વાભાવિક છે." રાણીએ આતુરતાથી કહ્યું કે;-"ત્યારે તો જાઓ અને તેને સત્વર અહીં લઈ આવો." સર્વ ચાકરો ટોળે મળીને ઢેઢની મા પાસે ગયા અને કહેવા લાગ્યા કે;-ડોશી, તને અમારાં રાણી સાહેબે બોલાવી છે; માટે જલ્દી ચાલ." પણ તે ડોશીએ જવાબ આપ્યો કે;-"હું હવે રાણીનું મોઢું કદાપિ જોવાની નથી; કારણ કે, તેના પાપે જ મારો દીકરો મરાયો અને હું આફતમાં આવી પડી છું!" ચાકરોએ રાણીને જઇને જણાવ્યું કે;-"ડોશી તો આમ કહે છે અને આવતી નથી." એટલે રાણીએ કહ્યું કે;-"પાછા જાઓ, તેને નિર્ભય રહેવાનું જણાવો અને જો આવીશ તો તારું કલ્યાણ થઈ જશે, એમ કહીને તેને લઈ આવો." તેઓ પાછા ગયા અને બહુ બહુ સમજાવ્યા પછી ડોશીને ત્યાં લાવવાના કાર્યમાં વિજયી થયા. રાણીએ તે ડોશીનો બહુ જ સારો સત્કાર કર્યો અને બહુ જ નમ્રતા બતાવીને કહ્યું કે;-"ડોશીમા, મારી પ્રતિનિધિ તરીકે તું આજે દેવી ઈતુની પૂજા કર!"

કેટલીક રકઝક પછી તે ડોશીએ રાણીને બદલે ઇતુની પૂજા કરવાની હા પાડી.

ડોશીએ પૂજા કર્યા પછી રાણી તે દેહનાં બદલામાં પોતાનું બલિદાન આપવાને તૈયાર થઈ. તે દેવી સમક્ષ પડી હતી, એટલામાં દેવીએ તેના સ્વપ્નમાં આવીને જણાવ્યું કે;—"મારા પાત્રમાંનું જળ લે, દેહના ધડ અને માથાને મેળવ અને પછી તે જળનું તેનાપર સિંચન કર, એટલે તે પાછો સજીવન થશે!" રાણી ઈતુના પાત્રમાંથી પાણી લઇને દોડતી દોડતી દેહને ઘેર જઈ પહોંચી અને તેની માતાને કહ્યું કે;—"ડોશી, તારો દીકરો ક્યાં છે વારુ?" ડોશીએ રડીને જવાબ આપ્યો કે;—"મારો દીકરો જમ રાજાને ઘેર છે!" રાણીએ કહ્યું કે,—"હું એમ પૂછું છું કે, તેનું મડદું ક્યાં છે?" ડોશીએ જવાબ આપ્યો કે;—"પેલા સ્હામેના મેદાનમાં પડ્યું છે!" રાણીએ નોકરોને તે મડદાને ત્યાં લાવવાનો હુકમ ફર્માવ્યો અને તેના ધડ તથા મસ્તકને મેળવી ઈતુના પાત્રમાંનું જળ છાંટવાથી તે તત્કાળ પાછો સજીવન થઈ ગયો. ડોશી આ ચમત્કારને જોઈ રાણીનાં ચરણોમાં પડી હર્ષનાં અશ્રુ વર્ષાવતી કહેવા લાગી કે;—"માતા દેવી, તું કોણ છે વારુ?" એના જવાબમાં રાણીએ કહ્યું કે;—"હું તમારી રાણી છું. ડોશીમા, તમે મને રાણી તરીકે નથી ઓળખતાં કે શું?" ત્યાર પછી ત્યાં જેટલા લોકો હતા, તે સર્વને ઈતુની પૂજાનો ઉપદેશ આપીને રાણી પોતાના મહાલયમાં આવી અને નિરંતર પોતાના કર્તવ્ય તથા ધર્મનું પાલન કરતી સુખ અને શાંતિમાં પોતાના આયુષ્યના દિવસો વીતાડવા લાગી.



## ઘંટમંગલા પર્વણી

એક ગામડામાં એક બ્રાહ્મણ વસતો હતો. તે પોતે બહુ જ મૂર્ખ અને અજ્ઞાન હોવા છતાં એવો દંભ અને આડંબર બતાવતો હતો કે, ભોળા ગામડીઆ તેને મહાન્ વિદ્યાસાગર પંડિત ગાનતા હતા. એ ગામડિયા જાતના માછી હતા અને બ્રાહ્મણ તેમનો પુરોહિત અથવા કુલગોર હતો. જ્યારે પણ તેમને આજે શી તિથિ છે ઇત્યાદિ કાંઈ પણ જાણવાની અગત્ય પડતી ત્યારે તે વિશે પૂછવાને તેઓ એ પંડિત મહાશય પાસે જ આવતા હતા. તેનું અજ્ઞાન એટલી બધી સીમા સુધી લંબાયલું હતું કે, આજે કઈ તિથિ છે, એવા એક સાધારણ પ્રશ્નનું ઉત્તર પણ પોતાની મૂર્ખતાનું પ્રદર્શન કરાવ્યા વિના તેનાથી આપી શકાતું નહોતું. પોતાને કશું જ્ઞાન ન હોવાથી તિથિને જાણવામાટે ચંદ્રદર્શનના દિવસથી પૌર્ણિમા સુધી અને પૌર્ણિમાથી અમાવાસ્યા સુધી

પ્રતિદિવસ પ્રભાતમાં ઈંટના એકેક કકડો તે પોતાના ઘરની ભીંતપર એક તરફ ગોઠવ્યા કરતો હતો. જો મહિનાની વચ્ચે કોઈ પણ તિથિ પૂછવાને આવે તો તે ઈંટોના કકડાને ગણવા અને તેની જે સંખ્યા આવે તે તિથિ કહેવી, એવો તેનો નિયમ હતો. આવી રીતે તે પોતાની પ્રતિષ્ઠાને જાળવી રહ્યો હતો.

હવે એકવાર બનાવ એવો બન્યો કે, બે બિલાડાં લડતાં લડતાં તેના ઘરમાં પેસી આવ્યાં અને એવી ધમાચકડી મચાવી દીધી કે, તેથી ઈંટના કેટલાક કકડા ગુમ થઈ ગયા. બ્રાહ્મણે આવીને જોયું તો તેના પંચાંગનાં અંગે અંગ છૂટાં થયાં હતાં; એટલું જ નહિ, પણ કેટલાક અંગો તો અદૃશ્ય પણ થઈ ગયાં હતાં. કાકતાલીય ન્યાયથી એ જ વેળાએ કેટલાક માછીઓ તિથિ પૂછવાને આવી લાગ્યા. બ્રાહ્મણ બિચારો બરાબર ગભરાયો, અને તેણે પોતાના છિન્ન વિચ્છિન્ન થયેલા પંચાંગપર દૃષ્ટિપાત કર્યો; પણ તેથી જવાબ શો આપી શકાય? છેવટે તે બહાર આવ્યો અને કહેવા લાગ્યો કે;—"આજનો દિવસ ઘંટમંગલનો છે!" તેમણે એ જવાબ સાંભળીને સ્હામો ઉદ્‌ગાર કાઢ્યો કે;—"શું! ઘંટમંગલનો દિવસ? અમારા આખા જન્મારામાં દિવસ કે તિથિનું આવું નામ તો અમે કદાપિ સાંભળ્યું જ નથી; તેમ જ તમારા મુખથી પણ એ નામ કદાપિ અમારા સાંભળવામાં આવ્યું નથી." આ સાંભળીને પંડિતજીએ ગંભીરતાથી ઉત્તર આપ્યું કે;—"તમે જો એ નામ કદાપિ ન સાંભળ્યું હોય તો, તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. વિશ્વમાં એવી અનેક વસ્તુઓ પડેલી છે કે, જેમના વિશે આપણે કાંઈ પણ જાણતા નથી. મારા જેવા એક બે અપવાદરૂપ મહાન્ પંડિતોને બાદ કરીએ, તો મોટા મોટા પંડિતો પણ એ દિવસ વિશે અજ્ઞાન છે, તો પછી તમારા જેવા ગામડિયા ગમારો એ વસ્તુને ક્યાંથી અને કેમ કરીને જાણી શકે વારુ?" માછીઓએ કહ્યું કે;—"બહુ સારું, ઠાકુર મહારાજ, ત્યારે અમારે હવે આ ઘંટમંગલને દિવસે શું કરવું જોઇએ, તે જણાવશો કે?" પંડિતજી બોલ્યા કે;—"આજે તમારે ઘણી વસ્તુઓ કરવાની છે. આજનો દિવસ તે એક મોટી પર્વણીનો દિવસ છે, આજે કેટલીક ખાસ પૂજાઓ કરાય છે અને પુરોહિતને આજે દાન આપવાથી બહુ જ પુણ્યની પ્રાપ્તિ થાય છે. આજે બ્રહ્મભોજન અને મિત્રભોજનનો સમારંભ પણ કરી શકાય છે. ઘંટમંગલાદેવીએ આજના દિવસને પવિત્ર ગણેલો હોવાથી દેવીના માનમાં આજે પૂજા પણ થવી જ જોઇએ." એ સાંભળીને માછીઓએ પૂછ્યું કે;—"ઘંટમંગલાદેવીનું સ્વરૂપ કેવું છે, વારુ? કારણ કે, અમારે જો તેની પ્રતિમા કરવી તો કેવા પ્રકારની કરવી, એની

અમને કશી પણ ખબર નથી." એનો નિર્ણય દર્શાવતા પંડિતજી બોલ્યા કે;–"એમાં કાંઈ વધારે કઠિનતા નથી. ઘંટમંગલાદેવીનું સ્વરૂપ બિલાડીનું છે, એટલામાટે માટીની બે બિલાડીઓ દરેક ઘરવાળાએ બનાવવી અને તેમની સ્થાપના કરવી. એ બિલાડીઓ સમક્ષ બેસીને પૂજાનો સર્વ વિધિ કરી શકાશે." માછીઓ ખુશ ખુશ થતા ઘેર ગયા અને થોડી વારમાં તો આખા ગામમાં ઘંટમંગલાદેવીના ઉત્સવમાટેની ધામધૂમથી તૈયારીઓ થવા લાગી.

સર્વ વસ્તુઓની તૈયારી થઈ રહ્યા પછી મહા સમારંભપૂર્વક ને આડંબરસહિત પૂજાવિધિનો સમય આવી લાગ્યો. ઢોલ, તાસાં અને નગારાં વગેરેનો એકત્ર ધ્વનિ કાનના પડદાને ફાડી નાખતો હતો અને ગાઉના ગાઉ સુધી સંભળાતો હતો. હવે બનાવ એવો બન્યો કે, જે વેળાએ એ ગામમાં એ પ્રમાણે ઘંટમંગલાદેવીનો ઉત્સવ ઊજવાતો હતો, તે જ સમયે એક રાજાનો કોઈ એક રાજપંડિત પ્રવાસમાં નીકળ્યો હતો તે એ ગામ પાસેથી નીકળ્યો. વાદ્યોનો ધ્વનિ સાંભળીને તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે;–"અત્યારે આ અચાનક આ ભયંકર વાદ્યધ્વનિ કેમ સંભળાય છે વારુ? આજે કોઈ પર્વણી અથવા મહોત્સવનો દિવસ તો છે નહિ, છતાં આટલી બધી ધામધૂમ શાની ચાલી રહી છે, તે સમજી શકાતું નથી." આમ વિચાર કરીને તેણે પાલખી ઉપાડનારા ભોઈઓને પાલખીને એ ગામના મધ્યભાગમાં લઈ જવાનું કહ્યું. ગામમાં જવા પછી એ રાજપંડિતના જાણવામાં આવી ગયું કે, ત્યાં મહોત્સવ ચાલી રહ્યો હતો, પ્રત્યેક ઘરમાં બિલાડીની બે પ્રતિમાની સ્થાપના કરાવેલી હતી અને તેમની સામે પુષ્પ તથા બિલ્વપત્ર આદિના ઢગલા કરી દેવામાં આવ્યા હતા. આ બધી ઠાઠ જોઈને આશ્ચર્યચકિત થવાથી રાજપંડિતે કેટલાક ગામડિયાને પૂછ્યું કે;–"આ કયો ઉત્સવ છે અને તમે ક્યા દેવની પૂજા કરી રહ્યા છો?" આ પ્રશ્ન સાંભળી ગામડિયામાંના એકે હસીને ઉત્તર આપ્યું કે;–"ઠાકુર, હું કલ્પના કરી શકું છું કે, તમારામાં વિદ્યાનો વિશેષ અંશ નથી. એ તો અમારા ગામના ઠાકુર જેવા અપવાદરૂપ અને મહાન્ પંડિતો હોય છે, તેઓ જ આજના મહોત્સવ જેવી વસ્તુઓને જાણી શકે છે." નવીન આગત રાજપંડિતે આ સાંભળીને સામું હાસ્ય કરીને કહ્યું કે;–"ખરેખર એનો તો મારે સ્વીકાર કરવો જ જોઈએ કે, આજના મહોત્સવને જાણવા જેટલી શક્તિ મારામાં નથી–અર્થાત્ એટલી બધી વિદ્યા હું ભણ્યો નથી. હં–પણ આજનો દિવસ ક્યા ઉત્સવનો છે વારુ?" ગામડિયાએ જવાબ આપ્યો કે;–"આજનો દિવસ ઘંટમંગલાદેવીના દિવસના નામથી ઓળખાય છે અને આજે ઘંટમંગલા-

દેવીની ખાસ પૂજા કરાય છે. અમે અત્યારે એ પૂજાના કાર્યમાં જ રોકા છીએ." પંડિતે પૂછ્યું કે;-"ત્યારે તમારી એ ઘંટમંગલાદેવીનો આ એટલે કે તેની પ્રતિમાનો આકાર કેવા પ્રકારનો છે વારુ?" ગામડિયો કે લાગ્યો કે;-"સર્વત્ર તેની પ્રતિમાઓનો વિસ્તાર થયેલો છે, તે તમે જોઈ નથી શકતા કે શું? આ જે માટીની બિલાડીઓ દેખાય છે, તે બધી ઘંટમંગલાદેવીની પ્રતિમાઓ છે." આ વિલક્ષણ વાર્તા સાંભળીને પ્રતાપી પંડિત કહેવા લાગ્યો કે;-"ભોળા ગામડિયા, મારા આજ સુધીના જીવન કાળમાં તમારા ગામના પંડિત જેવો કોઈ પણ પંડિત મેં જોયો નથી, તેમ જ એવા પંડિત વિશે કાંઈ સાંભળ્યું પણ નથી. અર્થાત્ મારી તેને મળવાની અને તેની સાથે શાસ્ત્રાર્થ કરવાની પ્રબળ ઇચ્છા થઈ આવી છે, એટલા માટે તેની સાથે મારો મેળાપ કરાવી આપો." ગામડિયાએ એના જવાબમાં જણાવ્યું કે;-"ઠાકુર મહાશય, તમે આ સાહસ ન કરો, એમાં જ તમારી પ્રતિષ્ઠા છે; કારણ કે, અમારા મહાન્ પંડિત સાથે વાદવિવાદ કરવો, એ સાધારણ બુદ્ધિના પંડિતોનું કાર્ય નથી." રાજપંડિતે કહ્યું કે "તમારું કથન સત્ય છે; છતાં મારો આગ્રહ છે કે, જાઓ અને તેમને મારો સંદેશો સંભળાવો."

ગામડિયા ગામને બીજે છેડે આવેલા પોતાના પંડિતજીને ઘેર ગયા અને તેને બહાર બોલાવીને કહ્યું કે;-"ઠાકુર મહાશય, અમે ઘંટમંગલાદેવીની પૂજા કરતા હતા, એટલામાં તમારા જેવો જ ચંદનતિલકવિભૂષિત અને શિખામંડિત એક બીજો પંડિત અચાનક આવી લાગ્યો. તે પાલખીમાં બેઠેલો છે અને આઠ દશ ભોઈઓ પણ તેની સાથે છે. તેણે ભોઈઓને ઊભા રાખીને અમને અમે શી પૂજા કરતા હતા તે પૂછ્યું. ખરેખર એ કોઈ મહામૂઢ મનુષ્ય જણાય છે અને તેનામાં પાંડિત્યનું તમારા જેટલું પાણી છે જ નહિ. અમે તેને ઘંટમંગલાદેવીની પૂજાની વાત જણાવી, પણ તે એમાં કાંઈ સમજ્યો હોય એમ દેખાયું નહિ. છતાં તેણે એમ કહ્યું કે;-'જાઓ અને તમારા ઠાકુર મહાશયને બોલાવો; કારણ કે, સર્વના દેખતાં તેની સાથે શાસ્ત્રાર્થ અથવા વાદવિવાદ કરવાની મારી ઇચ્છા છે.' અમે તેને પોતાના આ હઠને ત્યાગી દેવાનું બહુએ કહ્યું, પણ તેનો આ દુરાગ્રહ દૃઢ થયેલો દેખાય છે. અર્થાત્ તેનો એ સંદેશો તમને સંભળાવવામાટે જ અમે અત્યારે અહીં આવ્યા છીએ. આ એક મહા હાસ્યાસ્પદ પ્રસંગ આવી લાગ્યો છે, કેમ ખરું કે નહિ?" ગ્રામપંડિતે આ વાર્તા સાંભળીને પોતાના મનમાં વિચાર કર્યો કે;-"રામ બોલો ભાઈ રામ! આપણું પોલારિયું ખુલ્લું થવાનો વખત નજીક આવેલો દેખાય છે! ગમે તેમ થાય, તો પણ હું અજ્ઞાન

હું અને કાંઈ જાણતો નથી, એ વાર્તા ગામડિયાઓનાં જાણવામાં તો ન જ આવવી જોઇએ. જો એમ થાય તો તો આ ગામડામાં જામી ગયેલી મારી પ્રતિષ્ઠાનો અંત આવી જાય અને તે સાથે જે કકડો રોટલો મળે છે, તે પણ મળતો બંધ થાય!" આ પ્રમાણેનો વિચાર કરી તેણે ગામડિયાને ઉદ્દેશી ઉચ્ચ સ્વરથી કહ્યું કે;–"એ હાસ્યાસ્પદ પ્રસંગ નહિ તો બીજું શું છે? એ પંડિતના ચતાને ભાન નથી કે, પોતે કેવી મૂર્ખતા કરી રહ્યો છે. છતાં પણ મારું આ ઉત્તર તેને સંભળાવો. 'તમારી પાસે આવવાનો પરિશ્રમ વેઠવો, એ મારું કાર્ય નથી; કારણ કે, એથી મારી પ્રતિષ્ઠાની હાનિનો સંભવ છે. વાદ અથવા શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છા તમે ધરાવો છો તો તમે જ મારી પાસે આવો.'' ગામડિયા પાછા આગંતુક પંડિત પાસે ગયા અને કહ્યું કે;–"અમારા પંડિતજી કહે છે કે, 'મને શું એ પંડિતડાએ ગાજર મૂળો ધારી લીધો છે કે, જેથી મને પોતા પાસે બોલાવવાની તે ધૃષ્ટતા કરે છે? જો વાદ કરવાની કે મને મળવાની તેની ઇચ્છા હોય, તો તેણે જ મારી પાસે આવવું જોઇએ!" આ ઉત્તર સાંભળીને રાજપંડિતે વિવેકથી કહ્યું કે;–"તમારા ઠાકુર મહાશયનું કથન અક્ષરે અક્ષર સત્ય છે. ખરેખર તેમને અહીં સુધી આવવાનો શ્રમ વેઠવાની કશી પણ અગત્ય નથી. હવે આનો તોડ શો કાઢવો, તે હું તમને બતાવું છું. તમારા પંડિતના ઘર અને આ સ્થળના મધ્ય ભાગમાં એક એવું સ્થાન નિયત કરો કે, જ્યાં અમો બન્ને આવી શકીએ. અર્થાત્ આમ કરવાથી તમારા પંડિતજીની પ્રતિષ્ઠામાં જરા પણ ન્યૂનતા થવાની નથી." ગામડિયા સંતુષ્ટ થઇને કહેવા લાગ્યા કે;–"બહુ સારું; આ માર્ગ યોગ્ય અને માન્ય કરવા જેવો છે!" એ પછી તેમણે પોતાના પંડિત પાસે જઇને બનેલી બધી બીના તેને કહી સંભળાવી. એ સાંભળીને ગ્રામપંડિતે બેપરવાઇથી જવાબ આપ્યો કે;–"ચિંતા નહિ; તે પંડિત અને તમો મળીને એક જગ્યા નક્કી કરો અને જ્યારે બધી તૈયારી થઈ જાય એટલે પછી મને બોલાવો." ગામડિયા પાછા પેલા અજ્ઞાન પંડિત પાસે ગયા અને આનંદ દર્શાવીને કહેવા લાગ્યા કે;–"અમારા ઠાકુર મહાશયે વાદમાટે અનુમતિ આપી છે અને આપણાપર સ્થાન નિયત કરવાનો ભાર નાખ્યો છે. જ્યારે સઘળી તૈયારી થઈ જશે, ત્યારે તેઓ પધારશે." રાજપંડિતે કહ્યું કે;–"ઠીક; પણ હું તમારા ગામથી અજ્ઞાન છું, એટલે તમને જે સ્થાન યોગ્ય જણાય, તે નિયત કરો. હું તે વિશે કશો પણ વાંધો લેવાનો નથી. આજનો દિવસ તો તમારામાટે એક મોટો દિવસ છે; કારણ કે, તમારા ગામમાં એક કેવો વિદ્વાન અને સ્મરણીય પંડિત વસે છે, એ આજે બરાબર

હું અને કાંઈ જાણુતો નથી, એ વાર્તા ગામડિયાઓનાં જાણવામાં તો ન.જ આવવી જોઇએ. જો એમ થાય તો તો આ ગામડામાં જામી ગયેલી મારી પ્રતિષ્ઠાનો અંત આવી જાય અને તે સાથે જે કકડો રોટલો મળે છે, તે પણ મળતો બંધ થાય!" આ પ્રમાણેનો વિચાર કરી તેણે ગામડિયાને ઉદ્દેશી ઉચ્ચ સ્વરથી કહ્યું કે;—"એ હાસ્યાસ્પદ પ્રસંગ નહિ તો બીજું શું છે? એ પંડિતના થતાને ભાન નથી કે, પોતે કેવી મૂર્ખતા કરી રહ્યો છે. છતાં પણ મારું આ ઉત્તર તેને સંભળાવો. 'તમારી પાસે આવવાનો પરિશ્રમ વેઠવો, એ મારું કાર્ય નથી; કારણ કે, એથી મારી પ્રતિષ્ઠાની હાનિનો સંભવ છે. વાદ અથવા શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છા તમે ધરાવો છો તો તમે જ મારી પાસે આવો." ગામડિયા પાછા આગંતુક પંડિત પાસે ગયા અને કહ્યું કે;—"અમારા પંડિતજી કહે છે કે, 'મને શું એ પંડિતડાએ ગાજર મૂળો ધારી લીધો છે કે, જેથી મને પોતા પાસે બોલાવવાની તે ધૃષ્ટતા કરે છે? જો વાદ કરવાની કે મને મળવાની તેની ઇચ્છા હોય, તો તેણે જ મારી પાસે આવવું જોઇએ!" આ ઉત્તર સાંભળીને રાજપંડિતે વિવેકથી કહ્યું કે;—"તમારા ઠાકુર મહાશયનું કથન અક્ષરે અક્ષર સત્ય છે. ખરેખર તેમને અહીં સુધી આવવાનો શ્રમ વેઠવાની કશી પણ અગત્ય નથી. હવે આનો તોડ શો કાઢવો, તે હું તમને બતાવું છું. તમારા પંડિતના ઘર અને આ સ્થળના મધ્ય ભાગમાં એક એવું સ્થાન નિયત કરો કે, જ્યાં અમો બન્ને આવી શકીએ. અર્થાત્ આમ કરવાથી તમારા પંડિતજીની પ્રતિષ્ઠામાં જરા પણ ન્યૂનતા થવાની નથી." ગામડિયા સંતુષ્ટ થઇને કહેવા લાગ્યા કે;—"બહુ સારું; આ માર્ગ યોગ્ય અને માન્ય કરવા જેવો છે!" એ પછી તેમણે પોતાના પંડિત પાસે જઇને બનેલી બધી બીના તેને કહી સંભળાવી. એ સાંભળીને ગ્રામપંડિતે બેપરવાઇથી જવાબ આપ્યો કે;—"ચિંતા નહિ; તે પંડિત અને તમો ગળીને એક જગ્યા નકી કરો અને જ્યારે બધી તૈયારી થઈ જાય એટલે પછી મને બોલાવો." ગામડિયા પાછા પેલા અજ્ઞાત પંડિત પાસે ગયા અને આનંદ દર્શાવીને કહેવા લાગ્યા કે;—"અમારા ઠાકુર મહાશયે વાદમાટે અનુમતિ આપી છે અને આપણુ-પર સ્થાન નિયત કરવાનો ભાર નાખ્યો છે. જ્યારે સઘળી તૈયારી થઈ જશે, ત્યારે તેઓ પધારશે." રાજપંડિતે કહ્યું કે:—"ઠીક; પણ હું તમારા ગ્રામથી અજ્ઞાન છું, એટલે તમને જે સ્થાન યોગ્ય જણાય, તે નિયત કરો. હું તે વિશે કશો પણ વાંધો લેવાનો નથી. આજનો દિવસ તે તમારામાટે એક મોટો દિવસ છે; કારણ કે, તમારા ગ્રામમાં એક કેવો વિલક્ષણ અને સ્મરણીય પંડિત વસે છે, એ આજે બરાબર

દેવીની ખાસ પૂજા કરાય છે. અમે અત્યારે એ પૂજાના કાર્યમાં જ રોકાયલા છીએ." પંડિતે પૂછ્યું કે;–"ત્યારે તમારી એ ઘંટમંગલાદેવીનો આકાર, એટલે કે તેની પ્રતિમાનો આકાર કેવા પ્રકારનો છે વારૂ!" ગામડિયો કહેવા લાગ્યો કે;–"સર્વત્ર તેની પ્રતિમાઓનો વિસ્તાર થયેલો છે, તે તમે જોઈ નથી શકતા કે શું ? આ જે માટીની ભિલાડીઓ દેખાય છે, તે બધી ઘંટમંગલાદેવીની પ્રતિમાઓ છે." આ વિલક્ષણ વાર્તા સાંભળીને પ્રવાસી પંડિત કહેવા લાગ્યો કે;–"ભોળા ગામડિયા, મારા આજ સુધીના જીવનકાળમાં તમારા ગામના પંડિત જેવો કોઈ પણ પંડિત મેં જોયો નથી, તેમ જ એવા પંડિત વિશે કાંઈ સાંભળ્યું પણ નથી. અર્થાત્ મારી તેને મળવાની અને તેની સાથે શાસ્ત્રાર્થ કરવાની પ્રબળ ઇચ્છા થઈ આવી છે, એટલામાટે તેની સાથે મારો મેળાપ કરાવી આપો." ગામડિયાએ એના જવાબમાં જણાવ્યું કે;–"ઠાકુર મહાશય, તમે આ સાહસ ન કરો, એમાં જ તમારી પ્રતિષ્ઠા છે; કારણ કે, અમારા મહાન્ પંડિત સાથે વાદવિવાદ કરવો, એ સાધારણ બુદ્ધિના પંડિતોનું કાર્ય નથી." રાજપંડિતે કહ્યું કે;–"તમારું કથન સત્ય છે; છતાં મારો આગ્રહ છે કે, જાઓ અને તેમને મારો સંદેશો સંભળાવો."

ગામડિયા ગામને બીજે છેડે આવેલા પોતાના પંડિતજીને ઘેર ગયા અને તેને બહાર બોલાવીને કહ્યું કે;–"ઠાકુર મહાશય, અમે ઘંટમંગલાદેવીની પૂજા કરતા હતા, એટલામાં તમારા જેવો જ ચંદનતિલકવિભૂષિત અને શિખામંડિત એક બીજો પંડિત અચાનક આવી લાગ્યો. તે પાલખીમાં બેઠેલો છે અને આઠ દશ ભોઈઓ પણ તેની સાથે છે. તેણે ભોઈઓને ઊભા રાખીને અમને અમે શી પૂજા કરતા હતા તે પૂછ્યું. ખરેખર એ કોઈ મહામૂઢ મનુષ્ય જણાય છે અને તેનામાં પાંડિત્યનું તમારા જેટલું પાણી છે જ નહિ. અમે તેને ઘંટમંગલાદેવીની 'પૂજાની વાત જણાવી, પણ તે એમાં કાંઈ સમજ્યો હોય એમ દેખાયું નહિ. છતાં તેણે એમ કહ્યું કે;–'જાઓ અને તમારા ઠાકુર મહાશયને બોલાવો; કારણ કે, સર્વના દેખતાં તેની સાથે શાસ્ત્રાર્થ અથવા વાદવિવાદ કરવાની મારી ઇચ્છા છે.' અમે તેને પોતાના આ હઠને ત્યાગી દેવાનું બહુએ કહ્યું. પણ તેનો આ દુરાગ્રહ દૃઢ થયેલો દેખાય છે. અર્થાત તેનો એ સંદેશો તમને સંભળાવવામાટે જ અમે અત્યારે અહીં આવ્યા છીએ. આ એક મહા હાસ્યાસ્પદ 'પ્રસંગ આવી લાગ્યો છે, કેમ ખરુ કે નહિ ?" ગ્રામપંડિતે આ વાર્તા સાંભળીને પોતાના મનમાં વિચાર કર્યો કે;–"રામ બોલો ભાઈ રામ ! આપણું પોલારિયું ખુલ્લું થવાનો વખત નજીક આવેલો દેખાય છે ! ગમે તેમ થાય, તો પણ હું અજ્ઞાન

છું અને કાંઈ જાણતો નથી, એ વાર્તા ગામડિયાઓનાં જાણવામાં તો ન જ આવવી જોઇએ. જો એમ થાય તો તો આ ગામડામાં જાગી ગયેલી મારી પ્રતિષ્ઠાનો અંત આવી જાય અને તે સાથે જે કકડો રોટલો મળે છે, તે પણ મળતો બંધ થાય!" આ પ્રમાણેનો વિચાર કરી તેણે ગામડિયાને ઉદ્દેશી ઉચ્ચ સ્વરથી કહ્યું કે;—"એ હાસ્યાસ્પદ પ્રસંગ નહિ તો બીજું શું છે? એ પંડિતના થતાને ભાન નથી કે, પોતે કેવી મૂર્ખતા કરી રહ્યો છે. છતાં પણ મારું આ ઉત્તર તેને સંભળાવો. 'તમારી પાસે આવવાનો પરિશ્રમ વેઠવો, એ મારું કાર્ય નથી; કારણ કે, એથી મારી પ્રતિષ્ઠાની હાનિનો સંભવ છે. વાદ અથવા શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છા તમે ધરાવો છો તો તમે જ મારી પાસે આવો." ગામડિયા પાછા આગંતુક પંડિત પાસે ગયા અને કહ્યું કે;—"અમારા પંડિતજી કહે છે કે, 'મને શું એ પંડિતડાએ ગાજર મૂળો ધારી લીધો છે કે, જેથી મને પોતા પાસે બોલાવવાની તે ધૃષ્ટતા કરે છે? જો વાદ કરવાની કે મને મળવાની તેની ઇચ્છા હોય, તો તેણે જ મારી પાસે આવવું જોઇએ!" આ ઉત્તર સાંભળીને રાજપંડિતે વિવેકથી કહ્યું કે;—"તમારા ઠાકુર મહાશયનું કથન અક્ષરે અક્ષર સત્ય છે. ખરેખર તેમને અહીં સુધી આવવાનો શ્રમ વેઠવાની કશી પણ અગત્ય નથી. હવે આનો તોડ શો કાઢવો, તે હું તમને બતાવું છું. તમારા પંડિતના ઘર અને આ સ્થળના મધ્ય ભાગમાં એક એવું સ્થાન નિયત કરો કે, જ્યાં અમો બન્ને આવી શકીએ. અર્થાત્ આમ કરવાથી તમારા પંડિતજીની પ્રતિષ્ઠામાં જરા પણ ન્યૂનતા થવાની નથી." ગામડિયા સંતુષ્ટ થઇને કહેવા લાગ્યા કે;—"બહુ સારું; આ માર્ગ યોગ્ય અને માન્ય કરવા જેવો છે!" એ પછી તેમણે પોતાના પંડિત પાસે જઇને બનેલી બધી બીના તેને કહી સંભળાવી. એ સાંભળીને ગ્રામપંડિતે બેપરવાઇથી જવાબ આપ્યો કે;—"ચિંતા નહિ; તે પંડિત અને તમો મળીને એક જગ્યા નક્કી કરો અને જ્યારે બધી તૈયારી થઈ જાય એટલે પછી મને બોલાવો." ગામડિયા પાછા પેલા અજ્ઞાત પંડિત પાસે ગયા અને આનંદ દર્શાવીને કહેવા લાગ્યા કે;— "અમારા ઠાકુર મહાશયે વાદમાટે અનુમતિ આપી છે અને આપણાપર સ્થાન નિયત કરવાનો ભાર નાખ્યો છે. જ્યારે સઘળી તૈયારી થઈ જશે, ત્યારે તેઓ પધારશે." રાજપંડિતે કહ્યું કે:—"ઠીક; પણ હું તમારા ગ્રામથી અજ્ઞાન છું, એટલે તમને જે સ્થાન યોગ્ય જણાય, તે નિયત કરો. હું તે વિશે કશો પણ વાંધો લેવાનો નથી. આજનો દિવસ તો તમારામાટે એક મોટો દિવસ છે; કારણ કે, તમારા ગ્રામમાં એક કેવો વિલક્ષણ અને સ્મરણીય પંડિત વસે છે, એ આજે બરાબર

તમારા જાણવામાં આવી જશે." ગામડિયાઓએ માર્ગના મધ્ય ભાગમાં એક સ્થાન નિયત કર્યું, ત્યાં ચટાઇઓ અને ગોદડીઓ પાથરી દીધી અને ત્યાર પછી તેમણે અજ્ઞાત પંડિત પાસે જઈને તેને ત્યાં આવવાનું આમંત્રણ કર્યું. પ્રવાસી પંડિત તરત ત્યાં આવ્યો અને પાલખીમાંથી ઊતરીને એક આસનપર બેસી ગયો. એ પછી ગામડિયા પોતાના પંડિતને ઘેર ગયા અને કહેવા લાગ્યા કે;–"ઠાકુર મહાશય, બધી તૈયારીઓ થઈ ચૂકી છે અને અજ્ઞાત પંડિત તમારી વાટ જોઇને ત્યાં બેઠા છે. માર્ગના મધ્ય ભાગમાં એ સ્થાન નિયત કરાયું છે, છતાં એ પંડિત અમને જ્યાં મળ્યો હતો, તે સ્થાનથી એ સ્થાન દૂર અને તમારા ઘરથી વધારે નજીકમાં છે." હવે નવો વાંધો શો કાઢવો, એ વિશેનો એ મૂઢ પંડિતજી ગહન વિચાર કરવા લાગ્યા. તત્કાળ એક યુક્તિનો તેમના મસ્તિષ્કમાં આવિર્ભાવ થયો અને તેને વ્યવહારમાં યોજીને તેઓ બોલ્યા;–"તે એ સ્થાને કેવા પ્રકારે આવ્યો હતો ! ચાલીને કે કોઈ વાહનપર !" ગામડિયા બોલ્યા કે;–"પાલખીમાં બેસીને આવ્યો હતો !" પંડિતે તરત પોકાર કરીને કહ્યું કે;–"મૂર્ખજનો, તે અજ્ઞાત અને મારા કરતાં ઓછી વિદ્યાવાળો પંડિત પાલખીમાં બેસીને આવ્યો અને હું ત્યાં પગે ચાલીને આવું!" પંડિતની પ્રચંડતાને જોઇને ગામડિયા કહેવા લાગ્યા કે;–"ઠાકુર મહાશય, આપણા આવા ગરીબ ગામમાં પાલખી અને તેને ઉપાડનારા ભોઇઓ ક્યાંથી મળી શકે વારુ!" પંડિતજીએ એ સવાલ સાંભળીને છેલ્લો જવાબ સંભળાવ્યો કે;–"જો એમ ન બની શકે તેમ હોય તો હું આવવાનો નથી અને તેથી એ શાસ્ત્રાર્થનો અહીં જ અંત આવી જાય છે. તમે જાઓ અને આ વાત પેલા મૂર્ખ પંડિતને સંભળાવીને વિદાય કરી દ્યો."

ગામડિયા અજ્ઞાત પંડિત પાસે ગયા અને એ નવીન કઠિનતાની વાત તેને કહી સંભળાવી. એ સાંભળીને તે પ્રવાસી પંડિતે કહ્યું કે;–"તમે પણ કેવા મૂર્ખ લોક છો! પાલખી ન મળી તો તેથી શું થઈ ગયું? શું તમે તેમને પોતાના ખભાપર બેસાડીને અહીં લાવી શકો તેમ નથી કે? અરે ખભા કરતાં પણ વળી પોતાના માથાપર ચઢાવીને તેમને અહીં લાવશો તો પંડિતજીનું માન જળવાશે એટલું જ નહિ, પણ એથી તમારા પોતાના માનમાં પણ મોટો વધારો થઈ જશે." આ ઉપદેશ સાંભળીને તેઓ મુઠ્ઠીઓ વાળીને પોતાના પંડિત પાસે જવાને દોડ્યા અને બૂમ મારીને કહેવા લાગ્યા કે;–"ઠાકુર મહાશય, આ ગામમાં પાલખી નથી મળી શકતી, તો તેની ચિંતા નથી; અમે તમને અમારા ખભાપર બેસાડીને ત્યાં લઈ જઇશું. તમે બ્રાહ્મણ છો અને વળી અમારા

ગુરુ છો; એટલે અમે તો તમારા નોકર જ કહેવાઇએ. ખભા કરતાં પણ જો તમને અમારા માથાપર ચઢાવીને લઈ જઇએ, તો તેથી અમારું કલ્યાણ થવાનો વિશેષ સંભવ છે, કારણ કે, ગુરુની એવી સેવા કરવાનો પ્રસંગ તો કોઇક જ ભાગ્યશાળીને પ્રાપ્ત થઈ શકે છે. અમે અમારા મસ્તકપર બેસાડીને તમને લઈ જઇશું, એટલે તમારી પ્રતિષ્ઠા પણ જળવાશે અને અમારી પ્રતિષ્ઠામાં પણ વધારો થશે. ચાલો ત્યારે ઊતાવળ કરો; વિલંબ કરવામાં સાર નથી; કારણ કે, વખત વીતતો જાય છે." હવે, મૂર્ખ પંડિતે વિચાર કર્યો કે:—"આ હવે મને સપડાવાનો બરાબર દાવ રચાયો છે—જો હું જઇશ તો પણ મારી આબરુના કાંકરા થશે અને નહિ જાઉં તો પણ આબરુના કાંકરા થવાના! મેં આ પ્રસગમાંથી છટકવાના અનેક ઉપાયો યોજ્યા, પણ તેમનો કશો પણ ઉપયોગ થયો નહિ. આજે ઇશ્વર શું કરવાનો છે, એની કશી પણ કલ્પના કરી શકાતી નથી. આજ સુધી તો આ ગામડિયા ગમારોને બનાવી બનાવીને નિર્વાહ ચલાવ્યો છે, પણ આજે મારી એ દાંભિકતાનો પ્રકાશ થવાનો સમય આવી લાગ્યો છે. ગમે તેમ થાય, તોપણ ત્યાં જવા વગર તો હવે છૂટકો થવાનો નથી જ. જય પરાજયનો રણભૂમિમાં જ નિર્ણય થશે." આવા પ્રકારના વિચાર કરી તેણે ગામડિયાઓને કહ્યું કે:—"ક્ષણુ બે ક્ષણુ ઉભા રહો, એટલે હું કપડાં પહેરી લઉં." એમ કહીને તે ઘરના અંદરના ભાગમાં ગયો, કપાળપર ચંદનનો તિલક કર્યો, રામનામ અક્ષરવાળી એક પછેડી શરીરપર ઓઢી લીધી, ગળામાં રુદ્રાક્ષમાળા ધારણ કરી લીધી અને પછી બહાર આવીને તેમને આજ્ઞા કરી કે,—"મને તમારા ખભાપર ઊપાડો!" આજ્ઞા સાંભળતાં જ કેટલાક મજબૂત જવાનોએ તેને પોતાના ખભાપર ઊપાડી લીધો અને પછી એ સરઘસ ત્યાંથી વાદના સ્થાનમાં જવામાટે રવાના થઈ ગયું.

પ્રવાસી પંડિતે એ સરઘસને આવતું જોયું, એટલે તે વિવેક દર્શાવવામાટે ઊભો થઈ ગયો અને તેમના આવી પહોંચવાની વાટ જોવા લાગ્યો. સરઘસ તે સ્થળે આવી લાગ્યું અને ગ્રામપંડિતજી પોતાના ઉપાડનારાના ખભાપરથી નીચે ઉતર્યા. પ્રવાસી પંડિતે "आगच्छ, आगच्छ!" એવા શબ્દોથી તેને આવકાર આપ્યો. પણ ગ્રામપંડિતનો સંસ્કૃત સાથે બારમો ચંદ્રમા હોવાથી તે તેના ભાવાર્થને જરા પણ સમજી શક્યો નહિ. છતાં જો હું જવાબ નહિ આપું તો લોકો મારા પાંડિત્યવિશે શું ધારશે, એવા ભયનો મનમાં સંચાર થવાથી તેણે હિંદુસ્તાનીમાં ઉત્તર આપ્યું કે:—"તુમ અઘોરી હો, તુમ અઘોરી હો!" પ્રવાસી પંડિત વિસ્મિત થઈ ગયો કે, આ વળી કેવા પ્રકારનું ઉત્તર. છતાં શાંતિથી તેણે

કહ્યું કે;—"તિષ્ઠ, તિષ્ઠ!" એના ઉત્તરમાં ગ્રામપંડિત બોલ્યા કે;—તિષ્ઠો તું અને તારો બાપ! તારા ગૌડ પેઢીના પૂર્વજો બધા તિષ્ઠો જ હતા અને તેથી હે ચાંડાલ, 'તું પણ તિષ્ઠો પાકશે છે!" આ ઉદ્ગાર સાંભળીને રાજપંડિત દિગ્મૂઢ થઈ ગયો અને અવાક્ થઈને તેના મુખ રહામું જોઈ રહ્યો. પુનઃ તેણે કહ્યું કે;—"શિરે ભવ, શિરે ભવ!" પાછું ગ્રામપંડિતે ઉત્તર આપ્યું કે;—"અકુળજન્મ મનુષ્ય, શિરોભવ તું અને તારાં માતાપિતા! મને શિરોભવ શામાટે કહે છે?" પ્રવાસી પંડિતમાં આવા વાદને વધારેવાર ચાલુ રાખવાનું સામર્થ્ય નહોતું; એટલે તે મૂક બની પૃથ્વી ભણી દૃષ્ટિ કરીને બેસી રહ્યો. ગમાર ગામડિયા બન્નેના ઉચ્ચારેલા શબ્દોના અર્થને સમજવાને શક્તિમાન ન હોવાથી પ્રવાસી પંડિતને નિર્વાક્ થયેલો જોઈને એવી કલ્પના કરવા લાગ્યા કે, એ અજ્ઞાત પંડિત વાદમાં હારી ગયો છે, અને આપણા ઠાકુર મહાશયનો શાસ્ત્રાર્થમાં વિજય થયો છે. વળી ગ્રામપંડિતજી આમ તેમ જયદર્શક દૃષ્ટિ નાખતા પોતાની મૂછો-પર તાવ દેતા અને દાઢીને પસવારતા બેઠા હતા. એટલે તેમના વિજય-વિશે શંકા કરવાનું સ્થાન ન હોવાથી ગામડિયા ગર્જના કરીને બોલી ઉઠ્યા કે;—"અમારા ઠાકુરનો જય થયો, અમારા ઠાકુરનો જય થયો અને આ બીજો પંડિત વાદમાં હારી ગયો રે હારી ગયો!!" એ ગર્જના આખા ગામમાંથી નીકળવા લાગી.

પ્રવાસી પંડિત મનમાં કહેવા લાગ્યો કે;—"જગતમાંના બધા મૂર્ખાઓ આ ગામમાં જ આવીને એકઠા થયેલા દેખાય છે. 'આ મૂર્ખાઓના મંડળમાં આવીને ન સાંભળવી જોઈએ તે ગાળો તો સાંભળી, પણ જો વધારે પંચાત કરીશું તો માર ખાવાનો વખત પણ આવી લાગશે. એટલે અત્યારે તો હવે અહીંથી સત્વર પલાયન કરી જવામાં જ સાર છે. છતાં અહીંથી જવા પહેલાં આ મૂર્ખ પંડિતને એક પાઠ તો મારે શીખવવો જ જોઈએ. પણ તે પાઠ કેવી રીતે શીખવવો?" મનમાં આવો વિચાર કરીને તેણે ભોઈઓને બોલાવ્યા, તેઓ પાલખી લાવ્યા અને તે તેમાં બેસવાની અણીપર હતો, એટલામાં ગ્રામપંડિતની દાઢીનો એક વાળ ભોંયપર પડેલો તેના જોવામાં આવ્યો. એ વાળને જોતાં જ તેના મસ્તિષ્કમાં એક અલૌકિક કલ્પનાનો સંચાર થયો. તેણે વાળને ઉપાડી લીધો, તેપરની ધૂળને છાટી નાખી અને ત્યાર પછી તે વાળને સંભાળથી પોતાની પછેડીના છેડામાં ગાંઠ મારીને બાંધી લીધો. તેની એ ચેષ્ટાને ગામડિયાઓ આશ્ચર્ય અને ઉત્કંઠાપૂર્વક જોયા કરતા હતા. તેઓ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે;—"આપણા પંડિતની દાઢીમાંના એક વાળને આટલી સંભાળથી એ પંડિતે પછેડીમાં શામાટે બાંધી લીધો હશે

વારુ? ખરેખર એ વાળમાં અવશ્ય કાંઈ પણ વિલક્ષણ ચમત્કાર હોવો જોઈએ અને તે એના જાણવામાં આવેલો હોવો જોઈએ; નહિ તો એ એમ કરે જ નહિ. આપણે એ ચમત્કારને જાણતા નથી, તો તેને જાણવાનો શો ઉપાય કરવો?"

એ સમયે પ્રવાસી પંડિત પોતાની પાલખીમાં બેસી ચૂક્યો હતો, ભોઈઓએ પાલખીને ખભાપર ઉપાડી લીધી હતી અને તેઓ ચાલવાની અણીપર હતા; એટલામાં ગામડિયા તેમની આસપાસ ફરી વળ્યા, એટલે પ્રવાસી પંડિતે પૂછ્યું કે;—"હવે શું છે? મને શામાટે અટકાવો છો?" એના ઉત્તરમાં ગામડિયાઓ બોલ્યા કે;—"વાદમાં તમારો પરાજય થયો; એ તો ખરું ને?" અજ્ઞાત પંડિતે કહ્યું કે;—"કદાચિત્ થયો હશે." એટલે તેમણે કહ્યું કે;—"અને એથી હવે તમારા જાણવામાં આવ્યું હશે કે, અમારા ઠાકુર મહાશય કેવા વિદ્વાન્ અને પૂરા પંડિત છે તે! પણ અમારે જે વાત પૂછવાની છે તે એ કે, અમારા પંડિતજીની દાઢીના વાળને આટલી સંભાળથી તમે પછેડીના છેડામાં બાંધી લીધો, તેનું શું કારણ છે વારુ?" પંડિતે એ પ્રશ્નનું ઉત્તર આપ્યું કે;—"એમ કરવાનું એક ખાસ કારણ છે. એ વાળ મારા હાથમાં આવવાથી હું કેટલો બધો પ્રસન્ન થયો હતો અને કેટલી સંભાળથી મેં તેને જાળવી રાખ્યો છે, એ તો તમે પોતાની દૃષ્ટિથી જોઈ ચૂક્યા છો, એટલે અધિક વિવેચનની આવશ્યકતા નથી. આમ કરવાનું કારણ એ છે કે, એ વાળમાં એક મહાન્ અલૌકિક ગુણ અથવા ચમત્કાર સમાયલો છે." આતુરતા વધવાથી ગામડિયાઓએ પૂછ્યું કે;—"પણ મહાશય, અમને જણાવશો કે તે શો ચમત્કાર છે?" પંડિતે નિરાશાદર્શક સ્વરથી કહ્યું કે;—"પણ એ ચમત્કારને જાણવાથી તમને શો લાભ થવાનો હતો? કારણ કે, તેમની દાઢીનો બીજો વાળ તો કોઈને મળી શકે તેમ છે જ નહિ. એ તો સ્વાભાવિક રીતે તેમની દાઢીમાંથી ઉખડીને તેમનો એક વાળ નીચે પડી ગયો અને તે મારા હાથમાં આવી ગયો, એ મારાં મોટાં ભાગ્ય! જો એ વાળ તેમની દાઢીમાં જ હોત, તો તેને મેળવવાનું ભાગ્ય ભાગ્યે જ મને પ્રાપ્ત થાત!" આથી તેમની ઉત્કંઠામાં ભયંકર વૃદ્ધિ થઈ અને તેથી તેઓ આગ્રહ કરીને પ્રાર્થના કરવા લાગ્યા કે;—"કૃપા કરીને એ વાળમા રહેલો ચમત્કાર અમને જણાવો; અમે એ વાળ મેળવી શકીશું કે કેમ, એનો વિચાર અમારે કરવાનો છે." તેમના આવા આગ્રહને જોઈને આગન્તુક પંડિતે કહ્યું કે;—"વારુ ત્યારે ધ્યાન આપીને સાંભળો. આ વાળમાં જે ખાસ ચમત્કારિક ગુણ છે તે એ કે, તમે પોતાના પંડિતની જે વિદ્યા અને બુદ્ધિમત્તાથી મુગ્ધ થઈ ગયા છો, તે વિદ્યા અને

બુદ્ધિમત્તા કેવળ આ કેશમાં જ સમાયલી છે. એ પંડિતજીની દાઢીનો એક વાળ જેના હાથમાં આવે, તે મનુષ્ય એ પંડિતના જેવો જ મહા બુદ્ધિમાન્ અને વિદ્યાસાગર બની જાય, એમાં જરા પણ સંશય નથી; અને તેને પછી કોઈ પણ વસ્તુની ખોટ રહે તેમ નથી. એ દેશ ધરાવનારનો રાજા પણ સત્કાર કરે છે અને લોકો તેને અલૌકિક વ્યક્તિના નામથી ઓળખે છે, વળી એ કુંતલમાં માત્ર આટલો જ ચમત્કાર છે એમ નથી, કિંતુ એમાં બીજા પણ અનેક અદ્ભુત ગુણો સમાયલા છે, અને તેમની સંખ્યા એટલી મોટી છે કે, તે સર્વનું વિવેચન કરવા જેટલો અત્યારે મારી પાસે સમય નથી. જો એ વાળ તમને મળી શકશે, તો એના ચમત્કારો પોતાની મેળે જ તમારા જાણવામાં આવી જશે. જો તમો દરેક પાસે એવો એક એક વાળ હોય, તો કેવું સારું! તમારા ભાગ્યનો એથી તાત્કાળ ઉદય થઈ જાય! જો તમારો મારા વચનમાં વિશ્વાસ ન બંધાતો હોય, તો તમારા પંડિતને જ એ વિશે પૂછી જોજો, એટલે સત્ય હશે તે જણાઈ રહેશે. પોતાની દાઢીના કેશ કેવા ચમત્કારિક છે, એ પંડિતજી પોતે સારી રીતે જાણે છે; પણ તમે બધા તેમના જેવા બુદ્ધિમાન્ થઈ જાઓ, એવી તેમની ઇચ્છા ન હોવાથી તેઓ એ ભેદ તમને જણાવતા નથી!"

આ વાર્તા સાંભળીને બધા ગામડિયા ભેગા મળીને પોતાના પંડિતજી પાસે દોડી ગયા અને પોકાર કરીને કહેવા લાગ્યા કે;–"ઠાકુર મહાશય, કૃપા કરીને અમો દરેકને તમારી દાઢીમાંનો એકેકો વાળ આપો." પંડિતજીએ કહ્યું કે;–"એથી તમને શો લાભ થવાનો હતો? દાઢીના વાળ તે વળી કોઇને અપાતા હશે?" આ જવાબથી ગામડિયાઓનો નિશ્ચય થયો કે, "પ્રવાસી પંડિતે જે કાંઈ કહ્યું તે સત્ય છે;" અને તેથી તેમણે કહ્યું કે;–"લાભ થાય કે ન થાય, પણ અમો બધાને તમારી દાઢીનો એક એક વાળ આપો." પંડિત બોલ્યા કે;–"શું વાળોને ઉખેડીને તમને આપું? તમારી મૂર્ખતાની સીમા થાય છે, માટે એ વાતને આટલેથી જ માંડી વાળો. મારી દાઢીના વાળ મારાથી આપી શકાય તેમ નથી." પંડિતજી વાળ આપવામાં જેમ જેમ વધારે આનાકાની કરતા ગયા, તેમ તેમ તે વાળના ચમત્કાર વિશે ગામડિયાઓનો દૃઢ નિશ્ચય થતો ગયો અને ગમે તે ઉપાય કરીને તે વાળોને મેળવવાના દૃઢ વિચારપર તેઓ આવતા ગયા. ધીમે ધીમે જે લોકો શાસ્ત્રાર્થસભામાંથી ઊઠીને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા હતા, તેમના કાનોમાં પણ પંડિતજીના કેશના ચમત્કારની વાર્તા જઈ પહોંચી અને તેથી તેઓ પણ આવી અલક્ષ્ય વસ્તુની પ્રાપ્તિના પ્રસંગને વ્યર્થ ન જવા દેવામાટે ત્યાં આવી પહોંચ્યા. સર્વ

મંડી ગયા જનો સાથે મળીને ગરીબ બ્રાહ્મણની દાઢીના વાળ ઊખેડવા, અને તેથી પીડા પામીને ગ્રામપંડિતજી;–"ત્રાહિ, ત્રાહિ! સહાયતા, સહાયતા–કોઇ બચાવો, ખૂન થાય છે, ગરીબ બ્રાહ્મણ માર્યો જાય છે!" ઇત્યાદિ પોકાર કરવા મંડી ગયા. પ્રવાસી પંડિત પણ ત્યાં આવી પહોંચ્યો હતો, તે લોકોને ઉત્તેજન આપતો કહેવા લાગ્યો કે;–"ભલા ગૃહસ્થો, આ અલભ્ય પ્રસંગને હાથમાંથી જવા દેશો નહિ;. કારણ કે, આવો પ્રસંગ વારંવાર હાથમાં આવવાનો નથી! હું તમને કહેતાં ભૂલી ગયો હતો અને તે એ કે પંડિતજીની દાઢીના વાળ કરતાં મૂછોના વાળ વળી વધારે ચમત્કારિક છે, અને તેથી વાળ લીધા વિના કોઇએ પણ પાછા ફરવું નહિ." આ વખતે ઉલ્લા આવનારમાટે ગ્રામપંડિતજીની દાઢીનો વિશેષ ભાગ અવશિષ્ટ રહ્યો નહોતો, એટલે તેમણે તેમની મૂછોના વાળપર હાથ ચલાવવા માંડ્યો. જોતજોતામાં મૂર્ખ પંડિતજી અર્ધમૃત થઇને રસ્તામાં લાંબા થઇને પડી ગયા. અને તે જોઇને હૃદયમાં આનંદની ઊર્મિ ઊછળતાં પ્રવાસી પોંડને ભોઇઓને ચાલવાની આજ્ઞા આપી દીધી. ક્ષણ બે ક્ષણમાં તો તે પાલખી ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ, ઘટમંગલાદેવીની પૂજાની પૂર્ણાહુતિ એવા પ્રકારે થઈ અને મૂર્ખને મૂર્ખતાની યથોચિત શિક્ષા મળી ગઈ.

---

## ચાર કવિરાજ

એક વિશિષ્ટ ગ્રામમાં ચાર બાંધવો વસતા હતા. જો કે જાતિથી તેઓ બ્રાહ્મણ હતા, પરંતુ તેમને લખતાં વાંચતાં પણ આવડતું નહોતું અને તેથી કોઈ પણ રીતે ધનોપાર્જન કરવામાં તેઓ અશક્ત હતા. અધૂરામાં પૂરું ચારે ભાઈ પરણેલા હતા અને તેમની સ્ત્રીઓ, ઘરેણાં ગાંઠાં પહેરવાની વાત તો છેટી રહી, પણ વખતસર ખાવાને અન્ન અને પહેરવાને સાધારણ વસ્ત્ર પણ ન મળવાથી વારંવાર ઘરમાં કલેશ કર્યાં કરતી હતી. તેઓ પોતાના પતિઓને જ્યારે ને ત્યારે કહ્યા કરતી હતી કે;–"જુઓને–અનેક બ્રાહ્મણો રાજાના દરબારમાં જાય છે; અને માત્ર એક કે બે કવિતા બોલવાના બદલામાં સેંકડો અને હજારો રૂપિયા દક્ષિણા તરીકે લાવે છે. ત્યારે તમે પણ તેમ શામાટે નથી કરતા વારુ?" એના ઉત્તરમાં તેઓ એમ જણાવતા હતા કે;–"તે દરબારમાં જનારા બ્રાહ્મણો જેવા અમે વિદ્વાન્ નથી, તેમ જ અમે કવિતા રચી શકતા નથી, એટલે દરબારમાં જઇને કરીએ શું? તાળીઓ વગાડીએ? ત્યાં જવાથી અમને શો લાભ થવાનો હતો વારુ?" પરંતુ બાપડીઓ કોઈ તેમના આવા જવાબથી પોતાના હઠને ત્યાગી દે તેવી નહોતી. એટલે છેવટે ચારે ભાઇઓએ કંટાળીને પોતપોતાની સ્ત્રીઓને વચન આપ્યાં

કે, તેઓ દરબારમાં જઈ, અને રાજાને કવિતા સંભળાવીને હજારોની દક્ષિણા લાવવી.

અર્થાત્ પોતાના વચન પ્રમાણે ચારે બાંધવો રાજા પાસે જવાને પોતાના ગામમાંથી નીકળ્યા, અને રાજધાનીમાં આવી રાજસભામાં તેમણે પ્રવેશ કર્યો. ચાર બ્રાહ્મણોને આવેલા જોઈને રાજાએ તેમનો સારો સત્કાર કર્યો અને તેમના ત્યાં આવવાનું કારણ પૂછ્યું. ચાર બાંધવાએ જણાવ્યું કે;–"અમો ચારે જણ આપને અમારી કવિતા સંભળાવવા માટે આવ્યા છીએ." એટલે રાજાએ કહ્યું કે:–"મને જણાવતાં શોક થાય છે કે, આજે તો સભાના વિસર્જનનો સમય આવી લાગ્યો છે, એટલામાટે આવતી કાલે પધારજો, એટલે હું આનંદથી આપની કવિતાનું શ્રવણ કરીશ." ચારે બાંધવો ત્યાંથી નીકળ્યા, અને રાજાના મહાલયની નિકટમાં જ કોઇને ત્યાં ઊતારો કરીને રાત્રિનો સમય તેમણે વીતાડી દીધો. પ્રભાતમાં વહેલા ઊઠીને તેઓ પાસેના એક તળાવ- પર હાથ પગ ધોવા અને ન્હાવામાટે ગયા. ત્યાં તેઓ એક બીજાને ઉદ્દેશી કહેવા લાગ્યા કે;–"આપણે આજે રાજા આગળ આપણી કવિતા ગાઈ સંભળાવવી છે અને કવિતાની રચના તો આપણે કરી નથી: ત્યારે ગાઇશું શું વારુ?" આ એક ગંભીરતામય વિષય હતો અને તેથી તેમણે તળાવના તીરપ્રાંતમાં બેસીને પોતાનાં તીવ્ર મસ્તકોને કવિતાના ધ્યાનમાં એકાગ્ર બનાવી દીધાં. એટલામાં રક્તવર્ણ બાલરવિનો પૂર્વ દિશામાં ઉદય થયો અને તેને જોઈને સહુથી મોટા ભાઈએ અચાનક ઊઠીને ઉદ્‌ગાર કાઢ્યો કે;–"આપણું કામ થઈ ગયું; મારી કવિતા તૈયાર છે." "ત્યારે તે સંભળાવ તો ખરો!" બીજા ત્રણે આતુરતા બતાવી. એટલે મોટા ભાઇએ પોતાની અલૌકિક કવિતાકૃતિનો નીચે પ્રમાણે તેમને ઉચ્ચાર કરી સંભળાવ્યો;—

"પૂર્વ દિશામાં ઉગતા રવિની છટા લાલ એવી ભાળી;
ત્રાંબાની તૈયાર કરેલી જાણે નવીન એ થાળી!"

ત્રણે બાંધવોએ કવિતા સાંભળી અને મોટા ભાઈની અલૌકિક બુદ્ધિ વિશે દ્વેષ ઉત્પન્ન થવાથી તેઓ પાછા એકાગ્રતામાં લીન થઈ ગયા. બીજો ભાઈ આમ તેમ દૃષ્ટિપાત કરતો હતો, એવામાં જે ઉદ્યાનમાંનાં પુષ્પો રાજાના ઉપયોગમાટે મોકલવામાં આવતાં હતાં, તે ઉદ્યાન તરફ તેની નજર ગઈ. એ ઉદ્યાન સુંદર સૌગંધ્યવાળાં પુષ્પોથી ભરેલું હતું. તરત તેણે પણ પોકાર કર્યો કે;–"ભાઈઓ, આપણો હેતુ પણ સિદ્ધ થઈ ચૂકયો છે; કારણ કે, આપણી કવિતાને પણ આપણે જન્મ આપી ચૂકયા છીએ." "ત્યારે તો ભાઈ, તે કવિતા સત્વર અમને સંભળાવો." બીજા ભાઈઓએ માગણી

કરી. એટલે તેમના આગ્રહને માન આપી ગંભીર મુદ્રાથી દ્વિતીય બાંધવે નીચે પ્રમાણે પોતાની કવિતાનો ઉચ્ચાર કરી સંભળાવ્યો:—

"આ ઉદ્યાનમહીંનાં પુષ્પો ઉપર પડતી આ આંખો;
જણાય છે એવાં ધોળાં કે જાણે બગલાની પાંખો!"

એટલામાં ત્રીજા ભાઇએ તળાવના પાણીમાં સુકાં ઝાડનો એક કટકો તરતો જોયો. તેણે તરત ઊભા થઇને તે કકડો ઉપાડ્યો અને તેને દબાવ્યો, તેમાં પાણીનો સંચાર થવાથી તે ફૂલીને જાડો થયો હતો અને દાબીને જ્યારે તેમાંનું પાણી કાઢી નાખવામાં આવ્યું ત્યારે તે બહુ જ ફિક્કો થઈ ગયો. આ ચમત્કારને જોઈ તૃતીય બંધુના હૃદયમાં તત્કાળ પ્રેરણાનો આવિર્ભાવ થયો અને તેથી તે પણ પોકાર કરીને બોલી ઊઠ્યો કે;—"ભાઈ, આપણે પણ પાર પહોંચી ગયા અને આપણી કવિતા પણ તૈયાર છે." બીજા ભાઇઓએ કહ્યું કે;—"ત્યારે તે અમને સંભળાવવામાં વિલંબ કરવાની અગત્ય નથી. સત્વર સંભળાવો." ભાઇઓના આ આગ્રહને વશ થઈ તૃતીય બંધુએ બની શકે તેટલી ગંભીર મુદ્રા અને ગંભીર સ્વરથી તે કવિતા નીચે પ્રમાણે બોલી બતાવી;—

"હતો સુકનો કકડો જાડો જ્યારે એમાં હતું પાણી;
નીચોવતા પાણીને ફિક્કા એની સત્વર દેખાણી!"

હવે સર્વથી કનિષ્ઠ બંધુના હૃદયમાં પ્રેરણાનો આવિર્ભાવ ક્યારે થાય છે, એની વાટ જોતા તે ત્રણે બાંધવો ઊભી રહ્યા; પણ તેમની આશા સફળ થઈ નહિ. સમય તો પાણીના પ્રવાહની પેઠે ચાલ્યો જતો હતો; એટલે તેઓ ઉઠ્યા, ન્હાયા, નાશતો કર્યો અને પછી રાજાના દરબારમાં જવાને નીકળ્યા. મોટા ત્રણ ભાઇઓ હિંમતમાં હતા અને તેથી જાણે રાજા તેમની કવિતા સાંભળીને મહા પ્રસન્ન થયો છે, સેંકડો રૂપિયા ઇનામ તરીકે આપવાનો તેણે હુકમ ફરમાવ્યો છે અને તે રૂપિયા ઘેર લઈ જતાં બાપડીઓ ઓવારણા લઈ લઇને તેમનાં વખાણ કરી રહી છે, એવાં એવાં મનોરાજ્યોનું તેઓ દર્શન કરવા લાગ્યા. માત્ર સર્વથી કનિષ્ઠ બંધુ મહા નિરાશાના સાગરમાં ઊંડો ઊતરી ગયો હતો. રાજાએ આગલા દિવસ પ્રમાણેનો જ તેમને યોગ્ય આવકાર આપ્યો અને યોગ્ય આસને બેસાડ્યા પછી કવિતા સંભળાવવામાટેની પ્રાર્થના કરી. પ્રથમ વડિલ બંધુ ઉઠ્યો અને બહુ જ દૃઢતાથી પોતાની બનાવેલી કવિતા ગાઈ સંભળાવી. રાજાએ અપ્રસન્ન થઇને તેને તરત સભામાંથી બહાર કાઢી કાઢવાનો પ્રહરીને હુકમ ફરમાવ્યો. હવે બીજા બંધુનો વારો આવ્યો. મોટા ભાઇની કવિતાનું આવું પરિણામ જોવા છતાં પોતાની કવિતાની ઉત્તમતા વિશે તેને શંકા હતી જ નહિ; પરંતુ કવિતાનો ઉચ્ચાર કર્યા પછી તેની દશા પણ મોટા ભાઇની દશા જેવી જ થઈ. બે ભાઇની

આ સ્થિતિ થઈ છતાં ત્રીજા ભાઈની હિંમત ડગી નહોતી. તેણે પોતાની કવિતાનો ઉચ્ચાર કર્યો, પણ હજી તો તે કવિતા બોલી પણ રહ્યો નહોતો, એટલામાં સિપાઈનો હાથ તેની ગર્દનપર આવી પડ્યો અને આ ગોટાળાનો હજી તો તે વિચારજ કરતો હતો, એટલામાં તો તેણે પોતાને સભામાંથી બહાર હાંકી કઢાયલો અને રસ્તામાં બહાર ઊભેલો જોયો. આ બધા નાટકને જોઇને ચોથા ભાઇના હૃદયમાં એક અદ્દભુત પ્રેરણાનો સંચાર થયો અને તેથી તે ઊભો થઈ વિનયથી રાજાને ઉદ્દેશી કહેવા લાગ્યો કે;–"મહારાજાધિરાજ, મારી કવિતાનો હું ઉચ્ચાર કરું કે કેમ?" રાજા હવે કંટાળી ગયો હતો એટલે તેણે કહ્યું કે;–"તમારી ઇચ્છા હોય તેમ કરો. તમારા ત્રણ ભાઇઓને શું ઇનામ મળ્યું, એ તો તમે જોયું જ છે. હવે જો એવું જ ઇનામ મેળવવામાં તમને વાંધો ન હોય, તો ભલે પોતાની મૂર્ખતાનું પ્રદર્શન કરી બતાવો." "જે ભાગ્યમાં હશે તે જ મળશે" એમ કહીને ચોથા ભાઇએ પોતાની કવિતાનો નીચે પ્રમાણે ઉચ્ચાર કર્યો; —

"એ જાણજો કે મૂર્ખના સરદાર ચારે ભાઈ છે;
ચોખ્ખા ગધેડા છે બધા બુદ્ધિ ન એમાં કાંઈ છે!"

રાજાએ આ કવિતા સાંભળતાંની સાથે જ ઉદ્દગાર કાઢ્યો કે;–"આ તમારું સત્યભાષિત્વ અવશ્ય પ્રશંસાને પાત્ર છે; અને એથી તમને એનો યોગ્ય બદલો અવશ્ય મળવો જ જોઇએ." એ પ્રમાણે બોલી અંતઃકરણપૂર્વક હસીને રાજાએ પોતાના કોષાધ્યક્ષને એ વિપ્રને એક સો રુપિયા ઇનામ તરીકે આપવાનો હુકમ આપી દીધો; અને તે સાથે આશા આપી કે;–"જો વળી પણ જરૂર પડે તો આવજો; કવિરાજ!" એવી રીતે ન્હાના ભાઇનો વિજય અને મોટા ત્રણ ભાઇનો પરાજય થયા પછી ચારે ભાઇઓ પાછા ધોએલા મૂળા જેવા ઘેર આવી લાગ્યા અને કવિતાનો છંદ છોડીને મજૂરી કરી પેટ ભરવા લાગ્યા. વિદ્યા વિના નર પશુ કહેવાય છે, તે કાંઈ ખોટી વાત નથી.

## બે પગના પશુ

એક વિશિષ્ટ દેશના રાજાએ પોતાના એક મિત્રને–કે જે એક બીજા દેશનો રાજા હતો–કહ્યું કે;–"મારાપર ત્રણ બે પગના પશુ મોકલી આપજો." એટલે તે રાજાએ પોતાના મુખ્ય પ્રધાનને બોલાવીને કહ્યું કે;–"પ્રધાનજી, જગતમાંનો એવો દેશ કયો છે કે, જ્યાંથી આપણને બે પગના પશુઓ મળી શકે?" એના ઉત્તરમાં પ્રધાને જણાવ્યું કે;–"મહારાજ, એ વિશે વિશેષ ચિંતા રાખવાની કશી પણ આવશ્યકતા નથી, આપણા પોતાના

રાજ્યમાંથી જ એવા બેપગા પશુ જેટલા જોઇએ તેટલા મળી શકે તેમ છે." રાજાએ આશ્ચર્યચકિત થઇને કહ્યું કે;–"આ તમે શું બોલો છો?" પ્રધાને પુનઃ કહ્યું કે;–"ત્યારે હું એનો આપને પ્રત્યક્ષ પરિચય કરાવી દઉં છું." આમ બોલીને પ્રધાન ચાલ્યો ગયો અને પાસેના એક ગામડામાંથી ત્રણ પંડિતોને લઇને સત્વર જ પાછો રાજા પાસે આવી પહોંચ્યો. એ ત્રણે પંડિતો શાસ્ત્રવિષયક જ્ઞાનમાં અત્યંત નિષ્ણાત હતા. એટલે તેમને જોઇને રાજાએ પૂછ્યું કે;–"આપણને જે વસ્તુની આવશ્યકતા હતી તે આ છે?" પ્રધાને ઉત્તર આપ્યો કે;–"જી હા, મહારાજ, એ જ છે." રાજા જો કે આશ્ચર્યચકિત થયો, છતાં તેણે તે પંડિતોને કહ્યું કે;–"અમુક રાજા તમારા દર્શનનો લાભ મેળવવા ઇચ્છે છે, તે મારો મિત્ર છે, એટલામાટે મારાપર કૃપા કરો અને તેની પાસે જાઓ." આમ કહીને રાજાએ પ્રવાસમાંના આવશ્યકીય વ્યયમાટે તેમને કેટલુંક દ્રવ્ય આપ્યું. રાજાને તે પંડિતોએ દ્રવ્ય લઇને આશીર્વાદ આપ્યા અને પાછા તેઓ પોતપોતાને ઘેર આવી લાગ્યા. ત્યાર પછી એક સારો દિવસ અને શુભ મુહૂર્ત જોઇને તેઓ પોતાના પ્રવાસમાં નીકળી પડ્યા.

તેઓ કેટલાક ગાઉનો પથ કાપી ગયા પછી એક ગામડા પાસે આવી લાગ્યા અને ત્યાં ભોજનનો સમય થઈ જવાથી આગળ વધવા પહેલાં કાંઈક ખાઈ લેવાનો તેમણે વિચાર કર્યો. બજારની પાસેના જ એક વિશાળ વૃક્ષની છાયામાં છાવણી નાખીને તેઓ બેઠા અને જોઇતી વસ્તુઓ લેવામાટે બજારમાં ત્રણ જણમાંથી કોણે જવું, એ વિશેનો ઊહાપોહ કરવા લાગ્યા. છેવટે જે પંડિત વૈદ્યકશાસ્ત્રમાં પ્રવીણ હતો, તેને બજારમાં મોકલવાનો નિશ્ચય કરી, તેને તેમણે એક રૂપિયો આપ્યો અને બજારમાં રવાના કરી દીધો. તે પંડિત બજારમાં જઇને ત્યાં દુકાનોમાં વેચાતી પ્રત્યેક વસ્તુનું સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરવા લાગ્યો. અંતે બહુ જ વિચાર કરીને અને બુદ્ધિને અત્યંત પરિશ્રમ આપીને બજારમાંથી તે ત્રણ પરોળ લઈ આવ્યો, અને તેમાં જ તેણે આખો રૂપિયો ખર્ચી નાખ્યો. ખરીદી કરીને તે પાછો પોતાના સહચારીઓ પાસે આવી લાગ્યો. સવારથી તેમણે કાંઈ પણ ખાધેલું ન હોવાથી તેઓ ક્ષુધિત બની ગયા હતા અને તેથી માત્ર ત્રણ પરોળ જ લાવેલાં જોઇને તે બન્ને એ વૈદ્યવિદ્યાપારંગત પંડિતરાજપર ઘણા જ ચીડાઈ ગયા. પણ તે બજારમાં ગયેલા પંડિતે જવાબ આપ્યો કે;– "આ પરોળ વિના બજારમાં લાવવા જેવું બીજું કાંઈ હતું જ નહિ." એમ કહીને તેણે વૈદ્યકશાસ્ત્રમાંનું આ પ્રમાણ બતાવ્યું;– "कफ पित्तकरो मत्स्यः पटोलं त्रिदोषं हरेत्" એટલે કે, 'માછલાનો આહાર કફ અને પિત્તને ઉપજાવે છે અને પરોળ ત્રણે દોષોનું હરણ

કરે છે." આ પ્રમાણ આપીને તેણે કહ્યું કે;–"તમે શું એમ ધારો છો કે, હું દિવસ અને રાત વૈદકશાસ્ત્રનો અભ્યાસ કર્યા કરું છું, છતાં કઈ વસ્તુ આરોગ્યનાશક અને કઈ વસ્તુ આરોગ્યવર્ધક છે, એટલું પણ મારા જાણવામાં નહિ હોય? જ્યારે આ વસ્તુઓ મેં બજારમાંથી ખરીદી, તે વેળાએ આ વાર્તા બરાબર મારા ધ્યાનમાં હતી. આવો, બેસી જાઓ અને ખાવા માંડો. આપણે ત્રણ છીએ અને પરોસ પણ ત્રણ છે અને એ ખાવાથી આપણા આરોગ્યને કશી પણ હાનિ થવાનો સંભવ નથી." હવે ખાધા વિના તેમનો બીજો કોઈ ઉપાય જ નહોતો. બીજું કાંઈ ન હોવાથી પરોસ ખાઇને જ તેમણે પોતાની ક્ષુધાના અગ્નિને શાંત કર્યો.

આવી રીતે વિશ્રાંતિ અને આહારથી તાજા તવાના થઇને પુનઃ તેમણે પોતાના પ્રવાસનો આરંભ કર્યો. ચાલતા ચાલતા તેઓ એક નદીના તીરે આવી લાગ્યા. નદીમાં પૂર આવ્યું હતું અને તેથી પાર જવાનું સાધન તેઓ શોધવા લાગ્યા, પણ તેવું કોઈ પણ સાધન તેમને મળી શક્યું નહિ. તેમની સાથે એક નોકર હતો, તેને તેમણે કોઈ નૌકા હોય તો તેની તપાસ કરવાને મોકલ્યો. નોકર બિચારો ચારે દિશામાં તપાસ કરી આવ્યો; પણ તેને ક્યાંય નૌકા મળી શકી નહિ. કેટલીક વાર પછી આવીને તેણે એ સમાચાર પંડિતત્રપુટીને સંભળાવ્યા. તેઓ ઘણીવાર સુધી નદીના તીરે વિચાર કરતા અને પ્રવાહને જોતા બેસી રહ્યા, એટલામાં વડનું એક પાંદડું પાણીમાં તરતું તેમને દેખાયું. એટલે તેને જોઇને પ્રાચીનશાસ્ત્રનું જેને અગાધ જ્ઞાન હતું, તે પંડિત કહેવા લાગ્યો કે;–"જ્યારે પ્રલયના સમયમાં આ સમસ્ત પૃથ્વીપર પાણી ફરી વળ્યું હતું ત્યારે ઈશ્વર પોતે વટવૃક્ષના પર્ણપર આરૂઢ થયા હતા, અર્થાત્ એથી આ વટપર્ણ આપણને અવશ્ય સ્હામે પાર પહોંચાડી દેશે. આવો એટલે આપણે એ પર બેસી જઇએ!" એના ઉપદેશને અનુસરીને બાકીના બે પંડિતો અને નોકર બધાએ મળીને વડના પાંદડાપર પગ મૂક્યા અને તે સાથે તેઓ પાણીમાં જઈ પડ્યા. પછીથી સારી સુસીબતે ત્રણ પંડિતો તરીને સ્હામે પાર નીકળ્યા. પણ બિચારા નોકરના માથાપર ભારી ગાંસડી હોવાથી તે તરી ન શક્યો અને તેથી પ્રવાહમાં તણાઈ ગયો. તેને ડૂબતો અને તણાતો જોઇને એક જ્યોતિર્વિભૂષણ પંડિત બોલ્યો કે;–"બસ, આના આયુષ્યની આજે સમાપ્તિ થઈ છે. મેં ગણિત કરીને જોતાં મને જણાયું કે, એ શનિની સત્તામાં આવી ગયો છે, એટલે હવે એનો ઉદ્ધાર થવો અશક્ય છે." આ સાંભળીને બીજો પંડિત શાસ્ત્રનું પ્રમાણ આપી બોલ્યો કે;–"सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः" અર્થાત્ "જ્યાં સર્વ વસ્તુનો નાશ થતો હોય, ત્યાં

બુદ્ધિમાન્ મનુષ્ય પોતાની ઇચ્છાથી જ અર્ધ વસ્તુનો ત્યાગ કરી દે છે !' એટલામાટે આ નોકરના અર્ધ શરીરને બચાવીને જ આપણે સંતોષ માની લેવો જોઇએ; કારણ કે, આ સર્વનાશનો પ્રસંગ આવીને ઉપસ્થિત થયો છે." આમ કહીને છરી કાઢી તેવડે તેણે બિચારા ગરીબ નોકરનું માથું કાપી લીધું અને ધડને પ્રવાહમાં વહી જવા દીધું.

તેઓ હવે જેમ બને તેમ ઊતાવળથી ચાલવા લાગ્યા, તોપણ જ્યારે તેઓ રાજાના મહાલય પાસે આવી લાગ્યા ત્યારે સંધ્યાનો સમય થઈ ગયો હતો. બીજા કોઇનો આશ્રય ન હોવા છતાં પણ તેમણે મહાલયમાં પ્રવેશ ન કર્યો, કારણ કે, સર્વ સમય રાજાના દર્શનમાટે યોગ્ય અને લાભદાયક હોતો નથી, એ તત્ત્વને તેઓ સારી રીતે જાણતા હતા. આવી ધારણાથી બે પંડિતોએ જ્યોતિર્વિદ્ પંડિતને ગણિત કરી રાજ-દર્શનમાટેના યોગ્ય સમયનો નિશ્ચય કરવાની સૂચના આપી. જ્યોતિર્વિદે ગણિત કરીને કહ્યું કે;-"એવો યોગ્ય સમય મધ્યરાત્રિ પછી આવે છે." એથી તેઓ તે સદ્ભાગ્યકારક વેળાની વાટ જોતા એક છૂપી જગ્યામાં ભરાઈ બેઠા. મધ્યરાત્રિનો સમય થયો અને તે સાથે તેઓ રાજાને મળવા જવાને તૈયાર થઈ ગયા. તેઓ ચાલ્યા જતા હતા, એટલામાં એક બીજા બેને ઉદ્દેશી કહ્યું કે;-"આપણે કોઈ ગુપ્ત માર્ગમાં થઇને રાજાના મહાલયમાં પહોંચવું જોઇએ." આવા વિચારથી તેઓ મહાલયના પાછલા ભાગમાં જ્યાં જાજરૂ હતાં ત્યાં ગયા અને તે માર્ગેથી તેમણે મહાલયમાં પ્રવેશ કર્યો. તેઓ સીધા સડસડાટ કરતા ઉપર ચાલ્યા ગયા અને ત્યાં તેમણે રાજાને નિદ્રાવશ થયેલો જોયો. તે પોતાના શયનમંદિરમાં એક પલંગપર સૂતેલો હતો અને બીજા પલંગપર તેની મહા-સ્વરૂપવતી રાણી નિદ્રાવશ થઈ હતી.

અચાનક એમાંના એક પંડિતના હૃદયમાં કાંઇક સ્ફુરણ થઈ આવતાં તેણે કહ્યું કે;-"આપણે મલિન સ્થાનમાંથી આવેલા હોવાથી આપણાં શરીર મલિન અને અપવિત્ર થયાં છે, એટલામાટે રાજાને મળ્યા પહેલાં જો આપણે સ્નાન કરી લઇએ તો સારું કે નહિ? સારું તો ખરું જ; પણ ન્હાવામાટે જળ જોઇએ તે ક્યાંથી લાવવું?" આ વાર્તા સાંભળીને બીજા પંડિતે કહ્યું કે;-"એ વિશે આપણને શાસ્ત્રમાંથી કાંઈ સહાયતા મળી શકે છે કે કેમ, એનું આપણે અવલોકન કરવું જોઇએ." એટલે ત્રીજો પંડિત તરત નીચે દોડ્યો અને પોતાના પુસ્તકને ઉઘાડી લાંબા વખત સુધી ધારેલી વસ્તુને શાસ્ત્રમાં શોધવા લાગ્યો. ત્યાર પછી પાછો આવીને તે કહેવા લાગ્યો કે;-"હે-શાસ્ત્રમાં એનો પણ ખુલાસો છે! શાસ્ત્રો તો ખરેખર રત્નની ખાણ જ છે. એમાંથી પ્રત્યેકને પોતાની ઇચ્છિત

વસ્તુ મળી આવે છે; મારી પાસેના શાસ્ત્રમાં એમ લખેલું છે કે, સ્ત્રી એક સરિતા છે, એટલામાટે આ રાણીરૂપ સરિતામાં જ આપણે સ્નાન કરીને શુદ્ધ થઈ શકીએ એમ છે." આ નિર્ણય થતાંની સાથે જ ત્રણે જણ જાણે નદીના જળમાં ડૂબકા મારતા હોય તેમ રાણીના પલંગપર ડૂબકા મારવા મંડી ગયા. આ કોલાહલે રાણીને જગાડી દીધી અને રાજા પણ જાગી ઊઠ્યો. રાજાએ તેમને પૂછ્યું કે;–"તમે કોણ છો?" એટલે તેમણે શાસ્ત્રમાંના શ્લોકના ઉચ્ચારથી રાજાને સંબોધીને પોતાના ત્યાં આવવા વિશેનો અને માર્ગમાંની પોતાની પાંડિત્યપૂર્ણ કૃતિઓનો ઇત્યંભૂત વૃત્તાંત કહી સંભળાવ્યો. રાજા તેમની કથા સાંભળી પેટ ભરીને હસ્યો અને કહેવા લાગ્યો કે;–"મારા મિત્રે ખરેખર મારી ઇચ્છા પ્રમાણેની જ વસ્તુ મોકલી આપી છે; પણ પૂજ્ય પંડિતો, હવે તમે જઈને જરા આરામ લેશો કે? આવતી કાલે સભામાં તમારો યોગ્ય સત્કાર કરીને તમને પાછા વિદાય કરીશું." આમ કહીને રાજાએ હાલ તરત તો તેમને વિદાય કરી દીધા અને બીજે દિવસે તેમને સભામાં બોલાવી તેમના પાંડિત્યનો સર્વને પરિચય કરાવીને વાટખર્ચી આપી તેમના સ્થાને જવાને રવાના કર્યા. એવા વિઘાતક પંડિતોને પોતા પાસે કોણ રાખે વારુ? એ બે પગના પશુ નહિ, તો બીજું શું? 'ભણ્યા પણ ગણ્યા નહિ,' એનું આ પ્રત્યક્ષ ઉદાહરણ!

---

## કંગાલની કળા

આગળના વખતમાં એક અમુક ગામમાં બ્રાહ્મણનું એક કુટુંબ વસતું હતું અને કુટુંબમાં માત્ર પતિ તથા પત્ની ઉપરાંત કોઈ ત્રીજું માણસ હતું નહિ. એક દિવસ તે બ્રાહ્મણની પત્નીને રોહિત* નામક

---

* બંગાળા અને કાશ્મીર આદિ પ્રદેશના બ્રાહ્મણો પણ મત્સ્ય આદિનો આહાર કરે છે, એ સર્વ વિશ્રુત હોવાથી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. રોહિત એટલે લાલ. રોહિત સંસ્કૃત નામ છે અને એનું બંગાળી નામ 'રુઈ' છે. એ મત્સ્ય જ્યારે ગંગામાં નવીન જલપ્રવાહ આવે છે, તે વેળાએ વધારે પ્રમાણમાં મળી આવે છે. સિંધમાં એ જ પ્રમાણે નવીન પ્રવાહના સમયમાં સિંધુમાંથી 'પલ્લો' નામક મત્સ્ય નીકળે છે અને તે બહુ જ વખણાય છે. બંગાળીઓ એ રોહિત મત્સ્યના શિરોભાગને બહુ જ ઉત્તમ ભક્ષ્ય તરીકે માને છે. એ રોહિત મત્સ્યનો આકાર મોટો હોય છે, છતાં તે ગંભીરતામાં આદર્શ મનાય છે. સંસ્કૃતમાં એ વિશે એક શ્લોક છે અને તે નીચે પ્રમાણે;—

"अगाधजलसंचारी न गर्वं याति रोहितः ।
अंगुष्ठोदकमात्रेण शफरी फर्फरायते" ॥

મત્સ્યના આહારની પ્રબળ ઇચ્છા થઈ આવી અને તેથી તેણે પોતાના પતિને કહ્યું કે;—"ઠાકુર, જો કૃપા કરીને આપ રોહિત મત્સ્ય મારામાટે લાવો, તો હું તેના ભક્ષણથી મારી ઘણા દિવસની ઇચ્છાને તૃપ્ત કરું. મને રોહિતનો એક કકડો મળે, તો તેમાટે હું મારી પાસે જે કાંઈ પણ હોય, તે સર્વ આપી દેવાને તૈયાર છું." સ્ત્રીની રોહિતમાટેની આવી પ્રબળ ઇચ્છાને જોઈને પત્નીમાં અગાધ પ્રેમ રાખનાર બ્રાહ્મણે, પત્નીને ગમે તે ઉપાયે પણ રોહિત લાવી આપવાનું વચન આપ્યું. પરંતુ ઘરમાં પૈસા ન હોવાથી તે માગવાને બહાર નીકળી પડ્યો અને કેટલાક ઘરના ઉમરા ઘસ્યા પછી બે રૂપિયા મેળવીને તે મત્સ્ય ખરીદવાને બજારમાં ગયો. ત્યાં તેણે એક વિશાલકાય રોહિત મત્સ્ય ખરીદ્યો અને ત્યાર પછી બીજી દુકાનોપર જઈને તે મત્સ્ય સાથે મેળવીને ખાવામાટે શાકપાન તથા અન્ય વસ્તુઓ પણ ખરીદી લીધી. હવે એ બધી વસ્તુઓનો બોજો એટલો બધો થઈ ગયો કે, મજૂર વગર ભાગ્યે જ ઘેર પહોંચી શકે, અને એટલામાટે તે કોઈ મજૂરને શોધવા લાગ્યો. પણ બનાવ એવો બન્યો કે, જે મજૂરને તે બોલાવતો, તે તેની સાથે બોજો ઉપાડી જવાની ના જ પાડી દેતો હતો. મજૂર ન મળવાથી તે નિરાશ થઈ ગયો. એટલામાં તેની પાસે એક માણસ ઊભો હતો, તેણે બ્રાહ્મણને કહ્યું કે;—"ઠાકુર મહાશય, જો આ રોહિત મત્સ્યમાંનો થોડોક ભાગ મને ખાવામાટે આપો, તો આ તમારો ભાર ઉપાડીને હું તમારી સાથે આવવાને તૈયાર છું." બ્રાહ્મણે નિરુપાય થઈને તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને કહ્યું કે;—"બહુ સારું, ત્યારે ઉપાડ બોજો અને ચાલ મારી સાથે. હં, પણ તારું નામ શું છે વારુ?' તે મજૂરે બોજાને પોતાના માથાપર ઉપાડીને એના જવાબમાં જણાવ્યું કે;—"ઠાકુર મહાશય, મારું નામ કંગાલ છે." અને તે બ્રાહ્મણની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

જ્યારે બ્રાહ્મણ પોતાને ઘેર આવ્યો, અને તેણે બજારમાંથી ખરીદેલી વસ્તુઓ સ્ત્રીને બતાવી, એટલે સ્ત્રીનો હર્ષ ઉછાળા મારીને છાતીમાંથી બહાર નીકળવા લાગ્યો. રોહિત મત્સ્યને જોઈને તે ગાંડી ઘેલી થઈ ગઈ અને પોતાને ત્યાં આજે રોહિતભોજન થવાનું છે, એ વાત કોઈ પણ રીતે પોતાના પાડોશીઓને જણાવવામાટે તે તલપાપડ થવા લાગી. [illegible] જણાવવાની એક યુક્તિ શોધી કાઢીને તે પોતાની

[illegible]

એક પાડોશણ પાસે ગઈ અને કહેવા લાગી કે;–"ગોપી બહેન, તમે જરા તમારી છરી આપશો કે? મારા એ બજારમાંથી આજે એક એટલો મોટો રોહિત લાવ્યા છે, કે અમારી છરીથી તે કાપી શકાય તેમ નથી, અને તેથી જ ખાસ મારે છરી માગવાને તમારી પાસે આવવું પડ્યું છે." તે પાડોશણ બ્રાહ્મણીએ એ સાંભળીને કહ્યું કે;–"આ છરી પડી છે, તે લઈ જાઓ." મૂળ બ્રાહ્મણીએ છરીને જોઇને કહ્યું કે;–"આ છરી તો અમારી છરી જેવડી જ છે, એટલે એ કાંઈ કામ આવે તેમ નથી. મારે વળી બીજા કોઇને ઘેર ભીખ માગવા જવું પડશે. લ્યો બેસો ત્યારે!" આમ કહીને તે બીજી પાડોશણ પાસે ગઈ, ત્યાં પણ છરીની માગણી કરી અને જ્યારે છરી આપવામાં આવી ત્યારે વળી પાછો તેનો તે જ વાંધો બ્રાહ્મણીએ કાઢી બતાવ્યો. એવી રીતે છરી માગવાના બહાનાથી તે પચીસ પાડોશીને ત્યાં ફરી વળી અને રોહિત મત્સ્યની વાર્તા બધાને કહી આવી. છેવટે ઘેર આવીને પોતાની છરીથીજ તેણે મત્સ્ય કાપ્યો, તેને શાકભાજી સાથે રાંધ્યો અને ચોખા વગેરે બીજી વસ્તુઓ તૈયાર કર્યા પછી ભોજનની તૈયારી કરવામાં આવી. પ્રથમ બ્રાહ્મણ મહાશયે ભોજનને ન્યાય આપ્યો અને ત્યાર પછી બ્રાહ્મણીએ પેટ ભરીને આહાર કર્યો. ખાતાં પીતાં જે કાંઈ વધ્યું, તે ઢાંકીને તેણે રાખી મૂક્યું અને ત્યાર પછી પતિ સાથે શયનમંદિરમાં જઇને વિશ્રાંતિ લેવામાટે શય્યામાં પડી ગઈ.

કંગાલ જો કે બહુ જ નિરાશ થઈ ગયો, છતાં તે એવા વિચારોથી પોતાના મનને આશ્વાસન આપવા લાગ્યો કે;– થોડીવાર વિશ્રાંતિ લીધા પછી બ્રાહ્મણી પાછી ઉઠશે અને મને ખાવાનું આપશે." એટલામાં તો બ્રાહ્મણ અને બ્રાહ્મણી બન્ને ગાઢ નિદ્રાને વશ થયાં, તોપણ કંગાલ પોતાના મનમાં કહેવા લાગ્યો કે;–"બ્રાહ્મણી બિચારી રાંધવાના કામથી બીજું કોઈ હાથ આપનાર ન હોવાથી બહુ જ કંટાળીને થાકી ગઈ હશે; એટલે તે જાગશે અને કાંઇક તાજી તવાની થશે, એટલે અવશ્ય મને બોલાવશે અને ભોજન કરાવશે." પરંતુ બ્રાહ્મણી તો જાગી જ નહિ. થોડીવાર પછી બ્રાહ્મણ જાગ્યો અને તેણે કંગાલને બોલાવી કહ્યું કે;–"કંગાલ, અહીં આવ અને મને કોઈ સારી વાર્તા સંભળાવ." કંગાલને મનમાં કોપ ઉપજેલો હોવાથી બ્રાહ્મણનું એ કહેવું સાંભળ્યું ન સાંભળ્યું કરીને, જાણે તે પોતે જ પોતાના મન સાથે વાર્તાલાપ કરતો હોયની, તે પ્રમાણે બોલવા લાગ્યો કે;–"આ હરિણ જે ત્રણ પગે દોડતું જાય છે, તેના પૂછડાને કોણ પકડી શકે એમ છે? એવો શક્તિમાન કોઈ પણ નથી." બ્રાહ્મણે આ વાત સાંભળીને પૂછ્યું કે;–"કંગાલ, આ તું

શું બોલે છે? તે ત્રણ પગે દોડતું હરિણ કયાં છે વારુ?" એના જવાબમાં કંગાલે જણાવ્યું કે;–"મહાશય, અત્યારે જ તેને અહીંથી મેં દોડી જતું જોયું." બ્રાહ્મણ તરત પોતાની શય્યામાંથી ઊઠયો અને હાથમાં એક લાકડી લઇને તે હરિણની પાછળ જવાને ઘરમાંથી બહાર નીકળી પડ્યો. તેના જવા પછી થોડીવારે તેની પત્ની નિદ્રામાંથી જાગી અને પતિને ન જોઇને કંગાલને બોલાવી પૂછવા લાગી કે;–"કંગાલ, મારા પ્રાણનાથ કયાં છે? આવે વખતે તેઓ કયાં ગયા છે, એની તને કાંઈ ખબર છે ખરી કે?" કંગાલે મોઢું ઢાંકું રાખીને જવાબ આપ્યો કે;–"મને વધારે તો કાંઈ ખબર નથી, પણ હમણાં જ અહીં એક મનોહર તરુણી આવી હતી અને ઠાકુર મહાશય તેની સાથે ધીમા સ્વરથી કાંઈક વાતચીત કરતા ઊભા હતા. એ પછી તે બન્ને આમ કયાંક ગયાં!" આ વાત સાંભળતાં જ બ્રાહ્મણી વાઘણની પેઠે ઊછળતી કહેવા લાગી કે;–"વેથરે પીટયાનું મોઢું બળે રાંડ્યાનું! મને સૂતી મૂકીને પોતાની મા સાથે રંગે રમવાને ચાલ્યો! હવે હું પણ એને બતાવી આપું છું કે, બાયડીના દેખતાં આવી નફટાઈ કરવાનું શું પરિણામ આવે છે તે!" એમ બોલી હાથમાં એક ઠંડુકો લઇને તે બ્રાહ્મણની પાછળ જઈ તેને પકડી પાડવાને દોડી.

ઘરમાંની બન્ને પીડાઓ ટળી જવાથી કંગાલ ભાઈ રસોડામાં પહોંચ્યા અને ત્યાં ભાત, શાક તથા મત્સ્ય આદિ ભોજ્ય પદાર્થોને એક થાળીમાં પીરસીને નીરાંતે તેપર હાથ ચલાવવાનો તેણે આરંભ કરી દીધો. થોડીવારમાં જ બ્રાહ્મણ અને તેની પત્ની પાછાં આવી લાગ્યાં. તેમણે રસોડામાં દીવો બળતો જોઇને રસોડામાં પ્રવેશ કર્યો અને ત્યાં કંગાલને ભોજનપર હાથ ચલાવતો જોયો. બ્રાહ્મણે મહાકોપના આવેશમાં પોકાર કરીને કહ્યું કે;–"હરામખોર, અમારા રસોડામાં તું આ શા ધંધા માંડીને બેઠો છે? તેં અમારું આખું રસોડું અને આ બધું ભોજન અભડાવી નાખ્યું, એનો તને જરા પણ વિચાર ન થયો કે?" એના ઉત્તરમાં શાંતિને જાળવીને કંગાલ નમ્રતાથી કહેવા લાગ્યો કે;–"ઠાકુર મહાશય, આટલીવાર સુધી હું આપની ઉદારતાની વાટ જોઇને બેસી રહ્યો અને ધાર્યું કે, આપ અવશ્ય મને જમવાનું આપશો; પણ આપ અને આપની પત્ની નિદ્રાવશ થયાં અને મારી એ આશા અફળ થઈ. અર્થાત્ તમે જે ઉદારતા ન બતાવી, તે પ્રસંગ આવતાં તેનો લાભ લઇને મારે પોતાના ચાતુર્યથી તમારી પાસેથી મેળવવી પડી. તમે ન આપ્યું તો ખાવાનું મેં મારા હાથે કાઢી લીધું, એમાં મેં તમારો અપરાધ શો કર્યો તે જણાવશો કે?" બ્રાહ્મણે વધારે તપીને કહ્યું કે;–"પાપિષ્ઠ, આ અપરાધમાટે તારે રાજદરબારમાં આવવું પડશે અને ત્યાં આનો જવાબ

આપવો પડશે, સમજ્યો? ત્યાં તારી બધી ચાલાકીની ખબર પડી રહેશે! ઊઠ અને ચાલ મારી સાથે." કંગાલભાઈ પણ આનંદથી બોલ્યા કે;-"ચાલો, ઠાકુર મહાશય, ચાલો!" બ્રાહ્મણે તેના એક હાથમાં દોરડું બાંધ્યું અને તેમનું સરઘસ રાજદરબાર ભણી જવાને નીકળ્યું.

તેઓ હજી વધારે દૂર ગયા નહોતા, એટલામાં એક દુકાન આવી, કે જેમાં રાંધેલું અન્ન વેચાતું હતું. એ દુકાનને નિકટમાં જોઇને કંગાલે બ્રાહ્મણને કહ્યું કે;-"મહાશય, એક કે બે ક્ષણનેમાટે મને છૂટો કરો. કારણ કે, મારે આ દુકાનમાંથી કાંઇક ખાવાનું લઈ લેવાનું છે." બ્રાહ્મણે 'બહુ સારું' કહીને તેને છૂટો કર્યો. કંગાલે દુકાનદાર પાસે જઈને રાંધેલા ચોખા-ભાત-ની એક ન્હાની ટોપલીની કીમત પૂછી અને તેના જવાબમાં દુકાનદારે જણાવ્યું કે, "એ ટોપલીની કીમત એંસી કોડી છે." કંગાલે કહ્યું કે;-"પણ મારી પાસે ઉગણાએંસી કોડીઓ છે." દુકાનદારે કહ્યું કે;-"હું એક કોડી ઓછી લેવાનો નથી. મારો પ્રાણ જાય તો ભલે જાય, પણ સાટામાં એક કોડી કાંઈ ઓછી લેવાય?" આ ઉત્તર સાંભળીને કંગાલે રસ્તે ચાલતા એક ગૃહસ્થ પાસેથી એક કોડી મેળવી લીધી અને એંસી કોડી પૂરી કરી ભાતની ટોપલી ખરીદી લીધી. એ વેળાએ દુકાનદારે કહ્યું કે;-"હવે એક તમાચો મારો તો તે પણ હું ખાવાને તૈયાર છું, પણ કોડી ઓછી લેવાની વાત ખોટી!" આ સાંભળીને કંગાલે ખરેખર જ તેના ગાલપર એક તમાચો ચોડી કાઢ્યો. તેની આ ચેષ્ટાને જોઇને દુકાનદાર બાવો બનીને કહેવા લાગ્યો કે;-"મને તમાચો મારવાનું કાંઈ કારણ?" કંગાલ ભાઈ બોલ્યા કે;-"કેમ, હમણાં જ તેં ન કહ્યું કે, હવે એક તમાચો મારો તો તે પણ હું ખાવાને તૈયાર છું; પણ કોડી ઓછી લેવાની વાત ખોટી! તેં પોતે જ આમ તમાચો માગી લીધો, એટલે હવે પોકાર કરવાનું શું કારણ છે વારુ?" દુકાનદાર તમાચો લાગેલા ગાલપર હાથ પસવારતો ગુસ્સાથી કહેવા લાગ્યો કે;-"મૂર્ખ, તારી ચતુરતાને હવે વધારે બહાર ન કાઢ; અંદરને અંદર દાબી રાખ. આનો તારે રાજાની સભામાં જવાબ આપવો પડશે. લુચ્ચા, ચાલ આવ મારી સાથે-હવે હું તને જવા દેવાનો નથી." કંગાલે કહ્યું કે;-"બહુ સારું-ચાલો ત્યારે." પ્રથમથી બ્રાહ્મણે તેના એક હાથે દોરડું બાંધ્યું તો હતું જ એટલે દુકાનદારે તેનો બીજો હાથ દોરડાવતી બાંધી લીધો અને તેને વચ્ચે ચલાવી તે બન્ને રાજસભાભણી આસપાસ રહીને ચાલવા લાગ્યા.

થોડીવારમાં જ કંગાલે પુનઃ બ્રાહ્મણને કહ્યું કે;-"ઠાકુર મહાશય! મને એક પળનેમાટે આજ્ઞા આપો; કારણ કે, મારે ચોખાને પાણીમાં

પક્ષાળીને ખાઈ લેવા છે." બ્રાહ્મણ અને દુકાનદારે, એમાટેની તેને આજ્ઞા આપી અને જે દોરડાવડે તેમણે તેને બાંધ્યો હતો, તે દોરડાને પોતાના હાથમાંથી છોડી દીધાં. એ સ્થળે પાસે જ એક ઘર આવેલું હતું. કંગાલ ત્યાં ગયો અને તેણે ત્યાં દરવાજામાં એક બ્રાહ્મણને બેઠેલો જોઇને કહ્યું કે;–"ઠાકુર મહાશય! મને કેળનું એક પાન આપવાની કૃપા કરશો કે?" હવે બનાવ એવો બન્યો કે, એ બ્રાહ્મણ પોતાની સ્ત્રી સાથે બહુ જ લઢી વઢીને તરતનો જ દરવાજાપર આવી બેઠેલો હોવાથી ગુસ્સામાં જ તેણે જણાવ્યું કે;–"જા અને ઘરની અંદર પેલી કુકરની દીકરી બેઠી છે, તેની પાસેથી કેળનું પાન માગી લે." કંગાલ બ્રાહ્મણની આજ્ઞા પ્રમાણે ઘરમાં ગયો અને મોટેથી પોકાર કરીને કહેવા લાગ્યો કે;–"ઓ કુકરની દીકરી! અરે ઓ કુકરની દીકરી! અહીં આવ અને મને કેળનું એક પાન આપી જા." આ શબ્દો સાંભળતાં જ દરવાજામાં બેઠેલો બ્રાહ્મણ તરત ઘરમાં દોડી આવ્યો અને કંગાલને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"અરે મૂર્ખા! મારી પત્નીને સંબોધીને આવી અશુભ ભાષામાં બોલવાનું તને શું કારણ છે?" એના જવાબમાં કંગાલ ભાઇએ જણાવ્યું કે;–"કુકરની દીકરી પાસેથી જઇને માગી લે!" એમ તમે પોતે જ મને કહ્યું નહોતું કે શું? મેં તો એમ જ ધાર્યું કે, મારાં માનવંતા માતુશ્રીનું એ નામ હશે અને તેથી જ મેં તેમને આ નામથી બોલાવ્યાં, એમાં મારો શો અપરાધ વારુ?" બ્રાહ્મણે કહ્યું કે;–"હવે રાજા આગળ તારો આ બચાવ ચાલી શકે છે કે કેમ, તે આપણે જોવાનું છે. ચાલ મારી સાથે રાજસભામાં, કારણ કે, ત્યાં આ વિષયનો ન્યાય કરાવવો પડશે." કંગાલે ભયનું જરા પણ ચિન્હ બતાવ્યા વિના કહ્યું કે;–"ભલે–ત્યારે પધારો રાજસભામાં!" બ્રાહ્મણ તેના હાથે દોરી બાંધવાની તૈયારીમાં હતો, એટલામાં કંગાલે જણાવ્યું કે;–"તમારે દોરી બાંધવાનો શ્રમ લેવાની અગત્ય નથી. બે ગૃહસ્થોએ અત્યાર પહેલાં જ મારા હાથે બે દોરડાં બાંધ્યાં છે, એટલે હવે તમે તમારી દોરી મારા પગમાં બાંધશો તો વધારે સારું કર્યું કહેવાશે." બ્રાહ્મણે તેના કહ્યા પ્રમાણે દોરી તેના પગમાં બાંધી દીધી. એ પછી એ ત્રણે જણે પોતપોતાની દોરીઓ હાથમાં પકડી લીધી અને ન્યાયસભા પ્રતિ જવાની કૂચની પાછી શરુઆત કરવામાં આવી.

ચાલતાં ચાલતાં માર્ગમાં તેમને એક ઘાંચી મળ્યો અને તેને ઉદ્દેશીને કંગાલ કહેવા લાગ્યો; કે–"ભાઈ ઘાંચી! રાજાજીનો મહાલય હજી અહીંથી કેટલોક દૂર છે વારુ?" એના જવાબમાં ઘાંચીએ જણાવ્યું કે;–"ભાઈ! જેવી રીતે અત્યારે તમે ચાલ્યા જાઓ છો, તે જ પ્રમાણે ચાલ્યા

જશો તો તો તમને ત્યાં જતાં ઘણો વખત લાગી જશે; પણ જો રસ્તામાં તમે મારામારી કરતા અને કૂદતા ઉછળતા જશો, તો જરા વહેલા જઈ પહોંચશો." કંગાલે તરત કહ્યું કે;–"બહુ સારું–આ લોકો સાથેનો મારો ઝગડો જરા જૂનો અને ગુસ્સાવગરનો થઈ ગએલો હોવાથી મારે કોઈ નવા ઝગડાની શરુઆત કરવી જોઇએ; અને તે તમારી સાથે સહજમાં જ કરી શકાશે." એમ કહેતાંની સાથે જ તેણે ઘાંચીના ગાલપર એક એવો તો સખત તમાચો જડીદીધો કે તે વારંવાર ગાલને શેકવા લાગ્યો અને તેનું મોઢું લાલચોળ થઈ ગયું. ઘાંચી ગુસ્સામાં આવીને બોલ્યો કે;–"કૂતરાના બચ્ચા! ભલાઇનો બદલો આ કે! ચાલ મારી સાથે ન્યાયમંદિરમાં અને ત્યાં જો કે શું થાય છે તે." "ચાલ ચાલ–આવી જા!" એમ કહેતાંની સાથે કંગાલે તેના બાકીના–દોરડા વગરના–પગને લંગડો કર્યો. ઘાંચીએ ગુસ્સાથી તે પગમાં દોરડો બાંધી દીધો અને પાછું સરઘસ આગળ કૂચ કરવા લાગ્યું.

તેઓ ન્યાયસભાના સ્થાને જઈ પહોંચ્યા, તે પૂર્વે જ ન્યાયસભાનું વિસર્જન થઈ ગયું હતું અને એ કારણથી ચાર ફરિયાદીઓને પોતાના ગુનાહગાર કંગાલ સાથે રાત વીતાડવામાટેની જગ્યા શોધવાની ફરજ પડી. અર્થાત્ એક સ્થળે તેઓ, રાત વીતાડીને બીજા દિવસના પ્રભાતમાં સભાસદનમાં રાજા અને મંત્રીઓના આવ્યા પછી, ન્યાયમંદિરમાં આવીને હાજર થયા. રાજાએ તેમની ફરિયાદ સાંભળીને તેનો ન્યાય આપવાની પોતાના પ્રધાનને આજ્ઞા આપી દીધી. પ્રધાને પ્રથમ જે બ્રાહ્મણની માછલી કંગાલે ઉપાડી હતી, તે બ્રાહ્મણને પોતાની હકીકત રજૂ કરવામાટે બોલાવ્યો. બ્રાહ્મણે પોતાનો વૃત્તાંત અથથી ઇતિપર્યન્ત વિસ્તારથી પ્રધાનને કહી સંભળાવ્યો. પ્રધાને તેના વૃત્તાંતને ધ્યાનપૂર્વક સાંભળી લીધા પછી જણાવ્યું કે;–"ઠાકુર મહાશય! આ બાબતમાં અપરાધ બધો તમારો જ છે; કારણ કે, તમે એની સાથેના તમારા કરાર પ્રમાણે વર્ત્યા નથી." એ પછી દુકાનદાર તરફ વળીને પ્રધાને પૂછ્યું કે;–"તમારે આ અપરાધી વિરુદ્ધ જે કાંઈ કહેવાનું છે તે શું છે?" દુકાનદારે એના જવાબમાં પોતાની બધી બાબત કહી સંભળાવી અને એ સાંભળીને પ્રધાને જણાવ્યું કે;–"દુકાનદાર સાહેબ! આ વિષયમાં સત્ય અપરાધી તમે પોતે જ છો; કારણ કે, તમે એને તમાચો મારવાનું કહ્યું અને એણે તમાચો માર્યો, એમાં એનો શો અપરાધ વારુ?" ત્યાર પછી બીજા બ્રાહ્મણને બોલાવવામાં આવ્યો અને તેનો સર્વ વૃત્તાંત સાંભળી લીધા પછી પ્રધાને પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો કે;–"ઠાકુર મહાશય! આ વિષયમાં અપરાધના ઉત્તરદાતા આપ પોતે જ છો; કારણ કે,

આપ મહાશયના શબ્દોનું એણે માત્ર અનુકરણ કર્યું અને તેથી એને કાયદો અપરાધી ઠરાવી શકે તેમ નથી." એ પછી અતે ધાંચીને બોલાવીને પોતાનો વૃત્તાંત જણાવવાની આજ્ઞા આપવામાં આવી. ધાંચીએ વિસ્તારથી પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો અને તે સાંભળીને પ્રધાને નિર્ણય આપ્યો કે,-"કંગાલ! માત્ર આ વિષયમાં તારો અપરાધ છે અને એ અપરાધમાટે તારે આઠ આના દંડ તરીકે આપવા પડશે. કંગાલ પાસે માત્ર એક જ રૂપિયો બાંધી હતો અને પરચુરણ હતું નહિ. એટલે ખીસામાંથી કાઢીને રૂપિયો તેણે પ્રધાન આગળ રજૂ કર્યો અને તેની સાથે જ પ્રધાનના ગાલપર એક સખ્ત તમાચો પણ લગાવી દીધો. અપમાન પામેલા પ્રધાને ગર્જના કરીને કહ્યું કે;-"દુષ્ટ મનુષ્ય! મને આ તમાચો મારવામાં તારો શો આશય હતો, તે જણાવી દે." એટલે કંગાલે એના ઉત્તરમાં જણાવ્યું કે;-"ન્યાયમૂર્ત્તિ! મારી પાસે આ રૂપિયો બાંધી હતો અને અહીં દંડ બાદ જતાં બાકીના આઠ આનાનો રેજો મને મળે, એવો સંભવ નહોતો એટલામાટે આપ મહાશયને તમાચો લગાવીને મેં મારા આઠ આના વસુલ કરી લીધા, કારણ કે એથી હિસાબ બરાબર આવી ગયો. એક તમાચાનો દંડ આઠ આના અને બે તમાચાનો દંડ એક રૂપિયો!" કંગાલનો આ જવાબ સાંભળીને રાજા ખડખડાટ હસી પડ્યો અને ત્યાંથી કંગાલ તથા તેનાપરના ફરિયાદીઓને કાઢી મૂકવાનો સિપાહીઓને હુકમ ફર્માવી દીધો.

---

## સંપ ત્યાં સિદ્ધિ

એક રાજા હતો અને તેનો એક ભગવાન્ નામનો પ્રધાન હતો. રાજાને તે અત્યંત પ્રિય હોવાથી અન્ય સર્વ અધિકારીઓ કરતા રાજાની એનાપર બહુ જ વધારે પ્રીતિ અને કૃપા હતી. ભગવાન્ આરંભમાં રાજાને ત્યાં એક બહુ જ હલકી નોકરીમા નીમાયો હતો અને પછીથી બહુ જ ત્વરાથી જે તે આટલી મોટી પદવીપર ચઢી ગયો, તે કેવળ તેની સંપૂર્ણ યોગ્યતા અને રાજપ્રતિની અખંડ એકનિષ્ઠાનું જ પરિણામ હતું. રાજાની તેનાપર આટલી બધી કૃપા હોવાથી અને સત્તા તથા અધિકારને મેળવવામા તે આટલો બધો આગળ વધી જવાથી ઈર્ષાના યોગે રાજ્યના સાધારણ અધિકારીઓને તે અપ્રિય લાગતો હતો, તો પછી થોડા દિવસ પૂર્વે જે અધિકારીઓ તેના વરિષ્ઠ અધિકારી હતા અને અત્યારે તેની આજ્ઞામાં રહી જેમને કામ કરવું પડતું હતું, તેમના મનમા અસૂયાનો અગ્નિ વિશેષતાથી સળગી ઊઠે, એ સર્વથા સ્વાભાવિક હોવાથી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. સર્વથી વિશેષ, રાજાનો

જે મુખ્ય અને વિશ્વાસપાત્ર પ્રધાન ગણાતો હતો, પણ ભગવાન્‌ના ઉદય પછી જેની સાથે રાજા ભાગ્યે જ રાજ્યવિષેની મંત્રણા ચલાવતો હતો, તે, પોતાની સત્તાને દિવસે દિવસે લોપાતી જોઇને પોતાની સત્તાને આવી રીતે હાથમાંથી છીનવી લેનાર પોતાના પ્રતિપક્ષીની આટલી સીમા સુધીની ઉન્નતિને જોઈ શક્યો નહિ અને તેના હૃદયમાં દ્વેષનો મહા દારુણ દાવાનળ સળગવા લાગ્યો.

જ્યારે તે પોતાની માનસિક વેદનાને વધારે વાર સહી શક્યો નહિ, એટલે તેણે ગુપ્ત રીતે જેમના મનમાં તેના પોતાના કરતાં દ્વેષનો અગ્નિ કાંઈક ઓછો હતો, તેવા પોતાના કેટલાક અધિકારી મિત્રોને આ વિષયમાં હવે શું કરવું, એ વિષેના વિચારમાટે બોલાવીને એકઠાં કર્યાં. સર્વનો વિચારાંતે એ જ એક અભિપ્રાય થયો કે;–"જ્યાં સુધી ભગવાન્ રાજાની નોકરીમાં કાયમ છે, ત્યાં સુધી આપણી જૂની સત્તા અને આપણી જૂની આવકના પ્રસંગો કોઈ પણ રીતે પાછા આપણા હાથમાં આવે, એવો લેશ માત્ર પણ સંભવ નથી. ત્યારે હવે એ ભગવાન્‌ના અધઃપાતમાટે શો ઉપાય યોજવો? કારણ કે, રાજા માત્ર પોતાના અંતઃપુરમાં જાય છે, એટલીવાર જ ભગવાન્‌થી જૂદો પડે છે અને ત્યાર પછી ભગવાન્ એક પળનેમાટે પણ રાજાને એકલો મૂકતો નથી; એટલે રાજા સાથે એકાંતમાં વાતચીતનો પ્રસંગ મળવો સર્વથા અશક્ય છે. માટે પ્રથમ તો રાજાને એકાંતમાં મળી શકાય, એમાટેનો જ કોઈ ઉપાય આપણે શોધી કાઢવો જોઇએ."

એ વિષે કેટલોક વાદવિવાદ ચલાવ્યા પછી તેઓ એક એવી યુક્તિ યોજવાના નિશ્ચયપર આવી લાગ્યા કે, જેથી તેમને પોતાની ધારણામાં વિજય મળવાનો બહુ અંશે સંભવ જણાતો હતો. એ યુક્તિ પ્રમાણે એપિયા માર્ફત ભગવાન્‌ને જાણે તેના પોતાના ગામથી આવ્યો હોય, તે પ્રમાણેનો એક કાગળ મોકલવામાં આવ્યો અને તેમાં એવી હકીકત જણાવવામાં આવી હતી કે;–"તમારાં વૃદ્ધ માતુશ્રી બહુ જ માંદાં છે અને તેમના જીવનની આશા નથી!" આ કાગળ વાંચતાં જ તરત ભગવાન્ રાજા પાસે ગયો અને પોતાને ગામ જવામાટેની રજા માગી. રાજાએ તરત રજા આપી અને ભગવાન્ તે ક્ષણે જ પોતાને ગામ જવામાટે ત્યાંથી પ્રયાણ કરી ગયો. એ પછી સર્વ પ્રપંચી અધિકારીઓ રાજાના દ્વારપાળ પાસે ગયા અને તેને મોટી રિશ્વત આપીને કહ્યું કે;– "જ્યારે ભગવાન્ પાછો આવે અને મહાલયમાં પ્રવેશ કરવા માંડે, તે વેળાએ તારે તેને એમ જણાવવું કે;–"મહારાજા તમારાપર બહુ જ કોપાયા છે અને તેમણે તમને રાજમહાલયમાં આવવા ન દેવાની મને આજ્ઞા

૨૦૫૬/૫



આપેલી છે; માત્ર એટલું જ નહિ, પણ જેવા તમે અહીં આવો કે તરત તમને નગરમાંથી કાઢી મૂકવાના હુકમો પણ અપાઈ ચૂક્યા છે!" તેમણે આપેલી લાંચ દ્વારપાળને પોતાના ભાગ્યોદય સમાન દેખાવાથી તેમ જ થોડા વખત પહેલાં દ્વારપાળ જેવા રૂપમાં નોકર રહેલા એક માણસને પ્રધાનપદે આવેલો જોઈ તે પોતે પણ મનમાં કાંઈક દ્વેષ રાખતો હોવાથી તેમના આ ઉપદેશને તેણે તરત માની લીધો અને તેમની શિખવણી પ્રમાણે વર્ત્તવાની અનુમતિ આપી દીધી.

એક કે બે દિવસ પછી એ પ્રપંચીઓમાંના કેટલાક લોકો રાજા સમક્ષ ગયા અને પોતાનાં મુખમંડળોમાં અતિશય ગંભીરતાની છટા લાવીને કહેવા લાગ્યા કે;–"મહારાજાધિરાજ! ભગવાન્ પોતે પોતાના ગામમાં માંદો પડી ગયો છે, અને વૈદ્યોએ તેના જીવનની આશા ત્યાગી દીધી છે." આ સમાચારના શ્રવણથી રાજાના હૃદયમાં શોકનો ભયંકર આઘાત થયો અને તેથી તેણે ભગવાનની પ્રકૃતિ વિશેના છેલ્લામાં છેલ્લા સમાચાર લાવવામાટે પોતાના કેટલાક અનુચરોને તેના ગામ તરફ રવાના કરી દીધા. તે પ્રપંચીઓના મંડળે એ અનુચરોને માર્ગમાં જ પકડી પાડ્યા અને જેવી રીતે દ્વારપાળને પોતાના પક્ષમાં કરી લીધો હતો, તે જ પ્રમાણે ધનનો લોભ બતાવીને એ અનુચરોને પણ પોતાના પક્ષમાં કરી લીધા. આ કારણથી તેઓ બે ત્રણ દિવસ પછી પાછા આવ્યા અને રાજાને એવા સમાચાર સંભળાવ્યા કે;–"ભગવાનજીની માંદગીની વાત ખરી છે અને હાલમાં તેઓ મરવાની અણીપર આવી લાગ્યા છે." રાજાના હૃદયમાં આ વાર્ત્તા સાંભળતાં એટલી બધી લાગણી થઈ આવી કે, તાકાળ તેણે પોતે જ ત્યાં જવાનો વિચાર દર્શાવ્યો અને એક પળ માત્રનો પણ વિલંબ ન થવા દેતાં અનુચરોને પોતાના પ્રવાસની તૈયારીમાટેની કઠિન આજ્ઞા આપી દીધી. પ્રવાસની સર્વ પ્રકારની તૈયારીઓ કરતા રાજાના અનુચરો આમથી તેમ અને તેમથી આમ દોડાદોડ તથા હડિયાપટ્ટી કરવા લાગ્યા અને એટલામાં પેલા પ્રપંચીઓનો મોકલેલો એક બીજો સંદેશવાહક ત્યાં આવી લાગ્યો. તેણે જાણે પોતે ભગવાનના ગામથી જીવ પટકી નાખીને બહુ જ ઊતાવળથી આવ્યો હોયની! તેવો દેખાવ કરીને જણાવ્યું કે;–"અન્નદાતા! સર્વ કાર્યની સમાપ્તિ થઈ ચૂકી છે; પ્રધાન ભગવાનજીનો સ્વર્ગવાસ થઈ ગયો છે." આ સમાચારથી રાજાના શોકનો અવધિ થયો અને તેણે પોતાના કોષાધ્યક્ષને બોલાવીને આજ્ઞા આપી કે;–"આપણા સ્વર્ગવાસી સચિવ ભગવાનજીના કુટુમ્બના પોષણમાટે રાજકોષમાંથી નાણાંની સારી રકમ મોકલી આપો અને ત્યાર પછી તેમને પ્રતિ માસ અમુક રકમ મળતી રહે, એવી વ્યવસ્થા કરી નાખો."

પ્રપંચીઓ થોડા દિવસ શાંત થઈ ગયા અને ત્યાર પછી એક નવીન સંદેશવાહક રાજા આગળ આવીને અત્યંત ભયદર્શક મુદ્રાથી કહેવા લાગ્યો કે;–"મહારાજાધિરાજ! આપણા પ્રધાનજી ભગવાનજી મરી ગયા પછી ભૂત થયા છે અને પોતાના ગામના લોકોની તથા આસપાસના લોકોની તેમણે ભયંકર હાનિ કરવા માંડી છે. અર્થાત્ અમારી પ્રાર્થના છે કે, અન્નદાતાએ બહુ જ સાવધ રહેવું અને ખાસ કરીને રાત્રિના સમયમાં તો ઘણી જ સાવધતા રાખવી; કારણ કે, પ્રધાનજી ભૂતના રૂપમાં થોડા દિવસમાં અહીં આવવાના તો ખરા જ; એ વિશે આપે લેશમાત્ર પણ સંશય ધારવો નહિ." આ સમાચારે રાજાને સંપૂર્ણ અશાંતિમાં નાખી દીધો અને એ પળથી જ તેણે પોતાને એ ભૂતના સપાટામાંથી બચાવવાના કાર્યનો આરંભ કરી દીધો–અર્થાત્ પોતાના જીવનું તે બહુ જ સંભાળથી જતન કરવા લાગ્યો.

હવે ભગવાનનું શું થયું, તે આપણે જોઇએ. ભગવાન્ પોતાને ઘેર પહોંચ્યો અને ત્યાં ગયા પછી તરત જ તેના જાણવામાં આવ્યું કે, કાગળમાં જે વિગત લખેલી હતી, તે બધી બનાવટી હતી. તે પોતાના મન સાથે કહેવા લાગ્યો કે;–"આ સર્વ મારા શત્રુઓની જ કૃતિ હોવી જોઇએ; અને તેમની આ બાજીથી સાફ જણાઈ આવે છે કે, તેઓ અવશ્ય કોઈ પણ ભયાનક પ્રપંચજાળને વિસ્તારવાના કાર્યમાં નિમગ્ન થયેલા હોવા જોઇએ." તેણે કેટલાક દિવસ પોતાનાં સગાંવહાલાં સાથે ત્યાં વીતાવ્યા અને ત્યાર પછી તે રાજધાનીપ્રતિ પાછો ફર્યો. વળતે દિવસે પ્રભાતમાં પોતાના નિયમ પ્રમાણે તે રાજમહાલયમાં જવાને નીકળ્યો, પરંતુ દ્વારપાળે અસભ્યતાપૂર્વક તેને અટકાવ્યો અને કહ્યું કે;–"મહારાજાએ તમને પોતાની હુજૂરમાં ન આવવા દેવાનો મને સખ્ત હુકમ ફર્માવ્યો છે; માત્ર એટલું જ નહિ, પણ તેમણે પોલીસને તમને દેશનિકાલ કરવામાટેની આજ્ઞા પણ આપી દીધી છે. એટલામાટે જો તમને પોતાના પ્રાણ વ્હાલા હોય તો આ પળે જ આ રાજધાનીને ત્યાગીને ચાલ્યા જાઓ." "હરિ, બોલ, હરિ!" ભગવાન્ પોતાના મનમાં કહેવા લાગ્યો, "મારા મનમાં જે કાંઈ સંશય આવ્યો હતો, તેના કરતાં પણ આ તો ભયંકર પરિણામ આવ્યું! આ તો જાણે મારો સર્વનાશ થઈ ચૂક્યો હોયની! એવાં જ ચિન્હો દેખાય છે. મેં કશો પણ અપરાધ કર્યો નથી, છતાં રાજાએ મારા વિશે આવી ક્રૂરતામય અને ન્યાયવિરુદ્ધ આજ્ઞાઓ શા કારણથી આપી હશે, એ કાંઈ કલ્પી શકાતું નથી!" તેણે એક પછી એક સર્વ અધિકારીઓને પૂછીને સત્ય રહસ્યને જાણવાનો પ્રયત્ન કર્યો, પણ સર્વ અધિકારીઓએ એવાં જ ઉત્તરો આપ્યાં કે, જે દ્વારપાલના કથનને પુષ્ટિ આપનારાં જ કહી શકાય.

ભગવાને હવે સ્પષ્ટ જાણી લીધું કે, 'જો રાજા સાથે ખાનગી મુલાકાત કરી શકાય, તો જ ઉદ્ધારની આશા રાખી' શકાય; અન્યથા કોઈપણ પ્રકારે આ વિડંબનાને ટાળી શકાય તેમ નથી." જો રાજા સાથે એકવાર રૂબરૂ ખુલાસો થઈ જાય, તો રાજાનો મનમાંથી ક્લેશનું કારણ સહજમાં કાઢી શકાશે, એ વિશે તેનો દૃઢ વિશ્વાસ હતો. પરંતુ પ્રશ્ન એ હતો કે, રાજાને એકાંતમાં મળવું કેવી રીતે? બહારનાં સર્વે દ્વાર અને અન્ય માર્ગ બંધ રહેતાં હોવાથી જો કોઈ ગુપ્ત માર્ગમાં થઈને મહાલયમાં પ્રવેશ કરી શકાય, તો જ રાજા સાથે મુલાકાત થવાનો સંભવ હતો. હવે પ્રધાન ભગવાનજી રાજાની પ્રકૃતિ અને પ્રત્યેક ટેવોથી સારી રીતે જાણીતો હતો, એટલે રાજા નિત્ય સંધ્યાસમયે અમુક સમયે રાજ-મહાલયના વિસ્તારમાંના અમુક સ્થાનમાં એકલો જતો હતો, એ વાત બરાબર તેના ધ્યાનમાં હતી. એટલે કોઈ પણ ઉપાયે કોઇના જોવામાં ન આવે તેવી રીતે ભગવાનજીએ તે એકાંત સ્થાનમાં પહોંચવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો. અર્થાત્ જીવના જોખમે પણ રાજા સાથે રૂબ-રૂમાં ચાર વાતો કરવાના દૃઢ નિશ્ચયપર તે આવી ગયો.

પ્રથમ પ્રસંગ પ્રાપ્ત થતાં જ પોતાના એ નિશ્ચયને તેણે વ્યવહારમાં યોજી બતાવ્યો. જે માર્ગમાંથી તે કોઇની દૃષ્ટિએ પડ્યા વગર અને કોઈના અવરોધ વિના જવા ઇચ્છતો હતો, તે માર્ગ દુર્ભાગ્યવશાત્ એવા પ્રકારનો હતો કે, તે માર્ગેથી જતાં તેનાં વસ્ત્રો કેટલેક સ્થળેથી ફાટી ગયાં અને ધૂળ તથા ગારાથી ખરડાઇને મેલા દાટ બની ગયાં. એ કારણથી જ્યારે તે પોતાના ઇચ્છિત સ્થાનમાં પહોંચ્યો, તે વળાએ તેનો દેખાવ ભયંકર અને ઘૃણાકારક થયેલો હતો. અત્યાર સુધીમાં જે સ્થાનમાં પોતાની એકાંતિકતામાં કોઈ વાર પણ ભંગ થયો ન હોતો, તે સ્થાનમાં કોઇના આગમનની સૂચના આપતાં પગલાંનો અવાજ સાંભળીને રાજા ભયથી કંપાયમાન થઈ ગયો. તેણે પોકાર કરીને પૂછ્યું કે;-"કોણ આવે છે?" એના જવાબમાં એ શબ્દો સંભળાયા કે,-"એ તો હું આપનો સેવક ભગવાન્ છું;" અને એ શબ્દો સાથે તે રાજા સમક્ષ આવીને ઊભો રહ્યો.

— હવે રાજાને એમ સમજાવવામાં આવ્યું હતું કે, ભગવાન્ તો મરીને ભૂત થયો છે અને કોઇવાર અવશ્ય તે અહીં આવવાનો જ, એ તો આપણે જાણી ચૂક્યા છીએ. એટલે રાજાએ જ્યારે પોતા સમક્ષ એક ભયંકર આકારને ઊભેલો જોયો અને તે પણ વળી સૂર્યાસ્ત પછીના અંધકારમાં, એટલે તેનો નિશ્ચય થઈ ગયો કે, એ ભગવાન્ તે જીવતો ભગવાન્ નહિ, પણ ભૂત થયેલો ભગવાન્ જ હોવો જોઇએ. અર્થાત્ રાજાએ ભયથી એકદમ પોકાર કર્યો કે;-"કોઈ દોડો, આવો; કારણ કે, ભગ-

વાનના ભૂતે મને પકડી લીધો છે!" આવી રીતે પોકાર કરતો રાજા ભય અને ગભરાટથી ગાંડા જેવો થઈને આમ તેમ દોડવા લાગ્યો અને એટલામાં તેના અનુચરો તેના પોકારને સાંભળી ચારે તરફથી દોડી આવ્યા. ભગવાને જાણી લીધું કે, "જો એ લોકો મને પકડી લેશે અને હું એમના હાથમાં સપડાઈ જઈશ; તો મારા જીવનનો એક પળ માત્રમાં જ અંત આવી જશે." અર્થાત્ તત્કાળ ત્યાંથી ન્હાસી છૂટવામાં જ તેના જીવનની નિર્ભયતા સમાયલી હતી. તે તત્કાળ ત્યાંથી પલાયન કરી ગયો અને તેના અદૃશ્ય થવાથી રાજાનો વળી વિશેષ નિશ્ચય થયો કે, ભગવાન્ ભૂત ન થયો હોય તો આમ અદૃશ્ય થઈ ન જાય!

એવી રીતે અનેક જનોએ સંપ કરીને બિચારા નિર્દોષ ભગવાનનું કાટલું કાઢી નાખ્યું એટલું જ નહિ, પણ તેને જીવતાં જ ભૂત બનાવી દીધો.*



## મૌનવાદ

### ૧ મત્સ્યભોજન

અમુક એક ગ્રામમાં એક બ્રાહ્મણ અને તેની સ્ત્રી વસતાં હતાં. એક દિવસ બ્રાહ્મણીને કોઈ નામની માછલી ખાવાની બહુ જ પ્રબળ ઇચ્છા થઈ આવતાં તેણે પોતાના પતિને કહ્યું કે;–"મને કોઈ માછલી ખાવાનું મન થયું છે માટે તે લાવી આપો." પતિરાજ બોલ્યા કે;–"વારુ–હું તે લાવી આપીશ." એમ કહીને તે બજારમાં ગયો અને ત્રણ માછલી લઈ આવ્યો. સ્ત્રીએ માછલીને કાપી, ધોઈ અને રાંધીને તૈયાર કરી દીધી. જ્યારે ભોજનનો સમય થયો ત્યારે બ્રાહ્મણે કહ્યું કે;–"એ ત્રણ માછલીમાંની બે માછલી હું ખાઈશ." એટલે બ્રાહ્મણીએ જણાવ્યું કે;–"નહિ; તમે બે માછલી નહિ ખાઓ, પણ હું બે માછલી ખાઈશ." સ્ત્રીના આ શબ્દો સાંભળીને ધણીએ જરા મિજાજ ખોઇને કહ્યું કે;–"શું બોલી? હું તારો સત્તાધીશ અને સ્વામી નથી કે શું? પત્નીએ પોતાના પતિમાં નિરંતર પૂજ્ય ભાવ રાખવો જોઇએ;

* "અનેક મનુષ્યોના સંપે ભગવાન્માંથી તેનો ભૂત બનાવી દીધો;" એ એક સાધારણ બંગાળી કહેવત થઈ પડી છે અને એનો ત્યાં એવો અર્થ કરવામાં આવે છે કે, સંપ અથવા એકતા બાહ્યતઃ અશક્ય દેખાતી વસ્તુને પણ સર્વથા શક્ય કરી બતાવે છે. અર્થાત્ સંપના યોગે કેટલીકવાર જ્યારે આવાં પ્રપંચો અને કુકર્મોની પણ સિદ્ધિ થઈ જાય છે; તો પછી સંપના યોગે સુકૃત્યની સિદ્ધિ થતાં શો વિલંબ લાગે વારુ? અર્થાત્ 'જ્યાં સંપ ત્યાં સિદ્ધિ' એ આપણી ગુજરાતી કહેવતના ગૂઢ તથા ગહન આશયને પણ અવશ્ય સર્વ જનોએ લક્ષમાં રાખવાનો છે.

અર્થાત્ યોગ્ય એ જ છે કે, પતિ બે માછલી ખાય અને પત્ની એક માછલીમાં જ સંતોષ માને." બ્રાહ્મણીએ પ્રતિવાદ કર્યો કે;–"શું–હું કાંઈ તમારી ચાકરડી કે ગુલામડી છું કે, માત્ર એક જ માછલી ખાઇને બેસી રહું?" બ્રાહ્મણે કહ્યું કે;–"વારુ–એનો જવાબ આપ કે, બજારમાં જઇને એ માછલી લાવ્યું કોણ?" એટલે બાયડી બોલી કે;–"ત્યારે આપ એનો જવાબ આપો કે, એ માછલીને રાંધીને તૈયાર કોણે કરી?" આનો જવાબ ન આપી શકાયાથી ધણીજી બોલ્યા કે;–"હું તારો ધણી હોવાથી મને પોતાથી ઉત્તમ માનીને તારે મારું માન જાળવવું જ જોઇએ. વળી આ માછલીઓ મેળવતાં મને બહુ જ પરિશ્રમ વેઠવો પડ્યો છે; એટલે મને બે માછલીઓ મળવી જ જોઇએ." આ સાંભળીને સ્ત્રીએ કહ્યું કે;–"હું તમારી પત્ની છું અને પત્નીપ્રતિ પોતાથી બની શકે તેટલી માયાળુતા અને ઉદારતા બતાવવી, એ પતિનો પરમ ધર્મ છે. વળી આ માછલીને સારી રીતે રાંધવાના કામમાં મને કાંઈ ઓછી મહેનત પડી નથી. આ સર્વ કારણોથી બે માછલી ખાવાનો અધિકાર મારો જ છે; તમારો વાદ એકપક્ષીય અને ખોટો છે."

અર્થાત્ પતિ અને પત્ની બન્નેમાંથી કોઇએ પણ પોતાના હઠનો ત્યાગ કર્યો નહિ અને તેથી તેમનો કલેશ વધારે અને વધારે વધવા લાગ્યો. છેવટે બ્રાહ્મણીએ કહ્યું કે;–"ચાલો ત્યારે આપણે સૂઈ જઇએ અને પ્રથમ મૌનનો ભંગ કરીને કોણ બોલે છે તે જોઇએ. 'આપણામાંથી જે કોઈ પણ પ્રથમ બોલશે, તેને એક માછલી મળશે અને નહિ બોલનારનો બે માછલીપર અધિકાર રહેશે." બ્રાહ્મણે અનુમતિ આપીને કહ્યું કે;–"આ શરત બહુ જ સારી શોધી કાઢી; આપણને એ શરત કબૂલ છે." આ પ્રમાણે પોતાના ભાત, માછલી અને અન્ય ભોજ્ય પદાર્થોને એમનાએમ મૂકીને તેઓ જઇને શય્યામાં પડી રહ્યાં. તેમણે આખી રાત ગંભીર મૌનમાં જ વીતાડી દીધી અને બન્નેમાંથી કોઇએ પોતાના મુખમાંથી એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર કર્યો નહિ. પ્રભાત થયો, એક પ્રહર વીતી ગયો અને મધ્યાન્હકાળ થવા આવ્યો, છતાં તેઓ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના શાંતિમાં જ પડી રહ્યાં; કોઇએ પણ ઊઠીને ગૃહનાં દ્વારોને ઊઘાડવાનો પરિશ્રમ લીધો નહિ.

બપોર સુધી તેમના ઘરનાં દ્વાર ન ઉઘડ્યાં, એટલે તેમનાં પાડોશીઓને આશ્ચર્ય થવા લાગ્યું કે, આ શું થઈ ગયું હશે કે જેથી એમણે દ્વાર જ નથી ઉઘાડ્યાં. એક પછી એક સર્વ પાડોશીઓ આવીને બ્રાહ્મણ તથા તેની સ્ત્રીને બૂમો મારીને બોલાવવા લાગ્યાં, પણ અંદરથી કશો પણ જવાબ મળ્યો નહિ. તેમણે વારંવાર પોતાથી પાડી શકાય તેટલા

તાણીને ધાંટા-પાડ્યા, છતાં પરિણામ શૂન્યમાં જ આવ્યું. છેવટે પાડોશીઓએ એવી કલ્પના કરી કે, રાતે અચાનક કોઈ કારણથી બન્ને મરી ગયેલાં હોવાં જોઇએ. આવી કલ્પનાથી તેઓ દ્વારને તોડીને અંદર ગયાં અને પાછાં તેમને નામ લઈને બોલાવવા લાગ્યાં; તો પણ બન્નેમાંથી કોઇએ તેમની બૂમોનો જવાબ વાળ્યો નહિ. પાડોશીઓએ તેમને ખેંચ્યાં અને તાણ્યાં, છતાં પણ બન્નેમાંથી કોઈએ કશો અવાજ કર્યો નહિ. હવે પાડોશીઓનો તેમના મરણ વિશે નિશ્ચય થઈ જવાથી તેઓ તેમને ઠઠડીમાં બાંધીને સ્મશાનભૂમિમાં લઈ ગયા અને ત્યાં ત્રણ મનુષ્યોને તેમના અગ્નિદાહમાટે પાછળ છોડીને બાકીના લોકો ઘર તરફ પાછા વળ્યા. ત્યાં રહેલા ત્રણ માણસે લાકડાં-લાવીને ચિતા તૈયાર કરી. પછી ચિતાપર બ્રાહ્મણને સુવાડ્યો અને પછી ચિતાને સળગાવી દીધી. એ પછી તેમણે બ્રાહ્મણીને ચિતાપર તેના પતિની બાજૂમાં મૂકવાનો પ્રયત્ન કર્યો. આ વખતે અગ્નિની જ્વાળા બ્રાહ્મણના શરીર પાસે જઈ પહોંચવાથી તે વધારે વાર મૌન ધારવાને અશક્ત થયો અને બૂમ મારતો 'બ્રાહ્મણી! હું એક જ ખાઇશ! હું એક જ ખાઇશ!!' એમ બોલતો ચિતાપરથી કૂદકો મારીને નીચે આવ્યો અને બ્રાહ્મણીએ તેના ઉત્તરમાં જણાવ્યું કે;–"ત્યારે બે હું ખાઇશ! બે હું ખાઇશ!!"

આ શબ્દો સાંભળીને ત્રણે ગામડીઆનો નિશ્ચય થઈ ગયો કે, એ બન્ને અવશ્ય ભૂત થયાં છે અને આપણને ફાડીને ખાઈ જવાની વાતો કરી રહ્યાં છે. આવા ભયથી તેમણે બ્રાહ્મણીને પોતાના હાથમાંથી નીચે પટકીને પોતાના જીવ લઈ ત્યાંથી ન્હાસવા માંડ્યું. બ્રાહ્મણ અને બ્રાહ્મણી અનુક્રમે 'હું એક ખાઇશ!' અને 'હું બે ખાઇશ!' બોલતાં તેમની પાછળ દોડવા લાગ્યાં. જ્યારે બ્રાહ્મણ અને બ્રાહ્મણી પાછાં પોતાના ઘરમાં આવી લાગ્યાં, એટલે પછી આગલી રાતનું ભોજન બીજા દિવસની રાતે નાસ્તા વગેરે તેમના કામમાં આવ્યું. પતિએ એક માછલી ખાધી અને પત્નીએ બે માછલીને પોતાના ઉદરમાં સ્થાન આપ્યું.

## ૨. ત્રણ ગંજેરી

ત્રણ પકા ગંજેરીઓ અમુક સ્થળે જવામાટે સાથે પ્રવાસ કરતા હતા. તે પોતાના સ્થળમાંથી પરોઢિયામાં નીકળ્યા હતા અને તેથી લગભગ મધ્યાન્હકાળે ચાલતાં ચાલતાં તેઓ થાકી ગયા અને તેમને ભૂખ પણ કકડીને લાગી. એટલામાં માર્ગની પાસે જ વિશાળ વૃક્ષોથી ઘેરાયલા એક તળાવને જોઇને તેમણે આગળ વધવા પૂર્વે ત્યાં જ વિશ્રાંતિ લેવાનો અને નાસ્તો પાણી કરવાનો પરસ્પર અનુમતિથી નિશ્ચય કર્યો. એક વૃક્ષની છાયામાં તેમણે પોતાની છાવણી નાખી દીધી અને ગાંજાના દમથી શરીરને જરા તાજું બનાવી તેઓ માર્ગમાંની એક દુકાને ગયા

તાણીને ધાંટા પાડ્યા, છતાં પરિણામ શૂન્યમાં જ આવ્યું છેવટે પાડોશીઓએ એવી કલ્પના કરી કે, રાતે અચાનક કોઈ કારણથી બંને મરી ગયેલાં હોવાં જોઇએ. આવી કલ્પનાથી તેઓ દ્વારને તોડીને અંદર ગયાં અને પાછાં તેમને નામ લઈને બોલાવવા લાગ્યાં; તો પણ બંનેમાંથી કોઇએ તેમની બૂમોનો જવાબ વાળ્યો નહિ. પાડોશીઓએ તેમને ખેંચ્યાં અને તાણ્યાં, છતાં પણ બંનેમાંથી કોઈએ કશો અવાજ કર્યો નહિ. હવે પાડોશીઓનો તેમના મરણ વિષે નિશ્ચય થઈ જવાથી તેઓ તેમને ઠાઠડીમાં બાંધીને સ્મશાનભૂમિમાં લઈ ગયા અને ત્યાં ત્રણ મનુષ્યોને તેમના અગ્નિદાહમાટે પાછળ છોડીને બાકીના લોકો ઘર તરફ પાછા વળ્યા. ત્યાં રહેલા ત્રણ માણસે લાકડાં લાવીને ચિતા તૈયાર કરી. પછી ચિતાપર બ્રાહ્મણને સૂવાડ્યો અને પછી ચિતાને સળગાવી દીધી. એ પછી તેમણે બ્રાહ્મણીને ચિતાપર તેના પતિની બાજૂમાં મૂકવાનો પ્રયત્ન કર્યો. આ વખતે અગ્નિની જ્વાળા બ્રાહ્મણના શરીર પાસે જઈ પહોંચવાથી તે વધારે વાર મૌન ધારવાને અશક્ત થયો અને બૂમ મારતો 'બ્રાહ્મણી! હું એક જ ખાઇશ! હું એક જ ખાઇશ!!' એમ બોલતો ચિતાપરથી કૂદકો મારીને નીચે આવ્યો અને બ્રાહ્મણીએ તેના ઉત્તરમાં જણાવ્યું કે,—"ત્યારે બે હું ખાઇશ! બે હું ખાઇશ!!"

આ શબ્દો સાંભળીને ત્રણે ગામડીઆનો નિશ્ચય થઈ ગયો કે, એ બંને અવશ્ય ભૂત થયાં છે અને આપણને ફાડીને ખાઈ જવાની વાતો કરી રહ્યાં છે. આવા ભયથી તેમણે બ્રાહ્મણીને પોતાના હાથમાંથી નીચે પટકીને પોતાના જીવ લઈ ત્યાંથી ન્હાસવા માડ્યું. બ્રાહ્મણ અને બ્રાહ્મણી અનુક્રમે 'હું એક ખાઇશ!' અને 'હું બે ખાઇશ!' બોલતાં તેમની પાછળ દોડવા લાગ્યાં. જ્યારે બ્રાહ્મણ અને બ્રાહ્મણી પાછાં પોતાના ઘરમાં આવી લાગ્યાં, એટલે પછી આગલી રાતનું ભોજન બીજા દિવસની રાતે નાસ્તા તરીકે તેમના કામમાં આવ્યું. પતિએ એક માછલી ખાધી અને પત્નીએ બે માછલીને પોતાના ઉદરમાં સ્થાન આપ્યું.

## ૨ ત્રણ ગંજેરી

ત્રણ પક્કા ગંજેરીઓ અમુક સ્થળે જવામાટે સાથે પ્રવાસ કરતા હતા. તે પોતાના સ્થળમાંથી પરોઢિયામાં નીકળ્યા હતા અને તેથી લગભગ મધ્યાન્હકાળે ચાલતાં ચાલતાં તેઓ થાકી ગયા અને તેમને ભૂખ પણ કકડીને લાગી. એટલામાં માર્ગની પાસે જ વિશાળ વૃક્ષોથી ઘેરાયલા એક તળાવને જોઇને તેમણે આગળ વધવા પૂર્વે ત્યાં જ વિશ્રાંતિ લેવાનો અને નાસ્તો પાણી કરવાનો પરસ્પર અનુમતિથી નિશ્ચય કર્યો. એક વૃક્ષની છાયામાં તેમણે પોતાની છાવણી નાખી દીધી અને ગાંજાના દમથી શરીરને જરા તાજું બનાવી તેઓ માર્ગમાંની એક દુકાને ગયા

અને ત્યાંથી ચોખા તથા બીજી જોઈતી વસ્તુઓ ભોજનમાટે ખરીદી લાવ્યા. એ પછી અગ્નિ પ્રજળાવીને તેમણે રસોઈ બનાવી. બધી તૈયારી થઈ ચૂકી હતી અને તેઓ જમવા બેસવાની તૈયારીમાં હતા, એટલામાં અચાનક છેલ્લી ઘડીએ તેમના જાણવામાં આવ્યું કે, કેળનાં પાંદડાં તો છે નહિ એટલે ભોજન પીરસવું શામાં અને ખાવું કેવી રીતે? આથી એક ગંજેરીએ પોતા પાસેની છરી બીજા ગંજેરી આગળ ધરી અને કહ્યું કે;–"ભાઈ! તું જા અને આપણામાટે કેળનાં થોડાંક પાંદડાં વાઢી આવ!" તે બીજા ગંજેરીએ છરી લઈને ત્રીજા ગંજેરીને કહ્યું કે;–"સાંભળ્યું કે? આ છરી લઈ જા અને આપણામાટે કેળનાં પાંદડાં વાઢી લાવ." ત્રીજાએ પાછી પહેલા ગંજેરીને એ પ્રમાણેની જ પ્રાર્થના કરી. એ પ્રમાણે કેટલીકવાર સુધી તેઓ એક બીજાને જવાનું કહેતા રહ્યા, પણ તેમાંથી કોઈ પણ ત્યાંથી ઊઠ્યો નહિ. છેવટે તેમણે મૌનને સ્વીકારવાનો નિશ્ચય કર્યો અને તેઓ પાછા બેસી ગયા. એમાં કરાર એવો હતો કે, જે પ્રથમ બોલશે, તેને પાંદડાં વાઢવામાટે જવું પડશે.

લગભગ પ્રહર દોઢ પ્રહર જેટલો સમય વીતી ગયો, પરંતુ ત્રણે-માંના એકે પણ મૌનનો ભંગ કર્યો નહિ; એટલામાં જંગલમાંના કૂતરાં આવ્યાં અને તેઓ તેમની રાંધી રાખેલી રસોઈને સ્વાહા કરી ગયાં; પણ કોઈએ તેમને હાંક્યાં નહિ. રાત પડી, છતાં તેઓ તો મૌન ધારીને જ બેઠા હતા. ધીમે ધીમે મધ્યરાત્રિનો સમય થવા આવ્યો અને સૃષ્ટિમાં ભીષણ અંધકારનો વિસ્તાર થયો; છતાં પણ એ ત્રણ ગંજેરીઓની સ્થિતિમાં અને મૌનવ્રતમાં કશું પણ પરિવર્તન થયું નહિ. એટલામાં તેઓ જે સ્થળે બેઠા હતા, ત્યાં પાસેના ગામડામાંનો ચપરાશી રોન મારવા સાં આવી લાગ્યો અને તેમને આવી સ્થિતિમાં જોઈ શક પડવાથી પૂછવા લાગ્યો કે;–"તમે કોણ છો અને અહીં આમ બેસવાનું શું કારણ છે?" પણ આ સવાલનો જ્યારે તેને કશો પણ જવાબ મળ્યો નહિ, એટલે તેણે તરત એવો નિશ્ચય કરી લીધો કે, એઓ અવશ્ય ચોર જ હોવા જોઈએ અને એ ધારણાથી તેણે તેમને ડંડાથી ફટકાવવાનો આરંભ કરી દીધો. મારવા છતાં પણ જ્યારે તેમના મુખમાંથી કશો જવાબ ન જ મળ્યો ત્યારે છેવટે લાચાર થઈને તે સિપાહી તેમને પકડીને પાસેના પોલીસ થાણામાં લઈ ગયો.

સવાર સુધી તેમને પૂરી રાખીને ત્યાર પછી મામલતદારની કચે-રીમાં લઈ જવામાં આવ્યા. મામલતદાર આવીને પોતાના આસનપર બેઠા અને તત્કાળ પોલીસના નાયકે એ ત્રણ મહારાથીઓમાંના એકને પાંજ-રામાં ઊભો રાખ્યો. મામલતદારે તેને સવાલો પૂછવા માંડ્યા, પણ

અને ત્યાંથી ચોખા તથા બીજી જોઇતી વસ્તુઓ ભોજનમાટે ખરીદી લાવ્યા. એ પછી અગ્નિ પ્રજ્વળાવીને તેમણે રસોઈ બનાવી. બધી તૈયારી થઈ ચૂકી હતી અને તેઓ જમવા બેસવાની તૈયારીમાં હતા, એટલામાં અચાનક છેલ્લી ઘડીએ તેમના જાણવામાં આવ્યું કે, કેળનાં પાંદડાં તો છે નહિ એટલે ભોજન પીરસવું શામાં અને ખાવું કેવી રીતે? આથી એક ગંજેરીએ પોતા પાસેની છરી બીજા ગંજેરી આગળ ધરી અને કહ્યું કે;–"ભાઈ! તું જા અને આપણામાટે કેળનાં થોડાંક પાંદડાં વાઢી આવ!" તે બીજા ગંજેરીએ છરી લઇને ત્રીજા ગંજેરીને કહ્યું કે;–"સાંભળ્યું કે? આ છરી લઈ જા અને આપણામાટે કેળનાં પાંદડાં વાઢી લાવ." ત્રીજાએ પાછી પહેલા ગંજેરીને એ પ્રમાણેની જ પ્રાર્થના કરી. એ પ્રમાણે કેટલીકવાર સુધી તેઓ એક બીજાને જવાનું કહેતા રહ્યા, પણ તેમાંથી કોઈ પણ ત્યાંથી ઊઠ્યો નહિ. છેવટે તેમણે મૌનને સ્વીકારવાનો નિશ્ચય કર્યો અને તેઓ પાછા બેસી ગયા. એમાં કરાર એવો હતો કે, જે પ્રથમ બોલશે, તેને પાંદડાં વાઢવામાટે જવું પડશે.

લગભગ પહર દોઢ પ્રહર જેટલો સમય વીતી ગયો, પરંતુ ત્રણે-માંના એકે પણ મૌનનો ભંગ કર્યો નહિ; એટલામાં જંગલમાંના કૂતરાં આવ્યાં અને તેઓ તેમની રાંધી રાખેલી રસોઇને સ્વાહા કરી ગયાં; પણ કોઇએ તેમને હાંકયાં નહિ. રાત પડી, છતાં તેઓ તો મૌન ધારીને જ બેઠા હતા. ધીમે ધીમે મધ્યરાત્રિનો સમય થવા આવ્યો અને સૃષ્ટિમાં ભીષણ અંધકારનો વિસ્તાર થયો; છતાં પણ એ ત્રણ ગંજેરીઓની સ્થિતિમાં અને મૌનવ્રતમાં કશું પણ પરિવર્તન થયું નહિ. એટલામાં તેઓ જે સ્થળે બેઠા હતા, ત્યાં પાસેના ગામડામાંનો ચપરાસી રોન મારવા ત્યાં આવી લાગ્યો અને તેમને આવી સ્થિતિમાં જોઈ શક પડવાથી પૂછવા લાગ્યો કે;–"તમો કોણ છો અને અહીં આમ બેસવાનું શું કારણ છે?" પણ આ સવાલનો જ્યારે તેને કશો પણ જવાબ મળ્યો નહિ, એટલે તેણે તરત એવો નિશ્ચય કરી લીધો કે, એઓ અવશ્ય ચોર જ હોવા જોઇએ અને એ ધારણાથી તેણે તેમને ડંડાથી ફટકાવવાનો આરંભ કરી દીધો. માર ખાતાં છતાં પણ જ્યારે તેમના મુખમાંથી કશો જવાબ ન જ મળ્યો ત્યારે છેવટે લાચાર થઇને તે સિપાહી તેમને પકડીને પાસેના પોલીસ થાણામાં લઈ ગયો.

સવાર સુધી તેમને પૂરી રાખીને ત્યાર પછી મામલતદારની કચે-રીમાં લઈ જવામાં આવ્યા. મામલતદાર આવીને પોતાના આસનપર બેઠા અને તત્કાળ પોલીસના નાયકે એ ત્રણ મહાશયોમાંના એકને પાંજ-રામાં ઊભો રાખ્યો. મામલતદારે તેને સવાલો પૂછવા માંડ્યા, પણ

ગંજેરીએ પોતાની જીભને ખોલવાની જરા પણ મહેનત લીધી નહિ. પોલીસના એક સિપાહીએ તેની ગર્દનપર બે ઠોંસા લગાવી દીધા, તો પણ ગંજેરી બોલે તો તેના બાપના જ સોગંદ! છેવટે મામલતદારે કંટાળીને એવો અભિપ્રાય દર્શાવ્યો કે;–"આ કોઈ ગાંડો માણસ છે, માટે એને કચેરીમાંથી બહાર કાઢી મૂકો." સિપાહીએ તેને ગર્દનમાંથી પકડીને એક એવો તો ધક્કો માર્યો કે, તે દરવાજા સુધી પહોંચતાં ત્રણ ગુલાંટ ખાઈ ગયો. આ અપમાન સહન ન થવાથી પોતાના મૌનવ્રતને ભૂલી જઈને કોપથી તેણે સિપાહીને સંબોધીને પોકાર કર્યો કે;–"દૂર થા, હરામખોર! તું ધક્કો કોને મારે છે?" હજી તો ભાગ્યે જ આ શબ્દો તેના મુખમાંથી બહાર નીકળ્યા હશે, એટલામાં તેના બે સાથીઓ કે જેઓ પોતાના વારા પ્રમાણે પાંજરામાં જવાની વાટ જોતા બેઠા હતા તેઓ તેની પાસે દોડી આવ્યા અને છરી તેના હાથમાં આપીને વિજયનાદ કરતા કહેવા લાગ્યા કે;–"હે મૂર્ખ! હવે લે આ છરી, જા અને કેળનાં પાંદડાં વાઢી આવ!" તેમની આ ચેષ્ટાને જોઈને કચેરીમાંના સર્વજનો આશ્ચર્યચકિત થઈ ગયા અને મામલતદારે પૂછ્યું કે;–"તમારી આ ચેષ્ટાનો ભાવાર્થ શો છે તે સમજાવો." એના ઉત્તરમાં ગંજેરીઓએ પોતાનો સમસ્ત વૃત્તાન્ત કહી સંભળાવ્યો અને તેના શ્રવણથી એક પ્રકારનું મનોરંજન થતાં તેણે તેમને હસીને છોડી મૂકવાનો સિપાહીઓને હુકમ ફર્માવી દીધો.

---

## શેઠ અને વાણોતર

એક ગામમાં બે ભાઈઓ વસતા હતા અને તેઓ એટલા બધા ગરીબ હતા કે, છેવટે ન્હાના ભાઈને ઘર છોડી નોકરી શોધવામાટે બહાર જવાનો પ્રસંગ આવ્યો. તે નોકરીની તપાસમાં ભટકતો ભટકતો એક સાધનસંપન્ન બ્રાહ્મણના ગૃહ પાસે આવી લાગ્યો. તે બ્રાહ્મણ સાથે વાતચીતનો પ્રસંગ મળી જવાથી તેણે જણાવ્યું કે;–"ઠાકુર મહાશય! આપને ત્યાં કોઈ એક નોકરની અગત્ય છે ખરી કે?" બ્રાહ્મણે કહ્યું કે;–"જી હા, એક નોકર તો અમને જોઈએ છે; અને જો તારી ઇચ્છા હોય તો તને નોકર તરીકે રાખવામાં મને કશો પણ વાંધો નથી. પરંતુ મેં એવો એક નિયમ કરેલો છે કે, જો કોઈને પણ નોકર તરીકે રાખવો તો તેને અમુક શરતો કરીને જ રાખવો. જો તારાથી મારી એ શરતો પાળી શકાય એમ હોય, તો તને નોકરી આપવાને હું તૈયાર છું." એટલે તે તરુણે પૂછ્યું કે;–"આપની તે શરતો શી છે, મહાશય?" એના ઉત્તરમાં બ્રાહ્મણે પોતાની શરતો જણાવતાં કહ્યું કે;–"તારે તારા ભાત આંબલીના પાનમાં રાખીને ખાવા પડશે; જ્યારે તું ઊભો

હોય કે ચાલતો ફરતો હોય, તે વેળાએ તારે મારા છોકરાને તેડીને ફેરવવો અને જ્યારે બેસી જાય ત્યારે તારે શણમાંથી સૂતરણી વણ્યા કરવી; તેમ જ કોઈ પણ કારણથી તારાથી મારી નોકરી છોડી શકાશે નહિ અને જો તું નોકરી છોડવાને તૈયાર થઈશ, તો તારું નાક કાપી લેવાનો મારો અધિકાર રહેશે. હવે તારા લાભની જે શરત છે તે એ છે કે, જો હું તને નોકરીપરથી રજા આપું તો ખુશીથી તારે મારું નાક વાઢી નાખવું." આ શરતો જાણી લઇને તે તરુણે કહ્યું કે;-"બહુ સારું, મહાશય! મને તમારી શરતો કબૂલ છે." અર્થાત્ આ શરતોથી બ્રાહ્મણે એ તરુણને વાણોતર તરીકે પોતાની નોકરીમાં રાખી લીધો.

મહિનો દોઢ મહિનો વીતી ગયો. કામ બેશુમાર અને ખાવા પીવાની મારામાર, આ પ્રમાણેની સ્થિતિ હોવાથી બિચારો વાણોતર શરીરે સૂકાઇને હાડપિંજર જેવો થઈ ગયો, અને એક બાળક જેવો નિર્બળ તથા અશક્ત દેખાવા લાગ્યો. કામ કરવું પરોઢિયાથી રાતના બાર વાગતાં સુધી અને ખાવું આંબલીના પાંદડામાં, એટલે એનું પરિણામ શું થવું જોઇએ, એની કોઈ પણ કલ્પના કરી શકે એમ છે. આમ છતાં પણ નાક વઢાઈ જવાના ડરથી તેણે નોકરીને છોડી દેવાની વાત મોઢામાંથી બહાર કાઢી નહિ. પરંતુ છેવટે તેનાથી આ દુઃખો સહેવાયાં નહિ અને તે પોતાના જીવનથી પણ કંટાળી ગયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે;-"નાક જવાનું હોય તો ભલે જાય, પણ હવે આ નોકરી તો આપણાથી નહિ જ થાય!" આવી ધારણાથી તે પોતાના શેઠ પાસે ગયો અને કહેવા લાગ્યો કે;-"હવે આપણાથી આપ મહાશયની નોકરી કરી શકાય તેમ નથી." બ્રાહ્મણે કહ્યું કે;-"તો હું તારું નાક વાઢી લઇશ." નોકરે કહ્યું કે;-"તે તૈયાર છે, આ ક્ષણે જ વાઢી લ્યો." બ્રાહ્મણે તરત તેને પકડ્યો, તેનું નાક વાઢી લીધું અને પછી ઘરમાંથી તેને ચાલ્યા જવાની રજા આપી દીધી. બિચારો તે તરુણ ત્યાંથી ઓછકારો નાખતો પાછો પોતાને ઘેર આવ્યો અને પોતાના મોટા ભાઇને કહેવા લાગ્યો કે;-"જોયું, નોકરી કરીને હું શું કમાઈ આવ્યો તે?" એ પછી પોતાના મોટા ભાઇને તેણે પોતાનો સઘળો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. એ વૃત્તાન્ત સાંભળી લઇને મોટા ભાઇએ તેને આશ્વાસન આપીને કહ્યું કે;-"વારુ ત્યારે હવે જોજે કે, એ નીચ બ્રાહ્મણનું નાક વાઢી લાવીને તારા નાકપર ચોડું તો જ હું તારો મોટો ભાઈ ખરો!"

આમ કહીને તે મોટો ભાઈ પોતાના ન્હાના ભાઇના શેઠના ઘર તરફ જવાને નીકળ્યો અને ઘરમાં જવાની પરવાનગી મેળવ્યા પછી તેણે નોકરી મેળવવાની પોતાની ઇચ્છા દર્શાવી. બ્રાહ્મણે પોતાના નિયમ

પ્રમાણે કહ્યું કે;–"મારે ત્યાં નોકરી છે ખરી, પણ જો તારાથી મારી શરતો કબૂલ કરી શકાય તો." તે તરુણે શરતો જાણવાની ઇચ્છા દર્શાવતાં બ્રાહ્મણે આગળ પ્રમાણે જ પોતાની શરતો તેને કહી સંભળાવી. જરાપણ આનાકાની વગર તેણે એ સર્વ શરતોનો સ્વીકાર કરી લીધો અને તેથી તરત બ્રાહ્મણે તેને પોતાની નોકરીમાં રાખી લીધો.

કેટલાક દિવસ કાંઈ પણ જાણવાજોગ બનાવ બન્યા વગર એમને એમ નીકળી ગયા. ત્યાર પછી સંયોગ એવો આવ્યો કે, બ્રાહ્મણને કોઈ કાર્યમાટે અન્ય સ્થળે જવાની અગત્ય આવી પડી. પ્રભાતમાં ઘેરથી નીકળ્યા પહેલાં તેણે પોતાના એ નોકરને જણાવ્યું કે;–"આ ગાયના ગોઠાને બરાબર સાફ કરજે અને મારી ગેરહાજરીમાં આ શણની સૂતરણી તથા કેટલીક જાડી દોરીઓ બરાબર કાપી રાખજે." એના જવાબમાં નોકરે જણાવ્યું કે;–"બહુ સારું, મારા અન્નદાતા!" અસ્તુ; બ્રાહ્મણે જેવી પોતાની પીઠ બતાવી, એટલે નોકરે તરત ગોઠામાંથી ગાયોને બહાર કાઢીને તેમનું બધું છાણ એકઠું કરી છાપરાપર તેનો મોટો ઢગલો કરી દીધો. એ પછી શણને એકઠું કરી તેણે તેમના કરી શકાય તેટલા ન્હાના કકડા કરી નાખ્યા અને ત્યાર પછી તે કકડાઓને એક બારદાનમાં ભરી મૂક્યા.

જ્યારે તેનો શેઠ સંધ્યાકાળે પાછો આવ્યો, એટલે તેણે પોતાના નોકરને બોલાવી પૂછ્યું કે;–"તેં છાણ એકઠું કરી રાખ્યું છે?" નોકરે જવાબ આપ્યો કે;–"જી હા, સરકાર!" આમ કહી પોતાના શેઠની પાછળ પાછળ ચાલીને ગોઠાની જગ્યા તેણે શેઠને આંગળી ચીંધીને બતાવી. બ્રાહ્મણ છાપરાપર છાણના મોટા ઢગલાને જોઇને મહા આશ્ચર્યમાં પડી ગયો. તેણે કહ્યું કે;–"અલ્યા મૂર્ખાનન્દ! આ તેં શું કર્યું?" એના ઉત્તરમાં ચાલાક નોકર કહેવા લાગ્યો કે;–"આમ કેમ બોલો છો, સરકાર! તમે મને છાણનો ઢગલો કરવાનો હુકમ ફર્માવ્યો હતો અને તે પ્રમાણે મેં એટલો બધો ઊંચો ઢગલો કરી દીધો છે કે, આનાથી ઊંચો ઢગલો કોઈ પણ કરી શકે તેમ નથી. હવે વધારે આપ શું ઇચ્છો છો વારુ?" બ્રાહ્મણ બરાડા પાડીને બોલવા લાગ્યો કે;–"આ તો તેં ગાયોના ગોઠાનું સત્યાનાશ વાળવાનો જ ઉપાય આદર્યો છે; કારણ કે, આથી છાપરું થોડા વખતમાં જ સડી જશે; છાણના યોગે ઘાસ પાન-દાંને સડી જતાં શી વાર થવાની હતી વારુ? તારા જેવો મૂર્ખ તો હું ધારું છું કે, આખી દુનિયામાં કોઈ પણ મળવાનો નથી. ચાલો–આ તો જાણે થયું–પણ શણનું શું કર્યું? તેં લાંબી દોરીઓને બરાબર માપસર કાપી [illegible] માં પણ નોકર બોલ્યો કે;–"જી હા, સરકાર!"

શેઠે પૂછ્યું કે,–"તે ક્યાં છે?" એટલે નોકરે જણાવ્યું કે,–"પેલા બારદાનમાં મહાશય!" બ્રાહ્મણે વળી પણ આશ્ચર્યમાં પડીને ઉદ્‌ગાર કાઢ્યો કે,–"બારદાનની અંદર! ચાલ જોવા દે મને કે વળી કાંઈ ગોટાળો તો નથી કર્યો!" નોકરે તરત બારદાનને ઊંધું વાળીને તેમાંના માલનો જમીનપર ઢગલો કરી દીધો તેને જોઈને બ્રાહ્મણ બૂમ મારતો કહેવા લાગ્યો કે,–"અરે હરામખોર મૂર્ખા! શણના આવા કકડા કરીને તેં તો મારું નખ્ખોદ જ કાઢી નાખ્યું! જો આના બરાબર કકડા થયા હોત તો કેટલા બધા પૈસા આવત! હવે આ ચીજ જરા પણ કામની રહી નથી અને એ તારી હરામખોરીનું જ પરિણામ છે!" નોકરે હવે શોકદર્શક સ્વરથી કહેવા માંડ્યું કે,–"તમારું એટલું બધું શું નુકસાન થઈ ગયું વારુ? શું શણની લાંબી દોરીઓને કાપી નાખવાની તમે મને આજ્ઞા નહોતી આપી કે? મારાથી બની શકે, તે સર્વ મેં તમારી આજ્ઞા પ્રમાણે જ કર્યું છે. છતાં અફસોસ છે કે, તમને સંતોષ થતો જ નથી." બ્રાહ્મણે તેને અને તેના બાપદાદાને પણ ભાંડી શકાય તેટલી ગાળો ભાંડી, કારણ કે, ગાળોથી કોપને શમાવ્યા વિના તેની પાસે કોપને શમાવવાનો બીજો કોઈ પણ ઉપાય હતો જ નહિ

એ પછી વળી પાછા કેટલાક દિવસ નીકળી ગયા અને કાંઈ જાણવા જેવો બનાવ બન્યો નહિ એક દિવસ બ્રાહ્મણે પોતાના એ નોકરને આજ્ઞા કરી કે,–"ગાયને જરા પાણી તો નાખી દે?" "હાજર, સરકાર!" કહીને નોકર તરત ગયો અને બિચારી ગરીબ ગાયને ગોડામાંથી બહાર લાવી તેના પગ દોરડાથી બાંધી અને ઝાડપર નાખેલા દોરડાને પગમાંના દોરડા સાથે બાંધી ગાયને ભોંયથી એકાદ ફૂટ ઊંચી ઉપાડીને પછી તે ગાયના શરીરપર પાણીના ઘડાના ઘડા નાખવા મંડી ગયો. થોડીવાર પછી બ્રાહ્મણ આંગણામાં આવ્યો અને આ ધંધામાં પડેલા નોકરને તથા ગાયને અધમૂઈ થઈ ગયેલી જોઈને મોટી અજાયબીમાં પડી ગયો બ્રાહ્મણે તરત ગાયને જમીનપર ઊતારી અને બહુ જ ઉતાવળથી તેના પગમાં બાંધેલા દોરડાને કાપી નાખ્યો. એ પછી તેણે પોતાના નોકરને પૂછ્યું કે,–"આવી રીતે વર્તીને તારી શું કરવાની ધારણા હતી, તે જણાવીશ કે?" નોકરે સ્હામો સવાલ કર્યો કે,–"આમ પૂછવાનું શું કારણ છે વારુ? આપની આજ્ઞા પ્રમાણે હું ગાયને પાણી નાખતો હતો. ગાય સીધી ઊભી રહેતી નહોતી, એટલામાટે મારે તેને પગ બાંધીને ઊંચી લટકાવવી પડી, એમાં મેં ખોટું શું કર્યું વારુ?" બ્રાહ્મણે મિજાજ ખોઈને કહ્યું કે,–"તું તો અમારા આ લોક અને પરલોકનાં સર્વ સુખોનું સત્યાનાશ વાળી નાખવાનો, હરામખોર! હું

જો આણીને વખતે આવી ન લાગ્યો હોત, તો તારા હાથે ગૌહત્યા થવામાં એક પળમાત્રનો પણ વિલંબ રહ્યો નહોતો!" નોકરે કહ્યું કે;— "મહાશય! જો આપે આ કાર્ય બીજી રીતે કરવા જણાવ્યું હોત, તો હું તે પ્રમાણે કરત. મારો આમાં લેશ માત્ર પણ દોષ નથી!" વળી પણ બ્રાહ્મણને ગાળો ભાંડીને જ સંતોષ માની બેસી રહેવું પડ્યું; કારણ કે, નાક કાપવાની શરત હોવાથી નોકરને તેનાથી પોતે ઊઠીને તો કદાપિ રજા આપી શકાય તેમ નહોતું જ. આવી રીતે વળી પાછા કેટલાક દિવસ વીતી ગયા.

વળી એકવાર કોઈ કાર્યમાટે બહાર જતી વેળાએ બ્રાહ્મણે પોતાના નોકરને આજ્ઞા આપી કે;—"મારા આવ્યા પહેલાં આપણા બગીચાને બરાબર સાફ કરી નાખજે." નોકર તો આવી આજ્ઞાની વાટ જ જોયા કરતો હતો, એટલે શેઠજી જેવા ઘરમાંથી બહાર નીકળ્યા કે, તરત જ નોકર સાહેબ હાથમાં દાતરડું લઈને બગીચામાં પહોંચ્યા અને જે સારાં સારાં ઝાડ તથા છોડવા હતાં, તે બધાને કાપીને સાફ કરી નાખ્યાં અને તે બધાંના ત્યાં જ ઢગલો થવા દીધો. સાંજે શેઠજીએ ઘેર આવ્યા પછી નોકરને બોલાવી પૂછ્યું કે;—"કેમરે બગીચો બરાબર સાફ કરી નાખ્યો કે?" જવાબમાં નોકર સાહેબે જણાવ્યું કે;—"જો કે હજી બગીચો બરાબર સાફ થયો નથી; પણ મને જેટલો વખત મળી શક્યો, તેટલા પ્રમાણમાં મેં બગીચાની સફાઈ કરી નાખી છે, સરકાર!" બ્રાહ્મણે ગુસ્સો કરીને કહ્યું કે;—"અરે શઠશિરોમણિ! જેટલા પ્રમાણમાં વખત મળી શક્યો, તેટલા પ્રમાણમાં સફાઈ કરી નાખી છે, એમ કહીને તું કહેવા શું માગે છે? ચાલ તેં શું શું કામ કર્યું છે, તે મને બતાવ." આ શબ્દો બોલતાંની સાથે જ તે બગીચા તરફ ચાલ્યો અને ત્યાં જોયું તો જે જે ઉપયોગી વૃક્ષ અને છોડવા હતાં, તે સર્વની સફાઈ થઈ ગઈ હતી! હવે તેના કોપનો અવધિ થયો અને તે ગર્જના કરતો કહેવા લાગ્યો કે;—"અરે નિમકહરામ! તેં તો મારા બગીચાનો પ્રાણ જ કાઢી નાખ્યો! તને આ બધાં ઝાડ અને છોડવા આમ કાપી નાખવાનું કોણે કહ્યું હતું?" આના જવાબમાં નોકરભાઈએ બહુ જ નમ્રતાથી જણાવ્યું કે;—"મહાશય! આપે પોતે જ મને બગીચાને બરાબર સાફ કરી નાખવાનો હુકમ ફરમાવ્યો હતો, અને હવે આમ ફરી કેમ જાઓ છો વારુ? અર્થાત્ મેં પ્રથમ બધાં ઝાડ અને છોડવા વગેરે કાપી નાખ્યાં છે અને હવે જે આ કચરો બાકી રહ્યો છે, તેને સાફ કરી નાખવાનું કામ જ બાકી રહ્યું છે! આ કામ થઈ જશે, એટલે આપની ઇચ્છા પ્રમાણે બગીચો બરાબર સાફ થઈ જશે." "હાજી બરાબર સાફ થઈ જશે!"

કથા ]

બ્રાહ્મણે એ પ્રમાણેના ઉદ્ગાર કાઢીને કહ્યુ કે;–"હવે હુ બરાબર જોઈ શકુ છુ કે, તું મારે ત્યા શા કારણથી નોકર રહ્યો છે. તું કેવળ મારું વાળી શકાય, તેટલું સત્યાનાશ વાળવાને જ મારી નોકરીમા રહેલો છે. વારુ–તેં વાઢ્યાં છે તે લાકડા ઘરમા લઈ જા." આમ કહી તે કોપથી લાલપીળો થઈ મોઢામાથી ગમે તેવા અપશબ્દો ઉચ્ચારતો ત્યાથી ચાલતો થઈ ગયો

નોકર બિચારો લાકડાને ઘરમા પહોંચાડવાના કામમા લાગી ગયો. ઘણા ખરાં લાકડા ઘરમાં ગોઠવાઈ ગયા અને માત્ર એક જ મોટુ તથા ભારી લાકડુ બાકી રહ્યુ હતું તે લઇને તે આવતો હતો, એવામા તેના શેઠની બુઢ્ઢી ડોશી મા તેને સ્હામી મળી અને તેથી તેને તેણે પૂછ્યુ કે; "માજી! આ મોટુ ભારી લાકડું કયા રાખુ વારુ?"

'જ્યા બીજા લાકડા રાખ્યા હોય ત્યા એને પણ રાખી દે,' ડોશી બોલી.

"પણ ત્યા હવે આ લાકડું રાખવાની જગ્યા નથી." નોકરે કહ્યુ.

"તો કોઈ બીજી જગ્યાએ રાખી દે." ડોશીએ જણાવ્યુ.

"બીજી કોઈ જગ્યા પણ ખાલી નથી." નોકરે પાછો વાંધો બતાવ્યો.

હવે ડોશીનો મિજાજ ગયો અને તેથી તેણે ગુસ્સામાં જ બોલી દીધુ કે,–"ત્યારે મૂક મારા માથાપર!"

નોકરને તો એટલુ જ જોઇતુ હતુ, એટલે ડોશીના મુખમાથી આ વાક્ય નીકળતાં જ તેણે એના તો બળથી તે લાકડુ ડોશીના માથામા ઠોક્યુ કે, તે ક્ષણે જ ડોશી ત્યા પડી ગઈ અને તેના રામ સદાને માટે રમી ગયા. એ પછી તે બીજા લાકડા પણ લઈ આવ્યો અને તે બધા લાકડાને તે ડોશીના માથાપર ખડકી દીધા

એવામા બ્રાહ્મણ પાછો આવ્યો અને પૂછવા લાગ્યો કે,–"બધા લાકડા ખડકાઈ ગયા કે?" નોકરે જવાબ આપ્યો કે,–"જી હા, સરકાર!" એટલામાં બ્રાહ્મણને પોતાની માતા સાથે ગૃહસંસાર સબંધી કાંઈ વાત-ચીત કરવાની હોવાથી તેણે 'માતા! માતા!' કહીને ડોશીને બોલાવવા માંડી પણ પોતાના સાદનો કશો જવાબ ન મળવાથી તેણે પોતાના નોકરને કહ્યુ કે,–"મારા માતુશ્રી ક્યા ગયા છે?" એના જવાબમા અનુચર મહાશય બોલ્યા કે,–"આ લાકડાની નીચે આરામથી સૂઈ રહ્યા છે, સરકાર!" અત્યંત આશ્ચર્યચકિત થઇને બ્રાહ્મણે કહ્યુ કે,–"આ તુ શુ બોલે છે? આ લાકડાંની નીચે ડોશીના સૂઈ રહેવાનું કાંઈ કારણ?" નોકરે તરત ખુલાસો કર્યો કે,–"ઘરમાંની બધી જગ્યા લાકડાથી ભરાઈ જતા આપણાં પૂજ્ય માતુશ્રીને મેં પૂછ્યુ કે, 'બાકીના લાકડાં હવે ક્યા

રાખવાનાં છે?' એટલે એમણે કહ્યું કે, 'મારા માથાપર રાખ!' અને મેં તે પ્રમાણે કર્યું, મારા સરકાર! આમાં મારો કાંઈ પણ દોષ હોય તો બતાવી આપો, મારા સરકાર!"

બ્રાહ્મણ ઝટ લાકડાંના ઢગલા પાસે દોડ્યો અને લાકડાંને આસપાસ વિખેરી નાખી ડોશીને બહાર ખેંચી કાઢી. પણ ડોશી મા તો ક્યારનાંય સ્વર્ગધામમાં સિધાવી ગયાં હતાં અને તેમનું ખાલી ખોખું જ ત્યાં પડ્યું રહ્યું હતું. શોકના અત્યંત આવેશમાં આવીને બ્રાહ્મણે નોકરને જણાવી દીધું કે;–"હું હવે તારી નોકરીથી ગળાસૂધી ધરાઈ ગયો છું, એટલે હવે મને તારી નોકરીની જરા પણ જરૂર નથી. કૃપા કરીને અહીંથી ઝટપટ ચાલ્યો જા એટલે થયું." એ શબ્દો સાંભળીને નોકરે ઠંડે પેટે જણાવ્યું કે;–"ચિંતા નહિ; નોકરીની મને પરવા નથી; પણ આપણા કરાર પ્રમાણે તમારે પોતાનું નાક મને આપવું પડશે." બ્રાહ્મણ બોલ્યો કે;–"જો તારા જેવી બલાના હાથમાંથી મારો છૂટકો થતો હોય, તો આવાં હજાર નાક કપાવી નાખવાને હું તૈયાર છું." નોકરે છરી પોતા પાસે તૈયાર જ રાખી હતી, એટલે તરત પોતાના શેઠનું નાક કાપીને પોતાના ઘર તરફ જવાને તે ત્યાંથી ચાલતો થઈ ગયો અને તે નાક લાવીને પોતાના ન્હાના ભાઇના હાથમાં આપી દીધું. ખાસડાંની પૂજા વિના મોગીના ગોર સીધા ચાલે જ નહિ, એ કહેવત કાંઈ ખોટી નથી.*

---

## મૂર્ખ રાજા અને તેનો મૂર્ખ પ્રધાન

એક સમયમાં એક હોબાચન્દ્ર નામનો રાજા હતો અને તેના મુખ્ય સચિવનું નામ ગોબાચન્દ્ર હતું. એ રાજાના રાજ્યમાં દિવસને રાત માનવાની અને રાતને દિવસ માનવાની રૂઢિ પ્રચલિત હતી. ત્યાં ગોળ અને ખોળ એક જ ભાવે વેચાતાં હતાં. ટુંકામાં કહેવાનું એટલું જ કે ત્યાંનો સર્વ પ્રકાર આખા સંસારથી જૂદો જ જોવામાં આવતો હતો.

એ રાજ્યમાં એક બ્રાહ્મણ વસતો હતો અને તેનો હુરિદાસ નામનો એક નોકર હતો કે, જે નિત્ય ટકાશેરની શાકર અને ટકાશેરની મીઠાઈ

---

* લોકકથામાં બહુધા એ જ નિયમ જોવામાં આવે છે કે, જો બહેનો હોય તો તેમનામાંની સર્વથી ન્હાની બહેન જ વધારે બુદ્ધિશાળી અને ભાગ્યશાળી હોય છે અને ભાઈઓમાં સર્વથી ન્હાનો ભાઈ બુદ્ધિમાન્ તથા ભાગ્યવાન્ હોય છે. પણ આ વાર્તામાં ન્હાનો ભાઈ મૂર્ખ તથા અભાગિયો અને મોટો ભાઈ ચાલાક તથા ભાગ્યવાન્ છે, એ લોકકથાના બંધારણથી કાંઈક વિરુદ્ધ દેખાય છે. પણ પ્રત્યેક નિયમનો જેમ અપવાદ હોય છે, તેમ આ વાર્તા પણ એ વિષયમાં અપવાદરૂપ છે, એમ માનવામાં કશો પ્રત્યવાય નથી.

…ને વખત ચાંપીને ખાતો હોવાથી શરીરે માતેલા પાડા જેવો થયો …તો. એક દિવસ લગભગ ત્રીજા પ્રહરે બજારમાં એક પ્રવાસી આવ્યો …, જે એ રાજધાનીમાં નવો જ અને પહેલીવાર આવેલો હોવાથી, તે …રાજ્યની રીતિનીતિ અને રૂઢિ આદિથી સર્વથા અજ્ઞાત હતો. તેણે પોતા… પાસેના અન્નને રાંધવા માટે બજારની વચ્ચે ચૂલો ખોદવા માંડ્યો. તે અન્નને રાંધ્યા પછી ભોજન કરવાને બેઠો, એટલામાં પોલીસના બે સિપા… હીઓ ત્યાં આવ્યા અને તેમણે ત્યાં ખોદાયલા ચુલાને જોયો. આ જોઇને તેમણે પ્રવાસીને કહ્યું કે;–"તું ચોર છે અને તેં આ ખાડો પાસેના ઘરમાં ચોરી કરવામાટે જ ખોદ્યો છે." આશ્ચર્યચકિત થયેલા પ્રવાસીએ કહ્યું કે;–"શું અત્યારે ધોળો દહાડો નથી? દિવસના આવા ઝગઝગતા પ્રકાશમાં ચોરીમાટે ખાડો ખોદવાની હિમત કોણ કરી શકે એમ છે વારુ? વળી મેં કાંઈ કોઇના ઘરની ભીંતમાં બાકોરું પાડ્યું નથી કે, જેથી આવી શંકા થઈ શકે; મેં તો ચૂલો બનાવવામાટે જમીનમાં જ ખાડો ખોદ્યો છે. એ સાંભળીને તે સિપાહીઓ બોલ્યા કે;–"અમારા રાજાના રાજ્યમાં દિવસને રાત માનવામાં આવે છે, એ તું જાણતો નથી કે શું?" આટલું કહેતાંની સાથે જ તેમણે તે પ્રવાસીને બાંધી લીધો અને બાંધીને લાતો મારતા તેઓ તેને પોલીસ થાણામાં લઈ ગયા.

બીજે દિવસે–એટલે કે, ત્યાંની રૂઢિ પ્રમાણે કહીએ તો બીજી રાતે–રાજા હોબાચન્દ્ર રાજસભામાં બેઠો હતો; તેના જમણા હાથપર તેનો પ્રધાન અને ડાબા હાથપર બીજા સભાસદો બેઠા હતા. એવામાં પેલા પોલીસવાળા પેલા માની લીધેલા ચોરને ત્યાં લાવ્યા અને તેના-પર ચોરીનો આરોપ મૂકીને રાજા આગળ રજૂ કરી દીધો. રાજાએ તે બિચારા ગરીબ પ્રવાસીને તેના પોતાના બચાવમાટેનો એક શબ્દને પણ ઉચ્ચારવાનો અવકાશ આપ્યા વિના શૂળીપર ચઢાવી દેવાનો હુકમ ફર્માવી દીધો. રાજાની આ આજ્ઞા સાંભળીને પ્રધાન ગોબાચંદ બોલી ઊઠ્યો કે;–"મહારાજાધિરાજ! હમણાં જ એક નવી શૂળી તૈયાર કરવામાં આવી છે અને તે કાંઇક જાડી હોવાથી પ્રથમ પ્રયોગ તરીકે જો તેનાપર કોઈ જાડા માણસને ચઢાવવામાં આવશે, તો શૂળીની પરીક્ષા કરી શકાશે. એ પછી આ ચોરને શૂળીપર ચઢાવીશું." રાજાએ મસ્તક ડોલાવીને કહ્યું કે;–"આ મંત્રણા બહુ જ ઉત્તમ છે; અને તેથી એ પ્રમાણેનો પરીક્ષાપ્રયોગ થવો જ જોઇએ." એ પછી રાજાએ આજ્ઞા આપી કે;–"પ્રથમ નગરમાંથી કોઈ જાડામાં જાડા અને મજબૂત માણસને પકડીને હાજર કરો અને ત્યાં સુધી આ ચોરને મજબૂત ચોકી પહેરામાં બંધ કરી રાખો."

માટે એણે પણ અવશ્ય મારી સાથે સ્વર્ગમાં પ્રયાણ કરવું જ જોઇએ.
વારુ ત્યારે અનુચરો! પ્રધાનજીને પણ મારી સાથે શૂળીપર ચઢાવી દ્યો.”
બ્રાહ્મણે એ પછી શૂળીની પૂજા કરવા માંડી અને રાજા તથા
પ્રધાન ઉભયને રક્તવસ્ત્ર પરિધાન કરીને અને ગળામાં રક્ત પુષ્પની
માળા ધારીને શૂળી પાસે આવવાની આજ્ઞા આપી. તેવા રૂપમાં તેઓ
આવતાંની સાથે જ બ્રાહ્મણે તેમને અનુક્રમે એક પછી એક કરીને
શૂળીપર ચઢાવી દીધા અને તત્કાળ તે રાજા અને પ્રધાન ઉભયના પ્રાણ
સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા. આ દૃશ્યને જોઈ સર્વ પ્રજાજનો એ બ્રાહ્મ-
ણની બુદ્ધિમત્તા, સમયસૂચકતા, દક્ષતા તથા ધૂર્તતાની મુક્ત કંઠે પ્રશંસા
કરવા લાગ્યા અને એ પળે તથા એ જ સ્થળે તેને જ સિંહાસનપર
પોતાના રાજા તરીકે સ્થાપી દીધો. એ બ્રાહ્મણે દીર્ઘકાળ પર્યન્ત અત્યન્ત
દક્ષતાથી રાજ્ય ચલાવ્યું અને તેની સત્તાના કાળમાં દેશની તથા પ્રજાની
સર્વ રીતે ઉન્નતિ અને ઉન્નતિ જ થતી રહી.



## કાનો માળી

એક સમયમાં કાનો કરીને એક માળી હતો અને તે રાજાના
બગીચામાં માળી તરીકે નોકરી કરતો હતો. રાજાનો બગીચો બહુ જ
સુંદર હતો અને તેમાં સર્વ જાતનાં પુષ્પવૃક્ષો, ફળવૃક્ષો અને કમળો-
વડે દીપતાં અનેક સુંદર તળાવો આદિ વિસ્તરેલાં હતાં. વસ્તુને એના
કરતાં અધિક આનંદદાયક સ્થાન અન્યત્ર ક્યાંય પણ મળી શકે તેમ
નહોતું. કાનો આખો દિવસ એ બગીચામાં વીતાડતો હતો અને નિત્ય
રાત પડ્યા પછી જ પોતાને ઘેર જતો હતો.

એક રાતે કોઈ એવું કારણ બની ગયું કે, પોતાને ઘેર જવાને
બદલે રાતે તેને બગીચામાં જ રહેવું પડ્યું. રાત અજવાળી હોવાથી
સર્વત્ર ચંદ્રિકાનો વિસ્તાર થયેલો હતો અને તેથી મોડી રાત થતાં સુધી
કાનો માળી તળાવોમાંના એક તળાવની પાસે જ ફરતો રહ્યો. તે આવી
રીતે ભ્રમણ કરતો હતો, એવામાં એક પ્રકારનો એક વિલક્ષણ ધ્વનિ
તેના કાનમાં આવીને અથડાયો અને તે ધ્વનિ પૂર્વ દિશામાંથી આવતો
હોય એમ જણાયું. વૃક્ષો અને શાખાઓ વાંકા વળી ગયાં, આર્તનાદ
કરવા લાગ્યાં અને તેમાં ખખડાટ થવા લાગ્યો. કાનો અતિશય ભય-
... એક વિશાળ વૃક્ષના થડની પાછળ સંતાઈ રહ્યો અને ત્યાર

ઊભો હતો ત્યાંથી બહાર નીકળ્યો અને ત્યાંથી ચાલી તળાવના કિનારા–પાળ–પર આવીને બેઠો. ત્યાં બેઠા પછી તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે:–"આ વળી શો ચમત્કાર હશે વારુ? મારા આટલા જીવનકાળમાં આવો પ્રચંડ ગજરાજ અદ્યાપિ મારા જોવામાં આવ્યો નથી. પરંતુ મેં સાંભળ્યું છે ખરું કે, સ્વર્ગમાં એક ઐરાવત નામનો હાથી છે અને તે બહુ જ પ્રચંડ આકારનો છે. બસ–આ અવશ્ય તે ઐરાવત જ હોવો જોઇએ. ગમે તેમ કરીને હું આજે આખી રાત જાગીશ અને જોઇશ કે આ હાથી અહીંથી જાય છે ક્યાં!" આવા પ્રકારના નિશ્ચયપર આવીને કાનો ત્યાંથી ઊઠ્યો અને શાંતિથી તથા મૃદુ પગલાંથી તે હાથીની પાછળ પાછળ ફરવા લાગ્યો. હાથીએ બગીચામાં ઊગતાં અનેક જાતિનાં ફળ અને મૂળ આદિના આહારથી પોતાની ક્ષુધાના અગ્નિને શાંત કર્યો અને ત્યાર પછી તે આકાશમાં ગમન કરવાની તૈયારીમાં હતો, તેવામાં કાનાએ તેની પુચ્છડી પકડી લીધી અને હાથીની પીઠપર ચઢીને દૃઢતાથી બેસવાનો પ્રયત્ન કર્યો.

ઐરાવતે આકાશમાં ઉડ્ડાણ કર્યું, એટલે કાનો માળી પણ તેની સાથે આકાશમાર્ગમાં ગમન કરવા લાગ્યો. એ સ્વર્ગીય પ્રાણી ઐરાવત આવી રીતે પ્રત્યેક રાત્રિએ એ રાજોદ્યાનમાં ફળ અને મૂળના આહારમાટે આવતો હતો અને ઉષઃકાળમાં પાછો સ્વર્ગમાં ચાલ્યો જતો હતો.

જ્યારે ઐરાવત સ્વર્ગના પ્રદેશમાં આવી પહોંચ્યો, એટલે કાનો તેની પૂછડીપરથી પાછો નીચે ઊતરી ગયો. એ પછી ઐરાવત ઇન્દ્રના મહાલયપ્રતિ ચાલતો થયો અને કાનો માળી સ્વર્ગની પ્રત્યેક દિશામાં યથેચ્છ ભ્રમણ કરવા લાગ્યો. જે વસ્તુઓ કદાપિ તેના જોવા કે સાંભળવામાં આવી નહોતી, તેમ જ જે વસ્તુઓને જોવાની તેણે કદાપિ આશા પણ રાખી નહોતી એવી વસ્તુઓને પ્રત્યક્ષ જોવા અને સાંભળવાથી કાનાના હૃદયમાં હર્ષ અને આનંદનો જે આવિર્ભાવ થયો, તે સર્વથા અવર્ણનીય હતો. ત્યાં સર્વ વસ્તુઓની અત્યંત સોંઘવારી જોઇને તેના આશ્ચર્યનો અવધિ થયો; અને વળી પ્રત્યેક વસ્તુ એટલા તો વિશાળ આકારની હતી કે, તેમને જોઇને તે આશ્ચર્યના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યો. પ્રથમ તો તેણે પેટ ભરીને સ્વર્ગીય મિષ્ટાન્ન અને અન્ય કેટલાક ભોજ્ય પદાર્થોનો આહાર કર્યો અને ત્યાર પછી તેણે પાન અને સોપારીની ખરીદી કરી. ત્યાંનાં પાન અને સોપારી બન્ને વિશાળ આકારનાં હતાં; કારણ કે, સ્વર્ગલોકની સર્વ વસ્તુઓ મૃત્યુલોકની વસ્તુઓ કરતાં મોટી જ હતી. આ સર્વ કાર્ય થઈ રહ્યા પછી તે ઐરાવત હાથી પાસે આવીને શાંતિથી બેસી રહ્યો.

સર્વ દિશામાં સેંકડો અધિકારીઓ વિસ્તરી ગયા અને તેથી રાજ્યમાં જેટલા જાડા માણસ હતા, તે સર્વના મનમાં બહુ જ મોટો ગભરાટ થવા લાગ્યો. પરંતુ જે હેતુમાટે જાડા માણસની જરૂર હતી, તે હેતુને પાર પાડી શકે એવો એક પણ જાડો માણસ અધિકારીઓના જોવામાં આવ્યો નહિ. ઉંવટે શાકરબજારમાં શોધ ચલાવતાં હરિદાસ તેમના હાથમાં આવ્યો, કે જે આગળ કહ્યા પ્રમાણે શાકર તથા મીઠાઈ વગેરે ખાઈ ખાઈને માતેલા પાડા જેવો જાડો થઈ ગયો હતો. આવા જાડા માણસને જોતાં જ આનંદમાં આવીને તેમણે તરત તેને પકડી લીધો અને ઘસડીને રાજસભામાં લઈ ગયા. હરિદાસને જોતાં રાજાના હર્ષનો પણ અતિરેક થયો અને તે કહેવા લાગ્યો કે;–"આપણને જેવો જોઇતો હતો, તેવો જ જાડો ભાયડો મળી આવ્યો છે–એનો અને આપણી શૂળીનો એક બીજા સાથે ઘણો જ સારો મેળ મળી રહેશે! હવે એને તરત શૂળીપર ચઢાવી દ્યો!" રાજાની આ આજ્ઞા સાંભળી હરિદાસ પોકાર કરીને કહેવા લાગ્યો કે;–"મહારાજ! શૂળીપર ચઢી જવામાટે મારો જરા પણ વાંધો નથી; પરન્તુ એ શૂળી જ્યારે મારા જોવામાં આવી ત્યારે એમાં એક બહુ જ ગૂઢ રહસ્ય રહેલું નિશ્ચયપૂર્વક મને દેખાયું. હવે જો મારું વચન તમારા માનવામાં ન આવે, તો આ નગરમાં એક બ્રાહ્મણ છે તેને બોલાવો, એટલે એ વિશેનો સર્વ ભેદ તે તમને કહી સંભળાવશે." રાજાએ પૂછ્યું કે;–"તે બ્રાહ્મણનું નામ શું છે અને તે ક્યાં રહે છે?" હરિદાસે પોતાના સ્વામીનું નામ અને નિવાસસ્થાન બતાવી દીધું અને તે જાણીને રાજાએ પોતાના એક અધિકારીને તે બ્રાહ્મણને લાવવામાટે મોકલી દીધો.

તે બ્રાહ્મણે તે અધિકારીના મુખથી રાજસભામાંનો સર્વ વૃત્તાન્ત જાણી લીધા પછી રાજાની આજ્ઞાને મસ્તકપર ચઢાવીને સભામાં જવાની તૈયારી કરવા માંડી. ઘરમાંથી નીકળીને કેટલોક માર્ગ કાપ્યા પછી દૂરથી જ્યાં શૂળીનાં દર્શન થયાં કે, ત્યાંને ત્યાં જ ભૂમિપર પડીને તેને એ બ્રાહ્મણે દંડવત્ પ્રણામ કર્યો અને જ્યાં સુધી તે પોતે શૂળી પાસે આવી પહોંચ્યો ત્યાં સુધી એવી રીતે દંડવત્ પ્રણામ કરવાનો વ્યવસાય તેણે ચાલુ જ રાખ્યો. શૂળીની પાસે આવ્યા પછી તેણે વેદ અને પુરાણના મંત્રોના ઉચ્ચાર સાથે શૂળીની આસપાસ પ્રદક્ષિણા ફરવાના ક્રમને આરંભી દીધો અને ઘણીવાર સુધી ચક્રાકાર ફરતો રહ્યો. બ્રાહ્મણને આ પ્રમાણેની વિલક્ષણ ક્રિયા કરતો જોઇને તેના કારણને જાણવામાટે રાજા બહુ જ આતુર બની ગયો. બ્રાહ્મણે જ્યારે પ્રદક્ષિણાના કાર્યની સમાપ્તિ કરી એટલે રાજાએ તેને પૂછ્યું કે;–"આવી રીતે આ શૂળીને પ્રણામ કરવાનું

અને એની આસપાસ પ્રદક્ષિણા કરવાનું કારણ શું છે વારુ?" પરંતુ રાજાનો એ પ્રશ્ન જાણે પોતે સાંભળ્યો જ નહોય! તેવો ભાવ દર્શાવીને બ્રાહ્મણ મોટો ધરિા પાડીને કહેવા લાગ્યો કે;–"ગોબ્રાહ્મણપ્રતિપાલ મહારાજાધિરાજ! હું આ શૂળીપર ચઢી જવા માગું છું, માટે કૃપા કરીને આપના અનુચરોને સત્વર મને આ શૂળીપર ચઢાવી દેવાની આજ્ઞા આપી દ્યો!" રાજાએ પુનઃ પૂછ્યું કે;–"પણ હું એ જ જાણવા માગું છું કે, તમે શૂળીપર ચઢી જવા માગો છો, તે શા કારણથી?" એના ઉત્તરમાં બ્રાહ્મણ કહેવા લાગ્યો કે;–"આજે મને આ શૂળીનાં દર્શન માત્રનો પણ જે લાભ મળ્યો છે, તે મારાં આજ સુધી આચરેલાં અનેક જન્મનાં પવિત્ર કર્મોથી પ્રાપ્ત થયેલા પુણ્યનું જ પરિણામ છે. આ શૂળી અત્યંત પવિત્ર અને અલૌકિક મુહૂર્ત્તમાં જ બનાવવામાં આવી છે; કારણ કે એ શૂળીમાં તેત્રીસ કોટિ દેવતાઓનો વાસ છે. આ કારણથી જે કોઈ પણ એ શૂળીપર ચઢશે, તે શાશ્વત સ્વર્ગીય સુખો ભોગવવામાટે તત્કાળ સ્વર્ગમાં ચાલ્યો જશે. પૂર્વે આ શૂળી વિષ્ણુલોકમાં હતી અને તારી અતુલ ધાર્મિકતાના યોગે જ આ શૂળી આ સંસારમાં ઉતરીને તારા રાજ્યમાં આવી છે. એને સ્વર્ગનું વિમાન કહેવામાં અતિશયોક્તિનો સંભવ નથી."

બ્રાહ્મણના મુખથી એ શૂળીનું આ પ્રમાણેનું માહાત્મ્ય સાંભળીને રાજાએ જણાવ્યું કે;–"ઠાકુર મહાશય! આ શૂળીપર ચઢવાનું આવું રહસ્ય હોય તો તો હું પોતે જ આ શૂળીપર ચઢી જવા ઇચ્છું છું." બ્રાહ્મણે રાજાની એ ઇચ્છા જાણીને કહ્યું કે;–"મહારાજન્! શૂળી તારી પોતાની છે, એટલે તું તો જ્યારે પણ ઇચ્છીશ ત્યારે તત્કાળ શૂળીપર ચઢી શકીશ; પણ મને આ શૂળીપર ચઢી જવાનો લાભ, જો આજે જ આપીશ, તો તારો આ દીન બ્રાહ્મણપર મોટો ઉપકાર થશે." રાજાએ તેની આ પ્રાર્થના સાંભળી પોકાર કરીને કહ્યું કે;–"નહિ નહિ; આવા અવસરને હાથમાંથી જવા દઉં, એટલો બધો હું મૂર્ખ નથી. આ રાજ્યનો હું રાજા હોવાથી સ્વર્ગમાં સર્વથી પ્રથમ જવાનો અધિકાર મારો છે અને તે મારે મેળવવો જ જોઇએ." બ્રાહ્મણે નિરુપાય થઈને કહ્યું કે;–"ભલે ત્યારે મહારાજ! તમારી ઇચ્છાને કોણ અટકાવી શકે તેમ છે વારુ? ભલે સ્વર્ગના દુર્ગને તમે જ સર્વથી પ્રથમ સર કરી લ્યો. મહારાજ! આ શૂળીપર ચઢવાથી તમે માત્ર સ્વર્ગમાં જ જશો, એટલું જ નહિ, કિન્તુ ત્યાં જઈને પણ સ્વર્ગના રાજા જ થવાના; અને ત્યાં તમને મંત્રણામાટે પ્રધાન તો જોઇશે જ." રાજાએ આ સાંભળીને કહ્યું કે;–"આ રહ્યો મારો મહાબુદ્ધિમાન્ પ્રધાન; હવે જો તમારા કહેવા પ્રમાણે હું સ્વર્ગનો રાજા જ થવાનો હોઉં, તો તો ત્યાં મારા મંત્રિત્વને ચલાવવા

માટે એણે પણ અવશ્ય મારી સાથે સ્વર્ગમાં પ્રયાણ કરવું જ જોઇએ. વારુ ત્યારે અનુચરો! પ્રધાનજીને પણ મારી સાથે શૂળીપર ચઢાવી દ્યો."

બ્રાહ્મણે એ પછી શૂળીની પૂજા કરવા માંડી અને રાજા તથા પ્રધાન ઉભયને રક્તવસ્ત્ર પરિધાન કરીને અને ગળામાં રક્ત પુષ્પની માળા ધારીને શૂળી પાસે આવવાની આજ્ઞા આપી. તેવા રૂપમાં તેઓ આવતાંની સાથે જ બ્રાહ્મણે તેમને અનુક્રમે એક પછી એક કરીને શૂળીપર ચઢાવી દીધા અને તત્કાળ તે રાજા અને પ્રધાન ઉભયના પ્રાણ સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા. આ દૃશ્યને જોઈ સર્વ પ્રજાજનો એ બ્રાહ્મણની બુદ્ધિમત્તા, સમયસૂચકતા, દક્ષતા તથા ધૂર્તતાની મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા અને એ પળે તથા એ જ સ્થળે તેને જ સિંહાસનપર પોતાના રાજા તરીકે સ્થાપી દીધો. એ બ્રાહ્મણે દીર્ઘકાળ પર્યન્ત અત્યન્ત દક્ષતાથી રાજ્ય ચલાવ્યું અને તેની સત્તાના કાળમાં દેશની તથા પ્રજાની સર્વ રીતે ઉન્નતિ અને ઉન્નતિ જ થતી રહી.



## કાનો માળી

એક સમયમાં કાનો કરીને એક માળી હતો અને તે રાજાના બગીચામાં માળી તરીકે નોકરી કરતો હતો. રાજાનો બગીચો બહુ જ સુંદર હતો અને તેમાં સર્વ જાતનાં પુષ્પવૃક્ષો, ફળવૃક્ષો અને કમળોવડે દીપતાં અનેક સુંદર તળાવો આદિ વિસ્તરેલાં હતાં. ચક્ષુને એના કરતાં અધિક આનંદદાયક સ્થાન અન્યત્ર ક્યાંય પણ મળી શકે તેમ નહોતું. કાનો આખો દિવસ એ બગીચામાં વીતાડતો હતો અને નિત્ય રાત પડ્યા પછી જ પોતાને ઘેર જતો હતો.

એક રાતે કોઈ એવું કારણ બની ગયું કે, પોતાને ઘેર જવાને બદલે રાતે તેને બગીચામાં જ રહેવું પડ્યું. રાત અજવાળી હોવાથી સર્વત્ર ચંદ્રિકાનો વિસ્તાર થયેલો હતો અને તેથી મોડી રાત થતાં સુધી કાનો માળી તળાવોમાંના એક તળાવની પાસે જ ફરતો રહ્યો. તે આવી રીતે ભ્રમણ કરતો હતો, એવામાં એક પ્રકારનો એક વિલક્ષણ ધ્વનિ તેના કાનમાં આવીને અથડાયો અને તે ધ્વનિ પૂર્વ દિશામાંથી આવતો હોય એમ જણાયું. વૃક્ષો અને રોપાઓ વાંકા વળી ગયાં, આર્ત્તનાદ કરવા લાગ્યાં અને તેમાં ખખડાટ થવા લાગ્યો. કાનો અતિશય ભયભીત થઇને એક વિશાળ વૃક્ષના થડની પાછળ સંતાઈ રહ્યો અને ત્યાર પછી તરત જ એક ભવ્ય ગજરાજને તેણે આકાશમાર્ગેથી પૃથ્વીપર ઊતરતો જોયો. ગજરાજ ત્યાં ઊતર્યો પછી બગીચામાં યથેચ્છ ભ્રમણ કરવા લાગ્યો. કેટલાક સમય પછી હૃદયમાં ધૈર્ય ધારીને કાનો જ્યાં સંતાઇને

ઊભો હતો ત્યાંથી બહાર નીકળ્યો અને ત્યાંથી ચાલી તળાવના કિનારા-પાળ-પર આવીને બેઠો. ત્યાં બેઠા પછી તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે;-"આ વળી શો ચમત્કાર હશે વારુ? મારા આટલા જીવનકાળમાં આવો પ્રચંડ ગજરાજ અદ્યાપિ મારા જોવામાં આવ્યો નથી. પરંતુ મેં સાંભળ્યું છે ખરું કે, સ્વર્ગમાં એક ઐરાવત નામનો હાથી છે અને તે બહુ જ પ્રચંડ આકારનો છે. બસ-આ અવશ્ય તે ઐરાવત જ હોવો જોઇએ. ગમે તેમ કરીને હું આજે આખી રાત જાગીશ અને જોઇશ કે આ હાથી અહીંથી જાય છે ક્યાં!" આવા પ્રકારના નિશ્ચયપર આવીને કાનો ત્યાંથી ઊઠ્યો અને શાંતિથી તથા મૃદુ પગલાંથી તે હાથીની પાછળ પાછળ ફરવા લાગ્યો. હાથીએ બગીચામાં ઊગતાં અનેક જાતિનાં ફળ અને મૂળ આદિના આહારથી પોતાની ક્ષુધાના અગ્નિને શાંત કર્યો અને ત્યાર પછી તે આકાશમાં ગમન કરવાની તૈયારીમાં હતો, તેવામાં કાનાએ તેની પૂછડી પકડી લીધી અને હાથીની પીઠપર ચઢીને દૃઢતાથી બેસવાનો પ્રયત્ન કર્યો.

ઐરાવતે આકાશમાં ઉડ્ડાણ કર્યું, એટલે કાનો માળી પણ તેની સાથે આકાશમાર્ગમાં ગમન કરવા લાગ્યો. એ સ્વર્ગીય પ્રાણી ઐરાવત આવી રીતે પ્રત્યેક રાત્રિએ એ રાજોદ્યાનમાં ફળ અને મૂળના આહારમાટે આવતો હતો અને ઉષઃકાળમાં પાછો સ્વર્ગમાં ચાલ્યો જતો હતો.

જ્યારે ઐરાવત સ્વર્ગના પ્રદેશમાં આવી પહોંચ્યો, એટલે કાનો તેની પૂછડીપરથી પાછો નીચે ઊતરી ગયો. એ પછી ઐરાવત ઈન્દ્રના મહાલયપ્રતિ ચાલતો થયો અને કાનો માળી સ્વર્ગની પ્રત્યેક દિશામાં યથેચ્છ ભ્રમણ કરવા લાગ્યો. જે વસ્તુઓ કદાપિ તેના જોવા કે સાંભળવામાં આવી નહોતી, તેમ જ જે વસ્તુઓને જોવાની તેણે કદાપિ આશા પણ રાખી નહોતી એવી વસ્તુઓને પ્રત્યક્ષ જોવા અને સાંભળવાથી કાનાના હૃદયમાં હર્ષ અને આનંદનો જે આવિર્ભાવ થયો, તે સર્વથા અવર્ણનીય હતો. ત્યાં સર્વ વસ્તુઓની અત્યંત સોંઘવારી જોઇને તેના આશ્ચર્યનો અવધિ થયો; અને વળી પ્રત્યેક વસ્તુ એટલા તો વિશાળ આકારની હતી કે, તેમને જોઇને તે આશ્ચર્યના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યો. પ્રથમ તો તેણે પેટ ભરીને સ્વર્ગીય મિષ્ટાન્ન અને અન્ય કેટલાક ભોજ્ય પદાર્થોનો આહાર કર્યો અને ત્યાર પછી તેણે પાન અને સોપારીની ખરીદી કરી. ત્યાંનાં પાન અને સોપારી બન્ને વિશાળ આકારનાં હતાં; કારણ કે, સ્વર્ગલોકની સર્વ વસ્તુઓ મૃત્યુલોકની વસ્તુઓ કરતાં મોટી જ હતી. આ સર્વ કાર્ય થઈ રહ્યા પછી તે ઐરાવત હાથી પાસે આવીને શાંતિથી બેસી રહ્યો.

બીજી રાતે જ્યારે ઐરાવત પોતાના નિત્યના નિયમ પ્રમાણે પાછો તે બગીચામાં જવામાટે સ્વર્ગમાંથી ઉતર્યો, એટલે કાના પણ પાછો તેની પૂછડીએ વળગી ગયો. ઐરાવતના પગો સ્થિર થતાં બગીચામાં જ કાનાએ તેની પૂછડી છોડી દીધી અને તે ત્યાંથી સીધો પોતાને ઘેર જઈ લાગ્યો. એ સમયે તેની સ્ત્રી તેના આગમનની પ્રતીક્ષા કરતી માર્ગમાં પડતા પોતાના ગૃહના દ્વારમાં જ ઊભી હતી; કારણ કે, આજ સુધીમાં કોઈ-વાર પણ રાતે તે ઘરમાં ગેરહાજર રહ્યો નહોતો અને હમણાં બે દિવસ તથા બે રાતની એક સાથે તેની ગેરહાજરી થવાથી તેની સ્ત્રી બિચારી નાના પ્રકારના કુતર્ક કરવા લાગી હતી. અર્થાત્ જ્યારે તેણે પોતાના પતિને આવતો જોયો, એટલે તેને લેવામાટે તે સ્હામી ગઈ અને આતુરતાથી પૂછવા લાગી કે;–"બે દિવસથી તમે ક્યાં ગયા હતા વારુ? બર્હું, મારું તો હૈયું હાથમાંથી જતું રહ્યું! આમ તે કરતાં હઇશું!" એના ઉત્તર તરીકે કાનાએ એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો વિના સ્વર્ગનાં પાન અને સોપારી કાઢીને તેની આગળ રાખી દીધાં. એ પાન અને સોપારીને જોતાંજ તેની પત્ની આનંદમાં આવીને નાચવા લાગી, અને પૂછવા લાગી કે;–"આ વસ્તુઓ તમે ક્યાંથી લાવ્યા? આ વસ્તુઓ તમને ક્યાંથી મળી?" એના ઉત્તરમાં કાનાએ પોતાના ગત રાત્રિના સાહસકર્મની સર્વ કથા પોતાની ધર્મપત્નીને કહી સંભળાવી. એ કથા સાંભળી લીધા પછી સ્ત્રીએ કહ્યું કે;–"ત્યારે તો હું પણ સ્વર્ગમાં જઈશ!" એ સાંભળીને પતિ કહેવા લાગ્યો કે;–"ભલે તારે જવું હોય તો જજે; પણ આ વાત બીજા કોઇને પણ જણાવીશ નહિ." સ્ત્રીએ આશ્વાસન આપીને કહ્યું કે;–"અરે નારે ના! એ વિશે હું કોઇની આગળ એક શબ્દ પણ ઉચ્ચારવાની નથી." આવા પ્રકારનું વચન આપવા છતાં જ્યારે તે નદીના ઘાટપર બેડું લઇને પાણી ભરવાને ગઈ, એટલે ત્યાં તેને તેની કેટલીક બ્હેનપણીઓ મળી અને તેમની આગળ તેણે આ વાત પૂરા વિસ્તારથી કહી સંભળાવી. દરેક બહેનપણીને તેણે આ વાત પોતાની ખાસ બહેનપણી જાણીને જ જણાવી હતી અને તેમણે વળી પોતપોતાની ખાસ બહેનપણીઓને એ વાત કહી સંભળાવી, તેમ જ પોતપોતાના પતિઓને પણ એ રહસ્યથી જાણીતા કરી દીધા. અર્થાત્ આ પ્રમાણે જોતજોતામાં જ એ શુભ વાર્ત્તાનો સમસ્ત નગરમાં પ્રકાશ થઈ ગયો. સર્વ લોકો સમુદાયબદ્ધ થઇને કાના માળી પાસે આવી લાગ્યા અને કહેવા લાગ્યા કે;–"બંધો, તું કૃપા કરીને અમને પણ સ્વર્ગમાં લઈ જા! તું જીવતાં જીવત સ્વર્ગમાં જઈ આવે, અને અમે એમના એમ કોરાધાકોર રહી જઇએ, એ તો સારું ન કહેવાય." હવે બિચારો ગરીબ માળી એ બધાને શો જવાબ

આપે વારુ? અર્થાત્ તેમની માગણીને સ્વીકારી લીધા વિના તેનો છૂટકો જ નહોતો.

તે રાતે વાળુ પાણી કર્યા પછી તે સર્વ લોકો એકઠા થઇને કાના માળીને ઘેર આવ્યા અને ત્યાંથી કાનો તે સર્વને રાજાના બગીચામાં લઈ ગયો. જ્યારે ઐરાવત હાથી ત્યાં આવી લાગ્યો, એટલે કાનાએ સર્વને ઉદ્દેશીને કહ્યું કે;–"સર્વથી પ્રથમ હું એની પૂછડી પકડીશ અને મારી પત્ની મારા પગ ઝાલશે. એ પછી મારી સ્ત્રીની ખાસ બહેનપણી મારી સ્ત્રીના પગે લટકશે અને તેના પગમાં તેનો ભાયડો ટીંગાશે. એવી રીતે એ પરંપરા આગળ અને આગળ ચાલી જશે અને આપણે આપણા સ્વર્ગના પ્રવાસમાં આગળ વધીશું." સર્વને આ યોજના યોગ્ય અને માન્ય કરવા લાયક જણાઈ. એથી જ્યારે ઐરાવત પોતાના ફળાહારના કાર્યથી મુક્ત થયો અને સ્વર્ગમાં જવાની તૈયારી કરવા લાગ્યો, એટલે કાનાએ તરત તેની પૂછડી પકડી લીધી અને ત્યારપછી પ્રથમથી કરેલી યોજના પ્રમાણે સર્વ એકબીજાના પગે વળગતાં ગયાં. ઐરાવત હવે આકાશના માર્ગમાં પ્રયાણ કરવા લાગ્યો. ઐરાવત બહુ જ ઉચ્ચ ભાગમાં ચઢી ગયો હતો, તે વેળાએ કાનાની સ્ત્રીની ખાસ બહેનપણીએ પોતાની સખીને ઉદ્દેશીને કહ્યું કે; "બહેન! તારા પતિ સ્વર્ગમાંથી જે સોપારી લાવ્યા હતા, તે કેવડીક મોટી હતી વારુ? તેમ જ ત્યાંનાં લાડુ વગેરે મિષ્ટાન્નોનો આકાર કેવડોક મોટો થતો હશે?" એ પ્રશ્ન પાછો કાનાની સ્ત્રીએ કાનાને પૂછ્યો અને તેણે જણાવ્યું કે;–"થોડીવાર સબૂર કરો, એટલે હું એનો જવાબ આપીશ." સ્ત્રીએ હઠ પકડીને કહ્યું કે;–"ના, તે એમ કાંઈ ચાલવાનું નથી; કારણ કે, તરત જવાબ ન અપાય તો મારી બહેનપણી રીસાઈ જાય. માટે જલ્દી જવાબ આપો." આવી રીતના સ્ત્રીહઠથી કંટાળીને કાનાએ પોતાની સહનશીલતાને ખોઈ દીધી, અને બન્ને હાથ પહોળા કરીને કહ્યું કે;–"આવડાં મોટાં!" સારાંશ કે, હાથ પહોળા કરતાંની સાથે જ સ્વાભાવિક રીતે ઐરાવતની પૂછડી તેના હાથમાંથી છૂટી ગઈ અને તત્કાળ તે સર્વ સ્ત્રીપુરુષો વાતાવરણમાં નિરાધાર થઈ પૃથ્વીભણી આકર્ષાવા લાગ્યાં અને ખરેખર જ સ્વર્ગધામમાં પહોંચી ગયાં!

## ધૂર્ત શૃગાલ

આગળ એક સમયમાં એક અમુક અરણ્યમાં એક સિંહ, એક વ્યાઘ્ર, એક નોળીઓ, એક મૂષક અને એક શૃગાલ અત્યંત મિત્રભાવથી સાથે જ વસતા હતા. એક દિવસ સિંહે જંગલમાં એક હાથીને

ચરતો જોયો અને તેથી તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે;–"આ હાથીને આપણે ખાઈ શકીએ, એવી કોઈ યુક્તિ શોધી કાઢવી જોઇએ." એ પછી તેણે શૃગાલને પોતાપાસે બોલાવીને કહ્યું કે;–"મિત્ર! કોઈ પણ ઉપાયથી જો તું આ ગજરાજને મારી નાખે, તો આનંદમંગળ થાય!" શૃગાલે કહ્યું કે;–"જેવી આપ મહારાજની આજ્ઞા!" એમ કહીને તે મૂષકને શોધવાને ચાલ્યો ગયો. મૂષકને શોધી કાઢીને શૃગાલે કહ્યું કે;–"બંધુ! તારા શિરપર હાથીને મારી નાખવાનું કાર્ય આવી પડ્યું છે." એ સાંભળીને મૂષક બોલ્યો કે;–"હાથીને મારી નાખવાનું કાર્ય અને તે મારા શિરપર! પર્વત જેવા હાથીને મારા જેવું એક લઘુ પ્રાણી કેવી રીતે મારી શકે, એનો તું જરા વિચાર તો કરી જો!" એના ઉત્તરમાં શૃગાલે જણાવ્યું કે;–"બંધો! આ કાર્ય બળથી નહિ પણ યુક્તિથી તારાથી આવી રીતે પાર પાડી શકાશે. જ્યાં અત્યારે તું ઊભો છે ત્યાંથી તે હાથી જ્યાં ચરે છે ત્યાં સુધીની ભૂમિને કોતરીને પોલી બનાવી દે, એટલે તે જેવો એ પોલી જમીનપર પગ મૂકશે કે તરત તેના ભારથી દબાઇને જમીન હેઠી બેસી જશે અને ત્યાર પછી તું પોતાના દાંતથી એના પગોને કોતરવા માંડજે, એટલે તે તરત નીચે પછડાઇને ક્ષણ બે ક્ષણમાં જ રામશરણ થઈ જશે." મૂષકે શૃગાલના ઉપદેશ પ્રમાણે ભૂમિને કોતરીને પોલી કરી નાખી અને તેથી હાથી ખાડામાં ઊતર્યો; ત્યાર પછી મૂષકે તેના પગોને કોતરી નાખ્યા અને તેથી મોટા ધડાકા સાથે તેનું ભારી શરીર પૃથ્વીપર પછડાઈ પડ્યું અને તેમાંના પ્રાણ પરલોકમાં પ્રયાણ કરી ગયા.

આવી રીતે કાર્યની સમાપ્તિ કરીને શૃગાલ પાછો સિંહ પાસે ગયો અને કહેવા લાગ્યો કે;–"પ્રભો! આપની આજ્ઞા વ્યવહારમાં મોજાઈ ચૂકી છે; અને ગજરાજનો સ્વર્ગવાસ થઈ ગયો છે." સિંહના હૃદયમાં આ સમાચાર સાંભળીને અતિશય આનંદ થયો અને તે મનમાં કહેવા લાગ્યો કે;–"આજે પાંચે મિત્રોને બહુ જ સુંદર ભોજન મળશે અને ઉજાણીનો રંગ આવશે." હવે શૃગાલે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે;–"આ ગજરાજનું જે મરણ થયું, તે કેવળ મારા બુદ્ધિકૌશલ્ય અને મારા ચાતુર્યનું જ પરિણામ છે; અને તેથી હવે માટે એ ગજરાજનું સમસ્ત શરીર મારા ભક્ષમાટે જ ઉપયોગી થાય અને બીજાના હાથમાં એનો જરાપણ ભાગ ન જાય, એવો મારા ચાતુર્યનો પ્રભાવ બતાવવો જોઇએ." આવી ધારણાથી તેણે સિંહને ઉદ્દેશીને કહ્યું કે;–"મહારાજ! આજનો દિવસ તે એક બહુ જ આનંદનો અને પવિત્ર દિવસ છે; એટલે પ્રથમ આપ સ્નાન કરો, તમારા સ્વર્ગવાસી પિતા તથા પિતામહ આદિની શ્રાદ્ધક્રિયા કરો અને ત્યાર પછી

આ ગજરાજના સ્વાદિષ્ઠ માંસના ભક્ષણથી તમારી ક્ષુધાને શાંત કરો." સિંહને શૃગાલની આ સૂચના અતિશય યોગ્ય જણાઈ અને તેથી પોતાના અન્ય ત્રણ મિત્રોને સાથે લઇને તે પાસેના એક તળાવપર સ્નાન કરવાને ચાલ્યો ગયો. ગજરાજના શબને સંભાળવાના કાર્યમાટે શૃગાલ એકલો જ ત્યાં બેસી રહ્યો.

સર્વથી પ્રથમ સિંહ સ્નાન કરીને પાછો ફર્યો. જ્યારે તે બહુ જ પાસે આવ્યો, એટલે શૃગાલે તેને સંબોધીને નમ્રતાથી કહ્યું કે;–"કૃપાનાથ! મારે આપને એક વાર્તા કહેવાની છે; પરંતુ જો અભયવચન મળે તો એ વાર્તા આ મુખમાંથી નીકળે!" સિંહે કહ્યું કે;–"જે વાર્તા જણાવવાની હોય, તે સંકોચ વિના જણાવી દે; તને મારું અભયવચન છે." અભયવચન મેળવીને શૃગાલ કહેવા લાગ્યો કે;–"દયાનાથ! આપણો મિત્ર મૂષક મને કહેતો હતો કે, સિંહ સર્વ પશુઓનો રાજા છે, અને તે પોતાના તેમ જ આપણા ભક્ષમાટે પોતે જ પશુઓનો વધ કરે છે, એટલે તે આપણા મારેલા પ્રાણીનો ખરેખર ભક્ષ કરશે કે કેમ?" આ વાર્તા સાંભળીને સિંહે કહ્યું કે;–"તેનું આ કથન સત્ય છે; કારણ કે, હું માત્ર પોતાના હાથે મારેલા પ્રાણીનો જ ભક્ષ કરું છું; અને એટલામાટે મૂષકે મારેલા પ્રાણીનો ભક્ષ કરવો, એ અવશ્ય મારી પ્રતિષ્ઠાથી વિરુદ્ધ છે." આ પ્રમાણે બોલી પ્રસન્ન નહિ, પણ ગર્વિષ્ઠ થઇને સિંહ ત્યાંથી ચાલ્યો ગયો. તેના જવા પછી વ્યાઘ્ર ત્યાં આવી લાગ્યો, એટલે શૃગાલ તેને કહેવા લાગ્યો કે;–"એક અથવા બીજા કારણથી સિંહ તમારાપર બહુ જ કોપાયો છે અને તમે અહીં આવો, એટલે તમારા આગમનની તરત સૂચના આપવા વિશેની તેણે મને કઠિન આજ્ઞા આપેલી છે. તમે મારા મિત્ર હોવાથી આ વાર્તા મેં તમને જણાવી દીધી છે, માટે હવે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો. "આ વાર્તા સાંભળીને વ્યાઘ્રે પોતાના મનમાં વિચાર કર્યો કે,–"સિંહ સાથે લડવાથી શો લાભ થવાનો હતો વારુ? કારણ કે, સિંહ બહુ જ બળવાન્ પ્રાણી છે. અત્યારે સિંહ સાથે લડીને પોતાના જીવનું જોખમ વ્હોરવા કરતાં આ ગજરાજના માંસભક્ષણના લાભને જતો કરવો, એ જ વધારે સારું છે." આવા વિચારથી વ્યાઘ્ર પણ ત્યાંથી પ્રયાણ કરી ગયો. એ પછી નોળીઆભાઈ પધાર્યા અને તેના આવતાં જ તેને શૃગાલે પ્રશ્ન કર્યો કે;–"ભાઈ! આપણા મિત્ર વ્યાઘ્રને તમે કોપવું એટલું બધું શું કારણ આપ્યું છે વારુ? કારણ કે, તમે જેવા અહીં આવો કે, તરત તમારા આવવાના સમાચાર આપવાની તેણે મને સૂચના આપેલી છે અને હું તમને તમારા એક મિત્ર તરીકે જણાવું છું કે, જ્યારે તેણે મને આ સૂચના

આપી ત્યારે તેનો દેખાવ બહુ જ ખૂની અને વિલક્ષણ થઈ ગયો હતો. હવે આવા પ્રસંગમાં પોતાની નિર્ભયતામાટે શા ઉપાયો યોજવા અને કેમ વર્તવું, એનો વિચાર તમારે પોતે જ કરી લેવાનો છે." નોળીઆએ એના ઉત્તરમાં જણાવ્યું કે;–"વ્યાઘ્ર સાથે વિગ્રહમાં ઊતરવું, એ મારી શક્તિ નથી. વ્યાઘ્ર મારા કરતાં હજારગણો મોટો અને બળવાન્ પ્રાણી હોવાથી કેવળ પલાયનમાં જ મારી સુરક્ષિતતા સમાયલી છે." એમ કહીને નોળીઆભાઈ પણ ત્યાંથી વટાણા વાવી ગયા. સર્વથી પછી મૂષકદેવ પધાર્યા અને તેમને જોતાં જ શૃગાલે પ્રશ્ન કર્યો કે;–"ભાઈ! નોળીઆ સાથે તારે કાંઈ તકરાર થઈ છે કે કેમ? કારણ કે, તું જેવો અહીં આવે કે તરત તારા આવવાની સૂચના આપવામાટેની તેણે મને આજ્ઞા આપેલી છે. નોળીઆનો તારી સાથે કાંઈ આડું અવળું વેતરવાનો ઇરાદો હોય, એમ મને તો સાફ જણાયું. હવે તારે પોતાના બચાવમાટે જે કરવાનું હોય તે કરી લે. હું તને આ સમાચાર આપીને મારા મિત્ર તરીકેના કર્તવ્યથી મુક્ત થયો છું." એના ઉત્તરમાં મૂષકદેવે જણાવ્યું કે;–"નોળીઆ સાથે લડાઈ કરવામાં સાર નથી; કારણ કે, જો તે પોતાના સ્વભાવપર આવશે, તો હાથીના માંસ કરતાં મારા માંસના ભક્ષને જ વધારે પસંદ કરશે. એટલામાટે હું અહીંથી ચાલ્યો જાઉં, એ જ મારામાટે વધારે સલામતીભરેલું છે." એમ કહીને મૂષકદેવ પણ તત્કાળ ત્યાંથી ગચ્છંતી કરી ગયા. પોતાની યુક્તિની આટલી સીમાપર્યન્ત સફળતા થયેલી જોઇને હૃદયમાં આનંદ પામતો ધૂર્ત શૃગાલ હવે નિર્ભયતાથી ગજરાજના માંસનો સત્કાર કરવામાટે ગજરાજના શબપ્રતિ આગળ વધ્યો; અને માંસનું યથેચ્છ ભક્ષણ કરી તૃપ્ત થયો.

—ઋઋઋઋ—

## ભાગ્યશાળી ભામટો

અમુક એક ગ્રામમાં એક બ્રાહ્મણ વસતો હતો અને તેને એક સ્ત્રી તથા બે ત્રણ સંતાનો હતાં. તે બહુ જ દરિદ્રી હોવાથી પોતાના અને પોતાના કુટુંબના પોષણમાટે તેને આખો દિવસ અગાધ પરિશ્રમ કરવો પડતો હતો. જ્યારે તેનો સર્વથી મોટો પુત્ર છ કે સાત વર્ષના વયનો થયો ત્યારે તેણે તેને એક ગ્રામ્યશાળામાં ભણવામાટે મોકલ્યો; પરંતુ તે છોકરાએ કોઈ પણ વિદ્યા ભણવામાં પોતાનું મન લગાડ્યું નહિ. તે આખો દિવસ હાડકાનો હરામ થઈને જ્યાં ત્યાં ભટકવામાં અને કુચેષ્ટાઓ કરવામાં જ વીતાડી દેતો હતો. જેમ જેમ તે મોટો થતો ગયો, તેમ તેમ તેના પિતાએ તેને શાળામાં વખતસર જવામાટેનો અને પોતાનો પાઠ ભણવામાટેનો બહુ આગ્રહ કર્યો અને પોતાની શક્તિ પ્રમાણેના બીજા

ઉપાયો પણ અજમાવ્યા; પણ તે સર્વનું કાંઈ પણ પરિણામ થયું નહિ. આવી પરિસ્થિતિને જોઇને છેવટે તેના પિતાએ તેને જ્યોતિર્વિદ્યા ભણાવવાનો વિચાર કર્યો. એ નવીન વિદ્યામાં કાંઈક રસ પડવાથી તે છોકરાએ એ વિદ્યામાં કાંઇક કૌશલ્ય મેળવ્યું; પરંતુ એની નવીનતાનો અંત આવતાંની સાથે જ તેણે એ વિષયને ત્યાગીને પુનઃ પોતાના આગળના ભામટાપણાના ધંધાને સ્વીકારી લીધો. હવે તેના પિતાની ધીરતા અને શાંતિનો અંત થવાથી તે કોપાયમાન થઇને એક દિવસે પોતાના એ વંઠેલા પુત્રને પાસે બોલાવીને કહેવા લાગ્યો કે:-"હવે હું એક દિવસ પણ તારું પોષણ કરવાનો નથી. હું હવે વૃદ્ધ થઈ ગયો છું અને મારા શરીરમાં હાડકાં અને ચામડી વિના બીજું કાંઈ પણ બાકી રહ્યું નથી, એટલે હવે મારાથી તારું અને તારા ભાઇઓનું પોષણ કરી શકાય તેમ નથી. તેમાં તું તો સવારથી સાંઝ સુધી કેવળ કુચેષ્ટાઓ ઉપરાંત બીજો કશો ધંધો કરતો જ નથી. હવે તારી આ વર્તણુક મારાથી સહી શકાતી નથી. માટે કૃપા કરીને તું અહીંથી ચાલ્યો જા; તું જીવે કે મરી જાય, એ મારા મનથી સરખું જ છે. અહીં રહીશ, તો હવે તને એક વખતનો રોટલો પણ મારા ઘરમાં મળવાનો નથી." આ પ્રમાણે કહીને તેના પિતાએ તેને પોતાના ઘરમાંથી બહાર હાંકી કાઢ્યો અને કોઈ પણ પ્રકારની નમ્રતા બતાવ્યા વિના ભામટો દીકરો પણ તરત ત્યાંથી ચાલતો થયો.

એ છોકરો કોઈવાર પણ પોતાના ગામમાંથી અત્યારસુધીમાં બહાર નીકળ્યો નહોતો અને તેથી બીજા કોઈ પણ સ્થાનથી તે જાણીતો નહોતો. આ કારણથી પોતે કઈ દિશામાં જાય છે, એનો કાંઈ પણ વિચાર કર્યા વિના તે આગળ અને આગળ ચાલતો જ રહ્યો. મધ્યાહ્નકાળ થતાં સુધીમાં તે સારો પંથ કાપી આવ્યો અને તે વખતે તેને શ્રમ, ક્ષુધા અને તૃષાની બાધા જણાવા લાગી. એટલામાટે હવે પછી જે ઘર પ્રથમ જોવામાં આવે, ત્યાં જ આશ્રય મેળવવાનો તેણે પોતાના મનમાં વિચાર કર્યો. ત્યાંથી અલ્પ અંતરપર જ એક ઘર તેના જોવામાં આવ્યું અને તેથી તેના દ્વાર આગળ તે ઉભો રહી ગયો. ગૃહના સ્વામીએ મધ્યાન્હકાળે એક બ્રાહ્મણને અતિથિ તરીકે પોતાના દ્વારમાં ઊભેલો જોઇને અત્યંત માયાળુતા અને આદરપૂર્વક તેનો સત્કાર કર્યો. ગૃહસ્વામી તેનામાટે આસન લાવ્યો અને તેના બેઠા પછી પાણી લાવીને તેના પગ ધોઈ હુક્કો ભરી તેની આગળ મૂક્યો અને ત્યાર પછી તેના ભોજનની વ્યવસ્થા કરવાને ચાલ્યો ગયો. બ્રાહ્મણ તરુણ હુક્કાનો દમ લગાવી જરા વિશ્રાંતિ લીધા પછી સ્નાનમાટે જવાને તૈયાર થયો. સ્નાન કરીને તે પાછો તરત જ

આવ્યો અને પ્રાતઃસંધ્યાની સમાપ્તિ કર્યા પછી ભોજનની માર્ગપ્રતીક્ષા કરતો તે ગાયન લલકારવા મંડી ગયો. તેનો સ્વર સારો હતો અને ગાવામાં તે કાંઈક ઠીક હતો. તેના આ ગાયનને સાંભળી ઘરમાંની એક ડોશી બહાર નીકળી આવી અને તેને પૂછવા લાગી કે;—"મારા વ્હાલા! તમે શું ગાઓ છો?" એના જવાબમાં બ્રાહ્મણ તરફથી જણાવ્યું કે;—"હું અત્યારે રામાયણમાંનું એક પદ ગાઉ છું." ડોશી બોલી કે;—"મારી પાસે લંકાકાંડની એક પ્રતિ છે અને તેથી કૃપા કરીને લંકાકાંડનો કોઈ ભાગ ગાઈ સંભળાવો." બ્રાહ્મણે કહ્યું કે;—"જેવી તમારી ઇચ્છા; પણ પ્રથમ એટલું જણાવો કે, તમારી લંકાકાંડ સાંભળવાની ઇચ્છા છે કે લંકાકાંડને પ્રત્યક્ષ જોવાની?" ડોશીએ એના ઉત્તરમાં કહ્યું કે;—"લંકાકાંડનાં પ્રત્યક્ષ દર્શન કરી શકાય, તો તો વળી વાહ વાહ! પણ મારા જેવી એક દરિદ્રી અને અશક્ત ડોશીના ભાગ્યમાં લંકાકાંડને પ્રત્યક્ષ જોવાનો યોગ ક્યાંથી હોય વારુ?" બ્રાહ્મણભાઈ બોલ્યા કે;—"ડોશી મા! માત્ર તમારી આજ્ઞાનો જ વિલંબ છે; તમે હા પાડો, એટલે આ ક્ષણે જ તમને લંકાકાંડ બતાવી દેવાને આ બ્રાહ્મણવીર તૈયાર છે." ડોશીએ કહ્યું કે;—"જો એમ જ હોય તો તો પછી ધર્મના કાર્યમાં ઢીલ કરવી, એ તો એક પ્રકારની મૂર્ખતા જ કહેવાય! ખરેખર પૂર્વ જન્મમાં મેં અસંખ્ય સત્કર્મો કર્યાં હશે, તેમના પુણ્યપ્રભાવથી જ આજે તમારા જેવા મહાત્માના સમાગમનો અને લંકાકાંડને પ્રત્યક્ષ નિહાળવાનો મને લાભ મળી શક્યો છે. પણ હા—હવે આ કાર્યમાટે તમને જે જે વસ્તુઓની આવશ્યકતા હોય તે જણાવો." બ્રાહ્મણે કહ્યું કે;—"આ ગામમાં વાંદરાની વસતિ છે ખરી કે?" ડોશીએ કહ્યું કે;—"ગામમાં વાંદરાને શોધવા જવાની શી અગત્ય છે? કારણ કે, અમારા ઘરમાં અમે એક પાળેલું વાંદરું રાખ્યું છે." આમ કહીને ડોશીમા તે વાંદરાને લાવવામાટે દોડી ગયાં.

બ્રાહ્મણે પ્રથમ તો પોતામાટે રસોઈ બનાવી લીધી અને ઉદરની યથાર્થ પૂજા કરી લીધી. ત્યારપછી વાંદરાને પકડીને તેની પૂછડીપર કેટલાંક ચીથરાં મજબૂતાઈથી લપેટી દીધાં અને ત્યારપછી પૂછડીને તેલમાં બોળીને ભીંજવી. આ કાર્ય થઈ રહ્યા પછી તેણે પૂછડીને સળગાવીને વાંદરાને છૂટો છોડી દીધો. વાંદરાની પૂછડીને જેવો અગ્નિનો સ્પર્શ થયો કે, તરત તેની વેદનાથી ગાંડો થઈને વાંદરો ઘરમાં સર્વત્ર મોટા મોટા કૂદકા મારવા મંડી ગયો. ત્યારપછી તે ઘરના છાપરાપર ચઢીને એક છાપરાપરથી બીજા છાપરાપર અને બીજા છાપરાપરથી ત્રીજા છાપરાપર હડિયાપટ્ટી કરવા લાગ્યો અને તેની સળગતી પૂછડીનો સ્પર્શ થતાં ઘાસફૂસનાં છાપરાં તરત સળગી ઊઠ્યાં, આખા ગામમાં આગ અને આગનો ફેલાવો

થઈ ગયો અને થોડીવારમાં તો ત્યાં માટીની કાળી થઈ ગયેલી ભીંતો વિના બીજું કાંઈ પણ બાકી રહ્યું નહિ. હવે ગામડિયાઓએ એ આગના કારણની તપાસ કરવા માંડી અને ડોશીમાની વાત સાંભળીને પેલા બદમાશ બ્રાહ્મણને પકડી લીધો. બ્રાહ્મણે પોતાની ગંભીરતાને જાળવી પ્રભાવદર્શક સ્વરથી કહ્યું કે;—"મેં તમારો શો અપરાધ કર્યો છે કે, જેથી મને પકડવા આવ્યા છો?" એના ઉત્તરમાં અસભ્ય ગામડિઆ બોલ્યા કે;—"તેં અમારો શો અપરાધ કર્યો છે? એક આખા ગામને ધોળે દિવસે સળગાવી મૂકવું, એના કરતાં વધારે અપરાધ કોઈ શું કરી શકે એમ છે!" બ્રાહ્મણ તરત બોલ્યો કે;—"તમારું ગામ બળી ગયું, એને શું તમે મારો અપરાધ માનો છો? જો અહીંના લોકોએ મને લંકાકાંડ બતાવવામાટેનો આગ્રહ ન કર્યો હોત, તો આ બનાવ કદાપિ બનવા પામત નહિ." લોકો બોલ્યા કે;—"હવે આમ બોલવાથી તારું કાંઈ પણ વળવાનું નથી; આ અપરાધનું ઉત્તર આપવા તારે રાજાની સભામાં આવવું જ પડશે." એટલે બ્રાહ્મણે કહ્યું કે;—"ચાલો ત્યારે આપણે પણ ત્યાં આવવાને તૈયાર છીએ. આપણે નિર્દોષ હોવાથી રાજા આગળ રજૂ થવામાં આપણને કોઈ પણ પ્રકારનો ભય નથી." તેની આવી ધૃષ્ટતાને જોઈ લોકો કોપથી તેને દૃઢતાથી પકડીને રાજા આગળ રજૂ કરવાને લઈ ચાલ્યા.

તેમને પંથ લાંબો કાપવાનો હતો અને દિવસ વધારે અને વધારે તપતો ચાલ્યો. તેઓ ચાલ્યા જતા હતા, એટલામાં બ્રાહ્મણે રસ્તામાં પડેલી એક કોડી ઉપાડી લીધી અને ત્યાર પછી એક તળાવ પાસે આવી લાગતાં તે પોતાના પકડનારાઓને કહેવા લાગ્યો કે;—"મને એક પળ કે બે પળને માટે છૂટો કરો; કારણ કે, મારે આ તળાવમાં સ્નાન કરી લેવાનું છે." "બહુ સારું" કહીને તેમણે તેને છૂટો કરી દીધો. એવામાં બનાવ એવો બન્યો કે, ત્યાં એક ડોશી તેલ વેચવા બેઠી હતી. બ્રાહ્મણ તેની પાસે ગયો અને એક કોડીની કીમતનું તેલ માગવા લાગ્યો. *ડોશીએ કહ્યું કે;—"પીટ્યા બામણિયા! જાને અહીંથી મરીને! સુઅર* કોડીનું તેલ તે ક્યાંય મળતું હશે?" બ્રાહ્મણે આગ્રહ કરીને કહ્યું કે;—"ગમે તો એક જરાક તેલ આપ; કારણ કે, મારી પાસે આ એક કોડી વિના બીજું કાંઈ પણ નથી." છેવટે ડોશીએ બ્રાહ્મણ ધારીને તેને થોડુંક તેલ આપ્યું અને તેલ આપતાં તેનાં કેટલાંક ટીપાં જમીનપર પડ્યાં. એ જોઈને બ્રાહ્મણ કહેવા લાગ્યો કે;—"ડોશી મા! તમે મને થોડું તેલ આપ્યું, પણ એના કરતાં વધારે તો વ્યર્થ બગાડ્યું." ડોશીએ જણાવ્યું કે;—"એની કાંઈ ચિંતા નહિ; કારણ કે, તેલ ઢોળાય

છે, એટલે મનુષ્યનું જીવન લંબાય છે!" બ્રાહ્મણે આ સાંભળીને ઉદ્ગાર કાઢ્યો કે;—"ઓહો! ત્યારે તો મારું જીવન વધશે કેમ!" આમ કહેતાંની સાથે જ પોતાના હાથમાંની લાકડીના ફટકાથી તેણે તે ડોશીના તેલના ભરેલા ત્રણ ઘડા એક પછી એક કરીને ફોડી નાખ્યા અને કોઈ માણુસ ડોશીની મદદે આવી લાગે, ત્યાર પહેલાં તો ડોશીનું બધું તેલ જમીનદાખલ થઈ ગયું. ડોશી બહુ જ ગુસ્સામાં આવી બૂમો મારતી કહેવા લાગી કે;—"પીટ્યા! તું મરી જા! મુઆ! તને કોગળિયું થાય! તારી બાયડી રંડાય અને તારા ઘરમાં મોકાણ મંડાય! તેં મારા તેલના ઘડા શામાટે ફોડી નાખ્યા!" હવે બ્રાહ્મણભાઈ પણ જરા મિજાજમાં આવીને બોલ્યા કે;—"એ ડોશી! જરા મોઢું સંભાળીને બોલ; આટલી બધી ગાળો મને શા કારણથી ભાંડે છે? મેં તને આટલો બધો લાભ કરી આપ્યો, તેમાટે મારો ઉપકાર નથી માનતી, નગુણી!" ડોશીએ આવી તેની બેપરવાઈથી વધારે છેડાઈને કહ્યું કે;—"મુઓ, પીટ્યા! તું લાભનો કરી આપતો! મારું બધું તેલ ઢોળીને મારું સત્યાનાશ કાઢી નાખ્યું, છતાં લાભ કરી આપવાની વાત કરતાં શરમાતો નથી, હરામખોરના જણ્યા!" બ્રાહ્મણભાઈએ જવાબ આપ્યો કે;—"સાચી વાત કરતાં શરમાવાની શી જરૂર છે, તે હું સમજી શકતો નથી. તેં તેલનાં થોડાં ટીપાં ઢોળ્યાં, તેથી મારા જીવનની દીર્ઘતા થઈ, એમ તારા કહેવાથી જ મારા જાણવામાં આવ્યું; તો હવે મારા હાથે તેલના આ ઘડાના ઘડા ઢોળાયાથી તારા જીવનનો કેટલો બધો વધારો થયો હશે, એનો વિચાર પોતાની બુદ્ધિથી તારે જ કરી લેવાનો છે. વળી તું બહુ જ વૃદ્ધ થઈ ગયેલી હોવાથી અમારા કરતાં જીવનની વૃદ્ધિ તારામાટે વધારે ઉપયોગી છે; કારણ કે, તને એની હમણાં જ આવશ્યકતા છે. હવે તારું મોત આવ્યું હશે, તોપણ જીવનનો આ વધારો થયેલો હોવાથી થોડા વખતને માટે અટકી જશે." ડોશીનો પિત્તો વધારે અને વધારે ઊકળતો ગયો અને તેથી તેણે છેવટે જણાવ્યું કે;—"પીટ્યા! હવે તારી ભાખડીને બંધ કર; હવે તો તારે રાજા આગળ આવીને આ અપરાધનો જવાબ આપવો જ પડશે; ચાલ મારી સાથે!" બ્રાહ્મણ બોલ્યો કે;—"પધારો ડોશી મા! ત્યારે આપણે પણ વાજતેગાજતે રાજા આગળ ચાલવાને એક પગે તૈયાર જ છીએ."

જે સમુદાય પ્રથમથી જ રાજસભામાં જવામાટે નીકળ્યો હતો, તેમાં તેલ વેચનારી ઘાંચણનો વધારો થયો અને તે સર્વ પાછાં આગળ ચાલવા લાગ્યાં. કેટલોક પંથ કાપ્યા પછી બ્રાહ્મણે રસ્તામાં બે કોડીઓ પડેલી જોઈ અને તે ઉપાડી લીધી. આ પછી તરત તેણે પોતાના પકડનારા-

કથા]

ઓને કહ્યું કે;–"મને કૃપા કરીને એક પળને માટે છૂટો કરો; કારણ
મારે તાંબૂલ ખરીદવાની અગત્ય છે." પ્રથમ પ્રમાણે જ સર્વેએ એક-
મત થઇને તેને છૂટો કર્યો. પાસે જ એક લખનની પાનવાળો પાન વેચતો
બેઠો હતો, એટલે તેની પાસે જઇને બ્રાહ્મણ વીરે કહ્યું કે;–"ભાઈ!
આ બે કોડી લે અને મને એક ખૂશબૂદાર અને મસાલેદાર પાનની પટી
બનાવી આપ." તેની આ માગણીથી હિંદુસ્તાની પાનવાળો ચીડાઇને
કહેવા લાગ્યો કે;–"તારા ગાલ બહુ જ ફેક્કડ છે; એટલે જ તું બે
કોડીમાં ખુશ્બૂદાર અને મસાલેદાર પાનપટ્ટી ખાવાને આવ્યો છે! જા
જા ચાલતો થા! જો કોઇના હોઠ પાન ખાવાથી લાલ થયેલા તારા
જોવામાં આવે, એટલે તેના હોઠપર તારું મોઢું ઘસી લેજે. બીજાના
ખાધેલા પાનની થૂક પણ બે કોડીમાં મળી શકતી નથી. માટે કાળું
કરી જા અહીંથી વ્હેલો વ્હેલો; નહિ તો માર ખાઇશ, માર!" ભામટા
બ્રાહ્મણ યુવકે આમ તેમ નજર દોડાવતાં દુકાનમાં તે પાનવાળા લખ-
નવીની બાયડી બેઠેલી તેના જોવામાં આવી. તે સ્ત્રીના હોઠ પાન
ખાવાથી લાલ હિંગળા જેવા થયેલા હતા. બ્રાહ્મણ એકદમ દુકાનમાં
ચાલ્યો ગયો અને તેના હોઠ સાથે પોતાના હોઠને ઘસવાની તૈયારીમાં
હતો, એટલામાં તેની આવી ચેષ્ટાને જોઇને પાનવાળો ગુસ્સાથી આગ
આગ થઈ ગયો અને બૂમ મારીને કહેવા લાગ્યો કે;–"લુચ્ચા લબાડ!
તું આટલી હદ સુધી આગળ વધવાની હિંમત ધરાવે છે? તું જાણે છે
કે, આ મારી બાયડી છે?" એના ઉત્તરમાં બ્રાહ્મણે શાંતિથી જણાવ્યું
કે;–"ભાઈ! તેં પોતે જ મને હમણાં ન કહ્યું કે, કોઈ પાન ખાનાર
લાલ હોઠવાળું મળે, તેના હોઠ સાથે તારું મોઢું જઇને ઘસ? અર્થાત્
તેં જેમ કહ્યું તેમ જ હું કરું છું; તારા ઉપદેશથી વિરુદ્ધ વર્તતો નથી."
એમ કહીને તરત તેણે તે સ્ત્રીના હોઠપર પોતાના હોઠ લગાડીને ચુંબન
લઈ લીધું. પાનવાળો જામાથી બહાર થઈ ગયો અને કહેવા લાગ્યો
કે;–"વંઠેલ વેરાગી! આનો જવાબ આપવાને તારે રાજા પાસે આવવું
પડશે." બ્રાહ્મણે જણાવ્યું કે;–"એ માટે આપણી ના નથી; પધારો
આનંદથી!" અર્થાત્ પાનવાળો અને તેની બાયડી પણ એ ટોળામાં વધ્યાં.

દગ્ધ ગામના નિવાસી, બુટ્ટી સાંચણ, પાનવાળો અને તેની સ્ત્રી
વાદિનું સરઘસ ચાલ્યું આગળ અને બ્રાહ્મણ સર્વના મધ્યમાં. થોડાક
રખત પછી તેઓ રાજસભાના દ્વારમાં આવી લાગ્યાં. જો કે રાજના
ગેડવાનો સમય થઈ ચૂક્યો હતો, તો પણ આ સર્વને ન્યાય આપવા-
માટે રાજા રોકાઈ રહ્યો અને એ સર્વ ફરિયાદીઓની ફરિયાદને ધ્યાન-
પૂર્વક સાંભળી લઇને છેવટે તેણે બ્રાહ્મણયુવકને શૂળીપર ચડાવી દેવા-

માટેની આજ્ઞા આપી દીધી. પરંતુ સંધ્યાકાળ થયેલો હોવાથી એ સજા તે દિવસે જ અમલમાં આવી શકે તેમ નહોતું. એટલામાટે રાજાએ તેને સવારસુધી શૂળીના સ્તંભ સાથે મજબૂતાઇથી બાંધી રાખવાનો હુકમ ફરમાવ્યો અને તે સાંભળીને ન્યાયસભાના અધિકારીઓ તે અપરાધીને તત્કાળ વધસ્થાનમાં લઈ ગયા અને ત્યાં રાજાની આજ્ઞા પ્રમાણે તેને શૂળીના સ્તંભસાથે દોરડાથી મજબૂત બાંધી રાખ્યો. અહીં હવે વિચાર કરવાનો અવકાશ મળવાથી તે બ્રાહ્મણ પોતાના મનમાં પશ્ચાત્તાપ કરતો કહેવા લાગ્યો કે;–

"બસ હવે આપણાં સો વર્ષ પૂરાં થયાં. મારા પિતાએ મને ઘરમાંથી કાઢી મૂક્યા પછી પેલા આમ્રજને મારો બહુ જ સારો સત્કાર કર્યો અને આશ્રય આપીને મને રાખ્યો. ત્યાં લંકાકાંડ ભજવી બતાવવાની કુબુદ્ધિ મને ક્યાંથી સૂઝી? વળી બિચારી બુઢ્ઢી ઘાંચણનું તેલ મેં શામાટે ઘડા ફોડીને ઢોળી નાખ્યું? અને છેવટે એ લુચ્ચા લખનવી પાનવાળાને વળી મેં ક્યાંથી છેડ્યો? અર્થાત્ મેં જે કુચેષ્ટાઓ કરી, તેમનો બદલો મારે મારા જીવનના ભોગે વાળી આપવાનો સમય આવી લાગ્યો! ચાલો હવે ભાગ્યદેવીએ પોતાના ભંડારમાં આપણામાટે શું રાખી મૂક્યું છે, તે પણ જોઈ લઇએ!" તે આવી રીતે પશ્ચાત્તાપમાં નિમગ્ન હતો, એટલામાં અચાનક પાસેના માર્ગમાં તેણે એક ખુંધાને જતો જોયો, અને તે સાથે તરત તેને બોલાવતો તે કહેવા લાગ્યો કે;– "ભાઈ ખુંધા! ઓ ભાઈ ખુંધા!! એક પળને માટે કૃપા કરીને અહીં આવી જાઓ." તેના આ આવાહનને સાંભળી ખુંધો પાછો ફર્યો અને શૂળી પાસે આવી લાગ્યો. તેને પાસે આવેલો જોઈને બ્રાહ્મણે કહ્યું કે:–"ભાઈ! ખુંધા! જરા મારી પીઠપર હાથ ફેરવીને જો કે ખુંધ જેવું કાંઈ જણાય છે કે નહિ?" ખુંધાએ બ્રાહ્મણની પીઠપર હાથ ફેરવીને જોયું અને કહ્યું કે;–"ના, ખુંધ જેવું તો તારી પીઠપર કાંઈ જણાતું નથી." બ્રાહ્મણે જાણે એ વાત તેના માનવામાં જ ન આવતી હોય, તેવો ભાવ બતાવીને પુનઃ કહ્યું કે:–"ભાઈ! જરા બીજીવાર તપાસીને જો; કદાચિત્ તારી ભૂલ થતી હશે!" એટલે ખુંધાએ તેની આખી પીઠ ખૂણેખૂણામાં તપાસીને જોઈ અને બીજીવાર જણાવ્યું કે;–"ના ભાઈ, ના; કોઈ ઠેકાણે ખુંધની જરા નિશાની સુદ્ધાં પણ દેખાતી નથી." આ વાક્ય સાંભળીને બ્રાહ્મણે મુક્તિનો એક શ્વાસ છોડ્યો અને કહ્યું કે;– "ભાઈ! કેવો ચમત્કાર! થોડા વખત પહેલાં મારી પીઠપર એક મોટામાં મોટી ખુંધ હતી, પણ શૂળીના આ સ્તંભ સાથે બંધાયા પછી તે સર્વથા અદૃશ્ય થઈ ગઈ! આ શૂળીમાં કેટલો બધો ચમત્કાર રહેલો હોવો

જોઈએ! આવો ચમત્કાર મેં મારા જીવનકાળમાં જોયો તો નહોતો જ, પણ કદાપિ સાંભળ્યો પણ નહોતો, તે આજે પોતાના સંબંધમાં સત્ય સિદ્ધ થયેલો જોયો!" ખુંધાએ આશ્ચર્યચકિત થઈને કહ્યું કે;–"ભાઈ! તું શું આ ખરેખરી વાત જણાવે છે કે? જો એમ જ હોય, તો કૃપા કરીને મને આ શૂળી સાથે બાંધી દે; કારણ કે, આ ખુંધના કારણથી મારું જીવન મને ભારરૂપ થઈ પડ્યું છે–આ ખુંધના ભારને લીધે મને એક પળ માત્રનો પણ આરામ મળી શકતો નથી. રાત અને દિવસ આટલા ભારને ઉપાડી ઉપાડીને મારા પ્રાણ આ શરીરમાંથી નીકળી જવાની અણીપર આવી લાગ્યા છે! મારાં મિત્રો મારા દર્શનથી પણ કંટાળી જાય છે. જો આ શૂળીસ્તંભ સાથે બંધાયાથી ખુંધનો લોપ થતો હોય, તો અવશ્ય મને એ સ્તંભસાથે બાંધી દે અને પરોપકારનો ભાગી થા." બ્રાહ્મણે નિ:શ્વાસ નાખીને જણાવ્યું કે;–"ભાઈ! મારા પોતાના હાથ અને પગ બાંધેલા હોવાથી તને મારાથી આ સ્તંભસાથે કેમ કરીને બાંધી શકાય વારુ? જો મારા હાથપગને તું છોડી નાખે, તો અત્યારે જ હું તને બાંધી દઉં અને પછી જો કે, તારા આ જીવનના ભારનો કેવો સપાટાસાથે અંત આવી જાય છે તે!" ખુંધાને એ બ્રાહ્મણને બંધનમુક્ત કરી દેવાના કામમાં વધારે વિલંબ લાગ્યો નહિ અને બ્રાહ્મણ બંધનથી જેવો મુક્ત થયો કે, તરત પોતાના સ્થાનમાં એ ખુંધાને બાંધીને પોતે પોતામાં દોડવાની જેટલી શક્તિ હતી, તેટલી શક્તિથી ત્યાંથી જોતજોતામાં પલાયન કરી ગયો.

થોડીવારપછી તે એક માલણના ઘર આગળ આવી લાગ્યો અને ઘરમાં જઈને માલણને કહેવા લાગ્યો કે;–"બાઈ! તમે મારાં માસી છો. તમને હું મોટી પદવીપર ચઢાવી દઈશ અને માલામાલ કરી નાખીશ; પણ અત્યારે તમારે મારી સાથે એક ભલાઈ કરવી પડશે, અને તે એ જ કે, હું અહીં તમારા ઘરમાં છું, એ વાત કોઈના પણ જાણવામાં ન આવવી જોઈએ." માલણે તેની એ માગણીને માન્ય કરીને કહ્યું કે;–"ભલે મારા ઘરમાં નિર્ભયતાથી રહે; તું અહીં છે, એ વાત કોઈના પણ જાણવામાં આવી શકશે નહિ." સારાંશ કે, બ્રાહ્મણ યુવકને હાલ તરત તો સારો આશ્રય મળી ગયો.

હવે આપણે અન્યત્ર દૃષ્ટિપાત કરીએ. જેવો પ્રભાત થયો કે, તરત રાજસભાના અધિકારીઓ વધસ્થાનમાં આવ્યા અને તે બ્રાહ્મણને શૂળીપર ચઢાવી દેવાની તૈયારી કરવા લાગ્યા. પરંતુ જ્યારે તેમણે અપરાધીને છટકી ગયેલો અને તેના સ્થાનમાં એક ખુંધાને શૂળીના સ્તંભસાથે બંધાયલો જોયો, એટલે તેઓ આશ્ચર્યથી ફાટી ગયા. તેમણે રાજા પાસે

જઈને એ અસાધારણ ઘટનાના સમાચાર તેને સંભળાવ્યા. રાજાએ કહ્યું કે;–"શું તમે એમ કહેવા માગો છો કે, અપરાધી પલાયન કરી ગયો છે?" અધિકારી બોલ્યા કે;–"જી હા, મહારાજ! અને તેના સ્થાનમાં એક ખુંધો ત્યાં બંધાયલો છે." રાજાના આશ્ચર્યનો પણ અવધિ થયો. એક પળના પણ વિલંબ વિના રાજા પોતે શૂળીસ્થાનમાં આવ્યો અને તે બંધાયલા ખુંધાને પૂછવા લાગ્યો કે;–"તું અહીં આ વધસ્તંભ સાથે કેવી રીતે બંધાયો; આ ભેદનો ભાવાર્થ શો છે?" એના ઉત્તરમાં તે દુર્ભાગી ખુંધો બોલ્યો કે;–"રાજન્! ગઈ કાલે હું આ માર્ગે થઈને ચાલ્યો જતો હતો અને તે વેળાએ આ સ્તંભ સાથે એક મનુષ્ય બંધાયલો હતો. તેણે મને બૂમ મારીને બોલાવ્યો અને જ્યારે હું તેની પાસે ગયો, ત્યારે તેણે મને કહ્યું કે;–'ભાઈ! મારી પીઠપર કાંઈ ખુંધ જેવું છે કે નહિ, તે જરા જોઈ આપ!' મેં તેની પીઠપર હાથ ફેરવીને જણાવ્યું કે, 'ના, તેવું કાંઈ પણ છે નહિ!' એટલે તે આશ્ચર્ય દર્શાવતો બોલ્યો કે, 'ખરેખર આ એક અત્યંત ચમત્કારિક શૂળીસ્તંભ છે. આ શૂળી સાથે મારા બંધાવાનું પરિણામ એ થયું કે, અલ્પ સમયમાંજ મારી પીઠપરની ખુંધ સર્વથા અદૃશ્ય થઈ ગઈ છે!' રાજન્! મારી પીઠપરની આ ખુંધ મારામાટે અસહ્ય પીડારૂપ હોવાથી તેની આ આશ્ચર્યજનક વાર્તા સાંભળીને મેં તેને કહ્યું કે;–'જો આ શૂળીસ્તંભમાં આવો જ ચમત્કાર હોય, તો કૃપા કરીને મને એની સાથે બાંધી દે!' તેણે કહ્યું કે,–'જો તું મને છોડે, તો હું તને મારું સ્થાન આપવાને તૈયાર છું!' અર્થાત્ મેં તેના બંધ છોડી નાખ્યા અને ત્યારપછી મને આ સ્તંભ સાથે આવી રીતે બાંધીને તે વાયુના વેગથી પલાયન કરી ગયો. પણ તે ક્યાં ગયો અને ક્યાં નહિ, એ વિશે હું કાંઈ પણ જાણતો નથી." ખુંધાનો આ વૃત્તાંત સાંભળીને રાજાએ ઉદ્ગાર કાઢ્યો કે;–"વાહરે વાહ–આ કાંઈ જેવો તેવો ભામટો નથી; એ કોઈ મહા ચાલાક ચોરટો છે." આમ કહીને તેણે પોતાના કોટવાલને તે અપરાધીને જ્યાં હોય ત્યાંથી જલ્દી શોધી લાવવાનો હુકમ ફર્માવી દીધો. કોટવાલે બડાઈ કરીને જણાવ્યું કે;–"મહારાજ! એ ભામટો મારા હાથમાંથી છટકીને તે ક્યાં જવાનો હતો વારુ? હું આજને આજ તેને પકડીને મહારાજાનાં ચરણોમાં લાવી હાજર કરીશ."

હવે જે માલણના ઘરમાં ભામટો છૂપાયો હતો, તે રાજાને ત્યાં પુષ્પમાળા અને પુષ્પગુચ્છ આદિ બનાવીને પહોંચાડનારી માલણ હતી; અને તેથી તેણે રાજાના મહાલયમાં તથા નગરમાંનાં અન્ય સ્થાનોમાં શા શા બનાવો બને છે અને શી શી વાતો ચાલે છે, તે સર્વ તેને જણા-

પવાનું વચન આપ્યું હતું. પ્રભાતમાં રાજા આગળ જે ભીડ જામી હતી, તેમાં પણ એ માલણ હાજર હતી એટલે ત્યાંથી તેણે ઘેર જઈને તરત રાજાએ કોટવાલને આપેલા હુકમ અને કોટવાલનાં અભિમાનદર્શક વચનો વિશેના ઈત્થંભૂત સમાચાર પોતાના આશ્રયમાં આવી રહેલા બ્રાહ્મણ યુવકને સંભળાવી દીધા. તે સાંભળીને ચાલાક યુવક પોતાના મનમાં કહેવા લાગ્યો કે;—"એ લબાડ કોટવાલ આજે જ મને પકડવાનો છે કેમ? ચિન્તા નહિ; એ પણ જોવાશે કે, તે કૂતરો આ વનરાજને કેમ કરીને ચતુર્ભુજ કરે છે!" એ પછી માલણને કોટવાલ અને તેના કુટુંબવિશે પૂછતાં તેના જાણવામાં આવ્યું કે;—"કોટવાલનો એક જમાઈ હતો અને તે વારંવાર પોતાની સ્ત્રીને મળવામાટે કોટવાલ—પોતાના સસરા—ને ત્યાં આવ્યા કરતો હતો." આ વાત જાણ્યા પછી તેણે કેટલાંક ઉત્તમ વસ્ત્રો મેળવ્યાં અને મોડી રાતે કોટવાલને ઘેર જઈને એક દાસીદ્વારા સંદેશો કહાવ્યો કે, "જમાઈરાજ પધાર્યા છે!" આ સંદેશાથી કુટુંબમાં અતિશય ઉત્સાહ વ્યાપી ગયો. પણ જ્યારે દાસી તેને અંદર લઈ જવામાટે પાછી આવી, તે વખતે તેણે તેને જણાવ્યું કે;—"મારા માટે ભોજન તૈયાર કરવાનો પરિશ્રમ લેશો નહિ; માત્ર શયનગૃહમા દીપક રાખજે. હું થોડીવારપછી પાછો આવીશ અને થાકેલો હોવાથી સીધો શયનગૃહમાં જઈને વિશ્રાંતિ લઈશ." આ પ્રમાણે કહીને તે ચાલ્યો ગયો અને થોડીવાર પછી પાછો આવીને સીધો શયનમંદિરમાં ગયો અને તે પણ એવી ઝડપથી કે, કુટુંબમાંના કોઈ પણ મનુષ્યને તેને જોવા કે ઓળખવાનો અવકાશ મળી શક્યો નહિ. શયનમંદિરમાં આવતાંની સાથે જ તેણે દીવો બુઝાવી નાખ્યો અને અંધકારમાં કોટવાલની પુત્રીની શય્યામાં તેની સાથે સૂઈ ગયો. થોડીવારમાં જ તેણે કોટવાલની પુત્રીને કહ્યું કે:—"તારા આ અલંકારો મારા શરીરમાં ખુચે છે, માટે એ અત્યારે ઉતારી રાખ." કોટવાલની પુત્રીએ સર્વ અલંકારો ઉતારી નાખ્યા અને ગાદલાની નીચે રાખી દીધા. હવે જ્યાંસુધી તે નિદ્રાવશ થઈ ગઈ ત્યાંસુધી ભામટો બ્રાહ્મણ ધૈર્યથી વાટ જોઈને જાગતો હતો, એટલે પ્રસંગ મળતાં જ તેના અલંકારો લઈને તે ચાલતો થઈ ગયો અને તે પણ એવી ચાલાકીથી કે તેનું પ્રયાણકાર્ય ઘરમાંના કોઈ પણ માણસના જાણવામાં આવી શક્યું નહિ. માર્ગમાં આવ્યાપછી પોતામાં જેટલો વેગ હતો, તેટલા વેગથી દોડીને તે પાછો માલણના ઘરમાં આવી પહોંચ્યો અને તેને ઘરેણાં આપીને કહેવા લાગ્યો કે;—"કોટવાલ મને શોધવામાટે બહાર ભટકયા કરે છે, પણ એ વાતનું કોઈને પણ ભાન નથી કે, કોટવાલના પોતાના ઘરમાં ખાતર પડ્યું છે અને તેના ઘરમાંથી સોનાનાં અને મોતીનાં ઘરેણાં ચોરાયાં છે."

પ્રભાતમાં કોટવાલ રખડી રઝળીને પાછો ઘેર આવ્યો અને જ્યારે પોતાનાં કૌટુંબિક જનોના મુખથી રાત્રે તેની ગેરહાજરીમાં બનેલા બનાવની વાત તેના જાણવામાં આવી, એટલે તે આશ્ચર્ય તથા ભયથી દિગ્મૂઢ જેવો બની ગયો. તે તત્કાળ રાજા પાસે જઇને કહેવા લાગ્યો કે;-"રાજન્! જુઓ તો ખરા કે, એ ભામટો રાતે મારે ઘેર આવીને કેવી રમત રમી ગયો છે તે!" આમ કહીને ગત રાત્રિનો સમસ્ત ઇતિહાસ તેણે રાજાને કહી સંભળાવ્યો. રાજાએ આશ્ચર્યદર્શક હાવભાવથી એ ઇતિહાસ સાંભળ્યો અને જ્યારે કોટવાલ બોલતો બંધ થયો, એટલે રાજા કહેવા લાગ્યો કે;-"બળથી કે કળથી પણ એ ચાલાક અપરાધીને પકડવો તો જોઇએ જ. તમે જ્યાં સુધી એને પકડવાના કામમાં વિજય ન મેળવો, ત્યાં સુધી બીજાં બધાં કામોને છોડી દ્યો અને ખાઇપીને એ કામની પાછળ જ મંડી પડો." કોટવાલે પોતાના ભાઇઓને પોતાની સહાયતામાં લઇને અને પોલીસના સિપાહીઓને અપરાધીને શોધવામાટે સર્વ દિશામાં પઠાવીને પોતે એ કામમાં એટલું તો મન લગાડી દીધું કે, ઘેર જમવાને પણ તે ગયો નહિ. બ્રાહ્મણે પોતાના નિર્જન સ્થાનમાં બેઠા બેઠા જ કોટવાલની એ હીલચાલના સર્વ સમાચાર જાણી લીધા. આ સમાચાર જાણ્યા પછી તેણે એક શિવભક્ત કિંવા શૈવસાધુનું સ્વરૂપ ધારી લીધું. ગળામાં રુદ્રાક્ષની માળા, સમસ્ત અંગપર *વિભૂતિલેપન*, મસ્તકપર બનાવટી વાળોની લાંબી જટા, લલાટમાં ત્રિપુંડ, હાથમાં ચીપિયો અને કટિભાગમાં મૃગચર્મ ઇત્યાદિ વસ્તુઓ ધારણ કરીને તે ભયંકર બાવોબાવો બની ગયો. 'બમ બમ મહાદેવ' નો ભયંકર ધ્વનિ કરતો તે પોતાના સ્થાનમાંથી નીકળ્યો અને કોટવાલના ગૃહના માર્ગમાં પ્રયાણ કરી ત્યાં આવી લાગ્યો. એ વેળાએ કોટવાલના ગૃહમાં કેવળ સર્વ સ્ત્રીઓ જ હતી; કારણ કે, સર્વ પુરુષો તો ચાલાક ચોરને પકડવામાટે બહાર ભટકવાને ચાલ્યા ગયા હતા. સ્ત્રીઓ સદાસર્વદા સર્વ જાતિના સાધુઓનો બહુ જ સારો સત્કાર કરે છે, તેમને પોતાનો હાથ બતાવી તેમની પાસેથી પોતાનું ભવિષ્ય જાણવાની ચેષ્ટા કરે છે અને જો કુટુંબમાં કોઈ માંદું હોય તો તેના માટે સાધુઓ પાસેથી રામબાણ ઔષધિ લેવાને પણ ચૂકતી નથી. એ વાર્તા સર્વસાધારણ હોવાથી એ વિશે વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. અર્થાત્ સાધુના વેશના પ્રતાપે કોટવાલના ઘરની સર્વ સ્ત્રીઓએ એ બ્રાહ્મણનો બહુ જ માન અને પૂજ્યભાવપૂર્વક યોગ્ય સત્કાર કર્યો અને પોતાના ઘરમાં આસન પાથરી આપીને અંદર પધારી તેપર બેસવાનો આગ્રહ પણ કર્યો. વેષધારી સાધુએ પોતા પાસેનું વ્યાઘ્રચર્મ ત્યાં પાથર્યું અને બહુ જ ગંભીરતાથી પોતે તેપર

ઇ ગયો. એક પછી એક કરીને સ્ત્રીઓ ત્યાં આવવા લાગી અને થોડીવારમાં તો ત્યાં સ્ત્રીઓનો એક મોટો સમુદાય એકત્ર થઇ ગયો. એક સ્ત્રીએ એક પ્રશ્ન પૂછ્યો, તો બીજી સ્ત્રીએ બીજો પ્રશ્ન પૂછ્યો અને તે સર્વને એ સાધુ સમયસૂચકતાથી સંતોષકારક ઉત્તરો આપતો ગયો. એ સ્ત્રીસમુદાયમાં કોટવાલની સ્ત્રી અને કોટવાલના ભાઇની સ્ત્રી પણ હતી. એ બન્ને સ્ત્રીઓનાં જીવન પોતાના કેશના કારણથી ભારરૂપ થઇ પડ્યાં હતાં; કારણ કે, બન્નેના કેશ ફુટાઇ ગયા અને ટૂંકા હોવા સાથે ધોળા પણ થતા જતા હતા. એટલે પ્રાપ્ત થયેલા પ્રસંગનો લાભ લઇને તેમણે શૈવ સાધુને પૂછ્યું કે;–"મહારાજ! આ કેશને ઘાટા, લાંબા અને કાળા બનાવવાનો કોઇ રામબાણ ઉપાય આપની પાસે છે ખરો કે?" સાધુમહારાજે ગંભીરતાથી ઉત્તર આપ્યું કે;–"અવશ્યમેવ એનો ઉપાય હું બતાવી શકું એમ છે. મને ન આવડતી હોય, એવી આ વિશ્વમાં કઇ વિદ્યા અને કઇ કળા છે વારુ? કેશને કાળા નાગ સમાન લાંબા, ઘાટા અને કાળા કરી બતાવવા, એ તો મારા વામહસ્તનું કૌશલ્ય છે. તમે તમારા ઘરની નજદીકમાં જે જૂનું અને મલિન તળાવ છે, તે જોઇ શકો છો ખરાં કે?" બસ–તમારે જે કાંઇ કરવાનું છે, તે માત્ર એટલું જ કે, પ્રથમ તમારાં માથાં સાફ મુંડાવી નાખો અને પછી એ તળાવમાં માથાબોળ ડૂબકી મારો, એટલે તમારા માથાપર વાળોનું જંગલ ઊગી નીકળશે." "અમે એ ઉપાયને આજે અને હમણાં જ અજમાવીશું." બન્ને સ્ત્રીઓએ આનંદદર્શક મુદ્રાથી કહ્યું અને તે સાથે પૂછ્યું કે,–"પણ એ કેશ કેવા પ્રકારના આવશે વારુ?" સાધુ મહારાજે આશ્વાસન આપ્યું કે;–"તમારા હૃદયમાં જેની કલ્પના પણ આવવી અશક્ય છે, તેવા ઉત્તમ પ્રકારના એ કેશો આવશે. એ કેશોની લંબાઇ એટલી હોવાની કે તે તમારી પાની સાથે જઇને અફડાશે અને કાળાશમાં તો અમાવાસ્યાની રાત પણ એની આગળ પાણી ભરે, સમજ્યાં?" આવાં વચનો સાંભળતાંની સાથે જ દેરાણી જેઠાણી બન્ને ત્યાંથી બહાર ગઇ અને અલ્પ સમયમાં જ હજામ પાસેથી માથાં મુંડાવી બોડકીઓ બનીને પાછી ત્યાં આવી લાગી. સાધુ મહારાજે કિંચિત્ પૂજાવિધિ કર્યો અને ત્યાર પછી તળાવ સુધી તેમની સાથે જઇ અમુક મંત્ર ભણીને તેમને ડૂબકી મારવાની આજ્ઞા આપી દીધી, અને તે સાથે એટલી સૂચના પણ આપી કે;–"જેટલી વધારે વાર સુધી પાણીની અંદર માથાં રાખશો, તેટલો વધારે લાભ થશે; કારણ કે, નિરંતર અધિકનું ફળ અધિક જ હોય છે." બન્ને સ્ત્રીઓ તત્કાળ તળાવમાં ઊતરી અને પોતાનાં માથાંને પાણીમાં બોળી દીધાં. તેઓ એવી રીતે પાણીમાં માથાં બોળીને ઊભી હતી, તેવામાં

લાગ સાધીને રીત સાધુ ત્યાંથી જગ્છતી કરી ગયો અને બની શકે તેટલી ઊતાવળથી પોતાના આશ્રયસ્થાન માલણના ઘરમાં જઈ પહોંચ્યો. બન્ને સ્ત્રીઓએ પોતાથી રાખી શકાયે ત્યાંસૂધી પોતાનાં માથાં પાણીમાં રાખ્યાં, પણ જ્યારે તેમને ગભરાટ થવા માંડ્યો ત્યારે નિરુપાય થઈને પોતાનાં માથાં પાણીમાંથી બહાર કાઢ્યાં; પણ તેમણે નિરાશાવસ્થે જોયું તો તેમનાં માથાં વાળથી ભરેલાં તો થયાં નહોતાં, પણ જળોથી ભરેલાં અવશ્ય થયાં હતાં. તેઓ બૂમો મારતી અને માથાં કૂટતી પાછી ઘરમાં આવી અને ત્યાં માથામાં વળગેલી જળોને ઉખેડવાના ધંધામાં લાગી. જળોના વળગવાથી તેમને એટલી બધી વેદના થતી હતી અને માથામાંથી એટલું બધું લોહી વહેતું હતું કે, લોહીમાં તેઓ પગસૂધી તરબોળ થઈ ગઈ હતી.

રાત પડી ગયા પછી કેટલીકવારે કોટવાલ ઘેર આવ્યો. તે આખા દિવસની રખડપટ્ટીથી એટલો બધો થાકી અને કંટાળી ગયો હતો કે, તેનામાં બોલવાની શક્તિ પણ રહી નહોતી અને તેવામાં વળી ઘેર આવતાં જ તેણે સ્નાનના નવા સમાચાર સાંભળ્યા, એટલે તે નિરાશ થઈને કહેવા લાગ્યો કે;—"એ નીચ અને નાલાયક માણસની બધી નજર મારામાં જ આવી ભરાઈ છે." હૃદયમાં અત્યંત નિરાશ થઈને તત્કાળ પાછો તે રાજા પાસે ગયો અને પોતાના કુટુંબપર વીતેલી નવીન આપત્તિની સર્વ કથા તેને કહી સંભળાવી. એ સાંભળીને રાજા કહેવા લાગ્યો કે;—"હવે આનાથી સ્પષ્ટ થાય છે કે, એ ઉસ્તાદ બાજીગરને પકડવાનું કાર્ય તારાથી સહજ બજાવી શકાય તેવું નથી. અર્થાત્ એને પકડી પાડવામાટે આપણે કોઈ સારા જ્યોતિઃશાસ્ત્રીની સહાયતા મેળવવી જોઈએ." આવા વિચારથી નગરમાંના એક સારામાં સારા કહેવાતા જ્યોતિર્વિદ્‌ને બોલાવવામાં આવ્યો અને તે અલ્પ સમયમાં જ આવીને ત્યાં હાજર થયો. રાજાએ તે ભવિષ્યવેત્તા અને ત્રિકાલજ્ઞને એ બાજીગરની બધી વાત જણાવીને પૂછ્યું કે;—"તમારા શાસ્ત્રની સહાયતાથી એ બતાવી આપો કે, અત્યારે એ ચોર ક્યાં છે?" જ્યોતિર્વિભૂષણે ગણિત કરીને ઉત્તર આપ્યું કે,—"એ ચોર અત્યારે તમારી માલણના ઘરમાં છે અને આ ક્ષણે પાનાંની બાજી રમતો બેઠો છે." રાજાએ સવાલ કર્યો કે;—"એ બાજી રમવામાં અત્યારે કેટલાં માણસ ગુંથાયલાં છે?" જ્યોતિષીએ જવાબ આપ્યો કે;—"ચાર!" રાજાએ પાછો સવાલ કર્યો કે;—"ત્યારે એમાંનો અમુક મનુષ્ય જ ચોર છે, એમ કેવી રીતે ઓળખી શકાશે? અર્થાત્ તે કઈ દિશામાં બેઠો છે, એ વિશે અમને બરાબર જણાવો." એના ઉત્તરમાં જ્યોતિર્વેત્તાએ કહ્યું કે;—"જે અમુક અને અમુક સ્થાનમાં બેઠેલો છે, તે જ તમારો અપરાધી છે." ત્રિકાલજ્ઞની આ વાર્તા સાંભળીને રાજાએ તત્કાળ પોતાના

અધિકારીઓને ત્યાં મોકલી દીધા અને તેમને જણાવી દીધું કે;—"આપણી માલણના ઘરમાં અમુક વિશિષ્ટ સ્થાનમાં જે મનુષ્ય બેઠેલો છે, તેને જ તમારે પકડીને અહીં હાજર કરવાનો છે."

આપણે આગળ એ તો જાણી આવ્યા છીએ કે, એ તોફાની બ્રાહ્મણ પણ થોડા ઘણા પ્રમાણમાં જ્યોતિર્વિદ્યા જાણતો હતો. અર્થાત્ જે વેળાએ રાજાનો જ્યોતિર્વેત્તા ગણિત કરવામાં રોકાયલો હતો, તે જ વેળાએ એ ઠગોનો સરદાર પણ ગણિત કરવાના કામમાં ગુંથાયો હતો. અર્થાત્ ગણિતના યોગે તેના જાણવામાં આવી ગયું કે, જ્યોતિર્વેત્તાના ઉપદેશથી રાજાએ તેને પકડવામાટે માણસોને ત્યાં રવાના કરી દીધા છે. આ કારણથી તેણે પોતાના સ્થાનમાં બીજા રમનારને બેસાડીને પોતાનું સ્થાન બદલી નાખ્યું. એ જ વખતે રાજાના અધિકારીઓ ત્યાં આવી લાગ્યા અને રાજાના જ્યોતિષીએ જે સ્થાન કહ્યું હતું, તે સ્થાનમાં બેઠેલા રમનારને તરત તેમણે પકડીને પોતાના કબજામાં કરી લીધો. તેઓ તે પુરુષને રાજા પાસે લઈ ગયા અને રાજાએ તેને જોતાંની સાથે જ પોતાના અત્યંત પ્રતિષ્ઠિત નાગરિકોમાંના એક નાગરિકના પુત્ર તરીકે ઓળખી લીધો અને એ મનુષ્ય કોઈ કાળે પણ આવા અપરાધો કરે જ નહિ, એવો રાજાનો દૃઢ નિશ્ચય હોવાથી જ્યોતિર્વેત્તાને તે અત્યંત ગાળો ભાંડીને શાંત થયો. રાજાના એ કોપથી ઉશ્કેરાયલા જ્યોતિષીએ કહ્યું કે;—"રાજન્! હું બીજીવાર ગણિત કરું છું!" રાજાએ કહ્યું કે;—"બહુ સારું; પણ કૃપા કરીને આવા ગધેડાવેડા કરશો નહિ." જ્યોતિષીએ બીજીવાર ગણિત કરીને જણાવ્યું કે;—"મહારાજા! હું નિશ્ચયપૂર્વક કહું છું કે, તે અમુક અમુક સ્થાનમાં બેઠો છે." અધિકારીઓ પાછા માલણને ત્યાં દોડ્યા અને જ્યોતિષીના બતાવેલા સ્થાનમાં બેઠેલા પુરુષને પાછા પકડી લાવ્યા. પણ આ વાત તે ચાલાક ઠગારાએ પ્રથમથી જ જાણી લીધેલી હોવાથી બીજી વાર પણ પોતાનું સ્થાન બદલી નાખ્યું હતું અને તેથી આ વખતે પણ અધિકારીઓના હાથમાં બીજો જ આસામી આવ્યો હતો. અર્થાત્ જે માણસને તેઓ બીજીવાર પકડી લાવ્યા હતા, તેને રાજા પોતે સારી રીતે ઓળખતો હતો, એટલું જ નહિ પણ તે રાજાનો પોતાનો સંબંધી જ થતો હતો. રાજા અત્યંત કોપાયમાન થયો અને દુર્ભાગી જ્યોતિષી પ્રતિ ફરીને કહેવા લાગ્યો કે;—"મહારાજ! આપને જ્યોતિર્વિદ્યાનું એક બબાદ કરતાં વધારે જ્ઞાન હોય, એમ મારા જોવામાં આવી શકતું નથી." જ્યોતિઃશાસ્ત્રીએ પુનઃ એકવાર ગણિત કરવાની આજ્ઞા માગી અને રાજાએ બહુ જ અનિચ્છાપૂર્વક તે આજ્ઞા આપી. પરંતુ ગણિતશાસ્ત્રીનો એ ત્રીજીવારનો પ્રયત્ન પણ આગળના

બીજીવારના પ્રયત્નો કરતાં વિશેષ વિજયી નીવડ્યો નહિ અને એ વખતે પણ ખરા ચોરને બદલે કોઈ બીજો જ માણસ પકડાયો, કે જે રાજાનો અત્યંત પરિચિત પુરુષ હતો. રાજાએ નિરાશ થઇને જ્યોતિર્વેત્તાને ત્યાંથી કાઢી મૂકાવ્યો અને ત્યારપછી બહુ જ ગંભીર અને શોકાતુર મુદ્રાથી એ વિશેના વિચારમાં નિમગ્ન થઈ ગયો.

"આ આપત્તિને ટાળવાનો હવે શો ઉપાય કરવો? એ ચાલાક ચોર હવે કેવી રીતે પકડાય અને શિક્ષાને પાત્ર કેવી રીતે થાય?" આવા પ્રકારના જ રાજાના વિચારો હતા અને કેટલીકવાર સુધી વિચાર કરીને તે પોતાના મન સાથે કહેવા લાગ્યો કે;–"હવે હું પોતે જ જઇને એને પકડી પાડવાનો યત્ન આદરી જોઉં; એ વિના હવે બીજો કોઈ પણ ઉપાય બાકી રહ્યો નથી. રાજ્યમાંના અન્ય સર્વ જનો પોતાથી બને તેટલા પ્રયત્નો કરી ચૂક્યા છે, પણ એ ચપળ અપરાધીને પકડવાના કાર્યમાં અદ્યાપિ કોઇનો પણ વિજય થઈ શક્યો નથી. હવે મારી ભાગ્ય-દેવી મને કેવોક રંગ બતાવે છે, એ પણ મારે જોવું તો જોઇએ જ." આ પ્રમાણેના નિશ્ચયપર આવીને જ્યારે નિશાનો સમય થયો ત્યારે શસ્ત્રા-સ્ત્રથી સજ્જિત થઇને રાજા પોતાના અશ્વપર આરૂઢ થયો અને એ કઠિન કાર્યને પાર પાડવાના શુભ ઉદ્દેશથી મહાલયના સિંહદ્વારમાંથી બહાર નીકળ્યો.

આ ઘટનાને ભામટા તરુણે જ્યોતિર્વિદ્યાની સહાયતાથી જાણી લીધેલી હોવાથી તે પોતે નગરબહારના એક વિશાળ મેદાનમાં આવી લાગ્યો. ત્યાં થોડીક જગ્યામાં તેણે વાડ કરી લીધી અને તે વાડની હદમાં બે ત્રણ ખાડા ખોદીને તેમાં લાકડાં આદિ નાખીને ધૂણીઓ સળ-ગાવી દીધી; અને ઉપરના ભાગમાં કેટલાંક શિવલિંગોની સ્થાપના કરીને તેમની આગળ બિલ્વપત્રના ઢગલા કરી રાખ્યા. એ પછી પોતે બાવા બાવાનું સ્વરૂપ ધારણ કરીને ત્રણ ધૂણીઓની વચ્ચે બેસી ગયો અને મહાભયંકર સ્વરથી મુખમાંથી મંત્રોનો ઘોષ કરવા લાગ્યો. એ આખો વખત રાજા અશ્વારૂઢ થઇને અત્ર, તત્ર અને સર્વત્ર ભટકયા કરતો હતો. ભટકતો ભટકતો તે એ યોગીની પાસે આવી લાગ્યો અને તેણે તેને પૂછ્યું કે;–"આજે રાતે અહીંથી કોઈ માણસને પસાર થતો તમે જોયો હતો કે?" એના ઉત્તરમાં યોગીશ્વરે જણાવ્યું કે;–"જી હા; મહારાજ! હમણાં જ એક માણસ અહીંથી પસાર થયો હતો. એ વાર્તા મારા સાંભળવામાં પણ આવી છે કે, કોઈ એક ભામટાએ આપના રાજ્યમાં આજે કેટલાક દિવસથી કેટલીક કુચેષ્ટાઓ અને ચોરી તથા લુટ આદિ દુષ્કૃતિઓ કરીને ઉત્પાત મચાવી દીધો છે અને તે ચોરને પકડવાના

કાર્યમાં અદ્યાપિ કોઈને પણ વિજય મળી શકયો નથી; હું જો કે આ સ્થાનમાં બેઠો છું, છતાં તે અત્યારે કયાં છે અને શું શું કરે છે, એ સર્વ મારા જાણવામાં છે." રાજાએ પૂછ્યું કે;–"ત્યારે શું તમે તેને જાણો છો?" યોગીએ કહ્યું કે;–"જરા પણ નહિ; અર્થાત્ તેને મેં મારી આ જડ આંખોથી એકવાર પણ જોયો નથી. માત્ર જાદૂના બળથી જે કાંઈ જાણી શકાય છે, તેટલું જ હું તેના વિશે જાણી શકયો છું." રાજાએ શંકાશીલ થઇને કહ્યું કે;–"ત્યારે શું એ અપરાધીને પકડવાનું કાર્ય સર્વથા અશકય જ છે?" યોગીએ જણાવ્યું કે;–"નહિ, મહારાજ! એ કાર્ય કાંઈ એટલું બધું અશકય તો નથી જ. તે અવશ્ય પકડાશે." એમ કહી તેણે પોતાની આંગળીથી અમુક દિશા બતાવી અને કહ્યું કે;–"રાજન્! આ દિશામાં જાઓ અને તેને પકડવાનો પ્રયત્ન કરો." રાજાએ યોગીની બતાવેલી દિશામાં પોતાના ઘોડાને દપટાવ્યો, પણ જ્યારે ત્યાં કોઈ પણ મનુષ્ય તેના જોવામાં ન આવ્યો ત્યારે કેટલીકવાર પછી યોગી પાસે પાછો આવીને તે કહેવા લાગ્યો કે;–"યોગિરાજ! આ દિશાના માર્ગમાં તો કોઈ પણ મનુષ્ય દેખાતું નથી." યોગીએ પુનઃ જણાવ્યું કે;–"રાજન્! તમે અહીંથી અશ્વારૂઢ થઇને જોવા ગયા કે, તે લુચ્ચાનો પીર અહીં આવ્યો. અને આમ ફરીને આ દિશામાં ચાલ્યો ગયો." રાજા પાછો તે દિશામાં દોડ્યો, પણ ત્યાંથી પણ થોડીવારમાં જ આગળ પ્રમાણે નિરાશ થઇને જ પાછો વળ્યો. આવી રીતે ભટકવામાં અને ભટકવામાં જ તેનો બહુ સમય વીતી ગયો, છતાં કોઈ પણ તેના જોવામાં આવ્યું નહિ અને છેવટે તે થાકીને લોથ થઈ ગયો. અંતે ઘોડા પરથી ઉતરીને તે યોગીને સંબોધીને કહેવા લાગ્યો કે;–"યોગિરાજ! હું એટલો બધો થાકી ગયો છું કે, હવે મારાથી ઘોડાપર બેસી શકાય તેમ નથી અને એક ડગલું પણ ચાલી શકાય તેમ નથી. હવે તમે કહો છો કે, તે લુચ્ચો આજ રાતે અહીંથી અનેકવાર આવી આવીને ચાલ્યો ગયો છે; તો હું સમજી શકતો નથી કે, તમે તેને શામાટે ન પકડી પાડ્યો; કારણ કે, તેને પકડી લેવાના તમને એક કરતાં વધારે અવસરો મળ્યા હતા." એના ઉત્તરમાં યોગિરાજ બોલ્યા કે;–"રાજન્! મારાથી તેને કેમ કરીને પકડી શકાય વારુ? કારણ કે, હું એક સાધુ અને યોગી હોવાથી મારી દૃષ્ટિમાં તો ગૃહસ્થ અને ચોર તેમ જ રાજા અને રંક સર્વ એક સમાન જ છે. માત્ર અત્યારે હું તમારી ભૂમિમાં વસતો હોવાથી જ વારંવાર મારા ધર્મ તથા કર્ત્તવ્યના માર્ગને ત્યાગીને તે અમુક અમુક દિશામાં ગયો છે, એટલું મેં જણાવ્યું છે અનેતમને કિંચિત્ સહાયતા આપી છે. જ્યારે તમે પોતે જ તેને પકડી ન શક્યા, તો પછી મારાથી તેને કેવી રીતે પકડી શકાય? કારણ કે,

કોઈ પણ કારણથી મારાથી આ સ્થાનપરથી ઊઠી શકાય તેમ નથી અને એનું કારણ એ જ કે, જો હું એક પળને માટે પણ અહીંથી ઉઠું, તો અત્યાર સુધીની મારી તપશ્ચર્યાનું સર્વ ફળ નષ્ટ થઈ જવાનો સંભવ છે; તપઃક્રિયામાં ભંગ પડવાથી મારાં સર્વ પરિશ્રમ અને આત્મબલિદાન આદિ મિથ્યા થઈ જાય અને તેમ થવા દેવાની મારી ઇચ્છા નથી. વળી બીજું કારણ એ પણ છે કે, જો મારા આ અવતાર અને આ વેષમાં હું તે ચોરને પકડવા જાઉં, તો તે રહામો મને જ પકડવાનો પ્રયત્ન કરે; કારણ કે, મારો દેખાવ કાંઈ રાજાના અધિકારી જેવો નથી. મારું આ કથન સત્ય છે કે નહિ? વસ્તુસ્થિતિ આવી હોવાથી મેં એ અપરાધીને શામાટે ન પકડ્યો, એમ બોલવામાં કશું પણ તાત્પર્ય સમાયલું નથી." રાજાએ યોગીના આ બુદ્ધિવાદથી મુગ્ધ થઇને પૂછ્યું કે;–"ત્યારે હવે એને પકડવામાટેનો શો ઉપાય કરવો, તે બતાવશો?" એના જવાબમાં તપસ્વી બાવો બોલ્યો કે;–"મને એનો માત્ર એક જ ઉપાય સૂઝે છે અને તે એ જ કે, તમે મારાં વસ્ત્રો પહેરીને કેટલાક સમય સુધી આ સ્થાનમાં બેસી રહો, પણ એટલી સંભાળ રાખવી કે, મારા આ આશ્રમને કશી હાનિ થવી ન જોઇએ; અને તમારાં વસ્ત્રો તથા તમારો અશ્વ મને આપો. હું રાજાના વેષમાં અહીંથી નીકળીશ અને મારો નિશ્ચય છે કે, એ ચાલાક ચોરને થોડીવારમાં અવશ્ય પકડી લાવીશ. જો કે આ કાર્ય પણ મારા એક યોગી તરીકેના ધર્મથી તો વિરુદ્ધ જ છે, તોપણ હું તમારા રાજ્યમાં વસતો હોવાથી તમારો એક પ્રજાજન છું અને પ્રજાએ રાજાના કલ્યાણમાટે પોતાથી બનતી સર્વ સેવા કરવી જોઈએ, એ નિયમથી અત્યારે હું તમારું આ કાર્ય કરવાને તૈયાર થયો છું. આ કૃતિમાં મારી શુભ ભાવના હોવાથી હું ધારું છું કે, ઈશ્વર મારા તપઃફળની વ્યર્થતા તો નહિ જ કરે. અર્થાત્ તમારી જો મારી સૂચના પ્રમાણે વર્તવાની ઇચ્છા હોય, તો તમે અહીં બેસો અને મને એ ચોરના શોધમાટે જવા દો." રાજાને આ સૂચના યોગ્ય લાગવાથી રાજાએ કહ્યું કે;–"બહુ સારું ત્યારે આપણે એમ જ કરીએ; કારણ કે, અત્યારસુધી અંધારામાં ભટકી ભટકીને હું એટલો બધો થાકી ગયો છું કે, મારામાં અહીંથી જરા પણ ખસવાની આસ રહી નથી. અહીં મને વિશ્રાંતિ પણ મળશે અને કાર્યની પણ સિદ્ધિ થઈ જશે, એટલે પછી બીજું શું જોઇએ વારુ!" આમ કહીને રાજાએ પોતાનાં વસ્ત્ર, શસ્ત્ર તથા અસ્ત્ર ઉતારીને યોગીને આપી દીધાં અને તેના બદલામાં યોગીપાસેથી વ્યાઘ્રચર્મ તથા અન્ય કૌપીન આદિ વસ્ત્રો લઈ લીધાં. યોગીએ રાજાનાં વસ્ત્રોને પોતાના શરીરપર ધારણ

કર્યાં અને ત્યારપછી રાજાને ત્યાં આશ્રમ સંભાળવાભારે મૂકીને અશ્વારૂઢ થઈ અશ્વને દોડાવી મૂકયો.

રાજાનો વેષ ધારણ કરીને ત્યાંથી નીકળેલો એ ભામટો બ્રાહ્મણ સીધો રાજાના મહાલયમાં જઈ પહોંચ્યો. રાજમહાલયના દ્વારપાળો અને પ્રહરીઓએ તેને રાજા જાણીને માનપૂર્વક નમસ્કાર કર્યાં અને તે તેમની સાથે વાત કરવાને પણ ઊભો ન રહેતાં એકદમ રાણીવાસમાં જ ચાલ્યો ગયો. ત્યાં શયનમંદિરમાં તેણે જઇને જોયું તો રાણી ગાઢનિદ્રામાં પડી હતી, એટલે તેણે તેને જગાડીને કહ્યું કે;-"રાણી! તમારા સર્વ અલંકારો ઉતારીને મને આપી દો, એટલે હું સંભાળીને રાખું; કારણ કે, આજકાલ પેલા ચાલાક ચોરની બહુ જ ધાસ્તી રહ્યા કરે છે. તેણે કોટવાલના અલંકારો લંભાવ્યા છે, એટલે કદાચિત્ આપણા ઘરપર પણ નજર નાખે, એમાં કશી નવાઈ નથી." રાણીની આંખો ઊંઘથી ઘેરાયલી હોવાથી અને દીપકનો પ્રકાશ પણ મંદ હોવાથી પોતે શું કરે છે અને શું નહિ, એવા ભાન વગર તેણે પોતાના સર્વ અલંકારો ઉતારીને તેને આપી દીધા. એ સર્વ અલંકારોને એકત્ર કરી પોતા પાસે રાખીને તે ચોર પાછો દ્વારપર આવી લાગ્યો અને દ્વારપાલને પાસે બોલાવીને સૂચના આપી કે;-"આજે પ્રભાત પર્યન્ત કોઈ પણ મનુષ્યને મહાલયમાં જવા દેશો નહિ અને જો કોઈ પણ મનુષ્ય અંદર જવાનો પ્રયત્ન કરે, તો પછી તે ગમે તે હોય, તોય તેને પકડીને ચૂનાની કોટડીમાં બંધ કરી રાખજો. તે આવનાર યોગી હોય, પુરોહિત હોય, પ્રધાન હોય કે રાજા હોય, તોપણ તેનો મહાલયમાં પ્રવેશ થવા દેશો નહિ. તેને રાતે ચૂનાની કોટડીમાં કેદ કરી રાખજો અને સવારમાં નવ વાગતાં રાજસભામાં મારી આગળ લાવીને હાજર કરજો." દ્વારપાળે મસ્તક નમાવીને જણાવ્યું કે;-"જેવી મહારાજાની આજ્ઞા." એ પછી બ્રાહ્મણ યુવક અશ્વારૂઢ થઈને ત્યાંથી પ્રયાણ કરી ગયો. ત્યાંથી કેટલાક અંતરપર ગયા પછી તેણે અશ્વપરથી ઊતરીને રાજાનાં વસ્ત્રોને ઉતારીને નાખી દીધાં અને અશ્વને ત્યાં જ રખડતો મૂકીને તે તત્કાળ પાછો માસાણીને ઘેર આવી પહોંચ્યો. બધા અલંકારો માસણી આગળ મૂકીને તે બોલ્યો કે;-"લ્યો, માસી! આ માલ રાખો ભંડારમાં-આ બધા રાણી સાહેબના અલંકારો છે." માલણ આટલી બધી દોલતને એકદમ પોતાના ઘરમાં આવેલી જોઈને હર્ષઘેલી જ બની ગઈ!

રાજા ત્યાં યોગીના આગમનની વાટ જેતો ઘણા વખત સુધી બેસી રહ્યો, પરંતુ તેના આગમનનાં કશાં પણ ચિન્હો દેખાયાં નહિ. અંતે બહુ જ સમય થઈ જવાથી તેના મનમાં સંશય આવવા લાગ્યો અને

કોઈ પણ કારણથી મારાથી આ સ્થાનપરથી ઊઠી શકાય તેમ નથી અને એનું કારણ એ જ કે, જો હું એક પળને માટે પણ અહીંથી ઉઠું, તો અત્યાર સુધીની મારી તપશ્ચર્યાનું સર્વ ફળ નષ્ટ થઈ જવાનો સંભવ છે; તપઃક્રિયામાં ભંગ પડવાથી મારાં સર્વ પરિશ્રમ અને આત્મબલિદાન આદિ મિથ્યા થઈ જાય અને તેમ થવા દેવાની મારી ઇચ્છા નથી. વળી બીજું કારણ એ પણ છે કે, જો મારા આ અવતાર અને આ વેષમાં હું તે ચોરને પકડવા જાઉં, તો તે સ્હામો મને જ પકડવાનો પ્રયત્ન કરે; કારણ કે, મારો દેખાવ કંઈ રાજાના અધિકારી જેવો નથી. મારું આ કથન સત્ય છે કે નહિ? વસ્તુસ્થિતિ આવી હોવાથી મેં એ અપરાધીને શામાટે ન પકડ્યો, એમ બોલવામાં કશું પણ તાત્પર્ય સમાયલું નથી." રાજાએ યોગીના આ બુદ્ધિવાદથી મુગ્ધ થઈને પૂછ્યું કે;–"ત્યારે હવે એને પકડવામાટેનો શો ઉપાય કરવો, તે બતાવશો?" એના જવાબમાં તપસ્વી બાવો બોલ્યો કે;–"મને એનો માત્ર એક જ ઉપાય સૂઝે છે અને તે એ જ કે, તમે મારાં વસ્ત્રો પહેરીને કેટલાક સમય સુધી આ સ્થાનમાં બેસી રહો, પણ એટલી સંભાળ રાખવી કે, મારા આ આશ્રમને કશી હજા થવી ન જોઇએ; અને તમારાં વસ્ત્રો તથા તમારો અશ્વ મને આપો. હું રાજાના વેષમાં અહીંથી નીકળીશ અને મારો નિશ્ચય છે કે, એ ચાલાક ચોરને થોડીવારમાં અવશ્ય પકડી લાવીશ. જો કે આ કાર્ય પણ મારા એક યોગી તરીકેના ધર્મથી તો વિરુદ્ધ જ છે, તોપણ હું તમારા રાજ્યમાં વસતો હોવાથી તમારો એક પ્રજાજન છું અને પ્રજાએ રાજાના કલ્યાણમાટે પોતાથી બનતી સર્વ સેવા કરવી જોઈએ, એ નિયમથી અત્યારે હું તમારું આ કાર્ય કરવાને તૈયાર થયો છું. આ કૃતિમાં મારી શુભ ભાવના હોવાથી હું ધારું છું કે, ઈશ્વર મારા તપફળની વ્યર્થતા તો નહિ જ કરે. અર્થાત્ તમારી જો મારી સૂચના પ્રમાણે વર્તવાની ઇચ્છા હોય, તો તમે અહીં બેસો અને મને એ ચોરના શોધમાટે જવા દો." રાજાને આ સૂચના યોગ્ય લાગવાથી રાજાએ કહ્યું કે;–"બહુ સારું ત્યારે આપણે એમ જ કરીએ; કારણ કે, અત્યારસુધી અંધારામાં ભટકી ભટકીને હું એટલો બધો થાકી ગયો છું કે, મારામાં અહીંથી જરા પણ ખસવાની આશ રહી નથી. અહીં મને વિશ્રાંતિ પણ મળશે અને કાર્યની પણ સિદ્ધિ થઈ જશે, એટલે પછી બીજું શું જોઇએ વારુ?" આમ કહીને રાજાએ પોતાનાં વસ્ત્ર, શસ્ત્ર તથા અસ્ત્ર ઉતારીને યોગીને આપી દીધાં અને તેના બદલામાં યોગીપાસેથી વ્યાઘ્રચર્મ તથા અન્ય કૌપીન આદિ વસ્ત્રો લઈ લીધાં. યોગીએ રાજાનાં વસ્ત્રોને પોતાના શરીરપર ધારણ

કર્યાં અને ત્યારપછી રાજાને ત્યાં આશ્રમ સંભાળવામાટે મૂકીને અશ્વારૂઢ થઈ અશ્વને દોડાવી મૂક્યો.

રાજાનો વેષ ધારણ કરીને ત્યાંથી નીકળેલો એ ભામટો બ્રાહ્મણ સીધો રાજાના મહાલયમાં જઈ પહોંચ્યો. રાજમહાલયના દ્વારપાળો અને પ્રહરીઓએ તેને રાજા જાણીને માનપૂર્વક નમસ્કાર કર્યો અને તે તેમની સાથે વાત કરવાને પણ ઊભો ન રહેતાં એકદમ રાણીવાસમાં જ ચાલ્યો ગયો. ત્યાં શયનમંદિરમાં તેણે જઇને જોયું તો રાણી ગાઢનિદ્રામાં પડી હતી, એટલે તેણે તેને જગાડીને કહ્યું કે;–"રાણી! તમારા સર્વ અલંકારો ઉતારીને મને આપી દ્યો, એટલે હું સંભાળીને રાખું; કારણ કે, આજકાલ પેલા ચાલાક ચોરની બહુ જ ધાસ્તી રહ્યા કરે છે. તેણે કોટવાલના અલંકારો લઇ લીધા છે, એટલે કદાચિત્ આપણા ઘરપર પણ નજર નાખે, એમાં કશી નવાઈ નથી." રાણીની આંખો અડધી ઘેરાયલી હોવાથી અને દીપકનો પ્રકાશ પણ મંદ હોવાથી પોતે શું કરે છે અને શું નહિ, એના ભાન વગર તેણે પોતાના સર્વ અલંકારો ઉતારીને તેને આપી દીધા. એ સર્વ અલંકારોને એકત્ર કરી પોતા પાસે રાખીને તે ચોર પાછો દ્વારપર આવી લાગ્યો અને દ્વારપાલને પાસે બોલાવીને સૂચના આપી કે;–"આજે પ્રભાત પર્યન્ત કોઈ પણ મનુષ્યને મહાલયમાં જવા દેશો નહિ અને જો કોઈ પણ મનુષ્ય અંદર જવાનો પ્રયત્ન કરે, તો પછી તે ગમે તે હોય, તોય તેને પકડીને ચૂનાની કોટડીમાં બંધ કરી રાખજો. તે આવનાર યોગી હોય, પુરોહિત હોય, પ્રધાન હોય કે રાજા હોય, તોપણ તેનો મહાલયમાં પ્રવેશ થવા દેશો નહિ. તેને રાતે ચૂનાની કોટડીમાં કેદ કરી રાખજો અને સવારમાં નવ વાગતાં રાજસભામાં મારી આગળ લાવીને હાજર કરજો." દ્વારપાળે મસ્તક નમાવીને જણાવ્યું કે;–"જેવી મહારાજાની આજ્ઞા." એ પછી બ્રાહ્મણ યુવક અશ્વારૂઢ થઇને ત્યાંથી પ્રયાણ કરી ગયો. ત્યાંથી કેટલાક અંતરપર ગયા પછી તેણે અશ્વપરથી ઊતરીને રાજાનાં વસ્ત્રોને ઉતારીને નાખી દીધાં અને અશ્વને ત્યાં જ રખડતો મૂકીને તે તત્કાળ પાછો માલણને ઘેર આવી પહોંચ્યો. બધા અલંકારો માલણ આગળ મૂકીને તે બોલ્યો કે;–"લ્યો, માસી! આ માલ રાખો ભંડારમાં–આ બધા રાણી સાહેબના અલંકારો છે." માલણ આટલી બધી દોલતને એકદમ પોતાના ઘરમાં આવેલી જોઇને હર્ષઘેલી જ બની ગઈ!

રાજા ત્યાં યોગીના આગમનની વાટ જોતો ઘણા વખત સુધી બેસી રહ્યો, પરંતુ તેના આગમનનાં ક્યાંએ પણ ચિન્હો દેખાયાં નહિ. અંતે બહુ જ સમય થઈ જવાથી તેના મનમાં સંશય આવવા લાગ્યો અને

તેથી તે ત્યાંથી ઊઠી પગે ચાલીને પોતાના રાજમહાલય તરફ જવાને
નીકળ્યો. જ્યારે તે રાજમહાલયના સિંહદ્વાર પાસે આવી લાગ્યો, તે
વેળાએ જો કે નિશાનો અંત થવા આવ્યો હતો, તોપણ અદ્યાપિ અંધ-
કાર વ્યાપેલો હતો. દ્વારપાલ જાગતો જ બેઠો હતો, એટલે તેણે પોકાર
કર્યો કે;–"એ ગુલામનો બચ્ચો કોણ છે?" રાજા તો દ્વારપાળના આ
ઉદ્‍ગારથી આભો જ બની ગયો. રાજાએ તેની પાસે જઇને કહ્યું કે;
"એ તો હું રાજા છું!" દ્વારપાળે હાસ્ય કરીને પૂછ્યું કે;–"જી–તમે રાજા
છો કે? અરે પ્રહરીઓ!' આ લુચ્ચાને લઈ જઇને ચૂનાકોટડીમાં પૂરી
રાખો!" રાજાએ કહ્યું કે;–"પણ તું આ શું કરે છે?" દ્વારપાળે કહ્યું
કે;–"બસ–વધારે ન બોલ અને તારામાટે નક્કી કરી રાખેલી જગ્યામાં
જઇને પડ!" રાજા જો કે ભયભીત થઈ ગયો હતો, છતાં પણ ધૈર્ય ધારીને
કહેવા લાગ્યો કે;–"પણ હું તમારો રાજા છું અને અન્નદાતા છું!" એના
ઉત્તરમાં દ્વારપાળે જણાવ્યું કે;–"તારાં આવાં જૂઠાણાં અહીં જરા પણ
ચાલી શકે તેમ નથી. મહારાજા સાહેબ થોડીવાર પહેલાં જ અહીં આવ્યા
હતા અને રાણીવાસમાં જઇને પાછા ચોરને પકડવામાટે બહાર ચાલ્યા ગયા
છે. તેઓ પોતાના રાજસી પોશાક અને શસ્ત્રાસ્ત્રથી સુસજ્જિત હતા
અને તું તો કોઈ ભટકતો ભીખારી લંગોટો દેખાય છે. અત્યારે રાજા થઇને
આવ્યો છે તો ચૂનાકોટડીમાં આરામ કર અને આવતીકાલે તને વગર
ભાડાના મોટા મહેલમાં મોકલી દઇશું ત્યાં બેડીઓ ખખડાવ્યા કરજે."
દ્વારપાળનો ઇશારો મળતાં જ પ્રહરીઓએ રાજાને ગળચી પકડીને ચૂના-
કોટડીમાં પૂરી દીધો અને ઉપરથી દરવાજા બંધ કરીને તાળું વાસી દીધું.
ત્યાં રાજા શોકમગ્ન તથા વિચારમગ્ન થઇને ભોંયપર લમણે હાથ દઇને
બેસી રહ્યો. તે પોતાના મન સાથે વાર્તાલાપ કરતો કહેવા લાગ્યો કે;–"મારી
ગેરહાજરીમાં અહીં કોણ જાણે શોએ ઉત્પાત થઈ ગયો હશે! રાજા
થોડીવાર પહેલાં આવ્યો હતો અને રાણીવાસમાં ગયો હતો, એમ જે
દ્વારપાળે કહ્યું, તેના ભાવાર્થ શો હશે વારુ? બસ–હવે બધો ભેદ મારા
જાણવામાં આવ્યો અને તે એ જ કે, જેને મેં તપસ્વી યોગી ધાર્યો હતો,
તે યોગી નહિ, પણ તે જ લુચ્ચો ચોર હોવો જોઇએ કે, જે આજકાલ
નગરમાં શયતાન જેવા ઉપદ્રવો મચાવી રહ્યો છે. આવો ચાલાક ચોર
અદ્યાપિ કોઈ જોવામાં તો નથી જ આવ્યો, પણ મારા સાંભળવામાં
સુદ્ધાં પણ નથી આવ્યો અને તેમાં પણ મારી આંખોમાં ધૂળ નાખવામાં
અને મારા દેખતાં જ મારો પોશાક પહેરી મારી અનુમતિથી જ મારા
ઘોડાપર બેસી મહાલયમાં ચક્કર લગાવીને છેવટે છટકી જવામાં તો એણે
પોતાની બુદ્ધિ અને ધૂર્ત્તતાની સીમા જ કરી બતાવી છે. એ લુચ્ચાના

રે મહાલયમાં જઈને કોણ જાણે શી શી વાનરચેષ્ટાઓ કરી હશે, તે તો વળી જ્યારે કોઈ સંભળાવશે ત્યારે જ જાણવામાં આવશે. કેવો અશ્રુતપૂર્વ લુચ્ચો ચોર!"

દિવસ ઉગ્યા પછી એક પ્રહર સૂર્ય ચઢતાં સુધી રાજા આવા પ્રકારના વિચાર કરતો ચૂનાકોટડીમાં પડ્યો રહ્યો અને ત્યાર પછી દ્વારપાળે રાતે પોતાના માની લીધેલા સ્વામીની આજ્ઞા પ્રમાણે ત્યાં આવી, તાળું ઉઘાડીને તેને બહાર કાઢવાની તૈયારી કરી. પણ જ્યારે રાજાને પોતાને જ તેણે બંદિવાનના રૂપમાં ત્યાં પડેલો જોયો, એટલે ભયથી તે કપવા લાગ્યો અને તેનો અડધો જીવ શરીરમાંથી ઊડી ગયો. પોતાના જીવનના અંતને નિકટમાં આવેલો જાણી ભયથી રાજાનાં ચરણોમાં પડીને તે અનેક પ્રકારની પ્રાર્થનાઓ કરવા લાગ્યો. પણ ભલા રાજાએ તેને આશ્વાસન આપીને કહ્યું કે;—"દ્વારપાલ! તારે ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી. માત્ર રાતે જે કાંઈ બનાવ બન્યો હોય તેનો યથાર્થ વૃત્તાંત મને કહી સંભળાવ." એના ઉત્તરમાં દ્વારપાળે જણાવ્યું કે;—"હું જે કાંઈ જાણું છું તે બહુ જ થોડું છે. રાતે એક પુરુષ તમારો પોશાક પહેરીને અને તમારા ઘોડાપર બેસીને મહાલયના આંગણામાં આવ્યો હતો. એ રાજાના પોશાકમાં બીજો જ કોઈ ઠગારો હશે, એવો અમારા મનમાં જરા પણ સંશય ન આવવાથી અમે બેધડક તેને મહાલયમાં જવા દીધો. તે અંદર ગયો અને તરત પાછો બહાર આવી અમને કહેવા લાગ્યો કે,—"જો રાતે અહીં કોઈ પણ મનુષ્ય આવે, તો તેને પકડીને ચૂનાકોટડીમાં પૂરી રાખજો. કોઈ પણ રીતે તેને જવા દેશો નહિ અને તે કોઈ પણ હોય અને કાંઈ પણ કહે, તેની જરા પણ દરકાર રાખશો નહિ." મહારાજ! એ તો આપ જાણો જ છો કે, અમે રાજાજ્ઞાને નિરંતર ઈશ્વરાજ્ઞા માનીએ છીએ અને તેથી અમે રાતે તે પ્રમાણેનું વર્તન કરી બતાવ્યું. આપ એક યોગીના વેષમાં અહીં પધારશો, એની અમારા મસ્તિષ્કમાં કલ્પના માત્ર પણ નહોતી અને તેના પરિણામે આપે પોતાને રાજા તરીકે ઓળખાવ્યા છતાં અમે આપના વચનમાં વિશ્વાસ રાખી શક્યા નહિ." "જે થવાનું હતું તે બધું થઈ ગયું છે, એટલે એ વિશે વિશેષ શોક કરવો વ્યર્થ છે!" એમ કહીને ઉતાવળથી રાજા પોતાના મહાલયમાં ચાલ્યો ગયો. ત્યાં પોતાના વસ્ત્રાગારમાં જઈ વસ્ત્ર બદલીને પછી તે અંતઃપુરમાં રાણી પાસે ગયો અને પૂછવા લાગ્યો કે,—"રાણી! ગઈ રાતે શો બનાવ બન્યો હતો, તે સ્પષ્ટતાથી જણાવશો?" રાણીએ એના ઉત્તરમાં જણાવ્યું કે;—"હું જે કાંઈ જાણું છું તે એટલું જ છે કે, હું મારા શયનમંદિરમાંની પર્યંકશય્યામાં સુતી હતી અને દીપકનો પ્રકાશ બહુ જ મંદ હતો. મેં અર્ધ જાગ

તેથી તે ત્યાંથી ઊઠી પગે ચાલીને પોતાના રાજમહાલય તરફ જવાને નીકળ્યો. જ્યારે તે રાજમહાલયના સિંહદ્વાર પાસે આવી લાગ્યો, તે વેળાએ જો કે નિશાનો અંત થવા આવ્યો હતો, તોપણ અદ્યાપિ અંધકાર વ્યાપેલો હતો. દ્વારપાલ જાગતો જ બેઠો હતો, એટલે તેણે પોકાર કર્યો કે;–"એ ગુલામનો બચ્ચો કોણ છે?" રાજા તો દ્વારપાળના આ ઉદ્ગારથી આભો જ બની ગયો. રાજાએ તેની પાસે જઇને કહ્યું કે; "એ તો હું રાજા છું!" દ્વારપાળે હાસ્ય કરીને પૂછ્યું કે;–"જી–તમે રાજા છો કે? અરે પ્રહરીઓ! આ લુચ્ચાને લઈ જઇને ચૂનાકોટડીમાં પૂરી રાખો!" રાજાએ કહ્યું કે;–"પણ તું આ શું કરે છે?" દ્વારપાળે કહ્યું કે;–"બસ–વધારે ન બોલ અને તારામાટે નક્કી કરી રાખેલી જગ્યામાં જઇને પડ!" રાજા જો કે ભયભીત થઈ ગયો હતો, છતાં પણ ધૈર્ય ધારીને કહેવા લાગ્યો કે;–"પણ હું તમારો રાજા છું અને અન્નદાતા છું!" એના ઉત્તરમાં દ્વારપાળે જણાવ્યું કે;–"તારાં આવાં જૂઠાણાં અહીં જરા પણ ચાલી શકે તેમ નથી. મહારાજા સાહેબ થોડીવાર પહેલાં જ અહીં આવ્યા હતા અને રાણીવાસમાં જઇને પાછા ચોરને પકડવામાટે બહાર ચાલ્યા ગયા છે. તેઓ પોતાના રાજસી પોશાક અને શસ્ત્રાસ્ત્રથી સુસજ્જિત હતા અને તું તો કોઈ ભટકતો ભીખારી લંગોટો દેખાય છે. અત્યારે રાજા થઇને આવ્યો છે તો ચૂનાકોટડીમાં આરામ કર અને આવતીકાલે તને વગર ભાડાના મોટા મહેલમાં મોકલી દઈશું ત્યાં બેઠીઓ ખખડાવ્યા કરજે." દ્વારપાળનો ઇશારો મળતાં જ પ્રહરીઓએ રાજાને ગળચી પકડીને ચૂનાકોટડીમાં પૂરી દીધો અને ઉપરથી દરવાજા બંધ કરીને તાળું વાસી દીધું. ત્યાં રાજા શોકમગ્ન તથા વિચારમગ્ન થઇને ભોંયપર લમણે હાથ દઇને બેસી રહ્યો. તે પોતાના મન સાથે વાર્તાલાપ કરતો કહેવા લાગ્યો કે;–"મારી ગેરહાજરીમાં અહીં કોણ જાણે શોએ ઉત્પાત થઈ ગયો હશે! રાજા થોડીવાર પહેલાં આવ્યો હતો અને રાણીવાસમાં ગયો હતો, એમ જે દ્વારપાળે કહ્યું, તેનો ભાવાર્થ શો હશે વારુ? બસ–હવે બધો ભેદ મારા જાણવામાં આવ્યો અને તે એ જ કે, જેને મેં તપસ્વી યોગી ધાર્યો હતો, તે યોગી નહિ, પણ તે જ લુચ્ચો ચોર હોવો જોઇએ કે, જે આજકાલ નગરમાં શયતાન જેવા ઉપદ્રવો મચાવી રહ્યો છે. આવો ચાલાક ચોર અદ્યાપિ કોઈ જોવામાં તો નથી જ આવ્યો, પણ મારા સાંભળવામાં સુદ્ધાં પણ નથી આવ્યો અને તેમાં પણ મારી આંખોમાં ધૂળ નાખવામાં અને મારા દેખતાં જ મારો પોશાક પહેરી મારી અનુમતિથી જ મારા ઘોડાપર બેસી મહાલયમાં ચક્કર લગાવીને છેવટે છટકી જવામાં તો પોતાની બુદ્ધિ અને ધૂર્તતાની સીમા જ કરી બતાવી છે. એ હ

ધીરે મહાલયમાં જઇને કોણ જાણે શી શી વાનરચેષ્ટાઓ કરી હશે, તે તો વળી જ્યારે કોઈ સંભળાવશે ત્યારે જ જાણવામાં આવશે. કેવો અદ્ભુતપૂર્વ લુચ્ચો ચોર!"

દિવસ ઉગ્યા પછી એક પ્રહર સૂર્ય ચઢતાં સુધી રાજા આવા પ્રકારના વિચાર કરતો ચૂનાકોટડીમાં પડ્યો રહ્યો અને ત્યાર પછી દ્વારપાળે રાતે પોતાના માની લીધેલા સ્વામીની આજ્ઞા પ્રમાણે ત્યાં આવી, તાળું ઉઘાડીને તેને બહાર કાઢવાની તૈયારી કરી. પણ જ્યારે રાજાને પોતાને જ તેણે બંદિવાનના રૂપમાં ત્યાં પડેલો જોયો, એટલે ભયથી તે કંપવા લાગ્યો અને તેનો અડધો જીવ શરીરમાંથી ઊડી ગયો. પોતાના જીવનના અંતને નિકટમાં આવેલો જાણી ભયથી રાજાનાં ચરણોમાં પડીને તે અનેક પ્રકારની પ્રાર્થનાઓ કરવા લાગ્યો. પણ ભલા રાજાએ તેને આશ્વાસન આપીને કહ્યું કે,–"દ્વારપાલ! તારે ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી. માત્ર રાતે જે કાંઈ બનાવ બન્યો હોય તેનો યથાર્થ વૃત્તાંત મને કહી સંભળાવ." એના ઉત્તરમાં દ્વારપાળે જણાવ્યું કે,–"હું જે કાંઈ જાણું છું તે બહુ જ થોડું છે. રાતે એક પુરુષ તમારો પોશાક પહેરીને અને તમારા ઘોડાપર બેશીને મહાલયના આંગણામાં આવ્યો હતો. એ રાજાના પોશાકમાં બીજો જ કોઈ ઠગારો હશે, એવો અમારા મનમાં જરા પણ સંશય ન આવવાથી અમે બેધડક તેને મહાલયમાં જવા દીધો. તે અંદર ગયો અને તરત પાછો બહાર આવી અમને કહેવા લાગ્યો કે,–"જો રાતે અહીં કોઈ પણ મનુષ્ય આવે, તો તેને પકડીને ચૂનાકોટડીમાં પૂરી રાખજો. કોઈ પણ રીતે તેને જવા દેશો નહિ અને તે કોઈ પણ હોય અને કાંઈ પણ કહે, તેની જરા પણ દરકાર રાખશો નહિ." મહારાજ! એ તો આપ જાણો જ છો કે, અમે રાજાજ્ઞાને નિરંતર ઈશ્વરાજ્ઞા માનીએ છીએ અને તેથી અમે રાતે તે પ્રમાણેનું વર્ત્તન કરી બતાવ્યું. આપ એક યોગીના વેષમાં અહીં પધારશો, એની અમારા મસ્તિષ્કમાં કલ્પના માત્ર પણ નહોતી અને તેના પરિણામે આપે પોતાને રાજા તરીકે ઓળખાવ્યા છતાં અમે આપના વચનમાં વિશ્વાસ રાખી શક્યા નહિ." "જે થવાનું હતું તે બધું થઈ ગયું છે, એટલે એ વિશે વિશેષ શોક કરવો વ્યર્થ છે." એમ કહીને ઉતાવળથી રાજા પોતાના મહાલયમાં ચાલ્યો ગયો. ત્યાં પોતાના વસ્ત્રાગારમાં જઈ વસ્ત્ર બદલીને પછી તે અંતઃપુરમાં રાણી પાસે ગયો અને પૂછવા લાગ્યો કે,–"રાણી! ગઈ રાતે શો બનાવ બન્યો હતો, તે સ્પષ્ટતાથી જણાવશો?" રાણીએ એના ઉત્તરમાં જણાવ્યું કે,–"હું જે કાંઈ જાણું છું તે એટલું જ છે કે, હું મારા શયનમંદિરમાંની પર્યંકશય્યામાં સૂતી હતી અને દીપકનો પ્રકાશ બહુ જ મંદ હતો. મેં અર્ધ જાગ્રત

અવસ્થામાં તમારા પોશાકમાં એક પુરુષને જોયો અને તેથી મેં તો એમ જ ધાર્યું કે, તમે પોતે જ પધાર્યા છો. તે પુરુષે મને કહ્યું કે;–'આજકાલ એક ચાલાક ચોરનો દોર બહુ વધી પડેલો હોવાથી તારા અલંકારો સંભાળવામાટે મને આપી દે!' મને નિદ્રાને લીધે વધારે ભાન ન હોવાથી મેં મારા સર્વ અલંકારો ઉતારીને તેને આપી દીધા અને ત્યારપછી વળી પણ સાવધ રહેવાની મને સૂચના આપીને તે અહીંથી ચાલ્યો ગયો. હું પછીથી સૂઈ ગઈ, એટલે એથી વધારે હું બીજું કાંઈ પણ જાણતી નથી."

રાણીના આ વૃત્તાન્તને સાંભળીને રાજા એટલો બધો આશ્ચર્યચકિત અને ભયભીત થઈ ગયો કે, એટલા આશ્ચર્ય અને ભયનો આઘાત તેને પોતાના જીવનકાળમાં કદાપિ થયો નહોતો. બહુ સમય પર્યન્ત એ ચાલાક ચોરને પકડવાના નાના પ્રકારના ઉપાયો વિશે તે વિચાર કરતો બેસી રહ્યો; પરંતુ વિજયી નીવડી શકે, એવો એનો એક પણ ઉપાય તેના જોવામાં આવી શક્યો નહિ. અંતે તેણે એક એવા આશયની આજ્ઞા બહાર પાડી કે, નગરના પ્રત્યેક ભાગમાં પડો વગડાવીને એમ જાહેર કરવું કે, જે કોઈ પણ એ ચાલાક ચોરને પકડીને રાજા સમક્ષ હાજર કરશે, તેને રાજા પોતાનું અર્ધું રાજ્ય આપશે અને પોતાની રાજકુમારી સાથે તેનો લગ્નસંબંધ પણ કરી આપશે. જ્યારે રાજાની આ મનાદી તે ચાલાક બ્રાહ્મણ ઠગના સાંભળવામાં આવી, એટલે તે પોતે જ રાજા પાસે ગયો અને કહેવા લાગ્યો કે;–"જો મહારાજાની આજ્ઞા હોય તો આ દાસ તે ચોરને પકડીને હાજર કરવાને તૈયાર છે." રાજાએ કહ્યું કે;–"મેં એ વિશેની મનાદી ફેરવી દીધી છે, એટલે હવે અન્ય નવીન આજ્ઞાની કાંઈ પણ અગત્ય નથી." આ વચનો સાંભળીને બ્રાહ્મણે હાથ જોડીને કહ્યું કે;–"ગોબ્રાહ્મણપ્રતિપાલ! તે ચોર અને લુચ્ચાનો પીર હું પોતે જ છું." એટલે રાજાએ પૂછ્યું કે;–"તારું આ કથન સત્ય છે, એ વિશેનાં તારી પાસે કાંઈ પણ પ્રમાણો છે ખરાં કે?" એના ઉત્તરમાં બ્રાહ્મણ યુવકે આદિથી અન્તપર્યન્ત પોતાનો સમસ્ત વૃત્તાન્ત કહી સંભળાવ્યો. તેનો એ વૃત્તાન્ત સાંભળીને રાજા તેની અસાધારણ બુદ્ધિમત્તાની અત્યંત પ્રશંસા કરવા લાગ્યો. તેના મનમાં પોતાની રાજકુમારી સાથે તેનો લગ્નસંબંધ કરી આપતાં અને તેને પોતાનું અર્ધું રાજ્ય આપતાં જરા પણ ખટકો થયો નહિ. લક્ષ્મીના નાના પ્રકારના ભોગ વિલાસ અને અલૌકિક લાવણ્યમયી લલના મળવાથી એ બ્રાહ્મણ યુવક–ભાગ્યશાળી બાગરો–પોતાની ભામટાઇને ત્યાગીને સદ્ગુણી બની ગયો અને તેણે પોતાનું અવશિષ્ટ જીવન સંપૂર્ણ શાંતિ તથા આનંદમાં વીતાડ્યું.

---

# ત્રેવડી ચોરી

એક રાજકુમાર અને તેના પિતાના પ્રધાનનો પુત્ર એ ઉભયનો અત્યન્ત મૈત્રીસંબંધ હતો. તેઓ સાથે બેસતા, સાથે ખાતા, સાથે ફરતા અને સાથે જ રમતા હતા; સારાંશ કે, તેઓ એક બીજાના સહવાસમાટે એટલા બધા આતુર હતા કે, પળ માત્રનો પણ એક બીજાનો વિયોગ તેમનાથી સહી શકાતો નહોતો. પરંતુ તેમનામાં એક દોષ એ હતો કે, તેઓ આલસ્યની પ્રતિમા જેવા હતા, એટલે કે, તેઓ કાંઈ પણ કાર્ય કિંવા વ્યવસાય કરતા નહોતા અને ગૃહમાં પોતાનાં માતા પિતા પાસે કોઈ વાર પણ બેસતા નહોતા. સૂર્યોદયથી તે સૂર્યાસ્ત પર્યન્ત તેઓ પોતાની ઇચ્છામાં આવે તેમ, ગમે ત્યાં ભટક્યા કરતા હતા. ધીમે ધીમે તેમનો કોટવાલના પુત્ર અને નગરશેઠના પુત્ર સાથે મૈત્રીસંબંધ થયો અને એ ચંડાલચોકડી અનેક પ્રકારની રમતગમતોમાં પોતાનો સમય વીતાડવા લાગી.

રાજાએ જોયું કે, તેનો કુમાર દિવસે દિવસે વધારે અને વધારે બગડતો જતો હતો, રાજનીતિ શી વસ્તુ છે અને રાજાનાં કર્તવ્યો શાં છે, એનો તે લેશ માત્ર પણ અભ્યાસ કરતો નહોતો અને પિતાના ઉપદેશ તેમ જ આજ્ઞાની તે જરાપણ દરકાર રાખતો નહોતો. પુત્રની આવી ચેષ્ટાથી રાજાના ધૈર્યનો અંત આવવા લાગ્યો. એ જ પ્રમાણે પ્રધાન પણ પોતાના પુત્રના વર્તનને સુધારવાના પોતાના પ્રયત્નમાં વિજય મેળવી શક્યો નહિ. તેમ જ કોટવાલ તથા નગરશેઠને પણ એવો જ અનુભવ થયો કે, તેમના પુત્રો પણ હવે કાબૂમાં આવી શકે, તેવા આજ્ઞાધારક રહ્યા નથી. એવી રીતે રાજા, પ્રધાન, કોટવાલ અને નગરશેઠ ચારે જણ ક્રોધાન્વિત અને નિરાશ થઈ ગયા અને હવે એ વંઠેલા છોકરાઓને સુધારવાનો શો ઉપાય કરવો, એ વિશેનો એક દિવસ સાથે બેસીને વિચાર કરવા લાગ્યા. પ્રારંભમાં રાજાએ કહ્યું કે,—"મારો પુત્ર આવો કર્તવ્યહીન થયેલો હોવાથી જ્યારે મારો સ્વર્ગવાસ થશે, ત્યારે અવશ્ય મારું રાજ્ય કોઈ બીજા રાજાના હાથમાં ચાલ્યું જશે." એ પછી પ્રધાન કહેવા લાગ્યો કે,—"મહારાજ! જેવો મારો સ્વર્ગવાસ થશે કે, અલ્પ સમયમાં જ મારો પુત્ર મારા કુટુંબની પાયમાલી કરી નાખશે અને મારા પૂર્વજોની પ્રતિષ્ઠાને અવશ્ય ધૂળમાં મેળવી દેશે." એ પછી નગરશેઠ બોલ્યો કે,—"અત્યાર સુધીમાં મેં જે ધનનો સંચય કર્યો છે, તે ધનની તીજોરીમાં અત્યાર પૂર્વે જ એક મોટું કાણું પડી ચૂક્યું છે અને તેથી મારા મનમાં નિરંતર એવો ભય રહ્યા કરે છે કે, કદાચિત્ મારા જીવનકાળમાં જ એ પુત્રના હાથે મારા સર્વસ્વની ધૂળધાણી થઈ જવાની!"

સર્વથી પશ્ચાત્ કોટવાલે ઉદ્ગાર કાઢ્યો કે;–"મારા વંઠેલા પુત્ર સમક્ષ મોઢું ઉઘાડીને બોલવાની પણ મારી હિંમત ચાલી શકતી નથી. એ કોટવાલનો દીકરો હોવાથી સ્વાભાવિક જ અત્યંત ઉગ્ર પ્રકૃતિનો તો છે જ અને તેમાં વળી વંઠેલાપણું આવીને મળ્યું છે, એટલે કદાચિત્ હું કાંઈ બોલીશ તો તે મારું માથું જ તોડી નાખશે, એવો જ મારા મનમાં ભય રહ્યા કરે છે. આ કારણથી જે થાય છે તે હું જોયા કરું છું અને મોઢાને તાળું વાસીને બેસી રહ્યો છું." એ પ્રમાણે અન્ય સર્વને પણ પોતાના અભિપ્રાયને અનુકૂળ થયેલા જોઇને રાજાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે;–"ત્યારે હવે એ ચારે જણને સુધારવાનો મારા અભિપ્રાય પ્રમાણે માત્ર એક જ ઉપાય છે, અને તે એ કે, ઘેર જઇને આપણે આપણી સ્ત્રીઓને જણાવી દેવું કે, જ્યારે એ છોકરાઓ જમવાને ઘેર આવે, ત્યારે થાળીમાં તેમને ભાતની સાથે રાખ મેળવી આપવી. હું મારી સ્ત્રીને એ પ્રમાણેની આજ્ઞા આપીશ અને તેવી જ આજ્ઞા તમે પણ પોતાની સ્ત્રીઓને આપી દેજો. કદાચિત્ આ પ્રયોગથી એ ઊતરેલા છોકરાઓની શુદ્ધિ ઠેકાણે આવી જશે."

આ પ્રમાણેનો નિશ્ચય કરીને તે સર્વ પોતપોતાને ઘેર ગયા અને પ્રત્યેકે પોતાની પત્નીને કહ્યું કે;–જુઓ–"તમારા પુત્રો જ્યારે ઘેર આવે, ત્યારે તમારે જમવાના થાળમાં ભાતસાથે તેમને રાખ મેળવી આપવી અને એ કાર્ય તમારે આજે જ કરવાનું છે." પ્રત્યેક સ્ત્રી પોતાના પતિની આવી આજ્ઞા સાંભળીને પ્રથમ તો આશ્ચર્યથી સ્તબ્ધ જ થઈ ગઈ અને ત્યાર પછી કહેવા લાગી કે;–"શું હું પાંચ પંદર છોકરાની મા છું, તે આમ કરું? શું મારો એ એકનો એક જ લાડકવાયો દીકરો નથી? મારા પ્રાણ કરતાં પણ વ્હાલા દીકરાને હું જ ભાતમાં રાખ મેળવીને આપું!" પણ પ્રત્યેકના પતિએ એવો દૃઢ નિશ્ચય કર્યો હતો કે, તેમનો તે નિશ્ચય સ્ત્રીઓનાં આવાં વચનોથી જરા પણ ડગ્યો નહિ અને પ્રત્યેકે ઉત્તરમાં દૃઢતાથી જણાવી દીધું કે;–"હા; તમારે એમ કરવું જ પડશે અને તે પણ વળી આજે અને અત્યારે જ. આપણો એ એકનો એક અને લાડકવાયો દીકરો છે, એ વાત ખરી; પણ કપૂત દીકરો હોય તેના કરતાં દીકરો ન હોય અને વાંઝીયાં રહીએ એ જ વધારે સારું છે. આવો દીકરો જણ્યો, તેના કરતાં તો તું વાંઝણી રહી હોત, તો આજે આટલી ચિંતા તો ન ભોગવવી પડત! જે પુત્ર પિતાની પ્રતિષ્ઠા અને આનંદશીલતાને વધારવાને બદલે કેવળ અપ્રતિષ્ઠા અને શોકને જ ખેંચી લાવે છે, તે પુત્રમાટે ધૂળ ખવરાવવા વિના બીજી કોઈ વસ્તુ યોગ્ય હોઈ શકે જ નહિ. એવા દીકરા ધૂળ ખાવાને જ લાયક છે." આના ઉત્તરમાં તેમની

પત્નીઓએ જણાવ્યું કે,–"સંતાન વિષયક સ્નેહ–વાત્સલ્ય ભાવ–ની તમારા મસ્તિષ્કમાં શી કલ્પના હોય વારુ ? જેવી રીતે અમે નવ માસ પર્યન્ત મહા કષ્ટ સહીને પોતાના ઉદરમાં ગર્ભનું પોષણ કરીએ છીએ, તેવો પરિશ્રમ જો તમને વેઠવો પડ્યો હોત, તો માતાના હૃદયમાં કેવા પ્રકારનો વાત્સલ્યભાવ હોય છે, એની કાંઇક કલ્પના તમારા મસ્તિષ્કમાં આવી શકત અને હજી તો આપણો પુત્ર એક અલ્પવયસ્ક બાળક છે અને આપણે એને હજી તો ગગો કહીને બોલાવીએ છીએ, એટલે તેને વયમાં આવવા દો અને કર્તવ્યને શીખવાનો અવકાશ આપો, એટલે તમે જ પછી જોશો કે મારો દીકરો, મારો ગરીબ ગાય જેવો દીકરો કેવો હુશિયાર અને ચાલાક નીકળે છે તે! માતાના ઉદરમાંથી જ કાંઈ કોઈ પંડિત જન્મતો નથી મારા વ્હાલા દીકરાના ભાણામાં ધૂળ કે રાખવાળો ભાત મૂકવાની કૃપા કરીને મને આજ્ઞા ન આપો." પરંતુ દૃઢ નિશ્ચયી પતિઓના હૃદયમાં સ્ત્રીઓની એ આર્જવતાનું કાંઈ પણ પરિણામ થયું નહિ અને તેમણે પોતાની ધારણામાં દૃઢ રહીને છેવટનો હુકમ સંભળાવી દીધો કે;–"તમારો અમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવાનો વિચાર છે કે નહિ, તે જણાવો ? જો તમારી ઇચ્છા ન હોય, તો તેની ચિન્તા નથી પણ જો તમારી અમારા સુખને મેળવવાની ભાવના હોય, તો અમે કહીએ છીએ તેમ કરો. નહિ તો આનું પરિણામ સારું આવવાનું નથી." બિચારી આજ્ઞાધીન અબળાઓનો શો ઉપાય ચાલી શકે ? અંતે તેમણે પોતાના પ્રતિવાદની સમાપ્તિ કરી દીધી અને પોતાના પતિઓની આજ્ઞાને, ઇચ્છા ન છતાં પણ મસ્તકે ધારવાની તેમને ફરજ પડી.

રાજકુમાર ભોજનમાટે રાજમંદિરમાં આવ્યો. નિત્ય પ્રમાણે તેની માતાએ ભોજનનો થાળ લાવીને તેની આગળ રાખ્યો, પણ એટલું કર્યું કે, નિત્ય તે પોતાના પુત્રને પાસે બેસીને જમાડતી હતી અને આજે તેને એકલો જ ત્યાં બેસાડીને પોતે બીજા ઓરડામાં ચાલી ગઈ. ભાતમાં તેણે રાખ તો મેળવી નહોતી, પણ લાચારીએ કોયલાનો એક કકડો પાઈ સાફ કરીને થાળમાં મૂકેલો હતો અને તેટલામાટે જ આજે તે પુત્ર પાસે બેઠી નહોતી રાજકુમારે પોતાની થાળમાં કોયલાના કકડાને જોયો અને પોતાની માતાને બોલાવીને તે પૂછવા લાગ્યો કે,–"આનું શું કારણ? મારા ઓદનમાં રાખ ? આનો આશય શો છે તે જણાવો. આ ભૂલથી થયું નથી, પણ આમાં કાંઈ પણ કારણ સમાયલું છે, એવો મારો દૃઢ નિશ્ચય છે" બિચારી માતા પ્રથમ તો મૌન જ ધારી રહી, પણ પુત્રનો જ્યારે અત્યંત આગ્રહ થયો, એટલે તે કહેવા લાગી કે,–"એ તો તું સારી રીતે જાણે છે કે, તારાં આચરણો દિવસાનુદિવસ વધારે

અને વધારે બગડતાં જાય છે. તું તારાં કર્તવ્યને શીખતો નથી, પોતાના ધર્મને જાણતો નથી અને તારા પિતા ગમે તે બોલ્યા કરે, એની જરાય પરવા રાખતો નથી. એટલામાટે તારા પિતાએ મને તારા ભોજનમાં રાખ મેળવી દેવાની આજ્ઞા આપેલી છે." માતાના મુખથી આ વચન સાંભળી રાજકુમાર તત્કાળ જમ્યા વગર જ ઊઠીને ઊભો થઈ ગયો અને રાજમહાલયને ત્યાગીને ચાલતો થયો. તે ત્યાંથી સીધો પ્રધાનને ઘેર આવ્યો. પ્રધાનનો પુત્ર પણ પોતાના ભોજનમાં રાખ જોઈ મોઢામાં લીધેલા કોળિયાને કાઢી નાખી, હાથ ધોઈને ઘરમાંથી બહાર નીકળી આવ્યો હતો. તેને જોતાં જ રાજકુમારે કહ્યું કે;–"મિત્રવર્ય! આજે તો ઘરમાં મને ભોજનમાં રાખ નાખી આપવામાં આવી હતી." એના ઉત્તરમાં પ્રધાનપુત્રે જણાવ્યું કે,–"મારી પણ એ જ અવસ્થા છે." એ પછી તેઓ સાથે મળીને નગરશેઠ તથા કોટવાલના પુત્રોને મળવામાટે તેમનાં ઘર તરફ ચાલ્યા. તેમને મળ્યા પછી રાજકુમાર અને પ્રધાનપુત્રે પોતાની વાત જણાવી, એટલે તેમણે પણ એમ જ કહ્યું કે;–"ભાઈઓ! અમે પણ આજે ઘેરથી ધૂળ ખાઈને જ આવ્યા છીએ." તેમનું આ ઉત્તર સાંભળીને રાજકુમાર બોલ્યો કે;–"મિત્રો! ત્યારે આપણે હવે શું કરવું?" એના ઉત્તરમાં પ્રધાનપુત્રે જણાવ્યું કે;–"હવે આ દેશમાં વધારેવાર રહેવું, એ તો કોઈ પણ રીતે યોગ્ય નથી જ; અર્થાત્ આપણામાટે હવે એ જ યોગ્ય છે કે, આ દેશને ત્યાગીને પરદેશમાં જઈ નિવાસ કરવો." રાજકુમારે જણાવ્યું કે;–"હું તારા અભિપ્રાય સાથે મળતો થાઉં છું." એ સાંભળીને કોટવાલ તથા નગરશેઠના ચિરંજીવી બોલ્યા કે;–"જો તમારો એવો જ વિચાર હોય, તો અમારી પણ આ દેશમાં અને આ નગરમાં રહેવાની લેશ માત્ર પણ ઇચ્છા નથી. જે માતા-પિતાએ પોતાના હાથે જ આપણને ધૂળ ખવડાવવાનો પ્રયત્ન કર્યો. તેમના વિશે આપણા હૃદયમાં પ્રેમનો કેટલો ઉમળકો આવવાનો હતો વારુ? અમારો તો એવો જ અભિપ્રાય છે કે, આજે રાતે જ આપણે આ સ્થાનને ત્યાગીને ચાલ્યા જવું." અર્થાત્ તે સર્વ એ સ્થાનને ત્યાગવાના વિચારમાં એકમત થયા. એ પછી એ પ્રશ્ન આવીને ઊભો રહ્યો કે, સાથે શું લેવું? એનો પ્રધાનપુત્રે નિર્ણય કર્યો કે;–"એવી મૂલ્યવાન્ વસ્તુઓ આપણે સાથે લેવી કે, જે સરળતાથી લઈ શકાય અને કોઈના જોવામાં ન આવે." તેના એ યોગ્ય ઉપદેશને સર્વ જનોએ માન્ય રાખ્યો. એ પછી આખા દિવસમાં કોઈના પણ જાણવામાં ન આવે, તેવી રીતે શાંતિથી તેમણે પ્રવાસની સર્વ તૈયારીઓ કરી રાખી અને નિશા થતાં તેઓ ચારે જણ તે સ્થાનમાંથી પ્રયાણ કરી ગયા.

તેઓ ઘણાક દિવસ પર્યન્ત સતત પ્રવાસ કરતા રહ્યા અને માર્ગમાં આવેલાં અનેક રાજ્યો તથા કેટલાંક અરણ્યોને ઓળંગી ગયા. અંતે એક દિવસ તેઓ એવા એક સ્થાનમાં આવી પહોંચ્યા કે, જ્યાં ચાર માર્ગ મળતા હતા, એટલે તેઓ ત્યાં અટકી ગયા અને રાજકુમારે પોતાના અન્ય ત્રણ મિત્રોને ઉદ્દેશીને કહ્યું કે;—"હવે આપણે ચારે જણ અહીં જૂદા પડીએ અને જૂદા જૂદા ચાર માર્ગે ચાલ્યા જઇએ તો વધારે સારું. એવો ઠરાવ કરો કે, આપણે એક અથવા બે સપ્તાહમાં પાછા આ સ્થળે આવીને મળવું અને મળ્યા પછી જેને જે જે યોગ્ય સાહસનો અનુભવ થયો હોય અથવા જે નવીન વિષય જાણવા કે જોવામાં આવ્યો હોય, તેનો વૃત્તાંત તેણે સર્વ મિત્રોને કહી સંભળાવવો." રાજકુમારની આ યોજના સર્વને ગમી અને તેથી બે સપ્તાહમાં એ જ સ્થળે પાછા આવી મળવાનો ઠરાવ કરી, એક બીજાથી જૂદા પડીને તે ચારે મિત્રો ચાર ભિન્ન ભિન્ન માર્ગમાં ચાલતા થઈ ગયા. હવે પ્રથમ આપણે રાજકુમાર સાથે ચાલીને તેની ચર્યાનું જ અવલોકન કરીશું.

પોતાના મિત્રોના સગને ત્યાગ્યા પછી કેટલાક દિવસ પર્યન્ત અખંડ પ્રવાસ કર્યાં છતાં એવી કોઈ પણ વસ્તુ રાજકુમારના જોવામાં આવી નહિ કે, જેના યોગે તેનું મનોરંજન થઈ શકે. પણ અંતે તેનો માર્ગ તેને એક અત્યંત વિશાળ નગરમાં લઈ આવ્યો. નગરમાં પ્રવેશ કરીને રાજકુમાર નગરની સર્વ દિશાઓમાં ભ્રમણ કરવા લાગ્યો અને ત્યાંના વિશાળ બજાર, ઘાટ તથા રાજમાર્ગોને જોઇને આશ્ચર્યચકિત થઈ ગયો. નગરની આવી રચના તેણે પોતાના જીવનકાળમાં કદાપિ જોઈ નહોતી. ત્યાંની આશ્ચર્યકારક વસ્તુઓના નિરીક્ષણમાં તે એટલો બધો લીન થઈ ગયો કે, સંધ્યાકાળ આવી લાગ્યો, તેનું પણ તેને ભાન રહ્યું નહિ અને તે તો એમ જ ધારતો હતો કે, હજી મધ્યાન્હનો જ સમય ચાલ્યા કરે છે. તે આખા દિવસના અખંડ ભ્રમણથી બહુ જ થાકી ગયેલો હોવાથી રાજાના મહાલયની સામેના એક વૃક્ષની નીચે બેસી ગયો. ધીમે ધીમે અંધકારનો વિસ્તાર થવા લાગ્યો, પરંતુ ક્યાંય કોઇને દીપક સળગાવતો તેણે જોયો નહિ. દીવા ન સળગાવવાનું કારણ શું હશે, એ વિશે મનમાં આશ્ચર્ય પામતો માર્ગમાં જતા આવતા લોકોને તે કારણ પૂછવામાટે ત્યાંથી ઊઠીને તે આગળ ચાલ્યો. તેણે કેટલાકોને એ વિશે પૂછ્યું, પણ ઘણાકો તો તેના પ્રશ્નને ધ્યાનમાં લીધા વિના જ ચાલતા થઈ ગયા. એક બે માણસે તેની સામું જોયું ખરું, પણ કોઇએ તેના પ્રશ્નનું ઉત્તર આપવાની આવશ્યકતા ધારી નહિ. છેવટે એક વૃદ્ધ પુરુષને બહુ જ મંદ ગતિથી આવતો જોઇને રાજકુમાર તેની પાસે ગયો અને કહેવા લાગ્યો કે;—"વૃદ્ધ મહાશય! આવા વિશાળ

બજાર, ઘાટ અને ભવ્ય મંદિરોવડે શોભતા રમણીય નગરમાં રાત્રિના સમયે કયાંય અંધકારનિવારક દીપકોનાં દર્શન થતાં નથી, તેનું શું કારણ છે વારુ?" એના ઉત્તરમાં તે વૃદ્ધ પુરુષ બોલવા લાગ્યો કે;—"મારા પ્રિય સજ્જન! આ પ્રશ્ન તમે પૂછો છો, એથી આ રાજ્યમાં તમે કોઈ નવીન આગંતુક હો, એમ સ્પષ્ટ જણાય છે." રાજકુમારે કહ્યું કે;—"આપનું અનુમાન સત્ય છે; કારણ કે, હું આ નગરમાં આજે જ અને પ્રથમવાર આવ્યો છું." વૃદ્ધ પુરુષે કહ્યું કે;—"એ તો તમારા પ્રશ્નથી જ જણાઈ આવે છે, એટલે એ વિશે અધિક ઊહાપોહની આવશ્યકતા નથી; કારણ કે, અજ્ઞાન મનુષ્ય વિના અહીં આવો પ્રશ્ન અન્ય કોઈ પૂછે જ નહિ. હવે તમને હું આનું કારણ જણાવું છું તે સાંભળો. પેલું સામે જે ભવ્ય મંદિર દેખાય છે, તે અહીંના રાજાનો રાજમહાલય છે. અમારા રાજાની એક દુહિતા છે અને તે અત્યંત આશ્ચર્યકારક સૌન્દર્યવતી કુમારિકા છે. એક કિંવા બે ક્ષણમાં જ તમે તેને રાજમહાલયની અગાસીમાં આવેલી જોશો. તેનું લાવણ્ય એવું તો તેજસ્વી અને પ્રકાશવિસ્તારક છે કે, જ્યારે તે ખુલ્લી અગાસીમાં આવીને ઊભી રહે છે, એટલે સમસ્ત નગરમાં ઝળહળતા પ્રકાશનો વિસ્તાર થઈ જાય છે અને તેના યોગે સર્વ જનો દિવસના પ્રકાશમાં કરી શકાય, તે પ્રમાણે જ પોતાનાં સર્વ કાર્યો કર્યા કરે છે. આ રાજકુમારી રાત્રિના તૃતીય પ્રહરના અંતપર્યંત અગાસીમાં રહે છે. થોડીવાર થોભો, એટલે મારા આ કથનની યથાર્થતાનો તમને પ્રત્યક્ષ પરિચય થઈ જશે." તે વૃદ્ધ પુરુષે હજી તો પોતાના એ ભાષણની ભાગ્યે જ સમાપ્તિ કરી હશે, એટલામાં લંબકેશિની અને રત્નાલંકારમંડિતા રાજનંદિની પોતાની કેટલીક સખીઓ સાથે અગાસીમાં આવી લાગી અને તેનું આગમન થતાંની સાથે જ તેના પ્રકાશવડે સમસ્ત નગર પ્રકાશિત થઈ ગયું અને નાગરિક નરનારીઓ જાણે પ્રભાતકાળ થયો હોયની, તદ્દત પોતપોતાનાં કાર્યોમાં પ્રવૃત્ત થઈ ગયાં. આ અદ્‌ભુત દૃશ્યને પ્રત્યક્ષ જોતાં રાજકુમારના આશ્ચર્યનો અવધિ થયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે;—"આ કેવો અદ્‌ભુત પ્રકાર! કેવું અલૌકિક સૌન્દર્ય! આવું લાવણ્ય મેં મારા અત્યારસુધીના જીવનકાળમાં તો જોયું નથી;—અરે જોવાની વાત તો દૂર રહી, પણ આવા લાવણ્ય—લોકોત્તર લાવણ્ય—ના અસ્તિત્વની વાર્તા માત્ર પણ સાંભળી નથી. આ સૌન્દર્યની સમાનતા કરી શકે, એવું અન્ય સૌન્દર્ય આ વિશ્વમાં હોવું અશક્ય છે. મારે આ રાજનંદિનીને મારી પ્રાણપ્રિયા, ધર્મપત્ની, પ્રાણેશ્વરી કરવી જ જોઈએ; અને જો તેમ ન થાય તો આ જીવન ભારરૂપ છે, વ્યર્થ છે!" રાજકુમારીના સૌન્દર્યે તેને એવો તો મોહમુગ્ધ

બનાવી દીધી કે, એ રાજનંદિનીનો હસ્ત કેવી રીતે મેળવી શકાય અને એને પોતાની અર્ધાંગના કેવી રીતે કરી શકાય, એ વિના બીજો એક પણ વિચાર પ્રભાત પર્યન્ત તેના મનમાં આવ્યો નહિ અને તેની સમસ્ત નિશા જાગરણમાં કિંવા અન્ય શબ્દોમાં કહીએ તો કેવળ વિચારનિદ્રામાં જ વીતી ગઈ. ચિંતાતુર મનુષ્યનાં નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ કેવી રીતે થઈ શકે વારુ?

બીજે દિવસે તેણે પોતાના મનોરથને સિદ્ધ કરવાના માર્ગને શોધી કાઢવાના ઉદ્દેશથી નગરમાં રાજકુમારી વિશેની પૃચ્છાનો પ્રારંભ કરી દીધો. પરંતુ એ પૃચ્છા પશ્ચાત્ જે કાંઈ વાર્તા તેના જાણવા અને સાંભળવામાં આવ્યાં, તેથી તેના ધ્યાનમાં આવી ગયું કે, રાજકુમારીને મેળવવાનું કાર્ય તેની ધારણા કરતાં અત્યંત કઠિન અને બહુધા અશક્ય સમાન જ હતું. રાજાએ એવો પડો વગડાવ્યો હતો કે, "જે કોઈ પુરુષ ત્રેવડી ચોરી કરી શકશે, તેને જ રાજકુમારી વરશે. એમાંની એક ચોરી હોડીમાં, એક ચોરી બજારમાં અને એક ચોરી રાજમહાલયમાં કરવાની છે અને શર્ત એ છે કે, એ ત્રણ ચોરીઓ કરવા છતાં પણ કાયદાની ચુંગાલમાંથી સાફ છટકી જવું જોઈએ. જો ચોર પકડાઈ જશે, તો તેના એ પ્રયત્ન વ્યર્થ થશે અને સામો તે ભયંકર શિક્ષાને પાત્ર ઠરશે." હવે બનાવ એવો બન્યો કે, એ નગરમાં હરકૃષ્ણ નામનો એક પંડિત રહેતો હતો અને તે જ્યોતિર્વિદ્યામાં અશ્રુતપૂર્વ પ્રવીણતા ધરાવતો હતો. જ્યારે પણ કોઈ ઘટનાની તપાસનો સમય આવી લાગતો, તે વેળાએ હરકૃષ્ણ તત્કાળ ગણિત કરવા બેસી જતો અને તે ઘટનાના કારણને શોધી કાઢવાના કાર્યમાં કદાપિ નિષ્ફળ થતો નહિ. તે માત્ર વર્તમાન કાળનો જ જ્ઞાતા હતો, એટલું જ નહિ, પણ ભૂત અને ભવિષ્ય કાળને જાણવાની પણ તે સંપૂર્ણ સત્તા ધરાવતો હતો. રાજસભાનો તે એક મહા પ્રતિષ્ઠિત પંડિત ગણાતો હતો અને રાજાની તેનાપર સંપૂર્ણ કૃપા હતી. રાજ્યમાં એક પણ ચોરી એવી થઈ નહોતી કે, જેનો અલ્પ સમયમાં જ પત્તો ન મળી શક્યો હોય, અને એ સર્વ ઉપર્યુક્ત પંડિતની જ્યોતિર્વિદ્યાનું જ પરિણામ હતું. રાજનંદિની અદ્યાપિ અવિવાહિતા હતી અને કોઈ પણ પુરુષ રાજાની શર્તને પૂરી કરી રાજકુમારીના હસ્તને મેળવી શકે, એ સર્વને સર્વથા અશક્ય સમાન જ દેખાતું હતું.

આ સર્વ વાર્તા જાણી લીધા પછી રાજકુમાર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, "આ તો સર્વથા અશક્ય સમાન કઠિન વ્યવસાય જણાય છે. આથી સ્પષ્ટ જણાય છે કે, આ રાજનંદિની સાથેનો લગ્નસંબંધ મારા ભાગ્યમાં લખાયલો જ નથી. ચાલ જીવ—સારે હવે કોઈ

પણ રીતે પાછો હું પેલા ચોવાટાપર પહોંચી જાઉં અને ત્યાં મારા મિત્રોની વાટ જોતો બેસું. ત્યાં જવા પછી આ વિશે તેમનો શો અભિપ્રાય છે, તે પણ જાણી શકાશે. જો આ રાજનંદિનીના હસ્તને હું મેળવી શકું તો તો ઠીક; અને નહિ તો હું મારા હાથે જ મારા આ નિરાશ જીવનનો અંત લાવી નાખીશ." મનમાં આ પ્રમાણેનો નિશ્ચય કરીને રાજકુમાર ત્યાંથી ચાલીને જે ચોવાટાપર સર્વ મિત્રો જૂદા પડ્યા હતા, તે સ્થાનમાં આવી લાગ્યો અને તેના ત્યાં આવ્યા પછી થોડા દિવસમાં તેના અન્ય ત્રણે મિત્રો પણ એક પછી એક અનુક્રમે આવી લાગ્યા. પુનર્મિલનથી ચારે મિત્રોના હૃદયમાં અતિશય આનંદ થયો અને તેઓ પરસ્પર પોતપોતાના પ્રવાસની કથા સંભળાવવા લાગ્યા. જ્યારે પ્રધાનપુત્ર, કોટવાલપુત્ર અને નગરશેઠના પુત્રે પોતપોતાની કથા કહી સંભળાવી, ત્યાર પછી રાજકુમારનો વારો આવ્યો અને તેણે પણ પોતાના અનુભવની કથા વિસ્તારથી સર્વને વર્ણવી સંભળાવી. પોતાના વૃત્તાંતમાં તેણે તે રાજનંદિનીના લોકોત્તર લાવણ્યનું બહુ ભાર મૂકી મૂકીને વર્ણન કર્યું અને ત્યાર પછી તેને મેળવવામાટેની પોતાની ઇચ્છાને વ્યક્ત કરીને નિઃશ્વાસ નાખી તે કહેવા લાગ્યો કે;–"રાજનંદિનીના લગ્નમાં રાજાએ જે શર્તો વચ્ચે રાખી છે, તે શર્તો એટલી બધી કઠિન છે કે, તે શર્તોને જોતાં રાજદુહિતાને મેળવવાની મારી સર્વ આશા નિરાશાના રૂપમાં ફેરવાઈ જાય છે." રાજકુમારના આ ઉદ્‍ગાર સાંભળીને પ્રધાનપુત્રે પૂછ્યું કે;–"રાજાની તે શર્તો શી છે વારુ? મારો દઢ નિશ્ચય છે કે, કાળા માથાના માનવીથી પૂરી ન કરી શકાય, તેવી શર્તો તો તે નહિ જ હોય; એ શર્તો કાંઈ શિવધનુષ્ય તો નથી જ કે, મનુષ્યથી તેની પ્રત્યંચા ચઢાવી ન શકાય. મિત્ર! રાજા શી વસ્તુની ઇચ્છા ધરાવે છે, તે શાંતિથી જણાવીશ?" એના ઉત્તરમાં રાજકુમાર કહેવા લાગ્યો કે;–"ઓહ એ શર્તો સર્વથા અશ્રુતપૂર્વ જ છે. મારા અભિપ્રાય પ્રમાણે એ શર્તો પૂરી થવી, એ સર્વથા અશક્ય અને અસંભવનીય છે, અને તેથી એ વિશે વિશેષ વાદવિવાદ કરવો વ્યર્થ છે." રાજકુમારના આવા નિરાશાજનક ઉદ્‍ગાર સાંભળીને પ્રધાનપુત્ર કહેવા લાગ્યો કે;–"પ્રાતઃદિવસ અનેક અશક્ય કાર્યો પણ શક્ય થયાં કરે છે, અને તેમ છતાં તે રાજાની શર્તો પૂરી નહિ જ થાય, એમ ધારી લેવું, તે એક પ્રકારની આપણી મૂર્ખતા જ કહી શકાય. તું મને પ્રથમ તેની એ શર્તો શી છે તે કહી સંભળાવ, એટલે હું મારાથી બનતી સર્વ સહાયતાઓ આપવાનું તને વચન આપું છું. મારાથી બની શકશે ત્યાં સુધી એક કે બીજા ઉપાયવડે રાજનંદિની સાથેના તારા લગ્નસંબંધનો યોગ અવશ્ય લાવી

આપીશ; માટે નિરાશ ન થા અને મને તે શર્તો કહી સંભળાવ." પ્રધાનપુત્રનાં આ વચન સાંભળીને રાજકુમારે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને કહ્યું કે;–"મિત્ર! તું મને જે આશાઓ બંધાવે છે, તે સર્વથા મિથ્યા છે. છતાં પણ તારો આગ્રહ છે, તો ભલે સાંભળ. રાજાએ એવો પડો વગડાવ્યો છે કે, જે પુરુષ તેના રાજ્યની સીમામાં ત્રણ ચોરીઓ કરવા છતાં પણ અજ્ઞાત રહેશે અને પકડાશે નહિ, તે જ પુરુષ રાજનંદિનીના હસ્તને મેળવી શકશે. પરંતુ તેમાં વળી બીજી એવી શર્ત છે કે, કોઈ પણ પ્રકારની ચોરી કરવાથી એ શર્ત પૂરી થતી નથી, કિન્તુ એક ચોરી નૌકામાં થવી જોઇએ, બીજી બજારમાં થવી જોઇએ અને ત્રીજી ચોરી રાજાના પોતાના મહાલયમાં થવી જોઇએ. હવે જો બીજું કોઈ રાજ્ય હોય તો ત્યાં પકડાયાવિના આ બધી કૃતિ કરી શકાય તેમ છે; પરંતુ એ રાજાની સભામાં હુરકૃષ્ણ નામનો એક પંડિત છે અને જ્યોતિર્વિદ્યાવિષયક જ્ઞાનમાં તે અદ્વિતીય મનાય છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાનના જ્ઞાનમાં તે એટલો બધો નિષ્ણાત છે કે, કોઈ પણ વસ્તુ કિંવા કોઈ પણ કાર્ય તેનાથી ગુપ્ત કિંવા અજ્ઞાત રહી શકતું નથી. એટલામાટે જ હું કહું છું કે, આ કાર્યમાં વિજયની આશા રાખવી, તે સર્વથા સાહસ કિંવા મૂર્ખતા જ છે." એ શર્તોને જાણી લીધા પછી પ્રધાનપુત્ર બોલ્યો કે;–"બસ, એ જ શર્તો છે ને? જો તેની શર્તોની સીમા આટલી જ હોય, તો હું નિશ્ચયપૂર્વક કહું છું કે, તારે હૃદયમાં નિરાશાને ધારવાની કશી પણ આવશ્યકતા નથી. આ શર્તોમાં મનુષ્યથી જેની પૂર્ણતા ન કરી શકાય, એવું કાંઈ પણ મારા જોવામાં તો આવી શકતું નથી. નિરાશાને ત્યાગીને ઉત્સાહને ધારણ કર અને ઊઠ–અત્યારે જ આપણે તે રાજાના નગરપ્રતિ જવાને ચાલતા થઇએ અને ત્યાં તારી ઇચ્છાને પૂર્ણ કરવાના કાર્યમાં લાગી જઇએ. મારા પ્રયત્નમાં હું લેશ માત્ર પણ ન્યૂનતા થવા દેવાનો નથી, એ વિશે તારે નિશ્ચય રાખવો. આ કાર્યમાં હું આવશ્યકતા હશે તો મારા પ્રાણનું બલિદાન પણ આપીશ, પરન્તુ તે રાજકુમારી સાથે તારો હસ્તમેળાપ અવશ્ય કરાવીશ અને કરાવીશ; એની તારે જરા પણ ચિંતા રાખવી નહિ." પોતાના મિત્ર પ્રધાનપુત્રના એ અંતઃકરણના શબ્દોથી રાજકુમારના હૃદયમાં નવીન ઉત્સાહનો સંચાર થયો અને ચારે મિત્રો તત્કાળ ત્યાંથી પ્રયાણ કરવાની તૈયારી કરવા મંડી ગયા. પ્રધાનપુત્રના ઉપદેશથી તેમણે અન્ય અનેક વસ્તુઓ સાથે પાંચપંદર જૂદી જૂદી જાતના પોશાકો પણ ખરીદી લીધા અને જ્યારે સર્વ તૈયારી થઈ ગઈ, એટલે તેમણે પોતાના પ્રવાસનો પ્રારંભ કરી દીધો.

હવે તે રાજાના નગરમાં પહોંચવા પૂર્વે માર્ગમાં એક નદી આવતી હતી અને પ્રવાસીઓ એક ન્હાની નૌકામાં બેસીને તે નદીના પરતીરે પહોંચતા હતા. જ્યારે એ ચારે મિત્રો નદીના આ પારના ઘાટપર આવી લાગ્યા, તે વેળાએ નૌકા ઘાટ સાથે બાંધેલી હતી, એટલે તત્કાળ તેઓ નૌકામાં બેસી ગયા. તે દિવસે બનાવ એવો બન્યો કે, એ નૌકા નાવિકના ન્હાના પુત્રના અધિકારમાં હતી. એટલે તે નાવિક બાળકે તેમને ઉદ્દેશીને કહ્યું કે;—"મહાશયો! નૌકામાં બેસીને પરતીરે જવાનું ભાડું એક મનુષ્ય દીઠ કોડીના સોળ પણ છે!"* તેમણે ઉત્તર આપ્યું કે;—"ચિંતા નહિ, જે ભાડું હશે તે આપવામાં આવશે." હવે કશો વાંધો ન રહેવાથી નાવિક બાળકે નૌકાને ચલાવવા માંડી અને અલ્પ સમયમાં જ નૌકા પરતીરે જઈ પહોંચી. જે બીજા પ્રવાસીઓ હતા, તેમણે તો ભાડાની રકમ બરાબર ચૂકવી આપી, પરંતુ પ્રધાનપુત્રે તેને કેવળ સોળ કાણી કોડીઓ જ આપવા માંડી, અને નાવિક બાળકે તે સ્વીકારવાની ચોખ્ખી ના પાડી. એટલે પ્રધાનપુત્રે તેને કહ્યું કે;—"ભાઈ! આ કોડીઓ લઈ લે, એમાં જ તારી ભલાઈ છે; કારણ કે, મારી પાસે એ જ કોડી છે અને એટલી જ કોડી છે; મારી પાસે બીજું કાંઈ છે જ નહિ." હવે નાવિક પોતે ત્યાંથી થોડા જ અંતરપર કાંઈ કામમાં રોકાયલો હતો, એટલે બાળક તેને બૂમ મારીને કહેવા લાગ્યો કે;—"બાપાં, ઓ બાપા! આ એક માણસ મને સોળ કાણી કોડી આપે છે!" તેનો પિતા પુત્રના કહેવાનો એવો ભાવાર્થ સમજ્યો કે, તે પ્રવાસી સોળ પણ જેટલી પૂરી કોડીઓ આપે છે, પણ તેમાંની સોળ કોડી કાણી છે; એટલે તેણે ઉત્તરમાં જણાવ્યું કે;—"ભલે સોળ કાણી કોડી લઈ લે અને તેને જવા દે; અહીં અગત્યનું કામ હોવાથી મારાથી ત્યાં આવી શકાય તેમ નથી." પિતાની આ આજ્ઞાથી બાળક જો કે આશ્ચર્યચકિત થઈ ગયો, પરંતુ તેણે તે સોળ કાણી કોડી લઈ લીધી અને તે ચારે મિત્રો ત્યાંથી તત્કાળ ચાલતા થઈ ગયા. નગરમાં પ્રવેશ કર્યા પૂર્વે તેમણે પોતાના પોશાકો બદલી નાખ્યા અને ત્યાર પછી નગરમાં તેમણે એક સારામાં સારું ઘર ભાડે રાખી લઈને ત્યાં જ પોતાની છાવણી નાખી દીધી.

જ્યારે નાવિકના કાર્યની સમાપ્તિ થઈ, ત્યારે તે ઘાટપર આવ્યો અને છોકરાપાસેથી તેણે તે દિવસની આવકનો હિસાબ માગ્યો. જે આવક થઈ હતી, તેમાં સોળ કોડી કાણી જોઈને તેણે પૂછ્યું કે;—"આ કોની

* સંસ્કૃતમાં ૮૦ની સંખ્યાને પણ કહેવામાં આવે છે અને તેથી સોળ પણ એટલે ૧૨૮૦ કોડી થવા જાય છે જે આજના હિસાબે લગભગ ત્રણ આના થાય છે. આટલી બધી કોડીઓ લોકો સાથે રાખતા હશે કે કેમ, એ એક પ્રશ્ન છે.

બીજી કોડીઓ ભાડાની આવી તે ક્યાં છે?" એના ઉત્તરમાં છોકરાએ જણાવ્યું કે;—"બીજી કોડીઓ, શાની, બાપા? જે છે તે આટલી જ છે. પેલો પ્રવાસી માત્ર સોળ કાણી કોડી જ આપતો હતો, તે વેળાએ મેં તમને જણાવ્યું નહોતું કે શું?" આ ખુલાસો સાંભળીને નાવિકને પોતાની ભૂલ જણાઈ અને તે કહેવા લાગ્યો કે;—"તારા બોલવાનો એ આશય હતો, એ તે વેળાએ મારું ધ્યાન બીજા કામમાં હોવાથી મારા સમજવામાં આવ્યું નહિ. હું તો એમ જ સમજ્યો કે, તે સોળ પણ કોડી આપતો હતો, અને તેમાંની કેવળ સોળ કોડી જ કાણી હતી." એ સાંભળીને છોકરો બોલ્યો કે;—"સોળ પણ શાના ને વાત શી; એ તો તેણે આ સોળ કાણી કોડી જ આપી હતી કે, જેમાંની એક પણ કોડી કામની નથી." નાવિકે ઉદ્‌ગાર કાઢ્યો કે;—"ઓહ–કેવી ભયંકર ઠગાઈ! આથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, આપણા રાજાના નગરમાં એક ચોર અવશ્ય આવ્યો છે; અને એટલામાટે મારે નગરમાં જઇને આ ઘટનાથી મહારાજાને જાણીતા કરવા જ જોઇએ." આમ કહીને નાવિક તત્કાળ નગરપ્રતિ જવાને ચાલતો થઈ ગયો.

હવે આપણા પૂર્વપરિચિત જે ચાર મિત્રો નગરમાં આવ્યા હતા, તેઓ થોડા દિવસ પોતાના પ્રથમ ભાડે રાખેલા ઘરમાં રહ્યા અને ત્યારપછી નગરના એક બીજા ભાગમાં એક નવું ઘર ભાડે રાખીને પોતાના ઉચાળા ત્યાં લઈ ગયા. વળી લાગલાગટ બે દિવસ સુધી એકનો એક પોષાક ન જ પહેરવો, એવો તેમણે કઠિન નિયમ જ કરી રાખ્યો હતો. આવી રીતે નિત્ય ગૃહ અને પોશાક બદલતાં બદલતાં તેમણે લગભગ પંદર દિવસ ત્યાં વીતાવ્યા, એટલે છેવટે પ્રધાનપુત્રે કહ્યું કે;—"નૌકા અથવા નદીના ઘાટપરની ચોરીનું કાર્ય તો જાણે નિર્વિઘ્ન સમાપ્ત થઈ ગયું અને તેથી હવે બજારમાં એ જ પ્રમાણે ચોરી કરવાનો કિંવા કોઇને ઠગી લેવાનો કોઈ ઘાટ લાવવો, એ વિશેની આપણે યોજના કરવી જોઇએ." આવો વિચાર કરીને ચારે મિત્રો ઘરમાંથી બહાર નીકળ્યા, અનેક માર્ગોમાં ભટક્યા અને છેવટે પ્રધાનપુત્રે એક કંદોઇની દુકાન જોઇને પોતાના મિત્રોને કહ્યું કે;—"ભાઇઓ! આવો મારી સાથે, આપણે આ દુકાનમાં જઇએ અને ક્ષુધાનિવારણમાટે કાંઇક નાસ્તાપાણી ઉડાવીએ." તેઓ દુકાનમાં જઇને નીરાંતે બેઠા અને દુકાનદાર પણ તેમને સારા સદ્‌ગૃહસ્થ જાણીને બહુ જ આદરથી તેમની તાબેદારી ઉઠાવવા લાગ્યો. પેંડા, બરફી અને સંદેશ રસગુલ્લાથી જ્યારે તેમણે પોતાના પેટની તીજોરીઓને બરાબર તર કરી દીધી, એટલે પ્રધાનપુત્રે પોતાના ત્રણ મિત્રોને ઉદ્દેશીને જણાવ્યું કે;—"હવે કૃપા કરીને તમો બધા અહીંથી ગચ્છન્તી

કરી જાઓ, એટલે કંદોઈ સાથેનો હિસાબ હું સમજી લઇશ અને બે ચાર ક્ષણમાં તમારી આગળ આવી પહોંચીશ." ત્રણ મિત્રોના ગયા પછી પ્રધાનપુત્ર નીરતિ કંદોઈ પાસે બેઠો અને તેની સાથે એટલા બધા પ્રેમથી વાર્તાલાપ કરવા લાગ્યો કે, તેથી કંદોઇના મનમાં તેના વિશે બહુ જ સારો અભિપ્રાય બંધાઈ ગયો અને તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, 'આવો સરળ સ્વભાવનો અને વિનોદી ગૃહસ્થ કોઇવાર પણ જોવામાં આવ્યો નહોતો.' જ્યારે તેમના વાર્તાલાપનો અંત આવ્યો, એટલે પ્રધાનપુત્રે કંદોઇને કહ્યું કે;—"મને જણાવતાં શોક થાય છે કે, મારા ખીસામાં અત્યારે રોકડા પૈસા નથી; કારણ કે, મારા બીજા પોશાકમાં પૈસા રહી ગયા છે. અહીંથી થોડા જ અંતરપર નદીતીરે અમારો બજરો* નાંગરેલો છે, એટલે જો તમે ત્યાં મારી સાથે આવો, તો તમને તમારા પૈસા આપી દઇએ." એના ઉત્તરમાં કંદોઇએ જણાવ્યું કે;—"મહાશય! અત્યારે મારો ઘરાકીનો વખત હોવાથી દુકાનને રેઢી મૂકીને મારાથી તમારી સાથે આવી શકાય તેમ નથી; પણ આ મારો ન્હાનો છોકરો છે, તેને તમારી સાથે લઈ જાઓ અને પૈસા આપી દેજો. એ પૈસા સંભાળીને લાવશે, માટે એ વિશેની તમારે ચિંતા રાખવી નહિ." પ્રધાનપુત્રે કહ્યું કે;—"બહુ સારું છોકરાને જ મોકલો; એને વધારે ચાલવું પડે તેમ નથી અને પાંચ દશ પળમાં જ એ પાછો પૈસા લઇને અહીં આવી પહોંચશે."

અર્થાત્ પ્રધાનપુત્ર ઊઠ્યો અને કંદોઇનો છોકરો પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પ્રધાનપુત્ર આગળ અને આગળ ચાલતો જ રહ્યો, તે એક માર્ગમાંથી બીજા માર્ગમાં અને એક ગલીમાંથી બીજી ગલીમાં ચાલતો અનેક માર્ગ અને અનેક ગલીઓને ઓળંગી ગયો, તો પણ જ્યાં જવાનું હતું, તે સ્થાન આવેલું દેખાયું નહિ. છોકરો પાંચેક વર્ષનો વયનો હતો અને તેથી આટલા બધા ભ્રમણથી તે થાકીને લોથ-અર્ધમૃત-જેવો થઈ ગયો. છોકરાએ પૂછ્યું કે;—"મહાશય! આપણે હજી કેટલે આઘે જવાનું છે વારુ?" એના ઉત્તરમાં પ્રધાનપુત્ર બોલ્યો કે;—"બસ-હવે આપણે આપણા સ્થાનમાં જ આવી પહોંચ્યા છીએ." એ પછી પણ તેઓ ત્રણ ચાર માર્ગો અને ગલીઓમાંથી આગળ નીકળ્યા અને છેવટે છોકરો મૂર્છિત થઇને પડી જવાની અણીપર આવી લાગ્યો. લાચાર થઇને છોકરો કહેવા લાગ્યો કે;—"મહાશય! કૃપા કરીને મને આપનું નામ આપશો? કારણ કે, મારાથી હવે વધારે ચાલી શકાતું

* બંગાળામાં નદીમાં રહેલ કરવાની એક મોટી નૌકા હોય છે, તેને બજરો કહેવામાં આવે છે.

વારને ભૂખનશારી બંધાવવાનો. આ વિના બીજો કોઈ પણ ઉપાય નને સૂઝતો નથી. મહાશય! જો તમે કૃપા કરીને મારા આ બાળકને ખરીદી લેશો, તો તમારો મારા પરિવારપર મોટામાં મોટો ઉપકાર થશે. આજે દિવસનો તૃતીય પ્રહર પૂરો થવા આવ્યો છે, અને અત્યારસુધી અમારામાંના કોઈને અન્નનો એક કોળીઓ પણ મળ્યો નથી, એટલું જ નહિ, પણ ગઈ રાત પણ અમે ફડાકામાં જ વીતાવી છે. હવે મારાથી ધીરજ ધરવાને પણ જવાય તેમ નથી, કારણ કે, મારા ટાંટિયામાં ચાલવાની જરા પણ શક્તિ રહી નથી. મારી પાસે એક કોડી પણ નથી અને આ બાળકનો પૈસામાટેનો જે પોકાર ચાલી રહ્યો છે તે મને ગાંડો બનાવી નાખે છે." તે આવી રીતે પ્રાર્થના કરતો હતો, તે સર્વ સમય તે છોકરાનો 'બાબા! પૈસા આપો. બાબા! પૈસા આપો'નો પોકાર અવ્યાહત ચાલુ જ હતો. પ્રધાનપુત્રની એ હૃદયદ્રાવક કર્મકથાથી દુકાનદાર બાપારીનું હૃદય પીગળી ગયું અને તેથી તે અનુકંપા દર્શાવતો કહેવા લાગ્યો કે—"ભાઈ! ખરેખર તમારી કથા કરુણાજનક અને હૃદયદ્રાવક છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી વારુ ત્યારે આ બાળકનું તમે શું મૂલ્ય લેવા માગો છો, તે જણાવો." પ્રધાનપુત્રે જણાવ્યું કે,—"મહાશય! તમે લક્ષ્મીપુત્ર હોવાથી અને ઉદારહૃદયી તમે તો હજારોવાર આવા બાળકો ખરીદ્યાં હશે, એટલે એ બાબતનો ક્યાસ તમે વધારે સારો કરી શકો તેમ છે. હું જન્મથી જ કંગાલ હોવાથી બાળકને ખરીદવાનો પ્રસંગ તો ક્યાંથી જ મળે, પણ આજે જન્મમાં પ્રથમવાર મારા પોતાના પેટના ગોળાને વેચી નાખવાનો પ્રસંગ માત્ર આજે આવીને મારા માથાપર ઊભો રહ્યો છે. જો એવી જ પ્રાણહારક આવશ્યકતા ન આવી પડી હોય, તો પોતાના લોહીના લોહીને વેચી નાખવાની નિર્દયતા કોણ કરે વારુ? તમારી ઇચ્છામાં આવે તે આપો અને તમે જે આપશો તેટલામાં જ હું સંતોષ માનીશ" દુકાનદારના મનમાં એટલી બધી કરુણા અને દયાનો ઉદ્ભવ થયો કે, તેણે દયાના આવેશમાં કહી દીધું કે,—"હું તમને આ બાળકના રૂપિયા પાંચ હજાર આપીશ" પાંચ હજારનું નામ સાંભળતા જ પ્રધાનપુત્ર બોલ્યો કે,—"તમારું ભવોભવમાં કલ્યાણ થાઓ, ઈશ્વર તમને રાજપદવી આપો પાંચ હજાર રૂપિયા મેં મારા આખા જન્મારામાં પણ જોયા નથી. આટલા રૂપિયાથી તો અમે મરતા સુધી અમારું પોષણ કરી શકીશું મહાશય! તમે જ ગરીબ માણસોનાં ખરા માબાપ છો ઈશ્વર તમને શતાયુ કરો!' આમ કહી બન્ને હાથ ઊંચા કરીને પ્રધાનપુત્રે દુકાનદારને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યો એ પછી દુકાનદારે રૂપિયા ગણી આપ્યા અને તે લઈને પ્રધાનપુત્ર તત્કાળ ત્યાંથી પ્રયાણ કરી ગયો.

અને પેલો દુકાનદાર બીજી તરફ તાણવા લાગ્યો. દૂતકે તાણે ગામ ભણી અને શિયાળ તાણે સીમ ભણી,' એવો જ ઘાટ આવી લાગ્યો. ઉપરાંત તે બાળકના પિતાએ દુકાનદારને ઉદ્દેશીને કહ્યું કે;—"મારા દીકરાને શામાટે તમે પોતા તરફ બળાત્કારે ખેંચી રહ્યા છો!" તેના એ ઉદ્ગારને સાંભળીને દુકાનદાર વ્યાપારી કહેવા લાગ્યો કે;—"જોઈ કે આ ભાઈ સાહેબની મૂર્ખતા! આ છોકરાને મેં એના બાબા પાસેથી વેચાતો લીધો છે અને તેના બદલામાં રૂપિયા પાંચ હજાર રોકડા ગણી આપ્યા છે; તમે વળી એના બાપ ક્યાંથી ફૂટી નીકળ્યા અને તમારો આ છોકરાસાથે શો સંબંધ? આબરૂમાં ને આબરૂમાં એ છોકરાને છોડી દ્યો, નહિ તો જોવા જેવી થઈ પડશે." વ્યાપારીના આ ભાષણને સાંભળીને તે છોકરાનો બાપ કહેવા લાગ્યો કે;—"મારા દીકરાને વેચનાર છે કોણ, તે તો પહેલાં મને જાણી લેવા દ્યો-ક્યો-છોકરાને ભાઈએ વેચાતો લીધો છે! મેં આ છોકરાને મારી દુકાને મીઠાઈ ખાવા આવેલા એક બાબૂ સાથે તેના બજારપર મોકલ્યો હતો; પણ તે પૈસા લઈને તરત પાછો ન આવ્યો અને તેથી હું એને આખા ગામમાં શોધતો શોધતો આ સ્થળે આવી લાગ્યો. અત્યારે જ્યારે મેં મારા પુત્રને તમારી દુકાનમાં બેઠેલો જોયો, ત્યારે તમે એમ કહેવાને તૈયાર થયા છો કે, એને તો તમે વેચાતો લીધો છે. તમે દારૂ પીધો છે કે તમારી બુદ્ધિમાં કાંઈ ખલલ જેવું થઈ ગયું છે?" હવે દુકાનદાર પોતાના મિજાજને ખોઈને બોલવા લાગ્યો કે;—"જરૂર તું કોઈ લુચ્ચો અથવા તો ઠગ દેખાય છે. આ બાળકની કીમતના એના બાબાને મેં ભૂજાનાં પતીકાં જેવા રૂપિયા પાંચ હજાર રોકડા ગણી આપ્યા છે; અને આ બાળક પણ તેને આખો વખત બાબા બાબા કહીને જ બોલાવ્યા કરતો હતો. મારું આ કથાનક સત્ય છે કે અસત્ય એ આ પાસે ઉભેલા સદ્‌ગૃહસ્થોને પૂછી જુઓ કે જેઓ સર્વ પાસે જ હાજર હતા." દુકાનદારની આ વાત સાંભળતાં જ તેના પાડોશીઓએ પોકાર કરીને કહ્યું કે;—"હા હા; એ અક્ષરે અક્ષર ખરી વાત છે; આ બાળકને આ ગૃહસ્થે એના બાબા પાસેથી રૂપિયા આપીને ખરીદી લીધો છે." પણ કંદોઈના તેની સાથે આવેલા પાડોશીઓ તરત બોલી ઉઠ્યા કે;—"એમ બની શકે જ નહિ; આ બાળકનો બાપ તો આ ઉભો આપણી આંખોની સામો." સારાંશ કે તકરાર વધારે અને વધારે ગરમાગરમ થતી ગઈ. છેવટે તે બન્ને પક્ષના લોકો રાજસભામાં ગયા અને રાજા પાસેથી એ તકરારનો ન્યાય માગવા લાગ્યા. રાજાએ બન્ને પક્ષની તકરાર સાંભળી લીધી, તેના જોઈતા પુરાવા લીધા અને મુકદ્દમો બિલકુલ ચોખ્ખો હોવાથી રાજાએ કંદોઈનો છોકરો પાછો

કંદોઇને સોંપી દીધો. આ ન્યાયને જોઇને તે બાળકને ખરીદનાર વ્યાપારી રાજાને કહેવા લાગ્યો કે;–"પણ રાજન્! મેં જે પાંચ હજાર રૂપિયા આપ્યા છે, તેનું હવે શું કરવું?" એના ઉત્તરમાં રાજાએ જણાવ્યું કે;–"મહાશય! કોઈ ચાલાક ઠગના હાથે તમે બરાબર ઠગાયા છો, એથી વધારે આ મુકર્દમાના સંબંધમાં બીજો કશો પણ નિર્ણય આપી શકાય તેમ નથી." અર્થાત્ તે બાળકનો પિતા પોતાના પુત્રને લઇને આનંદ પામતો ત્યાંથી રવાના થયો અને બીજો વ્યાપારી પાંચ હજારના નામની પોક મૂકતો અત્યંત શોકાતુર હૃદયથી રાજસભામાંથી ઘેર જવાને પાછો ફર્યો. પરંતુ આ ઘટનાએ રાજાને પોતાને અત્યંત વિચાર, મનોવ્યથા અને ચિંતામાં નાખી દીધો. આ વિલક્ષણ ઘટનાથી રાજાના હૃદયની શાંતિનો સર્વથા નાશ થઈ ગયો.

રાજાની માનસિક અશાંતિનું વિશેષ કારણ તો એ હતું કે, પ્રધાનપુત્રે ઘાટપર જે નાવિક સાથે ઠગાઈ કરી હતી તેનો પોકાર પણ એક સપ્તાહ પૂર્વે રાજાના કાને આવ્યો હતો, અને તેથી તેના મનમાં એવો નિશ્ચયાત્મક સંશય આવવા માંડ્યો કે, તે ઘટના અને આ ઘટનાનો કોઈ પણ પ્રકારનો અવશ્ય પરસ્પર સંબંધ હોવો જોઇએ. આ સંશયથી તેણે પોતાના મુખ્ય સચિવને ઉદ્દેશીને કહ્યું કે;–"જુઓ–નૌકાઘાટપર અને બજારમાં મળીને થોડા વખતના અંતરે બે ચોરીઓ તો થઈ ચૂકી છે; અને હજી ચોરનો પત્તો નથી. ત્યારે હવે આનો આપણે શો ઉપાય કરવો?" એના ઉત્તરમાં સચિવે જણાવ્યું કે;–"પંડિત હરકૃષ્ણ મહાશયને બોલાવો." રાજાએ ઉદ્ગાર કાઢ્યો કે, "ખરેખર આના જેવો બીજો એક પણ ઉપાય નથી." આમ કહીને રાજાએ દૂતને પંડિતને લાવવાની આજ્ઞા આપી દીધી અને દૂતે પંડિતને ત્યાં જઇને રાજાનો એ સંદેશો તત્કાળ સંભળાવી દીધો. વૃદ્ધ પંડિતે દૂતને કહ્યું કે;–"તું જા અને હું હમણાં જ આવું છું!" અને દૂતના જવા પછી પોતાના ભાલપ્રદેશમાં ઊતાવળથી ત્રિપુંડ કરીને, તેમ જ ધોતિયું બદલી શરીરપર રેશમની ચાદર–કે જેમાં શિવનાં નામ લખેલાં હતાં તે–નાખી, બગલમાં જ્યોતિષનાં બે ચાર પોથાં દબાવી હાથમાં લાકડી લઇને પંડિત મહાશય પોતાથી બની શકે તેટલી ઊતાવળથી રાજસભામાં આવવાને ઘરમાંથી બહાર નીકળ્યા. જનસમાજમાં પોતાના શાસ્ત્રવિષયક જ્ઞાન અને પાવિત્ર્યના કારણથી અત્યંત પૂજ્ય અને વંદનીય મનાતા એ વૃદ્ધ પંડિતનો રાજાએ તેની યોગ્યતાનુસાર સત્કાર કર્યો–અર્થાત્ પંડિતને આવતો જોતાં તે પોતાના આસનપરથી ઊઠીને તેને લેવામાટે દ્વારપર્યન્ત સામો આવ્યો અને પોતે તેનો હાથ ઝાલીને એક ઉચ્ચ આસન પાસે લઈ

આવ્યો. હરકૃષ્ણ રાજાને યોગ્ય આશીર્વાદ આપીને પોતાના આસને બેસી ગયો. ત્યાર પછી રાજાએ પોતાના આસનપર બેસીને કહ્યું કે;–"ઠાકુર મહાશય! નગરમાં આજે એક અત્યંત આશ્ચર્યકારક ઘટના થએલી છે. જે કોઈ પણ નૌકામાં અથવા નૌકાઘાટપર, બજારમાં અને મારા પોતાના મહાલયમાં, એવી રીતે ત્રેવડી ચોરી કરવા છતાં પકડાશે નહિ, તેની સાથે હું મારી પુત્રીનો લગ્ન સંબંધ કરી આપીશ; એવા આશયનો મેં જે પડો વગડાવ્યો છે; તે વિશે તો તમે સારી રીતે જાણીતા છો એટલે વધારે વિવેચનની આવશ્યકતા નથી. હવે અત્યાર સુધીમાં એ ચોરીનો પ્રયત્ન કરનાર એક પણ માણસ પકડાયા વગરનો રહ્યો નથી અને તેથી રાજકુમારીને વરવાના કાર્યમાં કોઈ પણ પુરુષ વિજય મેળવી શકયો નથી; પણ હાલમાં અચાનક કોણ જાણે કયાંથી એક ચોર ફૂટી નીકળ્યો છે અને તે નૌકાઘાટ તથા બજારમાં મળીને બે આશ્ચર્યકારક ચોરીઓ કરી ચૂકયો છે. તેણે નૌકાઘાટપર નાવિકને સોળ પણને બદલે એકલી સોળ કોડી આપી છે અને તે પણ એવી કે દરેક કોડી કાણી–એક પણ કામમાં આવે તેવી નહિ. એ પછી એક કંદોઇને ત્યાંથી મીઠાઇ ખાઇને તેના પૈસા તો તેણે ન જ આપ્યા, પણ તેને એવો બનાવ્યો કે, તેના જ દીકરાને બજારમાં પાંચ હજાર રૂપિયાની કીમતથી વેચી રૂપિયા લઇને અદૃશ્ય થઈ ગયો. હવે તેના માટે માત્ર મારા મહાલયમાંથી ચોરી કરી જવાનું કામ જ બાકી રહ્યું છે અને જો તે થઈ જશે, તો મારી પુત્રી સાથે અવશ્ય મારે તેનો લગ્નસંબંધ કરી આપવો પડશે. જો મારે એમ કરવું પડે, તો તે કાર્ય મારા માટે કેટલું બધું કલંક સમાન થઈ પડવાનો સંભવ છે, એની કલ્પના તમે પણ કરી શકો એમ હોવાથી હું વધારે કાંઈ પણ બોલવા માગતો નથી." રાજાની વાત સાંભળી લઇને હરકૃષ્ણે કહ્યું કે;–"મહારાજાએ એ વિશે આટલી બધી આતુરતા કિંવા ચિંતા રાખવાનું કાંઈ પણ કારણ નથી. એ ચોર ગમે ત્યાં પણ સંતાઇને બેઠો હશે–આકાશમાં, પૃથ્વીપટમાં કે ભૂમિના ગર્ભમાં પણ સંતાયો હશે, તો પણ આ હરકૃષ્ણની વિદ્યા તેને શોધી કાઢશે અને અલ્પ કાળમાં જ મહારાજા તેને પોતાસમક્ષ ગોઠણ મંડીએ પડેલો જોવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકશે. હું એક બે ક્ષણમાં જ ગણિત કરીને આપને જણાવું છું કે, તે ચોર કયાં સંતાયલો છે અને કયાંથી તેને પકડવાનો છે." આમ કહીને પંડિત મહાશય પોતાનાં પોથાને ખોલી ગણિતશાસ્ત્રને અનુસરીને ગણના કરવા મંડી ગયા.

એ જ સમયે પોતાનો મિત્ર પાસે પહોંચી ગએલો પ્રધાનપુત્રનો નિશ્ચય હતો કે, જે સમય જાય છે તેમાં તેની ચોરી અથવા ઠગાઈનો

રહેઠે થતાં પોકાર તો થવાનો જ; વળી તે પોતે પણ જ્યોતિર્વિદ્યાનું કેટલુંક જ્ઞાન ધરાવતો હતો એટલે ગણિત કરવાથી, રાજાએ ચોરને પકડવામાટે પંડિત હરકૃષ્ણને રાજસભામાં બોલાવ્યો હતો,. એ ઘટના તેના જાણવામાં આવી ગઈ. અર્થાત્ અલ્પ કાળમાં જ, પોતાના પકડાઈ જવાનો સંભવ હોવાથી તે પોતાના મિત્રોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—"આ સ્થાનનો આપણે આ ક્ષણે જ ત્યાગ કરવાનો છે; કારણ કે, હરકૃષ્ણને રાજાએ બોલાવ્યો છે અને તે,બુઢ્ઢો ગધેડો, આપણે સર્વ આ ગૃહમાં છીએ, એ વાર્તા હમણાં જ રાજાને જણાવશે અને તેથી જો આપણે અહીં રહીશું તો અવશ્ય થોડીવારમાં જ પકડાઈ જઇશું." પ્રથમથી જ, આ વિપત્તની શંકા હોવાથી, તેમણે એક બીજું ઘર ભાડે લઈ રાખ્યું હતું અને તેથી તરત પોતાના પોશાક બદલીને તેઓ ત્યાંથી તે ઘરમાં રહેવામાટે ચાલ્યા ગયા. એ જ ક્ષણે હરકૃષ્ણ પંડિતે પોતાના ગણિતની સમાપ્તિ કરીને રાજાને જણાવ્યું કે;—"ચોર અમુક અમુક સ્થાનમાં છુપાયલો છે, માટે ત્યાંથી તેને પકડી મગાવો." તત્કાળ સિપાહીઓને ત્યાં જવાની આજ્ઞા આપી દેવામાં આવી અને જેટલી ઉતાવળ કરી શકાય તેટલી ઉતાવળથી સિપાહીઓ તે સ્થાનમાં પહોંચી ગયા. પરંતુ ત્યાં કેવળ ખાલીખમ્ ઘર વિના બીજું કાંઈ પણ તેમના જોવામાં આવ્યું નહિ, અર્થાત્ ગૃહમાં કોઈ પણ મનુષ્ય હતું નહિ. તેઓ નિરાશ થઇને પાછા આવ્યા અને રાજાને કહેવા લાગ્યા કે;—"મહારાજાધિરાજ! પંડિત મહાશયે બતાવેલા ઘરમાં તો માણસનું નામ નિશાન પણ નથી." આ સમાચાર સાંભળી રાજા હરકૃષ્ણને ઉદ્દેશીને બોલ્યો કે;—"કેમ પંડિત મહાશય! તમારી વખણાતી વિદ્યાનું આ જ પરિણામ કે?" હરકૃષ્ણના આશ્ચર્યનો અવધિ થયો અને તેથી બીજીવાર ગણિત કરીને તેણે જણાવ્યું કે;—"રાજન્! અત્યારે હું આપને નિશ્ચયપૂર્વક જણાવું છું કે, તે ચોર આ ક્ષણે અમુક સ્થાનમાંના અમુક ગૃહમાં જઈ ભરાયો છે." એમ કહીને જે નવીન ગૃહમાં તે ચાર મિત્રો જઈ ભરાયા હતા અને એ સમયે તેમણે જે જાતના પોશાક પહેર્યા હતા, તે સર્વનું તેણે યથાર્થ વર્ણન કરી સંભળાવ્યું. અર્થાત્ બીજીવાર પણ સિપાહીઓને વાયુના વેગે તે સ્થળે મોકલવામાં આવ્યા. પરંતુ એ વેળાએ પણ પોતાના જ્યોતિર્વિષયક જ્ઞાનથી પ્રધાનપુત્રે જાણી લીધું કે, જે ક્ષણ જાય છે તેમાં પકડાઇ જવાની તૈયારી છે, એટલે પુનઃ તેણે પોતાના મિત્રોને વસ્ત્રો બદલવાની સૂચના આપી દીધી અને તેમને લઇને તત્કાળ તે સ્થાનને ત્યાગી દીધું. સિપાહીઓ બીજીવાર પણ ખાલી ઘર વિના બીજું કાંઈ ન જોઇને જેવા ગયા હતા તેવા જ ખાલી હાથે હાથ ઘીલવતા પાછા ચાલ્યા આવ્યા.

રાજાએ બીજીવારની નિષ્ફળતાના સમાચાર સાંભળીને પોતાની ધીરતા તથા શાંતિને ખોઈ દીધી અને પંડિત હરકૃષ્ણને ઉદ્દેશીને કિંચિત્ ક્રોધ-દર્શક સ્વરથી કહ્યું કે;—"મહાશય! તમારી વિદ્યા તે વિદ્યા નહિ, પણ આડંબર કિંવા દંભ છે, એમ જ હવે મને દેખાય છે." રાજાના આ ઉદ્‌ગારને સાંભળીને દીન જ્યોતિર્વેત્તા આશ્ચર્ય અને ભયથી મૃત સમાન સ્તબ્ધ થઈ ગયો, અને દીન સ્વરથી કહેવા લાગ્યો કે;—"મહારાજન્! આ કોઈ સાધારણ ચોર હોય એમ જણાતું નથી; અવશ્ય એ કોઈ અસાધારણ ચોર હોવો જોઇએ, એમાં સંશય નથી." રાજાનો ક્રોધ અતિશય વધતો હોવાથી રાજાએ કહ્યું કે;—"ચોર સાધારણ છે કે અસાધારણ છે, એટલું જાણવામાટે જ જ્યોતિર્વિદ્યાની શી અગત્ય છે વારુ?" એના ઉત્તરમાં પંડિતે મહા આર્જવતાથી જણાવ્યું કે;—"રાજન્! એટલું તો આપ પોતે પણ કહી શકો એમ છે કે, આગળ કોઈ વાર પણ આવો બનાવ બન્યો નથી અને મારા ગણિતમાં પ્રમાદ થયો નથી. છતાં પણ હું ઘેર જઇને બહુ જ ધ્યાનથી ગણિત કરીશ અને આવતી કાલે તે ચોરનો આપને બરાબર પત્તો આપીશ." રાજાએ કહ્યું કે;—"બહુ સારું; પણ એટલું ધ્યાનમાં રાખજો કે, આવતી કાલનું તમારું કથન આજના કથનની પુનરાવૃત્તિ જેવું ન થઈ પડે!"

પંડિત હરકૃષ્ણ રાજાને નમન કરીને ત્યાંથી ચાલતો થઈ ગયો. માર્ગમાં પોતાના નમી ગએલા મસ્તક સાથે ચાલતાં ચાલતાં તે શોકપૂર્વક પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે;—"આ વેળાએ તો જાણે મારી આટલાં વર્ષની મેળવેલી પ્રતિષ્ઠાને ખોવાનો અને ધોળામાં ધૂળ પડવાનો સમય આવી લાગ્યો હોયની! એવો જ રંગ જણાય છે. મારો હિસાબ તો બરાબર જ હતો. મેં મારા ગણિતમાં આગળ પણ કોઈ વાર ભૂલ કરી નથી અને મારા આજના ગણિતમાં પણ કશી ભૂલ નહોતી જ. છતાં આજે આવો બનાવ બન્યો એ કેવળ મારા અવળા અદૃષ્ટનું જ પરિણામ હોવું જોઇએ; મારી આજની નિષ્ફળતાનું એ જ કારણ છે. લોકોનો મારામાં કેટલો બધો પૂજ્યભાવ અને રાજસભામાં મારું કેટલું બધું માન—મોટા મોટા પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને અધિકારીઓને પણ રાજાએ કદાપિ મારા જેટલું માન આપ્યું નથી; અને આજે મારી એ સર્વ પ્રતિષ્ઠાને આ એક અભાગિયા ચોરના કારણથી ખોઈ નાખવાનો અને નિંદાપાત્ર થવાનો દુઃખદાયક સમય આવી લાગ્યો, એ કાંઈ જેવા તેવા શોકનો વિષય કહેવાય ખરો કે?" તે આવા વિચારોમાં ચાલ્યો જતો હતો એટલામાં અચાનક એક મનુષ્યે આવીને તેની એ વિચારનિદ્રાનો ભંગ કરી નાખ્યો અને કહ્યું કે;—"ઠાકુર મહાશય!

એક મનુષ્ય આપને એક બહુ જ અગત્યના કાર્યમાટે મળવા માગે છે અને જો ત્યાં ચાલશો, તો એથી તમને બહુ જ સારો લાભ થવાનો સંભવ છે." સંશયહીન જ્યોતિર્વેત્તા જરા પણ આનાકાની કર્યા વિના ત્યાંથી પાછો ફર્યો અને તે અજ્ઞાત મનુષ્ય સાથે જવાને ચાલતો થઈ ગયો.

એ અજ્ઞાત પુરુષ અન્ય કોઈ નહિ, પણ ચંડાળ ચોકડીમાંના નગરશેઠનો પુત્ર હતો. દ્વિતીય ગૃહને ત્યાગ્યા પછી ચાર મિત્રો વચ્ચે એવો સંવાદ ચાલ્યો કે;-"આમ ને આમ તે કેટલાક દિવસ ચાલી શકશે વારુ?" એટલે કિંચિદ્ વિચાર કરીને પ્રધાનપુત્રે એના ઉત્તરમાં જણાવ્યું કે;-"ચિંતા નહિ; આપણે પંડિત હરકૃષ્ણને એવો પાઠ શીખવીશું કે તેથી તેની બુદ્ધિ બરાબર ઠેકાણે આવી જશે. જ્યાંસુધી એ કાંટો આપણા માર્ગમાંથી નીકળી નહિ જાય, ત્યાં સુધી તો આ ગૃહ તથા પોશાકોને બદલવાનો વ્યવસાય આપણાથી ત્યાગી શકાશે નહિ. ત્યાં સુધી મારે એટલી બધી સંભાળ રાખવી પડશે કે, તે શું કરે છે અને શું નહિ, તે ગણિતથી જાણવામાટે ખડીના કકડાને રાત અને દિવસ મારે હાથમાં તૈયાર જ રાખવો પડશે. પાનપર ચૂનો લગાડીએ તેટલીવાર પણ જો હું આ ખડીના કકડાને હાથમાંથી હેઠો મૂકું, તો તેટલા સમયમાં જ આપણે આવી બન્યું જાણી લેવું." આ પ્રમાણેના સંવાદ પછી નગરશેઠના પુત્રને તે પંડિતને બોલાવવામાટે મોકલવામાં આવ્યો, અને બાકીના ત્રણ મિત્રો પોતાનાં ભાડે રાખેલાં કેટલાક ઘરોમાંના એક ઘરમાં તેના આવવાની વાટ જોતા બેઠા. થોડા વખતમાં નગરશેઠનો પુત્ર પંડિતજીને સાથે લઈને ત્યાં આવી લાગ્યો અને તેને અંદર લઈ જવાને બદલે એક બારી આગળ લઈ આવીને શાંતિથી ઊભો રહ્યો. હરકૃષ્ણે કહ્યું કે;-"તમે મને આ કયા અને કેવા સ્થાનમાં લાવ્યા છો અને મને મળવાની ઇચ્છા રાખનાર ગૃહસ્થ કોણ છે?" આમ પૂછવાનું કારણ એ જ કે, ધીમે ધીમે તેના હૃદયમાં ભય અને શંકાનો સંચાર થવા લાગ્યો હતો. નગરશેઠના પુત્રે તેને આશ્વાસન આપીને કહ્યું કે,-"કૃપા કરીને જરા થોભો; એટલામાં તેઓ આવી લાગશે." તે હજી તો આ વાક્ય બોલી રહ્યો એટલામાં તેના ત્રણ મિત્રો અંદરથી ઊઠીને બારી પાસે આવી પહોંચ્યા અને તેમને જોઈને નગરશેઠના પુત્રે પ્રધાનપુત્રને ઓળખાવીને હરકૃષ્ણને કહ્યું કે;-"આ આપને મળવા ઇચ્છનાર ગૃહસ્થ અને આ બે એમના મિત્ર છે" પંડિતે કહ્યું કે;-"ત્યારે ચાલો આપણે અંદર જઈએ અને એમને મારી સાથે જે કાંઈ કામ હોય તે વિશેની નીરાંતે વાતચીત કરીએ." એના ઉત્તરમાં અંદરથી પ્રધાનપુત્રે જણાવ્યું કે;-"નહિ; તમારે અંદર આવવાનો પરિશ્રમ લેવાની કશી પણ અગત્ય નથી. મારે તમારી જોડે થોડીક વાતચીત

કરવાની છે એથી વધારે બીજું કાંઈ પણ કામ નથી." પંડિતે કહ્યું કે:–"ત્યારે તમારે જે કાંઈ કહેવાનું હોય તે સત્વર કહી નાખો કે છૂટકો થાય." એટલે પ્રધાનપુત્રે કહેવા માંડ્યું કે:–"આપ એક અત્યંત વિદ્વાનશિરોમણિ અને શાસ્ત્રજ્ઞ પંડિત છો અને આપના જેવો આ કાળમાં બીજો કોઈ પણ પંડિત છે નહિ, એ અમે સારી રીતે જાણીએ છીએ અને આપના ગણિતમાં કદાપિ ભૂલ થતી નથી, એ પણ અમારાથી અજાણ્યું નથી; ચોર ગમે ત્યાં સંતાયો હોય તોપણ તેનું સ્થાન આપ સિપાહીઓને તરત બતાવી શકો છો. હવે વાત એમ છે કે, અમે ચાર ચોર છીએ; પરંતુ અમારો ચોરીનો ધંધો બહુ નીચા પ્રકારનો છે. એટલે કે, અમે અત્યંત મૂલ્યવાન્ વસ્તુઓને ચોરવાનું સાહસ કરતા નથી તેમ જ મોટા માણસોના ઘરમાં પણ ખાતર પાડતા નથી. અમે માત્ર શાક ભાજી, હાંલ્લી દૂણી કે ઘી ગોળ આદિની જ ચોરી કરીએ છીએ. એથી સ્પષ્ટ થાય છે કે, અમે અત્યાર સુધીમાં કોઈ પણ મનુષ્યની મોટી હાનિ કરી નથી તેમ જ હવે પછી પણ તેમ કરવાનો અમારો વિચાર નથી. અમે તો ગરીબ ભીખારી જેવા જ છીએ. એ કારણથી અમારી આપનાં ચરણોમાં માત્ર એટલી જ નમ્ર પ્રાર્થના છે કે, કોઈ પણ સમયે જ્યારે આપ ચોરને શોધવાના ગણિતમાં લીન થએલા હો અને જો તેમાં અમો ચારમાંના કોઈનું પણ નામ આવે, તો કૃપા કરીને આપે અમારા નામનો સ્ફોટ કરવો નહિ. જો આપ અમારા નામનો ઉલ્લેખ કરશો, તો તેથી કાંઈ આપની પ્રતિષ્ઠા વધવાની નથી; કારણ કે, શાક ભાજીની ચોરી કરનાર સાધારણ ગરીબ ચોરોને પકડાવવા, એમાં આપ જેવા મહાન્ જ્યોતિર્વિદ્‌ની શી પ્રતિષ્ઠા હોઈ શકે વારુ? એથી માત્ર અમારો નાશ થઈ જવાનો, એટલી વાત ખરી. વળી આવી ચોરી પકડી આપવામાટે રાજા પણ આપને કશો સરપાવ બંધાવે તેમ નથી; અને જો આપ અમારી સાથે મિત્રતાનો સંબંધ રાખવાને બંધાશો, તો તેમાટે અમે આપને અમારાથી બની શકશે તેટલો મોટો અને સારો લાભ આપીશું." એના ઉત્તરમાં પંડિતજીએ અંતઃકરણપૂર્વક કહ્યું કે:–"બહુ જ સારું; આ વ્યવસ્થામાટે કાંઈ પણ વાંધો લેવાની અગત્ય હોય એમ મને તો લાગતું નથી. ગાજર મૂળાની ગમે તેટલી ચોરી કરો, તેમાં જરાય વાંધો નથી. કદાચિત્ કોઈ વાર એ વિશેનો પોકાર આવશે, તો પણ હું તમારા નામનો સ્ફોટ કરીશ નહિ. જો મને તમારી ચોરીમાંથી સારો ભાગ આપશો, તો રાજાના રાજમહાલયમાંથી ચોરી કરી આવ્યા હશો, તોય મારાથી બની શકશે ત્યાં સુધી હું તમને બચાવીશ. રાજા મને જે કાંઈ લાભ આપે છે તે એટલો જ કે, ચોરનો પત્તો બતાવવાના પરિશ્રમમાટે મને

અમુક રકમ આપવામાં આવે છે અને તમે જો મને મૌન ધારવાના પરિશ્રમનો યોગ્ય બદલો આપતા હો, તો મારા માટે તો બન્ને વ્યવસાયો એકસરખા જ કહી શકાય. બસ; જો તમારું આટલું જ કામ હોય, તો હવે હું જવાની રજા માગું છું." એટલે પ્રધાનપુત્ર બોલ્યો કે;–"આપણા આજના સાટાને પાકો કરવાના ચિહ્ન તરીકે આપને કાંઈ પણ આપ્યા વિના તો અમારાથી નિર્જ જવા દેવાય. અમારી તો આપને કાંઈક વધારે આપવાની ઇચ્છા હતી, પણ લાચાર છે, અત્યારે અમારી પાસે આનાથી વિશેષ બીજું કાંઈ પણ નથી. કૃપા કરીને આપના હાથને બારીમાં લંબાવો." બ્રાહ્મણે આનંદથી તેની આજ્ઞા પ્રમાણે પોતાના હાથને બારીમાં લંબાવ્યો અને તે સાથે જ તત્કાળ તેના હાથને ઝાલીને પ્રધાનપુત્રે તેની એક આંગળીના ટેરવાને તલવારથી કાપી લીધું અને એ કાર્યની સમાપ્તિ થતાંની સાથે તે ક્ષણે જ ચારે મિત્રો ત્યાંથી પિશાચ પ્રમાણે અદૃશ્ય થઈ ગયા. જ્યોતિષી બ્રાહ્મણના મનમાં તે કોણ હતા અને કોણ નહિ, એની લેશ માત્ર પણ કલ્પના આવી શકી નહિ. જ્યારે નગરશેઠનો પુત્ર તેને માર્ગમાં મળ્યો તે વેળાએ અંધકાર છવાઈ ગયો હતો અને તે ઉપરાંત વળી સંધ્યા સમયની શીતળતાથી પોતાના શરીરનું રક્ષણ કરવામાટે સર્વ મિત્રોએ પોતાનાં મુખમંડળોપર બોકાનાં બાંધી લીધાં હતાં એટલે તે કોઈનું પણ મોઢું બરાબર જોઈ શક્યો નહોતો. બિચારો પંડિત દક્ષિણા મેળવવાને બદલે આંગળી ખોઈને મહા દુઃખી થતો બહુ જ કાઠિન્યથી પોતાના ઘર તરફ ચાલતો થયો. ઘેર જઈને તે એક ઓરડામાં અંદરથી બારણાં વાસીને બેસી રહ્યો અને ઘણા દિવસ સુધી બહાર નીકળ્યો જ નહિ. લજ્જા અને ક્રોધથી તે એવો તો ગાંડા જેવો બની ગયો હતો કે, બહાર નીકળવાની તેની હિંમત ચાલી શકતી નહોતી. ધીમે ધીમે તેની કપાયલી આંગળીનો ઘા મલમ આદિના ઉપચારથી રુઝાવા લાગ્યો.

એ પ્રમાણે હાલ તરત થોડા વખતને માટે પંડિતની ગણિતવિદ્યાના સાહાય્યથી રાજાની સભામાં ચાલતો ચોરોને પકડવાનો વ્યવસાય પૂરેપૂરો અટકી ગયો. ચારે મિત્રો એક નવા ઘરમાં રહેવાને ચાલ્યા ગયા અને કોઈ પણ પ્રકારની ચિન્તા વિના માતેલા સાંઢની પેઠે નગરમાં જ્યાં ગમે ત્યાં યથેચ્છ ભ્રમણ કરવા લાગ્યા. પ્રધાનપુત્ર નિત્ય સવારમાં વ્હેલો ઊઠી સ્નાન કરી, પોતાના ભાલપ્રદેશને ચંદનતિલકથી મંડિત કરી અંગોટિયું અને રેશમી ચાદર પહેરીને તૈયાર થઈ જતો હતો અને નિત્ય એક દ્રવ્ય બ્રાહ્મણ પંડિત તરીકે પોતે રાજસભામાં જઈને હાજર થતો હતો. દિવસો પછી દિવસો આ પ્રમાણે વીતતા જવાથી રાજકુમાર પાછો અધીર થવા માંડ્યો અને તેથી તેણે કહ્યું કે;–"આમ ને આમ કેટલાક

દિવસ સુધી ચાલ્યા કરશે ! આપણે આપણા કાર્યની સફળતામાં કેટલ- આગળ વધ્યા છીએ, એનો પણ કાંઈ હિસાબ કાઢ્યો છે ખરો કે?" એના ઉત્તરમાં પ્રધાનપુત્રે જણાવ્યું કે;—"બંધુ ! ઉતાવળો માણસ ચ વારંવાર અટકી પડે છે અને ઉતાવળે આંબા પાકતા નથી, એ કહે તો જગત્પ્રસિદ્ધ છે. અર્થાત્ આપણા કાર્યના માર્ગમાં આપણે સંભાળથી જ આગળ વધવાનું છે. શર્ત પ્રમાણેની ત્રણ ચોરીમાંથી ચોરી તો આપણે નિર્વિઘ્ન અને પકડાયા વિના કરી શક્યા છીએ, કાંઈ આપણો જેવો તેવો વિજય થયો છે કે શું ? હવે માત્ર રાજમ લયમાંથી જ કાંઈક વસ્તુ ચોરી લાવવાનું માત્ર એક જ કાર્ય અવશિષ્ટ ર છે અને એ થયું એટલે એની સાથે આપણા કાર્યની પણ સમાપ્તિ થ જશે. આજકાલ મેં નિત્ય રાજસભામાં જવાનો ક્રમ ચાલૂ રાખ્યો છે અ ત્યાં મારાથી મેળવી શકાય તેટલી રાજમહાલય વિશેની હકીકત હું મેળવ કરું છું. રાજમહાલયમાંથી ચોરી કરવી એ કાંઈ બાળકોની રમત નથી જો એ દિશામાં પૂરી સંભાળ વિના આપણે એક પણ ડગલું આગળ વધીએ, તો તેથી આપણા નાશનો જ સંભવ માની શકાય. અલ્પ સમયને માટે શાંતિને ધારણ કર એટલે તારા હૃદયની સર્વ આશા અવશ્ય ફળીભૂત થશે જ."

આવી રીતે પોતાના મિત્રને આશ્વાસન આપીને પ્રધાનપુત્રે રાજ સભામાં જવાના પોતાના નિત્યના ક્રમને ચાલૂ જ રાખ્યો અને ધીમે ધીમે કોઈના મનમાં કાંઈ પણ સંશય ન આવે તેવી રીતે રાજમહાલયની આંતરિક વ્યવસ્થાના સમસ્ત ભેદને અનેક કર્મચારીઓના સમાગમથી જાણી લીધા. એટલું જ નહિ પણ એક દિવસ તો તેણે મહાલયની અંદર જઈને રાજાના શયનમંદિરને જોઈ આવવાની વ્યવસ્થા પણ કરી. રાજમહાલયમાં જવામાટે ત્યાંના સંરક્ષકો મુખ્ય વિઘ્નરૂપ હતા; કારણ કે, દિવસ અને રાત તેઓ રાજમહાલયના દ્વારમાં બંદુકડી કે તરવારો લઈને ઉભા ને ઉભા જ રહેતા હતા. કેટલાક દિવસ સુધી તો રાજમહાલયમાં જવાનો કોઈ પણ ઉપાય પ્રધાનપુત્રની કલ્પનામાં આવી શક્યો નહિ. છેવટે તેણે લોઢાના કેટલાક મજબૂત ખૂંટા મેળવી લીધા અને ત્યારપછી એક અંધારી રાત્રે એક હાથમાં સ્ત્રીઓનાં કેટલાંક ઘરેણાં પહેરીને અને બીજા હાથને ખાલી રાખી તે હાથમાં ખૂંટા તથા હથોડો અને હરકૃષ્ણની કાપી લીધેલી આંગળીને લઈને કોઈ તેને જોઈ ન શકે તેવી રીતે રાજમહાલયના પાછળના ભાગમાં ચાલ્યો ગયો. ત્યાં ખૂંટા બેસાડવામાટે ભીંત સર્વ પ્રકારે યોગ્ય છે એમ તેના જોવામાં આવ્યું. પરંતુ ત્યાં પાછો એ સવાલ આવીને ઊભો રહ્યો કે, રાજમહાલયમાંના

લોકો અવાજ ન સાંભળી શકે એવી રીતે હથોડાથી ઠોકીને એ-ખૂંટાને ભીંતમાં બેસાડવા કેવી રીતે? તે આવી રીતે કઠિનતાના વિચારમાં નિમગ્ન થઇને ઉભો હતો એટલામાં સિપાહીઓના ત્યાંના થાણા પાસેના નગારખાનામાંથી નગારાનો અવાજ આવવા લાગ્યો અને એ સાંભળીને તરત તેના મનમાં વિચાર આવ્યો કે, એ નગારાના અવાજમાં હથોડાનો અવાજ અવશ્ય ઢંકાઈ જવાનો અને તેથી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં હથોડાથી ભીંતમાં ખીલા ઠોકવાના પોતાના વ્યવસાયનો આરંભ કરી દીધો. ભીંતમાં એક ખીલો ઠોકી તેની ઉપર ચઢી બીજો ખીલો ઠોકવો, એ પ્રમાણે તેણે ખીલાની નિઃસરણી બનાવી દીધી અને એ પ્રમાણે તે ઠેઠ રાજાના શયનમંદિરની બારી સુધી પહોંચવાના પોતાના કાર્યમાં વિજયી થયો. તેણે જરાપણ અવાજ થવા ન દેતાં બારી ઉઘાડી અને રાજાના શયનમંદિરમાં પ્રવેશ કર્યો. રાજા અને રાણીની પર્યંકશય્યા બારીથી થોડા જ અંતરપર શયનમંદિરના મધ્યભાગમાં ગોઠવેલી હતી અને એ શય્યાના મધ્યમાં થોડીક જગ્યા ખાલી હતી. તે એ વચ્ચેની ખાલી જગ્યામાં લપાઈ રહ્યો. રાજા અને રાણી બન્ને ગાઢ નિદ્રાને આધીન થએલાં હતાં. લાગ જોઇને તેણે પોતાના ખાલી હાથને આગળ લંબાવી રાણીના અલંકારોને એક પછી એક કરીને ઉતારવાના કાર્યનો આરંભ કરી દીધો. એ કાર્યની સમાપ્તિ થતાં જે હાથમાં તેણે સ્ત્રીનાં ઘરેણાં પહેર્યાં હતાં તે હાથને આગળ લંબાવીને રાજાની આંગળીમાંથી ધીમે ધીમે વીંટીને કાઢી લેવાનો પ્રયત્ન ચલાવ્યો. રાજા કાંઈક ઝબક્યો અને અર્ધ જાગ્રત થયો, પરંતુ તેના શરીરને સ્ત્રીના અલંકારોનો સ્પર્શ થવાથી તેણે એમ જ ધાર્યું કે, એ હાથ રાણીનો જ હશે એટલે હાથને પોતાના હાથથી દૂર કરીને તે પાછો નિદ્રાવશ થઈ ગયો. એ પ્રમાણે રાજાની વીંટીને પોતાના ખીસામાં નાખીને તેણે હરકૃષ્ણની વાઢેલી આંગળીને એક બાજૂના છેડે બરાબર બાંધીને તેને રાજાના શરીરપર આમ તેમ ફેરવવાનો આરંભ કરી દીધો. વૃદ્ધ પંડિતના શરીરની ચામડી કઠિન અને ખડબચડી હોવાથી તેનો સ્પર્શ થતાં જ રાજા ઝબકીને તરત જાગી ઉઠ્યો અને પોતાના શયનમંદિરમાં અવશ્ય કોઈ ચોર આવી ભરાયો છે એવી શંકાથી પાસે પડેલી તલ્વારને રાજાએ હાથમાં ઉપાડી લીધી અને તે આંગળી હતી ત્યાં તલ્વારનો જોરથી વાર કર્યો. તલ્વારના વારથી તે આંગળી બાંધૂથી છૂટી થઇને રાજાના શરીરપર આવી પડી અને તે સાથે તત્કાળ પ્રધાનપુત્ર શયનમંદિરમાંથી બહાર નીકળી ગયો. આંગળીને પોતાના શરીરપર પડેલી જોઇને રાજા પોતાના મનમાં કહેવા લાગ્યો કે,-"બસ-ચોર બરાબર પકડાયો!" આવી કલ્પનાથી તેણે શય્યામાંથી

ભેદીને દીવો સળગાવ્યો અને રાણીને પણ જાગ્રત કરી. પરંતુ રાણી તેનાંતાની સાથે પોતાના શરીરપરના અલંકારોને અદૃશ્ય થએલા જોઈને આશ્ચર્યચકિત તથા ભયભીત થઈ ગઈ; પણ તેને આશ્વાસન આપતો રાજા કહેવા લાગ્યો કે:–"ચિંતાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, ચોર અહીં આવ્યો હતો અને તે જ તમારા અલંકારો લઈ ગયો છે. પણ તેણે જેવો મારા શરીરને સ્પર્શ કર્યો કે તરત મેં તેનાપર તલ્વારનો વાર કર્યો અને જુઓ કે મારી તલ્વારથી તેની આંગળી કપાઈ ગઈ છે! પ્રભાત થતાં જ હું તેની તપાસ કરાવીશ અને જેની આંગળી કપાયલી હશે તેને તરત પકડવામાં આવશે." આ પ્રમાણે બોલીને તેણે પોતાના હાથ તરફ નજર કરી તો તેમાંથી વીંટી ગુપ્તગુપ્ત થએલી તેના જોવામાં આવી અને તે આશ્ચર્યથી જડવત્ બની ગયો.

અત્યંત અધીરતાથી રાજા પ્રભાત થવાની વાટ જોતો બેસી રહ્યો. પ્રભાત થતાં જ એકદમ રાજસભામાં આવીને તેણે સૈન્યાધિકારીઓને એક ક્ષણ માત્રના પણ વિલંબ વિના સર્વ દિશામાં જવાની અને તે ચોરને શોધી લાવવાની આજ્ઞા આપી દીધી. એ આજ્ઞા એવા પ્રકારની હતી કે, જે કોઈ પણ માણસની આંગળી કપાયલી હોય, તેને તત્કાળ પકડીને રાજસભામાં લાવવો. રાજાએ એ આજ્ઞા આપતાં કહ્યું કે:–"ગત રાત્રિએ મારા મહાલયમાં ચોરી થઈ છે, પણ મેં તે ચોરની આંગળી કાપી લીધી છે. હવે આપણે માત્ર એટલું જ કરવાનું છે કે, એ આંગળી જે આંગળી વગરના માણસના હાથે બેસતી આવી જાય, તેને જ આપણો ચોર માનીને શિક્ષાપાત્ર ઠરાવવાનો છે." સિપાહીઓ અને સૈનિકો કપાયલી આંગળીના ચોરને શોધવામાટે દશદિશામાં દોડી ગયા અને આખા નગરને તેમણે ઊંધું ચતું કરી નાખ્યું; છતાં જ્યારે ચોરનો પત્તો મળી ન શક્યો, ત્યારે તેઓ જે કોઇની આંગળી જરાક ટુંકી હોય કે વાંકી વળેલી હોય તેવા માણસોને પણ પકડવા મંડી ગયા. ચોરને શોધવાનો આવો પ્રકાર ચાલવાથી રાજસભાના દ્વારમાં સેંકડો માણસોને ગુનાહગાર તરીકે લાવીને હાજર કરવામાં આવ્યા. પરંતુ એમાંના કોઈ પણ માણસના હાથે તે આંગળી બેસતી ન આવવાથી છેવટે રાજાએ નિરાશ થઇને તે સર્વ મનુષ્યોને બંધનમુક્ત કરાવીને ચાલ્યા જવાની આજ્ઞા આપી દીધી. હાસ્યરસનું આ પ્રદર્શન લગભગ એક સપ્તાહ પર્યન્ત ચાલતું રહ્યું. એ સમસ્ત સમય પ્રધાનપુત્ર રાજસભામાં આવીને હાજર જ રહેતો હતો અને પંડિતના વેષમાં તેણે રાજાને પોતાની બુદ્ધિમત્તાનો અનેકવાર પરિચય કરાવેલો હોવાથી રાજાના મનમાં તેના વિશે ઉત્તમ અભિપ્રાય અને પૂજ્ય ભાવ પણ થવા માંડ્યો હતો. છેવટે એક દિવસ તેણે પોતાના

મિત્ર રાજકુમારને જણાવ્યું કે;–"હવે રાજસભામાં જઇને પોતાને ચોર તરીકે ઓળખાવવાનો સમય તારામાટે આવી લાગ્યો છે. પરંતુ આ વિષયમાં મારાથી કશો પણ ભાગ લઈ શકાશે નહિ; અને ત્રણે ચોરીનો સર્વ વૃત્તાંત યથાર્થ સ્વરૂપમાં તારે જ કહી સંભળાવવો પડશે. આ રહ્યા રાણીના અલંકારો અને રાજાની વીંટી કે જે તારે પોતાના કથનની સત્યતાના પુરાવા તરીકે રાજા સમક્ષ રજૂ કરવાનાં છે. વળી મારે એ પણ તને જણાવવું જોઈએ કે, જ્યારે મેં રાજાના મહાલયમાં ચોરી કરી હતી તે વેળાએ તારા નામવાળું તારું કંકણ રાજાની શય્યા નીચે જમીનમાંના એક કાણામાં હું મૂકતો આવ્યો છું, એટલે એ ચોર તું પોતે જ છે એ વિશેના બીજા પુરાવા સાથે આ પુરાવો પણ આપજે અને રાજાને ત્યાં તપાસ કરવાની સૂચના કરજે. જ્યારે રાજા તારા કંકણને પોતાના શયનમંદિરમાંથી મળી આવેલું જોશે એટલે પછી તારા કથનની સત્યતા વિશે તેનો નિશ્ચય થઈ જશે અને તે સાથે તારા કુળની અને શીલની સર્વ વાર્તા પણ તેના જાણવામાં આવી જશે." આવી રીતે પોતાના મિત્રપાસેથી સમસ્ત પાઠ ભણીને રાજકુમાર પોતાના અન્ય બે મિત્રો સાથે રાજસભામાં આવી લાગ્યો અને પ્રધાનપુત્ર પોતાના પંડિતના વેષમાં જ ત્યાં આવીને ઉપસ્થિત થયો. ચોરને પકડવાના કાર્યમાં થએલી નિરાશાના યોગે રાજા શોકમગ્ન થઇને પોતાના આસનપર બેઠા હતો; એટલામાં પ્રધાનપુત્રે પોતાના આસનપરથી ઊઠીને કહ્યું કે;–"રાજન્! આ નગરમાંના બહુધા પ્રત્યેક બાળક, યુવા અને વૃદ્ધ સ્ત્રી પુરુષોને રાજસભામાં લાવીને તેમની આંગળીઓ તપાસવામાં આવી છે, પણ પંડિત હરકૃષ્ણને બોલાવીને તેની આંગળી કેમ તપાસવામાં નથી આવી વારુ? વળી તેઓ આજકાલ રાજસભામાં પધારતા જ નથી, એનું શું કારણ છે વારુ?" એના ઉત્તરમાં રાજાએ જણાવ્યું કે,–"તમારું કથન સર્વથા સત્ય છે. પંડિત હરકૃષ્ણ ઘણા લાંબા સમયથી રાજસભામાં આવ્યા નથી. અરે કોઈ છે કે? જાઓ અને અત્યારેજ પંડિત હરકૃષ્ણને રાજસભામાં લાવો." તત્કાળ એક દૂત જ્યોતિર્વિદ્ પંડિતને ઘેર જઈ પહોંચ્યો અને તેણે કહ્યું કે;–"મહાશય! રાજાજી અત્યારે જ આપને રાજસભામાં બોલાવે છે." તેની આંગળી હજી બરાબર રૂઝાયલી ન હોવાથી તેની ઘરમાંથી બહાર નીકળવાની જો કે જરા પણ ઇચ્છા નહોતી; પણ રાજાની કઠિન આજ્ઞા હોવાથી તે નિરુપાય થયો અને રાજસભામાં આવી લાગ્યો.

જેવો હરકૃષ્ણ રાજસભામાં આવ્યો કે, તરત પ્રધાનપુત્રે રાજાને ઉદ્દેશીને કહ્યું કે,–"જુઓ–રાજન્! હરકૃષ્ણ પંડિતની આંગળી કપાયલી

છે." રાજા અત્યંત કોપાયમાન થઈ ગયો અને પોતે જ પેલી કપાયલી આંગળીને હાથમાં લઈ તેના હાથના કપાયલા ભાગમાં બેસાડી જોઈ અને તેથી તે કપાયલી આંગળી રંગ અને બીજાં લક્ષણોમાં હરકૃષ્ણની ચામડી તથા શરીર સાથે મળતી આવે છે, એમ તેના જોવામાં આવી ગયું. રાજાના કોપનો અવધિ થયો અને તે મૃગરાજ સમાન ગર્જના કરીને કહેવા લાગ્યો કે;–"નીચ ચાંડાલ! આખો જન્મારો તેં મારા અન્નથી પોષાઈને કાઢ્યો અને છેવટે મારી સાથે જ આવી નીચતા કરવાને તૈયાર થયો? તારાં આ વિષયનાં સર્વ ગણિત ખોટાં કેમ પડ્યાં હતાં તેનો ભેદ હવે મારા જાણવામાં આવ્યો છે. જો કોઈ બીજો ચોર હોત તો તેને આ ક્ષણે જ હું શૂળીએ ચઢાવી દેત!" એમ બોલી તે પોતાના અંગરક્ષકોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"આ બ્રાહ્મણ હોવાથી એને મારાથી મરણની શિક્ષા આપી શકાય તેમ નથી; પરંતુ આ પાપીને અહીંથી લઈ જાઓ, એનું માથું મુંડાવી નાખો અને એના શરીરપર માખણ ચોપડીને એને નગરમાંથી બહાર કાઢી મૂકો." હરકૃષ્ણ એટલો બધો ભયભીત થઈ ગયો કે, તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. પોતાની આવી અપ્રતિષ્ઠા અને દુર્દશા થએલી જોઇને તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. સિપાહીઓ આગળ વધી આવ્યા અને તેને પકડીને બહાર લઈ જવાની તૈયારીમાં હતા એટલામાં પ્રધાનપુત્રની સાંકેતિક આજ્ઞા થવાથી રાજકુમાર આગળ વધી આવ્યો અને ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે;–"મહારાજ! આ વૃદ્ધ બ્રાહ્મણ સર્વથા નિર્દોષ અને નિરપરાધી છે; સત્ય ચોર તો હું પોતે જ છું." આશ્ચર્યચકિત થએલા રાજાએ સામો પ્રશ્ન કર્યો કે;–"તમે કોણ છો તે કૃપા કરીને જણાવશો?" એના ઉત્તરમાં રાજકુમારે ત્રણે ચોરીઓ–ત્રેવડી ચોરી–નો અથથી ઇતિ પર્યન્ત સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને પોતાને દૃઢતાથી ચોર તરીકે ઓળખાવ્યો. જ્યારે તેના વૃત્તાન્તની પૂર્ણાહુતિ થઈ ત્યારે રાજાની પોતાની વીંટી અને રાણીના અલંકારોને રાજસભામાં રજૂ કરીને તેણે વધારામાં જણાવ્યું કે;–"જો મહારાજાને મારા કથનની સત્યતાના વિશેષ પ્રમાણની આવશ્યકતા હોય, તો આપની શય્યાના નીચેના ભાગમાં તપાસ કરાવો એટલે ત્યાં મહારાણીના અલંકાર અને આપની વીંટી ચોરતી વેળાએ હું મારા નામવાળું મારું કંકણ ત્યાં મૂકી આવ્યો છું તે ત્યાંથી અવશ્ય મળી આવશે." તરત એ પ્રમાણેની તપાસ કરવામાં આવી, ત્યાંથી કંકણ મળી આવ્યું અને તે રાજા સમક્ષ રજૂ કરવામાં આવ્યું. કંકણને જોઇને અને તેપરના લેખને વાંચીને રાજાને રાજકુમારનો પરિચય થઈ ગયો અને તેથી તત્કાળ તે પોતાના સિંહાસનપરથી ઉઠીને આદરપૂર્વક રાજકુમારને અંગે

અંગ ભેટ્યો. એ પછી રાજાએ પંડિત હરકૃષ્ણની અંતઃકરણપૂર્વક ક્ષમા માગી અને ત્યાં જ પોતાની પુત્રીનો એ રાજકુમાર સાથે લગ્નસંબંધ કરી આપવાની પોતાની ઇચ્છાને પ્રકટ કરી પોતાના અધિકારીઓને લગ્નની સર્વ તૈયારીઓ કરવાની આજ્ઞા આપી દીધી. એ પછી અલ્પ સમયમાં જ રાજનંદિની સાથે રાજકુમારનો મોટી ધામધૂમથી લગ્નસંબંધ થઈ ગયો અને થોડા દિવસ ત્યાં રહી રાજકુમાર પોતાની પત્ની તથા પોતાના ત્રણ મિત્રો સાથે પાછો પોતાના દેશમાં—પોતાની જન્મભૂમિમાં—આવી પહોંચ્યો. એ પછી થોડાં વર્ષ વીત્યા પછી તેના પિતાનો સ્વર્ગવાસ થયો અને તેથી એ રાજકુમાર રાજાની પદવીપર આવ્યો. તેણે પોતાના ત્રણ મિત્રોને અનુક્રમે તેમના પિતાઓ જે પદવીઓ ભોગવતા હતા તે જ પદવીઓ આપી; કારણ કે, તે સર્વના જનકો એ વેળાએ અત્યંત વૃદ્ધ થઈ ગયા હતા. એ મિત્રોની સર્વ પ્રકારની સહાયતાથી તેણે દીર્ઘકાળ પર્યન્ત રાજ્ય કર્યું અને પ્રજાનો યોગ્ય પ્રેમ મેળવ્યો.

## ડાકિની ભોજન

એક દિવસ એક તરુણ ગોવાળિયાના મનમાં ગોળપાપડી ખાવાની બહુજ પ્રબળ ઇચ્છા થઈ આવી અને તેથી તે ઘેર જઇને પોતાની માતાને કહેવા લાગ્યો કે;—"મા, આજે તો મારે ગોળપાપડી ખાવી છે." તેની એ માગણી સાંભળીને તેની માએ કહ્યું કે;—"બેટા! મારા જેવી એક ગરીબ મા તને ગોળપાપડી કરીને ક્યાંથી ખવડાવી શકે વારુ? ગોળ-પાપડી બનાવતાં ઘઉંનો લોટ, ગોળ અને ઘી વગેરે વસ્તુઓ જોઇએ તે હું ક્યાંથી લાવું." એટલે ગોવાળિયો બોલ્યો કે;—"ચિન્તા નહિ; એ બધી વસ્તુઓ હું લાવી આપીશ." તેની માતાએ કહ્યું કે;—"જો તું એ સઘળી વસ્તુઓ લાવી આપીશ, તો હું તને ગોળપાપડી જરૂર બનાવી આપીશ." બીજે દિવસે ગોવાળિયો ગાયોને ચારવા લઈ ગયો અને તેમને ખેતરોમાં હાંકી કાઢી. પણ ત્યાં તેમને ઘાસ ચરાવવાને બદલે તેણે ઊગેલા ઘઉં ખવડાવવા માંડ્યા અને ત્યાર પછી તે ગાયોને ઘેર લઈ આવ્યો. ઘેર આવ્યા પછી હાથમાં એક મજબૂત બાંબૂ લઇને તેણે ગાયોને એટલી હદ સુધી મારી કે ઉદરે ગાયોએ ખાધેલા ઘઉંના દાણાને ઓકીને બહાર કાઢી નાખ્યા. તે ઘઉંના દાણા એકઠા કરીને ગોવાળિયાએ પોતાની માતાને આપ્યા અને માએ તેને સૂકવીને સાફ કરવાનો ધંધો આદર્યો. એ કાર્ય થયા પછી તે ગોવાળીઓ સરિયામ રસ્તાપર ગયો અને ત્યાં કેટલાક ઘડા પાણી રેડીને રસ્તાને એવો તો લપસણો બનાવી દીધો કે, ત્યાંથી જનાર ભાગ્યે જ પડ્યા વિના બચી શકે. એ પછી તે પાસેની

ઝાડીમાં છુપાઈ રહ્યો અને હવે શું થાય છે તે જોવાની વાટ જોવા લાગ્યો. એટલામાં ત્યાંથી ઘીના માટીના ઘડા લઈને બે ત્રણ ઘીવાળા નીકળ્યા અને તેઓ એક પછી એક પટકાઈ પડવાથી ઘીના ઘડા પણ ભોંયપર પડીને ફૂટી ગયા અને તેમાંનું કેટલુંક ઘી બહાર નીકળી પડ્યું. તે ઢોળેલા ઘીનો ઘણોક ભાગ સાથે લાવેલા તપેલામાં ગોવાળિયાએ એકઠો કરી લીધો અને તે ઘી લાવીને પોતાની માં આગળ હાજર કરી દીધું. એવી જ રીતથી તેણે પોતાને જોઈતો હતો તેના કરતાં વધારે ગોળ પણ મેળવી લીધો અને તેથી માતા પોતાના પુત્રમાટે ગોળપાપડી બનાવવાને સમર્થ થઈ. એ પછી ગોળપાપડીનાં જેટલાં ચોસલાં પાડવામાં આવ્યાં હતાં તેમાંનું એક ચોસલું બાકી રાખીને બાકીનાં બધાં ચોસલાં તે ગોવાળિયો ખાઈ ગયો. એ બાકી રાખેલા એક ચોસલાને તે જ્યાં પોતાની ગાયોને ચરાવતો હતો તે ખેતરમાં લઈ ગયો અને ત્યાં તેને જમીનમાં વાવી દીધું.

કેટલોક સમય વીત્યો અને વખતના જવા સાથે એ વાવેલા ગોળપાપડીના ચોસલામાંથી એક વૃક્ષ ઉત્પન્ન થયું.* વૃક્ષ મોટું અને મોટું થવા લાગ્યું, પલ્લવિત થયું અને છેવટે તેમાં ગોળપાપડીનાં ફળો (ચોસલાં) પણ ઉગી નીકળ્યાં. આવી રીતે બિચારા ગોવાળિયાને જ્યારે ઈચ્છા થાય ત્યારે ગમે તેટલા પ્રમાણમાં ગોળપાપડી ખાવાની મજા થઈ પડી.

એક દિવસ અચાનક એ ખેતરમાંથી એક ડાકિની જતી હતી તે ગોળપાપડીના ઉગેલા ઉત્તમ વૃક્ષને જોઈને અત્યંત આશ્ચર્યમાં પડી ગઈ. તે એ વૃક્ષને જોવામાટે નિકટમાં આવી અને ત્યાં ગોવાળિયાને જોઈને કહેવા લાગી કે;—"આમાંથી ગોળપાપડીનું એક ચોસલું મને આપીશ કે?" ગોવાળિયાએ કહ્યું કે;—"તું એ ગોળપાપડી શામાં લઈશ વારુ!" વૃદ્ધ ડાકિનીએ કહ્યું કે;—"હું મારા હાથમાં લઈશ, માટે ઊઠ અને આપ." ગોવાળિયાએ જણાવ્યું કે;—"એ ગરમાગરમ માલ હોવાથી તારા હાથોને બાળી નાખશે." અને ખરેખર વૃક્ષપરનાં ગોળપાપડીનાં થાળી જેવડાં ચોસલાં હતાં પણ ધગધગતાં. એટલે ડાકિની બોલી કે;—"વારુ ત્યારે હું એ મારા મોઢામાં લઈશ." એ સાંભળીને ગોવાળિયાએ વળી પણ કહ્યું કે;—"અરે રાંડ! એ તારા મોઢાને પણ સળગાવી દેશે." ડાકિનીએ છેવટે હારીને કહ્યું કે;—"વારુ ત્યારે નાખ મારી ઝોળીમાં!" એના ઉત્તરમાં ગોવાળિયો બોલ્યો કે;—"ત્યારે જા એક ચોસલું તારા હાથે જ તોડીને લઈ લે."

* દંતકથાઓમાં કેટલીકવાર જે અત્યંત અશક્ય અને અસંભવનીય પ્રકારો જોવામાં આવે છે, તેમાંનો જ આ પણ એક પ્રકાર કહી શકાય; કારણ કે, સાધારણ પ્રાકૃતિક નિયમ એવો છે કે, દગ્ધ બીજ ઉગતું જ નથી. કોઈ દુર્વિચાર જો રાંધેલા અન્નને મેળવવાની આશાથી રાંધેલું ધાન્ય વાવે, તો તેની તે આશા કદાપિ ફળીભૂત થઈ શકે જ નહિ. પરંતુ દંતકથાઓમાં એવા સર્વ પ્રયત્નો ફળીભૂત થએલા હોય છે; અસ્તુ.

પણ ડાકિની વધારે બતાવીને બોલી કે;—"નહિ; તું પોતે ઉઠીને તારા હાથે આપ; કારણ કે, તારો માલ મારાથી આપ્યા વગર લેવાય તેમ નથી." ગોવાળિયો પોતે બેઠો હતો ત્યાંથી ઊઠ્યો અને ગોળપાપડી તોડવા જતો હતો એટલામાં તે ડાકિનીએ તેને ગળચીમાંથી પકડી લીધો અને આખો ને આખો તેને ઝોળીમાં નાખી દીધો. પોતાની આવી દશા થએલી જોઇને ગોવાળિયો પોકાર કરીને કહેવા લાગ્યો કે;—"આવી રીતે મને તારી ઝોળીમાં ગુંગળાતો ભરી રાખવામાં તારો શો ઉદ્દેશ સમાયલો છે?" એના ઉત્તરમાં ડાકિનીએ જણાવ્યું કે;—"મને આજે બહુ દીર્ઘ સમયથી ખાવામાટે માંસ મળ્યું નથી, અને તેથી હું તને મારા ભોજનમાટે જ ઝોળીમાં નાખીને લઈ જાઉં છું." આ ઉત્તર સાંભળીને બિચારો ગોવાળિયો બિલ્કુલ શાંત થઇને ઝોળીમાં પડી રહ્યો.

કેટલોક પથ કાપી આવ્યા પછી ડાકિની અત્યંત તૃષાતુર થઈ અને તેથી પોતાની ઝોળીને માર્ગમાં જ રાખી ત્યાંથી થોડા અંતરપર આવેલા તળાવમાંથી પાણી પીવાને ચાલી ગઈ. એટલામાં બનાવ એવો બન્યો કે, બીજા કેટલાક ગોવાળિયા એ માર્ગમાં થઇને જતા હતા તેઓ અચાનક એ સ્થળે આવી લાગ્યા અને માર્ગ વચ્ચે એ ઝોળીને પડેલી જોઇને તેમાં શું હશે એ જાણવાની આતુરતાથી તેમણે એ ઝોળીના મોઢાપર બાંધેલા દોરડાને છોડી નાખ્યું. ઝોળીનું મોઢું જેવું ઊઘડ્યું કે તેમાંના ગોવાળિયાએ બૂમ મારીને કહ્યું કે,—"ભાઇઓ મને બચાવો." ગોવાળિયાએ તેને તરત બહાર કાઢ્યો અને ઝોળીમાં તેને બદલે ભાંગેલી ઠીકરી અને નળિયાં ભરી પાછું મોઢું બાંધીને ઝોળીને પાછી તે પ્રથમ જ્યાં હતી ત્યાં તેવી જ સ્થિતિમાં રાખી દીધી. એ પછી તેઓ ત્યાંથી જેટલા વેગથી દોડાય તેટલા વેગથી દોડી જીવ લઇને ન્હાસી છૂટ્યા. એ પછી તરત જ જળપાનથી પોતાની તૃષાનું નિવારણ કરીને ડાકિની પાછી ત્યાં આવી લાગી અને ઝોળીને પોતાના કાંધાપર ઉપાડીને પોતાના સ્થાને જવાને ચાલતી થઈ ગઈ.

પોતાના રહેઠાણમાં આવતાં જ તે ડાકિનીએ પોતાનાં સંતાનોને પોતા પાસે બોલાવ્યાં અને કહ્યું કે;—"આજે હું કેવો સારો શિકાર લઈ આવી છું તે તમે બધાં મળીને જુઓ." અર્થાત્ તેનાં સર્વ સંતાનો ત્યાં આવીને ઝોળીની આસપાસ બેસી ગયાં અને તેમની માતાએ ઝોળીનું મુખ ઉઘાડ્યું. પરંતુ તેમાંથી તો માણસને બદલે ઠીકરાં અને નળિયાંના કકડાજ
* નીકળી પડ્યા. આવો પ્રકાર જોઇને ડાકિનીનાં સંતાનો બહુ જ ચીડાઈ ગયાં અને પોતાની માતાને તેમણે ભાંડી શકાય તેટલી ગાળો ભાંડીને પોતાના હૃદયને સંતોષ આપ્યો. બિચારી ડાકિની નીચું જોઇને ઉભી

રહી અને કાંઈ પણ બોલી શકી નહિ. છેવટે તે ગોવાળિયા પાસેથી એ વેરનો બરાબર બદલો લેવાનો મનમાં નિશ્ચય કરીને તે પોતાનાં સંતાનોને ઉદ્દેશીને કહેવા લાગી કે;–"જો હું આવતી કાલેજ તે પીસ્તાનું માથું ન તોડું અને તેનું ભોજન ન કરું, તો પછી માની લેજો કે મારી સર્વ વાર્તા અસત્ય હતી." પણ એ જ દિવસે ગોવાળિયાની પાછળ તેને શોધવામાટે જઈ શકાય તેમ નહોતું; કારણ કે, બહુ મોડું થઈ ગયું હતું, એટલે એ કાર્ય તેને લાચારીએ બીજા દિવસપર મુલતવી રાખવું પડયું. રાત્રિની સમાપ્તિ પછી જેવો બીજા દિવસનો અરુણોદય થયો કે તરત તે ડાકિની જે ખેતરમાં તેણે આગલે દિવસે ગોવાળિયાને પકડીને પોતાની ઝોળીમાં નાખ્યો હતો તે ખેતર તરફ જવાને રવાના થઈ ગઈ. ત્યાં પહોંચતાં તેણે ગોવાળિયાને ગોળપાપડીના ઝાડની નીચે બેઠેલો જોયો. એટલે તેણે તેને ઉદ્દેશીને કહ્યું કે;–"ઓહો તું અહીં છે કે? તું પાછો અહીં આવી લાગ્યો કે?" ગોવાળિયાએ કહ્યું કે;–"જી હા, અમે તો પાછા અહીં પધાર્યા, પણ તમે પાછાં કેમ આવ્યાં અને આ ગરીબ ગોવાળિયાની પાછળ શામાટે પડ્યાં છો, માવડી!" ડાકિની તેને આશ્વાસન આપતી કહેવા લાગી કે;–"તારે મારાથી ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી. હું માત્ર ગોળપાપડી લેવા જ આવી છું; મારે બીજું કાંઈ પણ જોઈતું નથી." એના ઉત્તરમાં ગોવાળિયાએ જણાવ્યું કે;–"હું હવે તમને ગોળપાપડી આપવાનો નથી, સમજ્યાં કે બાઈ સાહેબ!" આ ઉત્તર સાંભળીને વૃદ્ધ ડાકિની મહા આર્જવતાથી બોલી કે;–"મારા લાડકવાયા, મારા સુવર્ણચંદ્ર! મને કૃપા કરીને માત્ર એક જ ચોસલું ગોળપાપડીનું આપ." આ પ્રમાણેની વારંવારની તેની આર્જવતાથી ભોળા ગોવાળનું મન પીગળી ગયું એટલે તેણે ગોળપાપડીના વૃક્ષમાંથી એક ચોસલું તોડયું અને તે ડાકિનીને આપવા જતો હતો એટલામાં ઝડપ મારીને તે ડાકિનીએ તેને ગળચીમાંથી પકડી લીધો, પોતાની ઝોળીમાં ખોસી ઘાલ્યો અને પછી ઝોળીનું મોઢું બાંધીને માર્ગમાં ક્યાંય પણ અટક્યા વગર એકદમ ઘેર જઈને જ શ્વાસ લીધો. ઘેર આવીને તેણે પોતાનાં સંતાનોને બોલાવીને આનંદદર્શક સ્વરથી કહ્યું કે;–"બાળકો! આવો અને હું તમારામાટે જે વસ્તુ લઈ આવી છું તે જુઓ." સર્વ સંતાનો ત્યાં દોડી આવ્યાં અને ઝોળીમાંથી ગોવાળિયાને નીકળેલો જોઇને અત્યંત આનંદ દર્શાવવા મંડી ગયાં. કેટલાક વખત પછી એ ડાકિનીએ બહાર જતી વેળાએ પોતાના મોટા દીકરાની વહૂને હુકમ ફર્માવ્યો કે;–"આજે આ શિકારને મારી નાખજે, એના કાપીને બરાબર કકડા કરજે અને આપણામાટે એના માંસનું ઉત્તમ ભોજન બનાવીને તૈયાર રાખજે."

એ પ્રમાણે વહૂને હુકમ આપીને તે અને તેના કુળદીપકો બહાર ચાલ્યાં ગયાં અને સર્વ પોતપોતાના કામે જવાને જૂદી જૂદી દિશામાં પ્રયાણ કરી ગયાં. ઘરમા તે ડાકિનીના દીકરાની વહૂ અને એ ગોવાળ વિના બીજું કોઈ પણ રહ્યું નહોતું. ડાકિનીની વહૂએ ગોવાળને સંબોધીને કહ્યુ કે;–"ગોવાળિયા! આજે તારા મરણનો દિવસ નક્કી થઈ ચૂક્યો છે. પણ તને મારી નાખ્યા પહેલાં હુ તારી પાસેથી જાણવા માગુ છુ કે, તારા દાંત આટલા બધા સુંદર અને સ્વચ્છ છે તેનુ શુ કારણ છે વારુ? આપણે શું કરીએ તો આવા સારા દાત થઈ શકે?" એના ઉત્તરમાં ગોવાળિયાએ જણાવ્યુ કે;–"એમાં વધારે પરિશ્રમ જેવું કે અશક્ય સમાન કંઈ પણ નથી. માત્ર તેલનો એક ઘડો અને સણનો એક લાંબો દોરડો, એ બે વસ્તુઓની જ આવશ્યકતા છે." તે સ્ત્રીએ કહ્યું કે,–"એ બે વસ્તુઓ તો તરત મળી શકશે; પણ મારો ધણી પાછો આવે ત્યાં સુધીમાં તુ મારા દાંતોને તારા જેવા સુંદર બનાવવાના કાર્યની સમાપ્તિ કરી શકીશ ખરો કે?" ગોવાળ બોલ્યો કે,– "અરે–એ કાર્યની તો માત્ર એક કે બે પળમા જ સમાપ્તિ થઈ જશે." આ વચન સાંભળીને તે તરુણી તરત તેલનો એક ભરેલો ઘડો અને સણનું દોરડુ બન્ને વસ્તુઓ લઈ આવી. ગોવાળિયાએ તેલને કઢાઇમાં નાખીને તે કઢાઇને સળગતા ચૂલાપર ચઢાવી દીધી અને જ્યારે તેલ બરાબર તપી ગયુ ત્યારે તે ડાકિનીની વહૂને કહેવા લાગ્યો કે,–"તમે અહીં જરા ચતા સૂઈ જાઓ અને આ સણની ગાંઠને તમારા દાંતપર રાખો." તે તરુણી તેની આજ્ઞા પ્રમાણે ચતી સૂઈ ગઈ અને સણની ગાંઠને દાતપર રાખી રહી. તત્કાળ ગોવાળિયાએ ધગધગતા તેલની કઢાઇને ચૂલાપરથી ઉપાડીને તેમાંનુ ઊકળતુ તેલ તે ચતી સૂતેલી તરુણીના મોઢાપર અને શરીરપર રેડી દીધુ–અર્થાત્ એનું પરિણામ એ થયું કે તે સ્થળે અને તે જ પળે તે બિચારી જીવતી જ અગ્નિસંસ્કાર પામીને નરકમાં પ્રયાણ કરી ગઈ. જ્યારે તેના મરણનો નિશ્ચય થઈ ગયો, ત્યારે ગોવાળિયાએ તેનાં વસ્ત્રો તથા ઘરેણાં ઊતારીને પોતે પહેરી લીધાં, અને ત્યાર પછી તે તરુણીના મૃત શરીરના કકડા કરી તેના માંસને રાંધીને તેનું ભોજન તૈયાર કરી રાખ્યુ એ પછી થોડા વખતમાં જ ડાકિની તથા તેનાં દીકરી દીકરા સર્વ ઘેર આવી લાગ્યાં. ડાકિનીએ સ્ત્રીવેષધારી ગોવાળિયાને પોતાની વહૂ ધારીને કહ્યુ કે;–"વહૂ! ભોજન તૈયાર છે કે?" ગોવાળિયાની સ્પષ્ટ બોલવાની હિંમત ન ચાલવાથી આનો તેણે 'હું'માં જ જવાબ આપ્યો. ત્યાર પછી તે સર્વ જમવાને બેઠી ગયાં અને આનંદથી ભોજનને ન્યાય આપવા લાગ્યા. એ વેળાએ ગોવા-

ળિયો ઘડો લઈને નદીપર પાણી ભરવાને ચાલ્યો ગયો અને જાણે કપડાં પણ ત્યાં ધોવાનાં હોય તવો દેખાવ કરીને પોતાનાં કપડાંનું પોટલું પણ તેણે બગલમાં મારી લીધું. તેને નદીએ જતી જોઈને ડાકિનીએ કહ્યું કે;–"જરા થોભી જા, એટલે હું પણ તારી સાથે આવું છું." આ ભોજનની સમાપ્તિ કરીને ડાકિની પોતે પણ પોતાના દીકરાની વહૂ સાથે નદીપર જવાને ઘરમાંથી બહાર નીકળી. જ્યારે તે બન્ને નદીપર આવ્યાં, એટલે તરત વહૂ બનેલો ગોવાળિયો નદીના પાણીમાં કૂદી પડ્યો અને તરીને ડાકિનીથી બહુ જ છેટો નીકળી ગયો. વૃદ્ધ ડાકિની પોકાર કરીને કહેવા લાગી કે;–"દીકરી! હવે પાછી વળ; કારણ કે, રાત પડવા આવી છે." તેના આ શબ્દો સાંભળીને ગોવાળિયાએ કાઢી શકાય તેટલો મોટો સાદ કાઢીને જવાબ આપ્યો કે;–"કોણ દીકરી ને કોણ વહૂ, રાંડ રાંખણી! જો આ ભાયડા તારી વહૂનાં માંસનું તને ભોજન જમાડીને ચાલ્યા પાછા પોતાને ઘેર ક્ષેમ અને કુશળતાથી નાચતા ને કૂદતા!"



## રાજપુત્ર અને કોટવાલપુત્ર

એક રાજકુમાર અને એક કોટવાલપુત્ર બન્ને એક બીજાના પ્રાણપ્રિય મિત્ર હતા. તેમના રમવા, જમવા, ભમવા અને વિરમવા આદિના સર્વ વ્યવસાયો સાથે જ ચાલતા હતા; કહેવાનો સારાંશ એટલો જ કે, તેઓ એકબીજાથી એક ક્ષણ માત્ર પણ જૂદા પડતા નહોતા. એક દિવસ કોટવાલપુત્રે રાજપુત્રને કહ્યું કે;–"બંધુ રાજકુમાર! આપણે આપણાં સાસરિયાંમાં જઈ આવીએ તો સારું, એવો મારો વિચાર થયા કરે છે; તારો શો અભિપ્રાય છે?" એના ઉત્તરમાં રાજકુમારે જણાવ્યું કે;–"જો તારી ઇચ્છા હોય તો મારી કોઈ પણ પ્રકારની પ્રતિકૂલતા નથી." એ ઉત્તર સાંભળીને કોટવાલપુત્ર પુનઃ બોલ્યો કે;–"વારુ ત્યારે મારાં સાસરિયાંમાં તું મારી સાથે આવજે અને તારાં સાસરિયાંમાં હું તારી સાથે આવીશ એટલે મારાં સાસરિયાંને તારો પરિચય થશે અને તારાં સાસરિયાંને મારો પરિચય થશે અને એવી રીતે સર્વને પરસ્પર પરિચયનો લાભ મળશે." રાજકુમારે કહ્યું કે;–"જેવી તારી ઇચ્છા; આપણી કોઈ વાતે ના નથી." કોટવાલપુત્રે કહ્યું કે;–"ત્યારે હવે આપણે સત્વર પ્રયાણ કરીએ અને પ્રથમ આપણે મારાં સાસરિયાંમાં જઈશું." રાજકુમારે ઉત્તર આપ્યું કે;–"એમાં પણ આપણો કશો વાંધો નથી." તેમણે ત્યારપછી તેમનાં માતાપિતાની આજ્ઞા લીધી અને પ્રવાસમાં નીકળવાને તેઓ તૈયાર થઈ ગયા.

પ્રથમથી કરેલા નિશ્ચય પ્રમાણે તેઓ પ્રથમ કોટવાલપુત્રનાં સાસરિયાંમાં ગયા. જ્યારે તેઓ ત્યાં આવી લાગ્યા એટલે કોટવાલપુત્ર સીધો ઘરમાં ચાલ્યો ગયો અને રાજપુત્ર તેની વાટ જોતો બહાર ઉભો રહ્યો. પોતાનો જમાઈ—કોટવાલપુત્ર—ને જોઇને તેના સસરાનો આનંદનો અવધિ થયો અને તેથી સસરાએ જમાઇનો અંતઃકરણપૂર્વક સત્કાર કર્યો. એ પછી કોટવાલપુત્રે સાસરિયાંમાંનાં માણસોને કહ્યું કે;—"મારો એક નોકર સાથે આવ્યો છે અને તે બહાર ઊભો છે એટલે તેની પણ થોડી ઘણી ખાતર બરદાસ્ત કરજો." રાજકુમાર દ્વારની પાસે જ ઊભો હતો એટલે કોટવાલપુત્રના આ શબ્દો તેણે બરાબર સાંભળ્યા અને તેથી પોતાના મનમાં પશ્ચાત્તાપ કરતો તે કહેવા લાગ્યો કે;—"મેં આ નીચ પુરુષમાં જે અતિ વિશ્વાસ રાખવાનો ભયંકર પ્રમાદ કર્યો છે, તેનો જે આ બદલો મળ્યો તે યોગ્ય જ છે. છતાં હવે પછી શું થાય છે અને મારા ભાગ્યમાં શું ભોગવવાનું લખ્યું છે, તેની અહીં ઊભા રહીને મારે વાટ જોવી જ જોઇએ. સંસારરૂપ શાળામાં આજે જે આ નવીન પાઠ ભણવાનો અવસર આવી મળ્યો છે, તેનો યોગ્ય લાભ મારે મેળવવો જ જોઇએ."

થોડા વખત પછી કોટવાલપુત્રના ઘોડામાટે ઘાસ ન હોવાની વાત નીકળી એટલે કોટવાલપુત્રે સાસરિયાંનાં માણસોને કહ્યું કે;—"મારો નોકર બહાર બેઠો હશે તેને દાતરડું આપો અને ઘાસ કાપી લાવીને ઘોડાને ખવડાવવાનું કહી દ્યો." ઘરનાં માણસોએ તેની આજ્ઞા પ્રમાણેનું વર્તન કર્યું; તેમણે રાજકુમારના હાથમાં દાતરડું પકડાવ્યું અને ઘાસ વાઢી લાવીને ઘોડાને ખવડાવવાનો હુકમ તેને સંભળાવી દીધો. રાજકુમાર દાતરડું હાથમાં લઇને વિચાર કરવા લાગ્યો કે,—"અત્યારે અહીં મારાથી બીજું શું કરી શકાય એમ છે?" અર્થાત્ તેનો અજાણ્યા ગામમાં બીજો ઉપાય ન હોવાથી લાચારીએ તે બિચારો ઘાસ વાઢવાને ચાલતો થયો. તેણે હજી એકાદ પૂળા જેટલું પણ ઘાસ કાપ્યું નહોતું એટલામાં તો ઘાસ વાઢવાની આવડત ન હોવાથી દાતરડું તેની આંગળીપર ફરી ગયું અને તેમાંથી રક્તનો ભયંકર પ્રવાહ નીકળવા માંડ્યો. એ વાઢથી અસહ્ય વેદના થતાં રાજકુમાર એક બાળક પ્રમાણે ઓછકાર મૂકીને રડવા લાગ્યો. એ જ ક્ષણે બનાવ એવો બન્યો કે, ભગવતી પાર્વતી અને મહાદેવ શંકર એ માર્ગમાંથી નીકળ્યાં અને ત્યાં રાજકુમારનો રોદનધ્વનિ સાંભળીને ભગવતીએ પોતાના પતિ શંકરને કહ્યું કે;—"પ્રાણનાથ! અહીં અત્યારે આવો મનોવેધક આક્રન્દ કોણ કરે છે, તે આપણે જોઇએ." એના ઉત્તરમાં મહાદેવ બોલ્યા કે;—"તમારો તો સદાને માટે આવો ને આવો જ સ્વભાવ રહી ગયો! અસંખ્ય પ્રશ્ન પૂછ્યા વિના તમે કોઇવાર

પણ માર્ગમાં ચાલ્યાં હો, એવું મને સ્મરણ નથી. કોણ રડે છે, શા કારણથી રડે છે અને તેનું રોદન અટકશે કે નહિ, ઇત્યાદિ સર્વ બાબતોનો મારે તમારી આગળ ખુલાસો કરવો જ જોઇએ, એવો એક નિયમ જ થઈ ગયો છે. કૃપા કરીને અત્યારે આ ઘટનાનો વધારે ઊહાપોહ ન કરો અને મારી સાથે ચાલ્યાં આવો." આ ઉત્તર સાંભળીને દેવી પાર્વતી કહેવા લાગ્યાં કે;–"તમારે આનો ખુલાસો મારી આગળ અત્યારે અને આ પળે જ કરવો પડશે; અને જ્યાંસુધી એનો ખુલાસો કરવામાં નહિ આવે, ત્યાંસુધી હું અહીંથી આગળ એક ડગલું પણ ભરવાની નથી. અમારૂં આટલું પણ ન ચાલે?" જ્યાં સ્ત્રીહઠ આવીને ઊભી રહી, ત્યાં મહાદેવ બિચારા શું કરી શકે વારૂ? અર્થાત્ રાજકુમારની કથા પાર્વતીજીને સંભળાવ્યા વિના તેમનો છૂટકો જ નહોતો. મહાદેવે પાર્વતીને રાજકુમારનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને તે સાંભળીને પાર્વતીએ કહ્યું કે;–"ચાલો ત્યારે આપણે તે રાજકુમાર પાસે જઈએ." મહાદેવ બોલ્યા કે;–"બહુ સારૂં, ત્યારે ચાલો મારી સાથે." મહાદેવ અને પાર્વતી બન્ને રાજકુમાર પાસે ગયાં અને પાર્વતીએ રાજકુમારને પૂછ્યું કે;–"તું કોણ છે અને શામાટે રડે છે?" એના ઉત્તરમાં રાજપુત્રે પોતાની સમસ્ત કથા પાર્વતીજીને કહી સંભળાવી અને તે સાંભળી પાર્વતીજીએ તેને આશ્વાસન આપીને કહ્યું કે;–"નિર્ભય થા અને તારી જે આંગળી કપાયલી છે તેને પાછી તેના સ્થાને રાખીને આ મંત્રનો ઉચ્ચાર કર;–

"શિવ પાર્વતીના શબ્દનું પરિણામ એ સત્વર થશે;
બન્ને વિભાગો ભિન્ન તે સાથે મળી ચોંટી જશે!"

રાજકુમારે પાર્વતીજીની આજ્ઞા પ્રમાણે એ મંત્રનો ઉચ્ચાર કર્યો અને તેથી તત્કાળ તેની કપાયલી આંગળી પાછી ચોંટી ગઈ અને જખમ પણ રૂઝાઈ ગયો. રાજપુત્રે મહાદેવ અને પાર્વતીની અંતઃકરણપૂર્વક સ્તુતિ કરી અને ત્યારપછી મહાદેવ તથા પાર્વતી તેને ઇચ્છિત વરદાન આપીને પોતાના માર્ગે ચાલ્યાં ગયાં. તેણે ઘાસ વાઢી લઇને તેની ભારી બાંધી પોતાના માથાપર ઉપાડી લીધી અને ઘરતરફ ચાલવા માંડ્યું.

ઘણાક દિવસ એ જ પ્રમાણે વીતી ગયા, પરંતુ બિચારા રાજકુમારનાં શારીરિક અને માનસિક દુઃખોનો અંત ન આવ્યો. એક દિવસ તે પોતાના મનમાં વિચાર કરતો કહેવા લાગ્યો કે;–"હવે મારે એ નાદાન છોકરાને એક બરાબર જેવો પાઠ ભણાવવો પડશે જ અને તે હવે હું સત્વર જ ભણાવીશ." એજ રાતે જ્યારે કોટવાલપુત્ર અને તેની સ્ત્રી પોતાના શયનમંદિરમાં ગયાં, તે વેળાએ આસપાસમાં તેમની ચેષ્ટાને જોવા-

માટે રાજપુત્ર છૂપાઇને ઊભો રહ્યો. કોટવાલપુત્રે પર્યંકશય્યામાં બેસીને હુક્કાની નળીને પોતાના હાથમાં લીધી અને તેને મોઢામાં નાખીને તે ફૂંક તાણવાની તૈયારીમાં હતો, એટલામાં રાજકુમાર પાર્વતીના આપેલા મંત્રને ઉચ્ચારતો બોલ્યો કે;–

"શિવ પાર્વતીના શબ્દનું પરિણામ એ સત્વર થશે;
બે વસ્તુઓ જે ભિન્ન છે સાથે મળી ચોંટી જશે!"

તત્કાળ હુક્કાની નળી કોટવાલપુત્રના હોઠ સાથે એવી તો મળી ગઈ કે, જાણે તેના મુખનો એક કુદરતી ભાગ જ હોયની! એટલામાં કોટવાલપુત્રની સ્ત્રી ત્યાંથી હુક્કો ઉપાડી લેવાને આવી, પરંતુ જેવો તેણે હુક્કાની નીચેના પહોળા ભાગને સ્પર્શ કર્યો કે તત્કાળ રાજપુત્રે પુનઃ તે જ મંત્રને ઉચ્ચારીને કહ્યું કે;–

"શિવ પાર્વતીના શબ્દનું પરિણામ એ સત્વર થશે,
બે વસ્તુઓ જે ભિન્ન છે સાથે મળી ચોંટી જશે!"

તરત કોટવાલપુત્રની વહૂના હાથ સાથે હુક્કાનો નીચેનો ભાગ સચાઈ ગયો. આ ચમત્કાર થતાંની સાથે જ કુટુંબનાં સર્વ મનુષ્યોને બૂમો મારીને તે સ્ત્રીએ પોતાની મદદે બોલાવ્યાં અને સર્વ મનુષ્યો તે ક્ષણે જ ત્યાં આવી લાગ્યાં. પરંતુ જ્યાં કોઈ મનુષ્ય તેને સ્પર્શ કરતુ કે રાજપુત્ર તત્કાળ પોતાના મંત્રને ઉચ્ચારતો હતો અને તેથી હુક્કાને સ્પર્શ કરનાર પ્રત્યેક મનુષ્યના હાથ હુક્કા સાથે મળીને ચોંટી જતા હતા. તે સર્વ જનો હવે મહા ભયંકર અવસ્થામાં આવી પડ્યા અને એમાંથી છૂટવાનો એક પણ ઉપાય તેમના જોવામાં આવ્યો નહિ. અંતે ગૃહસ્વામીએ પોતાનો અભિપ્રાય દર્શાવીને કહ્યુ કે:–"કોઈ માણસને આપણા પુરોહિતને ઘેર મોકલો અને તેને આ ઘટનાથી જાણીતો કરો." પરંતુ એકલા રાજપુત્ર વિના સર્વ જનો એક બીજા સાથે ચોંટી ગયેલા હોવાથી છેવટે એ રાજકુમારને જ ત્યાં મોકલવામાં આવ્યો.

પુરોહિતના ઘરને શોધી કાઢવામાં રાજપુત્રને વધારે વિલંબ લાગ્યો નહિ અને ત્યાં પહોંચતાંની સાથે જ તેણે પુરોહિતને બનેલા બનાવનો સર્વ વૃત્તાંત સંભળાવીને તરત પોતાની સાથે ત્યાં આવવાની પ્રાર્થના કરી. પુરોહિત બહુ જ ઉતાવળમાં ત્યાં જવાને તૈયાર થયો; પણ એટલામાં તેની પત્નીએ તેને કહ્યું કે,–"હું પણ તમારી જોડે આવીશ." પુરોહિતે આશ્ચર્યચકિત થઈને કહ્યુ કે;–"આટલી મોડી રાતે તુ તે વળી મારી સાથે ક્યાં આવીશ?" પુરોહિતની પત્નીએ એના ઉત્તરમ જણાવ્યું કે;–"મારો નિશ્ચય છે કે, આપણા યજમાનને ત્યાં અવશ્ય કોઈ પણ પ્રકારનો આનંદોત્સવ ચાલી રહ્યો હશે અને તેથી જ તેમાં

તમને આટલી ઉતાવળથી બોલાવી મંગાવ્યા છે. એટલે તમે આનંદોત્સવમાં ભાગ લ્યો અને હું એકલી માખો મારતી ઘરમાં બેસી રહું એમ કદાપિ થવાનું નથી. હું સાફ કહું છું કે, અત્યારે હું જીવ જતાં પણ તમારી સાથે ત્યાં આવ્યા વિના અને આનંદમાં ભાગ લીધા વિના નથી જ રહેવાની!" પુરોહિતે તેને સમજાવવાના અનેક પ્રયત્ન કર્યા, પણ જ્યારે સ્ત્રીએ પોતાના હઠનો ત્યાગ ન જ કર્યો, એટલે છેવટે પુરોહિતે કંટાળીને કહ્યું કે;—"ચાલ ત્યારે થા તૈયાર." એમ કહીને પુરોહિતે રાજપુત્રને રવાના કરી દીધો અને ત્યાર પછી પોતે પોતાની સ્ત્રીને લઈને ત્યાં જવાને ઘરમાંથી નીકળ્યો. હવે બનાવ એવો બન્યો કે, જે માર્ગમાં થઈને એ લોકો જવાનાં હતાં, તે માર્ગની વચ્ચે પાણીનો એક વહેળો આવતો હતો, એટલે જ્યારે તેઓ ત્યાં આવી લાગ્યાં ત્યારે પુરોહિતની સ્ત્રીએ પોતાના પતિને ઉદ્દેશી કહ્યું કે;—"આવી મોડી રાતે આ પાણીના બળવાન્ પ્રવાહમાંથી પગે ચાલીને પસાર થવું. એ મારામાટે સર્વથા અશક્ય છે." રાજપુત્ર પણ એ દંપતીના આગમનની વાટ જોઈને એ સ્થળે જ ઊભો રહ્યો હતો અને તે પ્રવાહના તીરે એક સ્થળે સંતાઈને તેમની આ વાતચીત સાંભળ્યા કરતો હતો. તેની સ્ત્રીનાં ઉપર્યુક્ત વાક્ય સાંભળીને તે આગળ આવીને પુરોહિતને કહેવા લાગ્યો કે;—"પૂજ્ય પુરોહિત! મારાં પૂજ્ય માતુશ્રીને આપ પોતાના સ્કંધભાગપર ઊપાડી લ્યો અને પ્રવાહને ઓળંગી જાઓ; કારણ કે, અહીં વધારે ઊંડાં પાણી નથી." આ ઉપદેશ સાંભળીને પુરોહિતની પત્નીએ પોતાના પતિને કહ્યું કે;—"પ્રવાહને ઓળંગવાનો આ બહુ જ સારો ઉપાય છે. મને તમે પોતાની પીઠપર ઉપાડી લ્યો, પ્રવાહને ઓળંગી જાઓ અને સામે પાર પહોંચ્યા પછી જમીનપર ઊતારી નાંખજો." બિચારો ગરીબ બ્રાહ્મણ શું કરે? બીજો કોઈ પણ ઉપાય ન જોઈને તેણે પોતાની સ્ત્રીને પોતાની પીઠપર ઉપાડી લીધી અને તે ભાર સાથે પ્રવાહને ઓળંગીને સામે પાર પહોંચી ગયો. પણ, તે હજી પ્રવાહના મધ્યમાં હતો, તે સમયે જ રાજપુત્રે બરાબર લાગ સાધીને પોતાને મળેલા મંત્રનો ઉચ્ચાર કર્યો કે;—

"શિવ પાર્વતીના શબ્દનું પરિણામ એ સત્વર થજો;
એ દંપતી આ ભિન્ન તે સાથે મળી ચોંટી જજો!"

બ્રાહ્મણે સામે તીર પહોંચ્યા પછી પત્નીને પીઠપરથી નીચે ઉતરવાનું કહ્યું, પણ તે બિચારી ઊતરી શકી નહિ. બ્રાહ્મણ "હવે જલદી ઉતર, ઉતરી જા!" કહેતો જતો હતો અને તેનો તેને "મારાથી ઉતરી શકાતું નથી. મારાથી ઉતરી શકાતું નથી!" એવો જ જવાબ પત્નીના મુખમાંથી મળ્યા કરતો હતો. અહીં વળી એક નવીન અને મહાભયંકર

ભયંકરતાનો ઉદ્ભવ થયો. છેવટે સ્ત્રીને પીઠપર રાખીને જ પુરોહિત પોતાના યજમાનને ત્યાં જઈ પહોંચ્યો. જ્યારે તે યજમાનના ઘરમાં આવી લાગ્યો ત્યારે તેની એ અવસ્થાને જોઇને સર્વ જનો મહા વિકટ હાસ્ય કરવા લાગ્યા. તેમણે પુરોહિતને પૂછ્યું કે;–"પૂજ્ય પુરોહિત! આમારાં પૂજ્ય માતુશ્રીને આપે પોતાની પીઠપર શા કારણથી બેસાડ્યાં છે વારુ?" એનું ક્રોધથી ઉત્તર આપતાં પુરોહિતે કહ્યું કે;–"એનો હું શો જવાબ આપું? આના જેવી આજ્ઞા ઉલ્લંઘિની અને સ્વચ્છંદ સ્ત્રી મેં આજ સૂધીમાં બીજી એક પણ જોઈ નથી." પુરોહિતનું આ ઉત્તર સાંભળીને તે સર્વ જનો તેની સ્ત્રીને સંબોધીને કહેવા લાગ્યા કે;–"પૂજ્ય માતા! તમે પુરોહિતજીની પીઠપરથી નીચે ઉતરો; કારણ કે, આ સારું દેખાતું નથી!" એના ઉત્તરમાં બ્રાહ્મણીએ જણાવ્યું કે;–"હું નીચે ઉતરી નથી શકતી!" તેનું આ ઉત્તર સાંભળીને તેમણે કહ્યું કે;–"ત્યારે તો તમારી પણ અમારા જેવી જ દશા થયેલી દેખાય છે. જો એમ જ હોય તો પછી તમને બોલાવવાનો અમારો શ્રમ વ્યર્થ થયો છે અને તમારાથી અમને કશો પણ લાભ થવાનો નથી, એ નિશ્ચિત છે. જે પોતે જ માંદો હોય તો તે બીજાના દર્દની શી દવા કરી શકે વારુ? હાયરે હવે અમારે કોને બોલાવવો અને કયાં જવું?" આવી રીતે તેઓ અત્યંત હૃદયભેદક આક્રંદ કરવા લાગ્યા.

આવી પરિસ્થિતિમાં આવી પડવાથી તેઓ પૃચ્છા કરવા લાગ્યા કે;–"પેલો નોકર કયાં છે?" પુરોહિતે જણાવ્યું કે;–"મને બોલાવવામાટે તમારો એ નોકર જ આવ્યો હતો." આ ઉત્તર સાંભળીને ગૃહસ્વામીએ તેને બોલાવવાની આજ્ઞા આપી અને તેના આવ્યા પછી તેણે તેને ઉદ્દેશી કહ્યું કે;–"આ સઘળા ગડબડ ગોટાળા વિશે તું જે કાંઈ પણ જાણતો હોય, તે અમને જણાવી દે," એના ઉત્તરમાં રાજપુત્રે જણાવ્યું કે;– "સ્વામિન્! હું આપનો એક સાધારણ દાસ છું, એટલે આવા બનાવોને જાણવાની મારામાં તે શી ગતિ હોય વારુ?" પરંતુ ગૃહસ્વામીએ જ્યારે અત્યંત આર્જવતાપૂર્વક આગ્રહ કર્યો ત્યારે તેણે જણાવ્યું કે;–"આ તમારી જે આવી દુર્દશા થઈ છે, તે કેવળ તમારા કૃતઘ્ન જમાઈના ભયંકર અપરાધનું જ પરિણામ છે. મને તમારા જમાઇએ માસ વાઢવાને મોકલ્યો હતો, તેના પરિણામે જ આ સર્વ પરિસ્થિતિ ઉપસ્થિત થયેલી છે." આ ઉત્તર આપતાં તે સર્વ વિશે હૃદયમાં દયા અને કરુણાનો ઉદ્ભવ થતાં તેણે પોતાના મંત્રનો કિંચિત્ પરિવર્તન સાથે નીચે પ્રમાણે ઉચ્ચાર કર્યો;—

"શિવ પાર્વતીના શબ્દનું પરિણામ એ સત્વર થજો;
ચોંટેલાં જે છે જનો તે સર્વ મુક્ત થઈ જજો!"

આ વાક્યોના ઉચ્ચાર સાથે જ તે સર્વ એક બીજાથી છૂટાં થઈને પોતાની પૂર્વ સ્થિતિમાં આવી ગયાં. એ પછી કોટવાલપુત્રના શ્વસુર કિંવા ગૃહસ્વામીને રાજપુત્રનો પરિચય થતાં તેણે તેનો યોગ્યતા પ્રમાણે આદર-સત્કાર કર્યો અને પોતાના થયેલા પ્રમાદની તેની પાસેથી અત્યંત કરુણાજનક અને નમ્રતાદર્શક શબ્દોથી ક્ષમા માગી. એ પ્રમાણે અપરાધીને તેના અપરાધની યોગ્ય શિક્ષા આપીને રાજકુમાર પોતાના નિવાસસ્થાન પ્રતિ જવાને ત્યાંથી પ્રયાણ કરી ગયો. કોટવાલપુત્રે મરણ પર્યન્ત રાજકુમારને પોતાનું મુખ બતાવ્યું નહિ.



## તિલભૂસ્કી અને ચલભૂસ્કી અથવા બે નવવધૂ

એક સમયને વિશે અમુક એક ગ્રામમાં એક અત્યંત ધનાઢ્ય બ્રાહ્મણ જમીનદાર વસતો હતો કે જેને આસપાસનાં ગામોના સર્વ લોકો અત્યંત માનની દૃષ્ટિથી જોતા હતા અને તેની ઘણી જ સારી પ્રતિષ્ઠા જાળવતા હતા. એ બ્રાહ્મણની બે સ્ત્રીઓ હતી; કારણ કે, એની પ્રથમ સ્ત્રીને કાંઈ પણ સંતાન ન થવાથી તેને બીજી સ્ત્રી કરવાની આવશ્યકતા પડી હતી. નવી સ્ત્રી અત્યંત મળતાવડા સ્વભાવની અને પોતાના પતિમાં અત્યંત પ્રેમ રાખનારી હતી; પરંતુ જૂની સ્ત્રી ભયંકરતાની મૂર્તિ, ક્લેશ-કલહની પ્રતિમા અને અવળચંડી હતી, એટલું જ નહિ, પણ પોતાના પતિને ધિક્કારની દૃષ્ટિથી નિહાળનારી હતી. પતિ પોતે બન્ને સ્ત્રીઓમાંની નવી સ્ત્રીને અંતઃકરણના પ્રેમથી ચાહતો હતો અને જૂની સ્ત્રીને જો કે ધિક્કારતો હતો, છતાં પણ બહારથી જૂની સ્ત્રીને પણ ગૃહમાં ક્લેશ અને કલહ ન થવા પામે, એટલામાટે 'नारीजने धूर्त्तता' એ તત્ત્વને અનુસરીને ઔપચારિક પ્રેમ બતાવવાના કાર્યમાં સંપૂર્ણ દક્ષતા રાખતો હતો; અર્થાત્ બન્ને સ્ત્રીઓમાં શાંતિ અને સંતોષને જાળવી રાખવામાટે, તે પોતાથી બની શકતા સર્વ પ્રયત્નો કરતો હતો.

એક દિવસ એ જમીનદારને ઘેર ભિક્ષા લેવામાટે એક તપસ્વી આવી લાગ્યો. નવી સ્ત્રી એ તપસ્વીને આવેલો જોઇને તેને આપવામાટે ચોખા અને અન્ય વસ્તુઓ લઇને દ્વારમાં આવી પહોંચી. પરંતુ એ ભિક્ષાનો સ્વીકાર કર્યા પૂર્વે તે તપસ્વીએ પૂછ્યું કે;–"માતા, તમને કાંઈ સંતાન છે ખરાં કે ?" એના ઉત્તરમાં તે નવી સ્ત્રીએ જણાવ્યું કે;–"ઠાકુર, હું અત્યંત અભાગિની છું. ભગવાને આ અભાગિનીને એક પણ સંતાન આપવાની ઉદારતા બતાવી નથી." આ ઉત્તર સાંભળીને તે યોગી કહેવા લાગ્યો કે:–"ત્યારે તો માતા, તમારા દાનનો મારાથી કદાપિ સ્વીકાર કરી શકાય

તેમ નથી; કારણ કે, સંતાનહીન અથવા વંધ્યાસ્ત્રીનો હસ્ત અપવિત્ર હોય છે અને તેથી વંધ્યા વનિતાના હસ્તેથી અપાયલા દાનને સ્વીકારતાં યોગી પોતાની તપશ્ચર્યાના પ્રભાવથી પતિત થઈ જાય છે. એટલું જ નહિ, પણ વંધ્યા નારીને સ્વર્ગપ્રાપ્તિનો પણ અધિકાર હોતો નથી" આટલું કહીને તે યોગી ભિક્ષા લીધા વિના જ ત્વરિત ત્યાંથી ચાલ્યો ગયો. તપસ્વી યોગીનાં એ વચનો સાંભળીને દીન અબળા બોર બોર જેવડાં અશ્રુ વર્ષાવીને રોવા લાગી અને પોતાના પતિ પાસે જઇને કહેવા લાગી કે;–"હવે મારાથી દીર્ઘકાળ પર્યન્ત જીવનને ધારણ કરી શકાય તેમ નથી." તેના પતિએ ગભરાઇને પૂછ્યું કે;–"કેમ એટલું બધું શું થઈ ગયું છે વારુ? કોઇએ તારું અપમાન કર્યું હોય તો મને જણાવી દે કે, તે અપમાન કરનાર કોણ હતું એટલે હું તેની પાસેથી એનો બરાબર બદલો લઈ શકું એમ છે." એના ઉત્તરમાં નવીએ જણાવ્યું કે;–"ના ના, એમાંનું કશુંય નથી. હમણાં જ એક યોગી ભિક્ષા લેવામાટે આપણા દ્વારે આવ્યો હતો અને હું તેને દાન આપવાને દ્વારમાં ગઈ હતી. પરંતુ તેણે એમ કહીને મારા હસ્તના દાનનો અસ્વીકાર કર્યો કે, વંધ્યા સ્ત્રીના હસ્તથી દાનનો સ્વીકાર કરવો, તે એક મહા પાપ છે અને એથી તપશ્ચર્યાનું સર્વ ફળ નષ્ટ થઈ જાય છે; તેમ જ વંધ્યા વનિતાને સ્વર્ગમાં જવાનો અધિકાર પણ હોતો નથી. ત્યારે હવે કહો કે, મારા જીવનનું ફળ શું છે વારુ? આના કરતાં મરણ વધારે સારું નથી કે શું?" પોતાની પ્રિયતમા પત્નીના આ ઉદ્ગારો સાંભળીને પતિના હૃદયમાં પણ ખેદનો અતિશય આઘાત થયો. તે પોતાની સ્ત્રીના મનનું સમાધાન કરતો કહેવા લાગ્યો કે;–"જે કાર્યની સફળતાનો આધાર કેવળ ઈશ્વરની ઇચ્છાપર જ રહેલો છે અને જે કાર્યમાં મનુષ્યની શક્તિનો લેશ માત્ર પણ ઉપયોગ થઈ શકતો નથી, તેવા કાર્ય વિશે આટલો બધો શોક અને ખેદ કરવો, એ સર્વથા અયોગ્ય છે. છતાં પણ હું યોગ્ય મંત્ર જંત્ર અને પૂજા વિધિ કરાવીશ અને તેથી કદાચિત્ કૃપાળુ અને દયાળુ ઈશ્વરનું ચિત્ત આપણામાટે આશા છે કે, થોડે ઘણે અંશે પણ પીગળશે."

કેટલોક કાળ વીતી ગયો, અને ત્યાર પછી એક દિવસ એ જમીનદાર પોતાની ડેલીમાં બેઠો હતો, તેવામાં તે જ તપસ્વી પાછો ત્યાં આવી લાગ્યો. એ યોગીને આવતો જોતાંજ જમીનદાર પોતાના આસનપરથી ઊઠીને ઊભો થયો અને તેના તેણે અત્યંત માનપૂર્વક આદરસત્કાર કર્યો. યોગીએ તેને આશીર્વાદ આપી આસને વિરાજ્યા પછી કહ્યું કે;–"મહાશય, મેં સાંભળ્યું છે કે, તમે નિઃસંતાન છો અને આ વાર્તાથી મને અતિશય ખેદ થવાથી હું આપનામાટે એક ઔષધિ લાવ્યો છું કે જે આપે

પોતાની બન્ને સ્ત્રીઓને સમાન ભાગે ખવાડવાની છે. એનું પરિણામ એ થશે કે, આપની બન્ને સ્ત્રીઓને બાળકો અવતરશે અને આપનું વાંઝિયામેણું ટળી જશે." જમીનદારે ઔષધિનો આદરપૂર્વક સ્વીકાર કર્યો અને એ અલભ્ય વસ્તુ આપવામાટે તે યોગીનો તે વારંવાર અંતઃકરણપૂર્વક ઉપકાર માનવા લાગ્યો. યોગી તેને આશીર્વાદ આપીને ત્યાંથી પ્રયાણ કરી ગયો.

જમીનદાર અને યોગીનો જે વેળાએ પરસ્પર વાર્ત્તાલાપ ચાલતો હતો, તે વેળાએ આખો વખત જમીનદારની જૂની સ્ત્રી પાસેના ઓરડામાં જ બેઠી હતી અને તેથી તેણે એ વાર્ત્તાલાપ અક્ષરે અક્ષર સાંભળી લીધો હતો. એટલે યોગીના ગયા પછી તરત તે પોતાના પતિ પાસે આવી અને કહેવા લાગી કે;-"યોગીની આપેલી ઔષધિ મને આપો; કારણ કે, મારે તે ખાવાની છે." એના ઉત્તરમાં પતિએ જણાવ્યું કે;-"એ ઔષધિ તારે એકલીએ ખાવાની નથી, કિંતુ તમો બન્નેએ સરખે ભાગે વ્હેંચી લેવાની છે; કારણ કે, એ ઔષધિ બન્નેમાટે આપવામાં આવી છે." "બહુ સારું, ત્યારે એમ કરીશું." એમ કહી જૂની સ્ત્રી તે ઔષધિ લઇને ગૃહમાં ચાલી ગઈ, એક ખાંડણીમાં નાખીને તેનો ભૂકો કરી નાખ્યો અને સર્વ ઔષધિ પોતે જ સ્વાહા કરી ગઈ. એટલામાં નવી સ્ત્રી આવી અને કહેવા લાગી કે;-"બ્હેન, પેલી ઔષધિ ક્યાં છે? કારણ કે, મારા ભાગની ઔષધિ મારે ખાઈ લેવાની છે." જૂનીએ જણાવ્યું કે;-"ઔષધિ તો બધી હું ખાઈ ગઈ અને તારામાટે હવે જરા પણ ભાગ બાકી રહ્યો નથી. ઔષધિ ખાતી વેળાએ તારા ભાગ વિશેનું મને સ્મરણ જ રહ્યું નહિ અને ભૂલથી બધી ઔષધિ હું ખાઈ ગઈ." આ ઉત્તર સાંભળીને નવી કહેવા લાગી કે;-"શું યોગીએ એ ઔષધિ બન્નેએ સમાનભાગે વ્હેંચીને ખાવાનું ખાસ કહ્યું નહોતું? આમ હોવા છતાં તમે ભૂલથી સર્વ ઔષધિ શા કારણે ખાઈ ગયા વારુ!" જૂનીએ મોહું વાંકું કરીને કહ્યું કે;-"હવે વધારે બડબડાટ કરવાથી તને શો લાભ થવાનો છે વારુ? હું બધી ઔષધિ ગમે તે કારણે ખાઈ ગઈ અને એ વાતનો છેડો આવી ગયો. હવે હું તને બીજી ઔષધિ ક્યાંથી લાવી આપું, મારા બાપ પાસેથી?" નવી આ ઉત્તરથી અત્યંત નિરાશ થઈ ગઈ અને અત્યંત હૃદયભેદક રુદન કરવા લાગી. છેવટે પોતાના હૃદયને કોઈ પણ પ્રકારે સંતુષ્ટ કરવામાટે જૂનીએ જે ખાંડણી અને દસ્તાથી ઔષધિ કૂટી હતી, તે ખાંડણી અને દસ્તાને ધોઇને તે પાણી નવીએ પી લીધું.

આ પાણી પીવાથી થોડા સમયમાં જ તે સગર્ભા થઈ અને જૂનીને પણ ઔષધિના યોગે સગર્ભા અવસ્થાને પ્રાપ્ત કરવાનો પ્રસંગ મળ્યો.

ભવિષ્યમાં સંતાનયુક્ત થવાની આશાનો ઉદય થવાથી જમીનદારનો હર્ષ છલકાઈ જવા લાગ્યો અને તેથી ગર્ભાધાનવિધિના પ્રસંગે જે જે ખર્ચ કરવામાં આવે છે, તે ખર્ચ તેણે અત્યંત ઉદારતા અને લખલૂટપણાથી કર્યો. યોગ્ય કાળ આવતાં બન્ને સ્ત્રીઓએ બે પુત્રીઓને જન્મ આપ્યો. નવીની પુત્રી તે એક અત્યંત આકર્ષક સૌન્દર્યપ્રતિમા હતી અને જૂનીની કન્યા વિદ્રૂપતા અને કુરૂપતાના એક આદર્શ આકારરૂપ હતી. પિતા બહારથી તો એ બન્ને પુત્રીઓ વિશે સમાન પ્રેમની ભાવના જ દર્શાવતો હતો, પરંતુ અંદરખાનેથી નવીની પુત્રીમાં જ તેનો અધિક પ્રેમભાવ હતો. પણ બીજા મનુષ્યો નવીની પુત્રીને પ્રેમથી તેડીને રમાડતા હતા અને જૂનીના દીકરીને તિરસ્કારની દૃષ્ટિથી નિહાળતા હતા. જેમ જેમ એ બન્ને બાળાઓ વયમાં મોટી થવા લાગી, તેમ તેમ જૂનીના મનમાં નવીની પુત્રી વિશેનો દ્વેષ વધવા લાગ્યો અને દિવસ તથા રાત એ નવીની દીકરીનું કાસળ કેમ કરીને કાઢી શકાય, એ અધમ વિચારમાં જ તે નિમગ્ન રહેવા લાગી. જ્યારે બન્ને બાળાઓ લગ્નયોગ્ય અવસ્થામાં આવી પહોંચી, ત્યારે તો વળી એ ઉભય ભગિનીઓમાંનો સૌન્દર્યભેદ આગળ કરતાં પણ અધિક સ્પષ્ટતાથી વ્યક્ત થવા લાગ્યો. નવીની પુત્રી રંભાતુલ્ય લાવણ્યના સજીવન પ્રતિમા હતી; અને જૂનીની દુહિતા સૂર્પણખાની જીવતી આકૃતિ સમાન દેખાતી હતી. આસપાસનાં ગામોમાંનાં સારાં સારાં કુટુંબોમાંથી એ નવીની પુત્રી તિલભૂરકીમાટેનાં જ માગાં આવતા હતાં; અને જૂનીની દીકરી ચલભૂરકીને પોતાની પત્નીના પદથી વિભૂષિત કરવાની કોઈ પણ વરરાજા પોતાની ખોટી ઇચ્છા પણ દર્શાવતો નહોતો. તિલભૂરકીની યોગ્યતાનો કોઈ વર મળતો નહોતો અને ચલભૂરકીને કોઈ વર પોતાને યોગ્ય ધારતો નહોતો. ચલભૂરકી સર્વત્ર તિરસ્કારની દૃષ્ટિથી જ જોવાતી હતી, અને એનું યોગ્ય કારણ પણ હતું; કારણ કે જેવી તેની મુખમુદ્રા ભયંકર હતી, તેવુંજ તેનું હૃદય પણ મલિન અને ભયંકર હતું. તિલભૂરકી જ્યારે પોતાને ઘેર આવતી ત્યારે સર્વ પાડોશીઓ પ્રસન્ન થતાં હતાં, પરંતુ જ્યારે તેઓ ચલભૂરકીને આવતી જોતાં હતાં ત્યારે હાથમાં વાંસડા લઇને "અહીંથી ટળી જા, ચાલી જા," કહીને તેની પાછળ પડીને તત્કાળ તેને હાંકી કાઢતાં હતાં."

એક દિવસ, એ ગ્રામની આસપાસના જંગલમાં એ દેશના રાજાનો કુમાર મૃગયાના ઉદ્દેશથી આવી લાગ્યો. સમસ્ત દિવસ હિંસ્ર પશુઓની પાછળ પડવાનો પરિશ્રમ તે કરતો રહ્યો અને છેવટે એક હિંસ્ર વનપશુની પાછળ પડતાં તે પોતાના સાથીઓથી છૂટો પડી ગયો. જ્યારે સંધ્યાકાળ થયો ત્યારે તે એકલો જ હતો. દિવસના પ્રકાશમાં પણ તે પોતે જ્યાં

હતો ત્યાં કયા માર્ગથી આવ્યો હતો, એ જાણવાની તેનામાટે શક્યતા નહોતી, તો પછી અંધકારના સામ્રાજ્યમાં તો સત્ય માર્ગ તેને ક્યાંથીજ મળી શકે વારુ? એ ઉપરાંત વળી તે અત્યંત ક્ષુધાતુર અને તૃષાતુર પણ થયેલો હતો. તેમજ મૃગયાના સમસ્ત દિવસના પરિશ્રમથી થાકીને લોથ જેવો થઈ ગયો હતો. કયા માર્ગમાં જવું, એનું ભાન ન હોવાથી કોઈ ગામડામાં જઈ પહોંચવાની આશાથી તેણે સીધા માર્ગમાં આગળ વધવાનો વિચાર કર્યો. અર્થાત્ અશ્વારૂઢ થઈને તેણે પોતાના થાકેલા અશ્વને પાછો ચલાવ્યો અને થોડોક પંથ કાપ્યા પછી કોઈ વસતિ પાસે તે આવી પહોંચ્યો હોય એમ તેને દેખાયું. એ વસતિ અને ગૃહો તિલભૂષ્ણીના પિતાના ગામનાં જ હતાં. એટલે અશ્વને ગામમાં લાવીને રાજકુમારે જમીનદારના ઘર આગળ તેને ઊભો રાખ્યો. ગૃહનો સ્વામી બહાર આવ્યો અને આગંતુકનો રાજકુમાર તરીકે પરિચય થતાં તેણે તેને અત્યંત માન અને સન્માનપૂર્વક આદર આપ્યો. રાજકુમારને ઉત્તમ ભોજન અને જળપાનથી પરિતુષ્ટ કર્યાં પછી તેના શયનમાટે એક ઘણો જ સારો ઓરડો કાઢી આપવામાં આવ્યો અને તેમાં રાજકુમારે ગાઢ નિદ્રાનો આસ્વાદ લઈ આનંદમાં નિશા વીતાડી દીધી.

પ્રભાતમાં જ્યારે રાજકુમાર જાગ્રત થયો અને શયનગૃહમાંથી બહાર નીકળ્યો, તે વેળાએ અચાનક તિલભૂષ્ણીનું મુખમંડળ તેના જોવામાં આવ્યું અને તેના સૌન્દર્યથી તે ક્ષણે જ સર્વ પ્રકારે તે મોહમુગ્ધ થઈ ગયો. રાજકુમાર પોતે પણ અત્યંત સુંદર અને તિલભૂષ્ણીના સૌન્દર્યની સ્પર્ધા કરી શકે તેવો યોગ્ય પુરુષ હતો. તેણે પોતાના યજમાનને પૂછ્યું કે;—"મહાશય, આ બાળા કોની દુહિતા છે વારુ?" એના ઉત્તરમાં જમીનદારે જણાવ્યું કે;—"કૃપાનાથ, આ બાળા મારી પોતાની પુત્રી છે." રાજકુમારે પાછું પૂછ્યું કે;—"એનાં લગ્ન થયાં છે કે કેમ?" પિતાએ કહ્યું કે;—"જી નહિ, એ અદ્યાપિ કુમારિકા છે." એ ઉત્તર સાંભળીને રાજકુમારે કહ્યું કે;—"જો એમ જ હોય અને આપની અનુમતિ મળે એમ હોય, તો હું પોતે એ બાળા સાથે લગ્નસંબંધ કરવાની ઈચ્છા રાખું છું." એના ઉત્તરમાં જમીનદાર પુલકિત વદનથી કહેવા લાગ્યો કે;—"આના કરતાં અમારું વિશેષ ભાગ્ય શું હોઈ શકે વારુ? આપ અત્યારે રાજકુમાર છો, એટલે એક દિવસ રાજા પણ થવાના જ; અને હું તો એક સાધારણ જમીનદાર છું. એક રાજકુમાર સાથે મારી કન્યાનો લગ્નસંબંધ થાય, એથી વિશેષ માન મારા માટે બીજું શું અને કયું હોઈ શકે વારુ! મારી આ કાર્યમાટે સંપૂર્ણ અનુમતિ છે.'

તત્કાળ સર્વ પ્રકારની તૈયારીઓ કરવામાં આવી અને તિલભૂસ્કીના રાજકુમાર સાથેના લગ્નનો વિધિ, શક્ય હતી, તેટલી સર્વ પ્રકારની પૂરી ધામધૂમથી સમાપ્ત કરવામાં આવ્યો. વધૂને પોતાની ઇચ્છા પ્રમાણેનો યોગ્ય વર અને વરને પોતાની ઇચ્છા પ્રમાણેની યોગ્ય વધૂ મળવાથી વર-વધૂ ઉભયનાં અંતઃકરણો હર્ષથી છલકાઈ જવા લાગ્યાં. થોડા દિવસ ત્યાં રહીને રાજકુમારે પોતાના શ્વસુરની જવામાટે આજ્ઞા માગી અને પોતાની નવવધૂને સાથે લઇને તે પોતાના રાજ્યની રાજધાનીના નગરપ્રતિ જવાને ત્યાંથી પ્રયાણ કરી ગયો.

જમીનદારની જૂની સ્ત્રીના મનમાં આ ઘટનાથી દ્વેષ અને અસૂયાના અગ્નિની જ્વાળાઓ ભડકવા માંડી અને તે એટલી સીમા પર્યન્ત કે, પોતાના ગૃહને પણ ત્યાગી દેવાના નિશ્ચયપર તે આવી લાગી. તેણે પોતાના પતિને કહ્યું કે;—"હવે પછી એક દિવસને માટે પણ મારાથી તમારા ગૃહમાં રહી શકાય તેમ નથી. હું અને મારી પુત્રી આ ગૃહને ત્યાગીને ચાલ્યાં જઇશું અને ગમે ત્યાં અન્યત્ર જઇને રહીશું." તેનો પતિ પણ મનમાં તેનાથી ઘણો જ કંટાળી ગયો હતો, એટલે તેણે વધારે ખેંચતાણ ન કરતાં તે કર્કશાને તેની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાની તત્કાળ આજ્ઞા આપી દીધી. એ પછી ગામથી થોડેક છેટે એ કર્કશાએ માર્ગ-પર જ પોતામાટે એક ન્હાનું ઘર બંધાવ્યું અને તેમાં માતા તથા પુત્રી બન્ને એકલી જ રહેવા લાગી.

કેટલાક સમય પછી ચાલતી રૂઢિ પ્રમાણે તિલભૂસ્કીના શ્વસુરે તેને તેનાં પિયરિયાંમાં માતાપિતાને મળવામાટે મોકલી આપી. તિલભૂસ્કીએ કેટલાક દિવસ પિયરમાં વીતાવ્યા અને ત્યાર પછી તે પાછી પોતાને સાસરે જવામાટે પિતાના ગૃહમાંથી વિદાય થઈ. જેવી તેની પાલખી તેના પિતાની જૂની સ્ત્રીના ઝૂંપડા પાસેથી પસાર થઈ કે, તરત તે જૂની સ્ત્રી ઘરમાંથી બહાર દોડી આવી અને તિલભૂસ્કીને બોલાવીને કહેવા લાગી કે;—"એક ક્ષણને માટે થોભી જા અને તારા સાસરાને ત્યાંથી શા શા અલંકારો તને મળ્યા છે, તે અમને બતાવતી જા!" તિલભૂસ્કીએ તરત ભોઇઓને પાલખી ઉતારવાની આજ્ઞા આપી દીધી, અને પોતે પાલખીમાંથી બહાર નીકળીને પોતાની ઓરમાન માતાના ઘરમાં ચાલી ગઈ. તે ઓરમાન માતાએ પ્રત્યેક અલંકારને ધ્યાનપૂર્વક જોવાનો આડંબર બતાવીને તેના સર્વ અલંકારોને પોતાના હાથે જ ઉતારવાનો વ્યવસાય આરંભી દીધો અને તેમ કરતાં તેના કેશમાં પ્રસંગ જોઇને કોઈ ઔષધિ કિંવા કોઈ એક મૂળ બાંધી દીધું. એ મૂળમાં મનુષ્યને તત્કાળ પક્ષીના સ્વરૂપમાં ફેરવી નાખ-વાનો પ્રભાવ સમાયલો હોવાથી તિલભૂસ્કી એક પક્ષિણીના સ્વરૂપમાં

ફેરવાઈ ગઈ અને તે પક્ષિણી તત્કાળ ત્યાંથી ઉડી ગઈ. એ કાર્ય થઈ રહ્યા પછી તે કર્કશા સ્ત્રીએ તિલભૂસ્કીનાં વસ્ત્ર અને આભૂષણોવડે પોતાની કુરૂપા દુહિતાને શૃંગારી અને ત્યાર પછી તેને ઘૂંઘટો કઢાવીને પાલખીમાં બેસાડી દીધી. ભોઇઓ પાલખીને ઉપાડીને પાછા પોતાના માર્ગમાં ચાલતા થઈ ગયા. જ્યારે તેઓ પાલખી સાથે રાજમહાલયમાં આવી પહોંચ્યા, તે વેળાએ સંધ્યાકાળ થઈ ગયો હતો, એટલે ચલભૂસ્કી તરત રાજકુમારના ઓરડામાં ગઈ અને પોતાની પ્રિયતમાને પાછી આવેલી જોઈને રાજકુમારના હર્ષનો અતિરેક થઈ ગયો; કારણ કે, તેને તો પ્રિયતમાનો અલ્પકાળનો વિયોગ પણ યુગોના વિયોગ સમાન ભાસતો હતો; એટલે તેણે તત્કાળ પોતાની અર્ધાંગનાને આલિંગન આપ્યું અને ત્યાર પછી તેની પાસે તે તેના ગળામાં હાથ નાખીને બેસી ગયો. હવે તિલભૂસ્કી જે પક્ષિણીના સ્વરૂપમાં ફેરવાઈ ગઈ હતી, તે પણ રાજકુમારના શયનમંદિરની બારીમાં પડતા એક વૃક્ષની શાખાપર આવીને બેઠી હતી. પોતાના પતિના શયનમંદિરમાંના ચાલતા એ પ્રકારને જોઈને તેણે આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા:-

"તિલભૂસ્કી તો બેઠી છે આ વૃક્ષની શાખાપરે;
ચલભૂસ્કી છે જે તમારા અંકમાંહી સંચરે;
નહિ બુદ્ધિનો છાંટો જરાય કુમારમાં દેખાય છે;
જે સાળીને નિજ અંકમાં બેસાડીને હરખાય છે!"

એ પક્ષિણીના દર્શનથી જાણે પોતાના હૃદયમાં એક પ્રકારની વિલક્ષણ અને અગમ્ય લાગણી થતી હોયની! એવો રાજકુમારને ભાસ થયો. એ વિલક્ષણ આકર્ષણ અને પક્ષિણીએ ઉચ્ચારેલા શબ્દોએ તેના હૃદયમાં એવી શંકાને જાગ્રત કરી દીધી કે, જે સ્ત્રી અત્યારે તેની સાથે બેઠી હતી તે વસ્તુતઃ કદાચિત્ તિલભૂસ્કી ન હોય તો? રાજકુમારને પોતાની પ્રિયતમાનાં સર્વાંગોને ધ્યાનપૂર્વક જોવાનો પ્રસંગ અદ્યાપિ પ્રાપ્ત થયો નહોતો; અર્થાત્ તે માત્ર એટલું જ જાણતો હતો કે, તેની પ્રિયતમા અત્યંત લાવણ્યમયી અને સૌન્દર્યમૂર્ત્તિ છે. અત્યારે તેણે પ્રથમવાર જ પોતાના પડખામાં બેઠેલી સ્ત્રીના શરીરનું સૂક્ષ્મતાથી અવલોકન કર્યું, અને ત્યાં જોકે અંધકારનો વિસ્તાર હતો, છતાં પણ તે જાણી શક્યો કે, એ સ્ત્રીને અને સુંદરતાને સો યોજનનું છેટું હોવું જોઈએ. તેણે તે સ્ત્રીને નીચે બેસાડી દીધી અને કોઈને કાંઈ પણ કહ્યા વિના જ તે બહાર ચાલ્યો ગયો અને ઉતાવળથી તે વૃક્ષના થડ પાસે જઈને તે બોલતી પક્ષિણીને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ તે પક્ષિણી એક શાખાપરથી બીજી શાખાપર કૂદી કૂદીને બેસવા લાગી અને વારંવાર તેના તે જ શબ્દોને

કવિતામાં ઉચ્ચારવા લાગી, કેટલીકવાર સુધી એમ કર્યા પછી તે અચાનક ત્યાંથી ઊડી ગઈ. શોક અને નિરાશાનો અસહ્ય આઘાત થતા રાજકુમારે પોતાના બુદ્ધિબળને સર્વથા ખોઈ દીધુ અને તે વૃક્ષની આસપાસ પ્રદક્ષિણા કરતો પોતાના મુખથી તે પક્ષિણીના શબ્દોનો નીચે પ્રમાણે સતત ઉચ્ચાર કરવા લાગ્યો;—

"તિલભૂરકી તો બેઠી છે આ વૃક્ષની શાખાપરે,
ચલભૂરકી છે જે તમારા અંકમાંહી સંચરે,
નહિ બુદ્ધિનો ઝાંઝો જરાય કુમારમા દેખાય છે,
જે સાળીને નિજ અંકમા બેસાડીને હરખાય છે!"

રાજકુમારના એ વિલક્ષણ સ્વભાવપરિવર્તનના સમાચાર તરત રાજાને પહોંચાડવામાં આવ્યા અને રાજાનો એ એકનો એક પુત્ર હોવાથી રાજા અત્યંત ચિંતાતુર થઈને તે ક્ષણે જ ત્યાં આવી લાગ્યો. તેણે પોતાના પુત્રના શોક અને બુદ્ધિપરિવર્તનના કારણને જાણવાના અનેક પ્રયત્ન કર્યા અને અનેક પ્રશ્ન તેને પૂછ્યા, પરંતુ એ સર્વના ઉત્તરમાં રાજકુમાર કેવળ ઉપર્યુક્ત શબ્દોનો જ ઉચ્ચાર કરતો હતો. રાજાની આજ્ઞાથી રાજકુમારને તેના પોતાના શયનમંદિરમાં લઈ જવામાં આવ્યો અને રાજ્યમાંના સારામા સારા વૈદ્યોને તેના ઉપચારો કરવાની આજ્ઞા આપવામાં આવી. પરતુ વૈદ્યોના એ ઉત્કૃષ્ટ ઉપચારોથી રાજકુમારને કશો પણ લાભ થઈ શક્યો નહિ. ત્યાર પછી બીજા રાજ્યોમાંથી નામાંકિત વૈદ્યોને બોલાવવામાં આવ્યા, પરતુ તેમનાથી પણ રાજકુમારના માનસિક વ્યાધિને ઘટાવવાના કાર્યમા વિજય મેળવી શકાયો નહિ. રાજકુમાર દિવસાનુદિવસ શરીરે ક્ષીણ થતો જતો હતો અને તેથી રાજાની ચિંતાનો પણ અવધિ રહ્યા નહોતો.

એક દિવસ એક પારધી વેચવામાટેનું એક પક્ષી લઈને ત્યાં આવી લાગ્યો. એ પક્ષી મનુષ્ય પ્રમાણે બોલવાના અદ્વિતીય ગુણને ધરાવનારું હતું. આ વાર્તા રાજાના સાંભળવામાં આવતાં તેણે તે પારધીને પોતા પાસે લઈ આવવામાટેની પોતાના અનુચરોને આજ્ઞા આપી અને તે પારધી આવ્યો એટલે 'એ પક્ષીનું મૂલ્ય શું છે?' એમ તેણે તેને પૂછ્યું. પારધીએ તે પક્ષીના મૂલ્ય તરીકે એક સો સુવર્ણમુદ્રાની માગણી કરી. રાજાએ તત્કાળ તેને સો સુવર્ણમુદ્રા આપી દીધી અને એ પક્ષી કદાચિત્ રાજકુમારના મનમાંના શોકાન્વિત વિચારોને દૂર કરી તેના મનને અન્ય દિશામાં વાળી શકશે, એવી ધારણાથી પોતાના અનુચરોને તે પક્ષીને રાજકુમારના ઓરડામાં લઈ જઈને રાખવાની આજ્ઞા કરી દીધી. પરંતુ એ પક્ષીના યોગે રાજકુમારના ઉન્માદમાં જે પરિવર્તન થયું, તે

માત્ર એટલું જ હતું કે, હવે તે એ પક્ષીને એક ધ્યાનથી જોતો બેસી રહેતો હતો અને અખંડ અશ્રુપ્રવાહને વહેવડાવ્યા કરતો હતો. અંતે એક દિવસે તે પક્ષીએ કોઈ પણ પ્રયત્ને લાકડા સાથે પોતાના પગને બાંધી રાખનારી સાંકળને તોડી નાખી અને ત્યાંથી ઊડીને તે રાજકુમારના ખોળામાં આવી પડ્યું. રાજકુમારે તેના મસ્તક અને શરીરપર પ્રેમથી હાથ ફેરવવા માંડ્યો; એમ કરતાં તેના હસ્તને કોઈ કઠિન વસ્તુનો સ્પર્શ થયો હોય એમ તેને ભાસ્યું અને પોતાની કૃતિનું શું પરિણામ થશે, એના લેશ માત્ર પણ જ્ઞાન વિના પોતાની આંગળીઓથી તે કઠિન વસ્તુને ખેંચી કાઢવાનો તેણે પ્રયત્ન કર્યો. એ વસ્તુ અન્ય કાંઈ નહિ, પણ તિલભૂસ્કીના કેશમાં તેની ઓરમાન માતાએ બાંધી દીધેલું વિલક્ષણ પરિણામકારક મૂળિયું જ હતું. જેમ જેમ રાજકુમાર તે મૂળિયાને ખેંચતો ગયો, તેમ તેમ તેના બંધ છૂટતા ગયા અને ત્યારપછી એક ક્ષણ માત્રમાં જ તિલભૂસ્કીને તેનું પોતાનું પૂર્વ સ્વરૂપ પ્રાપ્ત થઈ ગયું. આ ઘટનાથી રાજકુમારને પોતાના ગયેલા બુદ્ધિબળ અને આરોગ્યની પુનઃ પ્રાપ્તિ થઈ ગઈ; કારણ કે, એ સર્વ તિલભૂસ્કીના વિયોગનું જ પરિણામ હતું, એટલે તેના સંયોગથી રાજકુમારના ઉન્માદનો લોપ થવો જ જોઇએ. તિલભુસ્કીએ પોતાપર વીતેલી સર્વ ઘટના અથથી ઇતિપર્યન્ત પોતાના પ્રિયતમ રાજકુમારને કહી સંભળાવી અને જ્યારે તિલભૂસ્કીની ઓરમાન માતાની એ દુષ્ટતા તથા અમાનુષતાની વાર્તા તેના શ્વસુર, એટલે કે રાજાના પોતાના જાણવામાં આવી, ત્યારે તે એટલો બધો કોપાયમાન થઈ ગયો કે, તેણે ચલભુસ્કીના કકડે કકડા કરી નાંખવાનો હુકમ આપી દીધો અને ત્યાર પછી જે જે ઘટનાઓ બની હતી, તેના સાદ્યંત વૃત્તાંત સાથે તે કકડા તેણે તેના પિતા આગળ તેની માતાને ઉપહાર તરીકે આપવામાટે મોકલી આપ્યા. જ્યારે આ સર્વ વાર્તા જમીનદારના—તિલભૂસ્કીના પિતાના—જાણવામાં આવી, ત્યારે તે પણ રાજા જેટલો જ ક્રોધાન્વિત થઈ ગયો અને પોતાની જૂની સ્ત્રીને તરત બોલાવી મગાવીને તેણે તેની પુત્રીના શરીરના કકડા તેને બતાવીને કહ્યું કે;—"આ તારી દુષ્ટતાનું ફળ તારા માટે આવ્યું છે, તે જો અને પ્રસન્ન થા!" એમ કહીને રાજાએ જેવી રીતે ચલભૂસ્કીના કકડા કરાવ્યા હતા, તે જ પ્રમાણે જમીનદારે પોતાની તે દુષ્ટ સ્ત્રીનો વધ કરાવી તેના શરીરના કકડા કરાવીને કૂતરાં કાગડાંને નખાવી દીધા.

વૃદ્ધ રાજાએ આ ઘટના થઈ ગયા પછી અલ્પ કાળમાં પોતાના જીવનકાળમાં જ પોતાના પુત્રનો રાજ્યાભિષેક કરી દીધો અને પોતે વાનપ્રસ્થ આશ્રમને સ્વીકારી લીધો. રાજકુમારે દીર્ઘકાળ પર્યન્ત જીવી પોતાની સુંદર અને ગુણવતી અર્ધાંગના તિલભૂસ્કી સહિત આનંદપૂર્વક

રાજ્યસુખનો ઉપભોગ લીધો અને પ્રજાને સર્વ પ્રકારે સંતુષ્ટ કરી એક આદર્શ રાજા તરીકેની નામના મેળવવાના ભાગ્યને તે પ્રાપ્ત કરી શક્યો.

## બે વરરાજા

વિક્રમાદિત્ય રાજાના સભાભવનમાં એક શુક વસતો હતો. રાજાને એ શુક અત્યંત પ્રિય હતો અને તેથી તે તેની ઘણીજ સારી સંભાળ રાખતો હતો. એ પક્ષીમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ સર્વ કાળની પ્રત્યેક વસ્તુ કિંવા ઘટનાવિશેની સત્ય માહિતી આપવાનું અલૌકિક સામર્થ્ય હોવાથી એ શુકના અનુમોદન અને એ શુકની મંત્રણા વિના રાજા મહત્ત્વનું કોઈ પણ કાર્ય કરતો નહોતો—સારાંશ કે, એ શુક રાજાના સચિવ સમાન જ હતો.

એક દિવસ રાજા પોતાના સભાસદનમાં બેઠો હતો અને એ શુક તેના સિંહાસનની પડખે બેઠો હતો. એ વેળાયે અન્ય કાંઈ પણ કાર્ય કરવાનું ન હોવાથી અને અવકાશની વેળા હોવાથી રાજાએ શુકને પૂછ્યું કે,—"અત્યારે ભાનુમતી રાણી પોતાના મહાલયમાં શું કરે છે વારુ?" એના ઉત્તરમાં શુકે જણાવ્યું કે,—"ભાનુમતી રાણી અત્યારે પુષ્પમાળા ગુંથતા બેઠા છે" રાજાએ બીજો પ્રશ્ન કર્યો કે,—"એ પુષ્પમાળા શા કારણથી અને કોના માટે ગુંથાય છે વારુ?" શુક બોલ્યો કે,—"આજ રાત્રે રાણી ભાનુમતીની સર્વથી કનિષ્ઠ ભગિનીના લગ્નનો સમારંભ થવાનો છે અને તે પ્રસંગે વરરાજાને ઉપહાર તરીકે અર્પવામાટે અત્યારે એ પુષ્પમાળા ગુંથાય છે" રાજાએ કહ્યું કે,—"આજે આ તું કેવી અશક્ય વાર્ત્તા કરે છે, એનું તને કાંઈ ભાન છે ખરું કે? રાણી ભાનુમતી અત્યારે અહીં છે અને તેના પિતાનું, રાજા ભોજનું, રાજ્ય સપ્ત સમુદ્ર અને ત્રયોદશ નદીઓની પેલી પાર બહુ જ દૂર આવેલું છે, એટલે આજ રાતે જ એટલા દૂરના સ્થાનમાં પોતાના બનેવીના ગળામાં પુષ્પમાળા અર્પવામાટે તેનાથી પહોંચી શકાય એવી કદાપિ શક્યતા છે ખરી કે? એટલુંજ નહિ પણ ભાનુમતીએ પોતાની ભગિનીના લગ્નપ્રસંગ વિશે મારી સાથે કશી વાતચીત સુદ્ધાં પણ કરી નથી, તો પછી આમ બને જ કેવી રીતે." રાજાના એ વાદને સાંભળી લઇને શુક શાંતિને જાળવીને કહેવા લાગ્યો કે,—"પ્રતાપી પૃથ્વીપતિ! આ સર્વ રહસ્યનો હું અત્યારે જ આપને સ્ફોટ કરી બતાવું છું. ભાનુમતીએ આ વાર્ત્તા આપને એટલામાટે જણાવી નથી કે, કદાચિત્ આપ એ વાર્ત્તાને જાણશો તો તેમને ત્યાં જવાનું અનુમોદન નહિ આપો, એવી તેમના મનમાં ભીતિ રહ્યા કરે છે. હવે તેઓ ત્યાં પહોંચશે કે કેમ એ વિશે પૂછો તો આજને આજ તેમને

ત્યાં પહોંચી જવામાં કશી પણ કઠિનતા નડવાની નથી. આજ સંધ્યાકાળ પછી રાજા ભોજના રાજ્યમાંથી બે ડાકિનીઓ એક વિશિષ્ટ વૃક્ષ લઇને અહીં આવશે, તે વૃક્ષ રાણી ભાનુમતીને તેમના પિતાના આવાસમાં પહોંચાડશે અને એક જ રાતના કાલાવધિમાં પાછાં આ સ્થાનમાં લાવીને મૂકી જશે."

આ વાર્તા સાંભળીને રાજા આશ્ચર્યચકિત થઈ ગયો અને આ સર્વ રહસ્ય વ્યક્ત કરી બતાવવામાટે પોતાના શુકનો તે અતિશય આભાર માનવા લાગ્યો. તેની પાંખોને પ્રેમથી પસવારીને તેણે સભાનું વિસર્જન કરાવ્યું અને તે પોતે નિત્યના સમય કરતાં બહુ જ વહેલો રાણી ભાનુમતીના આવાસમાં જઈ પહોંચ્યો. ખરેખર રાણી ભાનુમતી એ વેળાએ પુષ્પમાળા ગૂંથતી બેઠી હતી. રાજાને તેના આવવાના સમય કરતાં બહુ જ વહેલો આવેલો જોઇને તે વિમાસણમાં પડી ગઈ અને પોતાથી બની શકે તેટલી ઉતાવળથી પુષ્પમાળાને જો કે તેણે છુપાવી દીધી અને રાજાએ પણ જાણે કશું પણ ન જ જોયું હોય તેવો જ ઉપરથી ભાવ દર્શાવ્યો, પરંતુ રાણીની એ ચપળતા સંપૂર્ણતાથી તેના જોવા અને જાણવામાં તો આવી જ ગઈ. રાજાએ જાણે પોતે કાંઈ જાણતો જ નથી એવો ભાવ બતાવીને રાણીને કહ્યું કે;–"ભાનુમતી! મારા શરીરમાં આજે કાંઇક અસ્વસ્થતા જેવું દેખાય છે અને તેથી આજે આ ક્ષણે જ શયન કરવાની મારી ઇચ્છા થાય છે." રાણીએ રાજાના શયનમાટેની ઉતાવળથી તૈયારી કરી નાખી અને તેના શ્રમના પરિહારમાટે તેની ચરણસેવા આદિ પોતાથી બની શકે તે સર્વ ઉપચારો કર્યાં. નિશાનું જ્યાં આગમન થયું એટલે રાજાએ ગાઢ નિદ્રામાં પડી જવાનો દેખાવ રજૂ કર્યો. એ જ સમયે મહાલયના ઉદ્યાનમાં તે વિશિષ્ટ વૃક્ષસહિત બે ડાકનીઓ આવી પહોંચી અને તેમણે રાણીને પોતાના આવી પહોંચવા વિશેના સમાચાર જણાવી દીધા. રાજા ગાઢનિદ્રાને આધીન થયો હતો એ વિશેનો નિશ્ચય કરી લઇને તે પોતાનાં ઉત્તમોત્તમ વસ્ત્ર અને આભૂષણોથી પોતાના શરીરને શૃંગારવામાટે 'શૃંગારસદન' નામના અન્ય ઓરડામાં ચાલી ગઈ. રાજા જે પ્રસંગને મેળવવાની માર્ગપ્રતીક્ષા કરી રહ્યો હતો તે પ્રસંગ રાણીના 'શૃંગારસદન'માં જવાથી તેને પોતાની મેળે જ પ્રાપ્ત થઈ ગયો. તે તત્કાળ પોતાની શય્યામાંથી ઉઠીને ઉભો થયો, ઉદ્યાનમાં જઇને તે વિશિષ્ટ વૃક્ષપર ચઢી ગયો અને જે સ્થાનમાં શાખાઓનો ઘાટો ભરાવ હતો તે સ્થાનમાં સંતાઇને બેસી ગયો. રાણી પોતાના શૃંગારકાર્યની સમાપ્તિ કરીને પોતાની ગુંથેલી પુષ્પમાળા લઈ બે ડાકિની સાથે વૃક્ષ પાસે આવી પહોંચી. બે ડાકની અને રાણી ત્રણે જણી વૃક્ષમાં

બેસી ગઈ, ત્યાર પછી ડાકિનીઓએ પોતાની આંગળીઓના ત્રણ વાર ટચાકડા ફોડ્યા અને તે સાથે જોતજોતામાં ત્યાંથી ઉડીને તે વૃક્ષ સાત સમુદ્ર અને ત્રયોદશ નદીઓને ઓળંગીને રાજા ભોજના રાજ્યમાં આવી પહોંચ્યું. વૃક્ષ એક ઉદ્યાન પાસે આવીને અટક્યું અને ત્યાં ભાનુમતી તથા ડાકિનીઓ ઉતરીને રાજાના મહાલયમાં ચાલી ગઈ.

વૃક્ષમાં પોતે એકલો જ રહેતાં રાજા વિક્રમાદિત્ય પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે;–"અહીં વધારે વાર બેસી રહેવાથી કશો પણ લાભ થવાનો નથી. મારે આસપાસનું અવલોકન તો કરવું જ જોઇએ." એ પ્રમાણેનો વિચાર કરીને તે પણ વૃક્ષમાંથી નીચે ઉતર્યો. તેના શરીરપર શયનસમયનાં સાધારણ વસ્ત્રો વિના આડંબરનું અન્ય કાંઈ પણ ચિહ્ન ન હોવાથી તે ગમે ત્યાં ચાલ્યો જાય તોપણ તેના માટે ઓળખાઈ જવાનો ભય હતો નહિ, એટલામાટે પ્રથમ તો તેણે ઉદ્યાનની પાસેના શાંત અને એકાંત સ્થાનમાં જવાનો જ વિચાર કર્યો. જો કે તેના ઓળખાઈ જવાનો સંભવ તો નહોતો જ, છતાં પણ પોતાના સ્વરૂપને વધારે છુપાવવાના ઉદ્દેશથી તેણે પોતાના શરીરપર કેટલીક ધૂળ ચોળી લીધી. જ્યારે તે ધૂળ ચોળવાના વ્યવસાયમાં નિમગ્ન હતો, તે વેળાએ દૂરથી આવતો વાદ્યોનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો અને અલ્પ સમયમાં ત્યાં પ્રકાશનો પણ આવિર્ભાવ થયો. વિક્રમાદિત્યે પોતાના મનમા કહ્યું કે;– "ખરેખર વરરાજા પધારતા હોવા જોઇએ અને એટલામાટે મારે એમની દૃષ્ટિથી દૂર જ રહેવું જોઇએ." આમ ધારીને તે માર્ગપરના એક વૃક્ષની પાછળ છુપાઇને ઉભો રહ્યો અને બની શકે તેટલી ઉતાવળથી પોતાના શરીરપર ધૂળ ચોળવા મંડી ગયો.

તત્કાળ વરરાજાની પાલખી એ સ્થાનમાં આવી પહોંચી. હવે બનાવ એવો બન્યો કે, જે રાજકુમાર વરરાજા થઇને પરણવામાટે આવ્યો હતો તે પોતે ખુંધો હતો, એટલું જ નહિ, પણ બીજા પણ એક ભયંકર જીર્ણ રોગથી તે પીડાતો હતો. જે વેળાએ એ વૃક્ષ પાસે પાલખી આવી પહોંચી તે વેળાએ તેના શરીરમાં અત્યંત પીડા થવાથી તેણે પોતાના પાલખી ઉચકનારાઓને ઉભા રાખ્યા અને પોતે પાલખીમાંથી ઉતરીને એકલો જ ત્યાંથી કેટલાક અંતરપરના એક સ્થાનમાં ચાલ્યો ગયો. તેના અનુચરો તેના આગમનની પ્રતીક્ષા કરતા તે વૃક્ષની નીચે બેસી રહ્યા. એટલામાં તે અનુચરોમાંના એકની દૃષ્ટિ અચાનક વિક્રમાદિત્યપર જઈ પડી; કારણ કે, તે અદ્યાપિ શરીરે ધૂળ ચોળતો વૃક્ષની પાછળ જ ઉભો હતો. તેને એક ઉન્મત્ત મનુષ્ય ધારીને તેમણે પકડી લીધો અને ત્યાર પછી તેઓ તેને વરરાજાના પિતા પાસે લઈ ગયા. વિનાકારણ વાતને

વધારીને તેમણે એમ જણાવ્યું કે;–"આ ગાંડો અમારાપર ધૂળ અને પથરા નાખતો હતો અને એટલામાટે એને પકડીને અમે અહીં લઈ આવ્યા છીએ." રાજા, વિક્રમાદિત્યની આકૃતિને જોઇને અત્યંત આશ્ચર્યચકિત થઈ ગયો અને એથી અચાનક એક વિલક્ષણ કલ્પનાનો તેના મસ્તિષ્કમાં આવિર્ભાવ થયો. ઉપરથી ક્રોધનો આડંબર બતાવીને તે રાજા કહેવા લાગ્યો કે;–"હે મૂર્ખ મનુષ્ય! મારા અનુચરોના શરીરપર ધૂળ અને પાષાણ ફેંકવામાં તારો શો ઉદ્દેશ સમાયલો હતો વારુ!" એના ઉત્તરમાં વિક્રમાદિત્યે જણાવ્યું કે;–"મેં એમના શરીરપર ધૂળ અને પથરા નાખ્યા જ નથી. હું મારા પોતાના કાર્યમાં નિમગ્ન થઇને વૃક્ષની પાછળ શાંતથી ઉભો હતો અને એને જ જો મારો અપરાધ માનવામાં આવતો હોય, તો તે એક બીજી વાત છે." રાજાએ વિશેષ ક્રોધ દર્શાવીને કહ્યું કે;–"બસ, વધારે બબડાટ ન કર; તારી આ વાચાળતા અહીં ચાલી શકે તેમ છે જ નહિ. જો તારે ફાંસીને લાકડે લટકવાની તારા લાયકની સજામાંથી છૂટી જવું હોય તો તારે મારી એક સેવા કરવી પડશે." એના ઉત્તરમાં વિક્રમાદિત્યે જણાવ્યું કે;–"મહારાજાની આજ્ઞાને મસ્તકપર ધારવાને આ દાસ તૈયાર છે; માત્ર આપના મુખમાંથી વચન બહાર પડવાનીજ વાર છે." રાજાએ કહ્યું કે;–"ત્યારે જો, મારો પુત્ર અથવા રાજકુમાર અત્યંત કુરૂપ છે, તે એક ભયંકર ચર્મ રોગથી પીડાય છે અને અધૂરામાં પૂરું તેની પીઠપર એક મોટી ખુંધ નીકળેલી છે. હવે જો આવા વિરૂપ રાજકુમારને હું રાજા ભોજની પુત્રી સાથે પરણનાર વરરાજા તરીકે તેની સભામાં લઈ જાઉં, તો રાજા શું કરશે અને શું નહિ, એ મારાથી કલ્પી પણ શકાતું નથી. આથી હું કેવી પીડામાં આવી પડ્યો છું, એની તું સહજમાં કલ્પના કરી શકે એમ છે. તું એક અત્યંત સુંદર આકૃતિનો પુરુષ છે અને તારે મારું જે કાર્ય કરવાનું છે તે માત્ર એટલું જ છે કે, તું વરરાજાનાં આ સર્વ વસ્ત્રાલંકારોને પોતાના શરીરપર ધારણ કરીને પાલખીમાં બેસી જા; અને રાજાના મહાલયમાં પહોંચ્યા પછી રાજકુમારી સાથે પરણવાના વિધિને સમાપ્ત કરી લે. ત્યાર પછી સ્ત્રીઓ અને કુમારિકાઓ પોતાના વિનોદની સંપૂર્ણતા કરે અને તને તથા નવોઢા વધૂને એકલાં મૂકીને ચાલી જાય, ત્યાં સુધી તારે રાજકુમારીની સાથે રહેવું અને ત્યાર પછી તારે અહીં ચાલ્યા આવવું એટલે પછી તારા સ્થાનને મારો કુમાર જઇને સંભાળી લેશે." એના ઉત્તરમાં વિક્રમાદિત્યે જણાવ્યું કે;–"જેવી મહારાજાની આજ્ઞા." તેના મુખમાંથી આ શબ્દો નીકળતાં અને પોતાના રાજાનો સંકેત થતાં અનુચરોએ તત્કાળ વિક્રમાદિત્યને વરરાજાનાં વસ્ત્રાભૂષણોથી શૃંગારી દીધો. વિક્રમાદિત્ય એક

તો પ્રથમથી જ અત્યંત રૂપવાન્ અને સુંદર પુરુષ હતો જ અને તેમાં વળી સુંદર વસ્ત્રાભૂષણોનો સંયોગ થયો એટલે તે એવો તો આકર્ષક અને પ્રભાવશાળી દેખાવા લાગ્યો કે, તે રાજા અને તેના અનુચરો પણ આશ્ચર્યચકિત થઇને તેની પ્રશંસા કરવા મંડી ગયા. વિક્રમાદિત્ય એ પછી પાલખીમાં બેઠો અને સર્વ સમુદાય રાજા ભોજના મહાલય તરફ જવાને ત્યાંથી નીકળ્યો. અલ્પ સમય પછી ખરો વરરાજા ત્યાં આવી લાગ્યો, પણ ત્યાં કોઈ પણ માણસને ન જોઇને તે ચાલતો ચાલતો ઠેઠ રાજા ભોજના મહાલય આગળ આવી પહોંચ્યો. ત્યાં તેના પિતાના કેટલાક અનુચરોએ જે વ્યવસ્થા કરવામાં આવી હતી તે વિશેનો સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. એ વ્યવસ્થામાંના બુદ્ધિયુક્ત રહસ્યનો વિચાર કરીને વરરાજાએ એ વ્યવસ્થાવિશે કશો પણ વિરોધ દર્શાવ્યો નહિ અને જ્યાં સુધી પોતાના પ્રકટ થવાનો સમય આવી ન પહોંચે, ત્યાં સુધી તેણે ગુપ્ત રહેવાનું જ યોગ્ય ધારી લીધું અર્થાત્ તે પડદા પાછળ છુપાયલો જ રહ્યો.

વિક્રમાદિત્ય, વરરાજાના વેશમાં દરબારમાં આવીને પોતાના આસને વિરાજ્યો, અને તેના મનોમોહક સૌન્દર્યને જોઇને કન્યાની સખીઓ મોહમુગ્ધ બની ગઈ. ભાનુમતી પોતે પણ—કે જે પોતાના પતિને ઓળખીએ શકી નહોતી—તેને જોઇને એવો જ ઉદ્ગાર કાઢ્યો કે, 'આ વરરાજા તો મારા પતિ રાજા વિક્રમાદિત્ય કરતાં પણ વિશેષ સુંદર અને મનોમોહક છે!" રાજા ભોજ પણ પોતાના એ જામાતાને જોઇને પોતાની પુત્રીમાટે આવો સુંદર પતિ મેળવવાથી પોતાને પોતે અત્યંત ભાગ્યશાળી પિતા માનવા લાગ્યો. પાણિગ્રહણની ઘટિકા આવી લાગતાં લગ્નવિધિની શાસ્ત્રાનુસાર સમાપ્તિ થઈ ગઈ અને ત્યારપછી વર તથા વધૂ ઉભયના અંતઃપુરમાંના વધૂગૃહમાં જવાનો સમય આવી લાગ્યો. ભાનુમતીએ તેમના ત્યાં આવ્યા પછી પોતાની ગુંથેલી પુષ્પમાળા પોતાના બનેવીના ગળામાં પહેરાવી, કેટલોક હાસ્યવિનોદ કર્યો અને છેવટે બનેવીના કાન પણ ખેંચ્યા! ભાનુમતીની આ ચેષ્ટાઓથી વિક્રમાદિત્યનું આંતરિક રીતે અત્યંત મનોરંજન થયું. કેટલીકવાર પછી ભાનુમતી અને તેની સાથેની સ્ત્રીઓ ત્યાંથી ચાલી ગઈ અને શયનમંદિરમાં વર તથા વધૂ બે જ એકલાં રહી ગયાં. એકાંત મળતાં વિક્રમાદિત્યે નવોઢા વધૂને જણાવ્યું કે;—"રાજકુમારી, મારા કથનનું જરા ધ્યાનપૂર્વક શ્રવણ કરો. હું તમારો પતિ નથી; તમારો પતિ તો એક વિરૂપ અને અસાધ્ય રોગગ્રસ્ત ખુંધો પુરુષ છે. મને માર્ગમાં ભટકતો જોઇને તેના પક્ષના લોકોએ બળાત્કારે લગ્નમંડપમાં લાવીને બેસાડ્યો અને અત્યાર સુધી મેં વરરાજાની ભૂમિકા તેમની

ઇચ્છાનુસાર ભજવી જતાની. હવે મારે જવું જ જોઇએ; કારણ કે, તમારા ખરેખરા પતિના અહીં આવવાનો સમય હવે પાસે આવી પહોંચ્યો છે. પ્રણામ, રાજકુમારી! પ્રણામ!!" વિક્રમાદિત્યના આ કથનને સાંભળીને રાજકુમારી કહેવા લાગી કે;–"આ આપ શું બોલો છો? આપની સાથે વિધિપૂર્વક મારો લગ્નસંબંધ થયો અને આપ મારા પતિ નથી, એમ બને જ કેવી રીતે? આપ જ મારા પ્રાણેશ્વર છો, આપના વિના અન્ય કોઇ પણ આ પ્રાણ તથા દેહનો નાથ છે જ નહિ અને હવે પછી થવાનો પણ નથી." એના ઉત્તરમાં વિક્રમાદિત્યે જણાવ્યું કે;–"રાજનંદિની! હું વચનથી બંધાયલો છું, એટલામાટે મારે અત્યારે અહીંથી જવું જ જોઇએ અને જે સત્ય વરરાજા છે તેને અહીં આવવામાટેનો માર્ગ મારે કરી આપવો જ જોઇએ." રાજકુમારીએ એ સાંભળીને દૃઢતાપૂર્વક કહ્યું કે;–"હું તેને પ્રાણ જતાં પણ અહીં મારા શયનમંદિરમાં આવવા દેવાની નથી. આપ મને શું વેશ્યા ધારો છો! આપની સાથે પરણ્યા પછી હું અન્ય પુરુષ સાથે પત્નીના સંબંધથી રહેવાનું યોગ્ય માનું એમ કદાપિ બને ખરું કે? જો આપ મને ત્યાગી જવાના વિચારને જ વળગી રહેશો, તો હું મારું ગળું મારા હાથે જ કાપી નાખીશ. જો આપના જેવા પતિને ત્યાગીને હું એક વિરૂપ અને અયોગ્ય પતિને સ્વીકારવાના વિચારમાત્રને પણ મારા હૃદયમાં સ્થાન આપું, તો મારા પર અને મારાં માતાપિતાપર લક્ષાવધિ ધિક્કાર છે!" રાજકુમારીને તેના નિશ્ચયમાં આવી રીતે અચલ અને દૃઢ જોઇને વિક્રમાદિત્ય કહેવા લાગ્યો કે;–"વારુ, ત્યારે આ આપત્તિને ટાળવાનો આપણી પાસે માત્ર એક જ માર્ગ છે. હું જઇશ તો ખરો જ, અને તે પણ વળી આ ક્ષણે જ જઇશ; પરંતુ તમારી મુદ્રિકા તમે મને આપો અને મારી મુદ્રિકાને તમે પોતાની આંગળીએ પહેરી લ્યો. જો વિધાતા કૃપાશીલ હશે, તો આપણે પાછાં અવશ્ય મળીશું અને મળીશું જ." છેવટે તેમણે પરસ્પર મુદ્રિકા બદલાવી લીધી અને ત્યારપછી વિક્રમાદિત્ય રાજકુમારીના શયનમંદિરને ત્યાગીને ચાલ્યો ગયો.

પ્રથમથી કરેલી વ્યવસ્થા પ્રમાણે સત્ય વરરાજા એ સમયે શયનમંદિરના દ્વારની પાછળ જ ઊભો હતો; એટલે જેવો વિક્રમાદિત્ય શયનગૃહમાંથી બહાર નીકળ્યો એટલે તરત તે વરરાજાએ શયનગૃહના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો. પરંતુ તે જેવો અંદર આવ્યો કે તરત રાજકુમારી હાથમાં લાકડી લઇને તેનાપર તૂટી પડી, તેણે તેને ખૂબ માર્યો, લાત મારીને બહાર કાઢી મૂક્યો અને ત્યારપછી દ્વાર વાસીને અંદરથી સાંકળ ચઢાવી દીધી. વરરાજાએ બહાર નીકળીને એકદમ બૂમાબૂમ મચાવી દીધી અને

આવી પહોંચ્યો.
ીને તેના પિતા પોતાના અનુચરો સાથે ત્યાં
ી સાથે જ તેઓ "શું થયું? શું બન્યું? શી ગડબડ છે?"
પ્રશ્નો પૂછવા લાગ્યા. એના ઉત્તરમાં માન્યવર વરરાજાએ જણાવ્યું
જકુમારીએ મને એક ડંડાથી ખૂબ માર્યો અને લાત મારીને
શયનગૃહમાંથી બહાર કાઢી મૂક્યો." આ ઉત્તર સાંભળીને
પિતાએ અતિશય ભય તથા આશ્ચર્યનું દર્શન કરાવ્યું અને પછી
દર્શાવતો તે ગર્જના કરીને કહેવા લાગ્યો કે;—"આપણે જે દેશમાં
ર આવ્યા છીએ તે કયા પ્રકારની ડાકિનીઓનો દેશ છે, તે
સમજી શકાતું નથી. મારા પુત્રને મેં જેની સાથે પરણાવ્યો છે, તે
જાણે કેવા પ્રકારની સ્ત્રી છે! અહા—કેવી ભયંકરતા! એક સ્ત્રી
ના પતિપર દંડ ઉપાડીને મારવાનું સાહસ કરે; અરે એના વિચાર-
થી જ મસ્તક ભમી જાય છે! એટલું જ નહિ, પણ મારા સુવર્ણ-
ના સૌન્દર્યને પણ તે રાક્ષસીએ વિકૃત કરી નાખ્યું! અત્યારે આ
ા લાડકવાયો કુમાર જોવા લાયક પણ રહ્યો નથી. અરે પણ આ શો
બ? આ મારા પુત્રની પીઠપર ખુંધ ક્યાથી નીકળી આવી? આ
અત્યાચારોની સીમા જ થએલી કહેવાય! મહાભયંકર અને અત્યત
ચ પ્રકારનો અત્યાચાર!" તે આવી રીતે બોલતો જ રહ્યો, તેના
નુચરો તેને પુષ્ટિ આપતા રહ્યા અને તેથી કોલાહલ વધારે અને વધારે
ધતો જ ગયો. એ કોલાહલથી રાજા ભોજ પણ નિદ્રામાંથી જાગી
ઠ્યો અને આશ્ચર્યચકિત થઇને કોલાહલવાળા સ્થાનમાં આવી પહોંચ્યો.
એ સમયે રાજમહાલયમાંની સર્વ સ્ત્રીઓ પણ આવીને રાજકુમારીના
શયનગૃહના દ્વાર આગળ એકઠી થઈ ગઈ હતી. જ્યારે રાજાને તેની
પુત્રીના અસદ્‌વર્ત્તનની વાર્તા સંભળાવવામાં આવી, એટલે તેના હૃદ-
યમાં અત્યંત ખેદ થવા લાગ્યો. તેણે ક્રોધથી પોતાની પુત્રીને અનુ-
લક્ષીને કહ્યું કે;—"આ બધુ શું કહેવાય? આવા પ્રકારનું વર્ત્તન તું શીખી
ક્યાંથી?" રાજકુમારીની માતા પણ અત્યંત નિર્દયતાથી પોતાની પુત્રીને
મેણાં ટોણાં સંભળાવવા લાગી અને અન્ય સ્ત્રીઓએ પણ રાજકુમા-
રીની નિર્ભર્ત્સના કરવામાં પોતપોતાની યોગ્યતા પ્રમાણેનો પૂરેપૂરો ભાગ
લીધો. રાજકુમારીએ વિચાર્યું કે, 'હવે વિશેષ વાર મૌનને ધારણ
કરવાથી કામ ચાલી શકે એમ નથી;' એટલે તેણે દ્વાર ઉઘાડ્યાં અને
તે બહાર નીકળી આવી. ત્યાર પછી તે સ્પષ્ટ શબ્દોમા કહેવા લાગી
કે;—"આ મારો પતિ છે જ નહિ. જે પુરુષ સાથે મારો લગ્નસંબંધ
થયો છે, તે પુરુષ તો અત્યારથી કેટલાક સમય પૂર્વે નિશામાં જ આ
સ્થાનમાંથી ચાલ્યો ગયો છે." રાજકુમારીના આ ભાષણથી વળી એક

પ્રકારના નવીન કોલાહલનો ઉદ્‌ભવ થયો. રાજકુમારીની સખીઓ અને તેના પક્ષના પુરુષો રાજકુમારીનો પક્ષ કરવા લાગ્યાં, અને વરરાજાના પક્ષવાળા રાજકુમારીના કથનને અસત્ય અને પાયા વગરનું જ જણાવવા લાગ્યા. છેવટે બન્ને પક્ષ એવા નિર્ણયપર આવ્યા કે;-"રાજા વિક્રમાદિત્ય સમક્ષ આ વિવાદને લઈ જવો અને ત્યાંથી જ આનો નિર્ણય કરાવવો." આવા વિચારથી તે સર્વ વિક્રમાદિત્યની સભામાં જવામાટે ત્યાંથી રવાના થયાં.

એ જ સમયે રાજા વિક્રમાદિત્ય અને ભાનુમતી જેવા પ્રકારે રાજા ભોજની રાજધાનીમાં આવી પહોંચ્યાં હતાં, તે જ પ્રકારે વૃક્ષદ્વારા પાછાં પોતાની રાજધાનીમાં આવી લાગ્યાં હતાં અને વિક્રમાદિત્ય પ્રથમ પ્રમાણે પોતાની રાણીની દૃષ્ટિ ન પડે તેવી રીતે વૃક્ષમાં સંતાઇને જ બેઠો હતો. થોડા દિવસ પછી ઉપર્યુક્ત ઉભયપક્ષના લોકો વિક્રમાદિત્યની સભામાં આવી પહોંચ્યા અને રાજા ભોજે વિક્રમાદિત્યને વિવાદનો સમસ્ત વૃત્તાંત અથથી ઇતિપર્યન્ત કહી સંભળાવ્યો. વિક્રમાદિત્ય પોતાના શ્વસુરને તેની પુત્રીના લગ્નપ્રસંગે પોતાને આમંત્રણ ન મોકલવાના પ્રમાદમાટે મેણું માર્યા વિના રહી શક્યો નહિ; અને તેમ કર્યા પછી તેણે એ વિવાદના નિર્ણયમાટે અમુક એક દિવસ નિયત કર્યો. જ્યારે તે દિવસ આવ્યો ત્યારે બન્ને પક્ષના લોકો સભામાં ઉપસ્થિત થયા અને તે સાથે ન્યાયના કાર્યનો આરંભ કરવામાં આવ્યો. સર્વથી પ્રથમ પડદાની પાછળ બેઠેલી રાજકુમારીએ કહ્યું કે;-"લગ્નની રાત્રિએ મારા શયનમંદિરમાં શું શું બન્યું હતું એનો જે પુરુષ સત્ય વૃત્તાંત સંભળાવશે, તેના આધારે જ મારો સત્ય પતિ કોણ છે, એ વિશેનો સત્ય નિર્ણય થઈ શકશે." એ પછી વિક્રમાદિત્યે ખુંધા વરરાજાને બોલાવીને તે રાત્રે રાજકુમારીના શયનમંદિરમાં શું શું બન્યું હતું એ વિશેનો સત્ય વૃત્તાંત કહેવાની આજ્ઞા કરી દીધી. એના ઉત્તરમાં તત્કાળ તેનાથી જેટલો બનાવટી વૃત્તાંત રચી શકાયો તેટલો રચીને તેણે સંભળાવ્યો; પરંતુ પડદા પાછળ બેઠેલી રાજકુમારીએ તેના સર્વ કથનનો સ્પષ્ટતાથી સત્ય તરીકે અસ્વીકાર કર્યો. એટલે પછી વિક્રમાદિત્યે સ્મિતપૂર્વક જણાવ્યું કે;-"વારુ, રાજકુમારી! જો હું પોતે જ તમારા શયનમંદિરમાં તે રાતે થએલી ઘટનાઓનો સત્ય વૃત્તાંત સંભળાવું, તો તમે પોતાના પતિ તરીકે મને સ્વીકારીને મારાં ધર્મપત્ની થશો ખરાં કે?" આમ કહીને વિક્રમાદિત્યે જ્યારથી તેનો ખુંધા વરરાજાના પિતા સાથે મેળાપ થયો હતો ત્યારથી માંડીને તેણે રાજકુમારીના શયનગૃહનો ત્યાગ કર્યો હતો ત્યાં સુધીનો સર્વ વૃત્તાંત અક્ષરે અક્ષર કહી સંભળાવ્યો અને પોતા પાસેની રાજકુમારીની મુદ્રિકાને રજૂ

કરી. રાજકુમારીને તેની પાસેની પોતાની મુદ્રિકાને રજૂ કરવાનું જણાવીને એ વૃત્તાંતની સમાપ્તિ કરી દીધી. રાજકુમારીએ તે મુદ્રિકા પોતાની આંગળીએથી તરત કાઢી આપી અને તે મુદ્રિકામાં કોતરેલા રાજા વિક્રમાદિત્યના નામને સર્વ જનો જોઈ શક્યા. સર્વ જનો આશ્ચર્યથી સ્તંભિત થઈ ગયા અને ભાનુમતીના આશ્ચર્યનો તો વિશેષે કરીને પાર જ ન રહ્યો; તે દિગ્મૂઢ જેવી જ બની ગઈ. એ પછી વિક્રમાદિત્યે સભાનું વિસર્જન કરાવ્યું અને ભાનુમતી તથા તેની ભગિની સાથે અંતઃપુરમાં જઇને ભાનુમતીને અનેક વિનોદાત્મક ભાષણોથી ચીડવીને તથા ઠટ્ઠા મશ્કરી કરીને તે પોતાનો સમય અત્યંત આનંદવિલાસમાં વીતાડવા લાગ્યો.



## રાજા વિક્રમાદિત્ય અને તેની વધૂ

એક સમયમાં રાજા વિક્રમાદિત્ય ગુપ્ત વેષમાં એક દેશમાંથી બીજા દેશમાં અને બીજા દેશમાંથી ત્રીજા દેશમાં એવી રીતે ભિન્ન ભિન્ન દેશોમાં ભટક્યા કરતો હતો અને પોતાને ઉન્મત્ત તરીકે ઓળખાવતો હતો. પોતાની પ્રજાની સત્ય સ્થિતિને સંપૂર્ણ રીતે જાણી લેવાની તેની અનેક પદ્ધતિઓમાંની આ પણ એક પદ્ધતિ હતી. પોતાના એ ભ્રમણના કાળમાં એક દિવસ સંધ્યાકાળે પોતાના એક માંડલિક રાજાના રાજ્યની સીમામાંના એક મંદિર પાસે તે આવી લાગ્યો અને ત્યાં તેણે નિશાને વીતાડવાનો નિશ્ચય કર્યો એ મંદિર કાલીનું હોવાથી એમાં કાલિકાની એક મૂર્તિ હતી. મધ્યનિશાના સમયમાં રાજકુમારી, સચિવકુમારી, કોટવાલની પુત્રી અને નગરના નગરશેઠની પુત્રી ત્યાં કાલિકાની પૂજા-માટે આવી અને મંદિરમાંના મૂર્તિ સમક્ષ જવાના માર્ગમાં તેમણે વેષધારી વિક્રમાદિત્યને નિદ્રાવશ અવસ્થામાં પડેલો જોયો. તેને જોઇને નગરશેઠની પુત્રીએ કહ્યું કે,—"હે મનુષ્ય! તું કોણ છે? મારા માર્ગમાંથી આઘો ખસી જા!" એના ઉત્તરમાં વિક્રમાદિત્યે જણાવ્યું કે,—"જો તમારી ઇચ્છા હોય તો મારાપરથી ઓળંગી જાઓ; હું ઊઠવાનો તો નથી જ." નગરશેઠની પુત્રીએ તે પ્રમાણે કર્યું અને તેનું અનુકરણ કરીને સચિવકુમારી તથા કોટવાલની પુત્રી પણ તેની ઉપરથી કૂદકો મારીને મંદિરમાં ચાલી ગઈ. એ પછી રાજકુમારીએ વિક્રમાદિત્યને કહ્યું કે;—"તું કોણ છે? કૃપા કરીને મને જવા દે; કારણ કે, મારે દેવીની પૂજા કરવાની છે." પરંતુ વિક્રમાદિત્યે એનું પૂર્વ પ્રમાણે જ ઉત્તર આપ્યું. "જો તમારે અંદર જવાની આવશ્યકતા જ હોય, તો મારા શરીરપરથી કૂદીને ચાલ્યાં જાઓ." રાજકુમારીએ કહ્યું કે,—"મારાથી તારા શરીરપરથી કૂદીને અંદર જઈ શકાય તેમ નથી; કારણ કે, કોઇના શરી-

રની ઉપરથી તેને ઓળંગીને જવું, એ કાર્ય અયોગ્ય મનાય છે." વિક્રમાદિત્યે કહ્યું કે;–"તો મારાથી અહીંથી જરા પણ ખસી શકાય તેમ નથી.' રાજકુમારીએ તેને વારંવાર માર્ગ આપવામાટેની પ્રાર્થના કરી, પણ વિક્રમાદિત્ય એકનો બે થયો નહિ અને તેણે ત્યાંથી ખસવાની ચોખ્ખી ચણુક ના પાડી દીધી. છેવટે તેણે દયા લાવીને એ પ્રમાણે કહ્યું કે;–"માત્ર એક શર્તે હું અહીંથી ખસીને તમને મંદિરમાં જવાનો માર્ગ આપી શકું એમ છે." રાજકુમારીએ આતુરતાથી જણાવ્યું કે;–"તે શર્ત શી છે વારુ ?" વિક્રમાદિત્યે કહ્યું કે;–"પ્રથમ ત્રણવાર એવું વચન આપો કે, તમે તે શર્તને માન્ય કરશો જ એટલે પછી હું મારી શર્ત તમને કહી સંભળાવું." રાજકુમારીએ નિષ્કપટ ભાવથી વચન આપ્યું, અને પોતાના વચનનો ત્રણ વાર ઉચ્ચાર કર્યા પછી પુનઃ પૂછ્યું કે;–"ત્યારે હવે તારી જે શર્ત છે તે કહી સંભળાવીશ ?" વિક્રમાદિત્યે પોતાની શર્તને જણાવીને કહ્યું કે;–"મારી શર્ત માત્ર એટલી જ છે કે, તમારે લગ્નસંબંધ મારી સાથે જ કરવો." તેની આ શર્ત સાંભળી રાજકુમારી માથું કૂટીને શોક દર્શાવતી કહેવા લાગી કે;–"હા વિધાતા ! આ કેવો પ્રકાર ! એક ઉત્તમ રાજકુમાર સાથે જેનો લગ્નસંબંધ થવો જોઇએ, તે રાજકુમારી શું એક ભટકતા ભીખારી અને ઉન્મત્ત મનુષ્ય સાથે વરશે !!" પરંતુ હવે તેનો કશો પણ ઉપાય ચાલી શકે તેમ હતું નહિ; કારણ કે, તેમ કરવાને તે વચનથી બંધાઈ ચૂકી હતી. અર્થાત્ નિરુપાયવશાત્ રાજકુમારીએ વિક્રમાદિત્ય સાથે પરણવાની કબૂલાત આપી દીધી અને ત્યારપછી તત્કાળ વિક્રમાદિત્યે તેને મંદિરમાં જવામાટેનો માર્ગ કરી આપ્યો. જ્યારે તે પૂજાની સમાપ્તિ કરીને પાછી વળી તે વેળાએ તે રાજકુમારીએ વિક્રમાદિત્યને કહ્યું કે;–"આવતી કાલે મારા સ્વયંવરનો વિધિ થવાનો છે; એટલામાટે તમારે સ્વયંવરમાં યથાસમય આવીને બેસવું એટલે ત્યાં હું તમારા ગળામાં જ વરમાળા આરોપીશ." વિક્રમાદિત્યે કહ્યું કે; "હું અવશ્ય તમારી આજ્ઞા પ્રમાણે જ વર્તીશ." રાજકુમારી એ પછી પોતાના મહાલયમાં આવી પહોંચી અને માર્ગમાં સર્વકાળ તેના મનમાં પોતાના દુર્ભાગ્ય વિશેના વિચારો જ ઘોળાયા કરતા હોવાથી તેની હૃદયશાંતિનો સર્વથા લોપ થઈ ગયો.

બીજે દિવસે રાજકુમારીના સ્વયંવરનો સમારંભ થયો. એ એક અલૌકિક ઉત્સવનો પ્રસંગ હતો; કારણ કે, અનેક ધનાઢ્ય અને સામર્થ્યશીલ રાજા મહારાજાઓ અને રાજકુમારો ત્યાં આવીને એકત્ર થયા હતા. અર્થાત્ દૂર અને નિકટના દેશના અનેક રાજા તથા રાજકુમારો ત્યાં આવ્યા હતા અને પ્રત્યેકના મનમાં રાજકુમારી અવશ્ય તેને જ વરશે, એવી

આશા રમી રહી હતી. રાજકુમારીનો પિતા તેમને પ્રત્યેક પ્રકારના સત્કારનો પરિચય કરાવતો હતો અને તેમનું અતિશય માન જાળવતો હતો. એટલામાં હસ્તમાં વરમાળા લઈ પોતાની એક સખી સાથે રાજકુમારીએ સ્વયંવરમંડપમાં પ્રવેશ કર્યો. સખીના હાથમાં સુવર્ણનો એક થાળ હતો અને તેમાં ચંદનપાત્ર તથા જળપાત્ર આદિ સાધનો ગોઠવેલાં હતાં. રાજકુમારીના અલૌકિક સૌન્દર્યને જોઇને સર્વ રાજા અને રાજકુમારો આશ્ચર્યચકિત થઈ ગયા. પરંતુ રાજકુમારીએ તેમના પ્રતિ લેશ માત્ર પણ લક્ષ ન આપીને ગતરાત્રિએ મંદિરમાં મળેલા ઉન્મત્ત મનુષ્યને જ પોતાની દૃષ્ટિદ્વારા શોધવા માંડ્યો. તે મનુષ્ય રાજમંડળથી ભિન્ન અન્ય જનોના સમુદાયમાં એક ખૂણે બેઠો હતો એટલે તેને શોધવામાં રાજકુમારીનો કેટલોક સમય વીતી ગયો. રાજકુમારીએ જેવો તેને જોયો કે તરત તે તેની પાસે ચાલી ગઈ, તેનાં ચરણોને તેણે જળથી ધોયાં, તેના ગળામાં વરમાળા આરોપી દીધી અને તેના ભાલપ્રદેશને ચંદનતિલકથી મંડિત કર્યો.

રાજકુમારીની આ કૃતિથી સ્વયંવરમંડપમાં અત્યન્ત કોલાહલ વ્યાપી ગયો. સર્વ નિરાશ અને હતાશ થએલા રાજાઓ રાજકુમારીવિશે મનમાં આવે તેવા અશુભ ઉદ્ગારો કાઢવા લાગ્યા. તેમણે એકમત થઇને જણાવ્યું કે;—"શું એક નીચ ઉન્મત્ત મનુષ્ય જેટલી પણ આપણી યોગ્યતા નથી કે? સ્વયંવરમાં આવી રીતે અયોગ્ય વરની ચુંટણી કરનાર અને એ કૃતિથી પોતાને નીચ તરીકે સિદ્ધ કરી બતાવનાર પુત્રીના પિતાને આ ક્ષણથી જ આપણા રાજમંડળમાંથી બહિષ્કૃત કરવામાં આવે છે. આપણે હવે એ રાજા સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવાનો નથી. આ મંડપની છાયામાં હવે એક ક્ષણ માત્રને માટે બેસવું, એ પણ આપણામાટે અત્યંત અપ્રતિષ્ઠાજનક અને લજ્જાસ્પદ થઈ પડવાનો સંભવ છે." આવી રીતે બોલીને તે સર્વ રાજાઓ અત્યંત ક્રોધપૂર્વક ઉભા થઇને તત્કાળ તે સ્થાનને ત્યાગીને ચાલતા થઈ ગયા. રાજકુમારીનો પિતા બિચારો નિરાશ થઈ મૌનને ધારીને બેસી રહ્યો. તે પોતાને ઉદ્દેશીને પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે;—"જેના વિશે હું આટલું બધું અભિમાન ધરાવતો હતો, તે મારી ગુણશીલા પુત્રી આ જ કે? અરેરે એ નિર્લજ્જ દુહિતાના પ્રતાપે આજે આ દુર્ભાગી પિતા પોતાની જાતિ, કુલપ્રતિષ્ઠા અને અન્ય સર્વ વસ્તુઓથી સર્વથા વંચિત થઈ ગયો!" એ રાજાના પુત્રો પોતાની તલ્વારોને તાણીને એવી પ્રતિજ્ઞા કરતા ઉભા થઈ ગયા કે; "જે ભગિનીએ આપણી લજ્જા અને પ્રતિષ્ઠાનો આવી રીતે નાશ કરી નાખ્યો છે, તે ભગિનીના પ્રાણનું અમે આ ક્ષણે જ બલિદાન લઇશું અને ત્યારે જ જંપીશું!" આમ કહીને તેઓ રાજકુમારીની ગ્રીવાપર

કૃપાણધારા ચલાવીને તેનો ઘાત કરી નાખવાની તૈયારીમાં હતા, એટલામાં તેમની માતાએ વચ્ચે પડીને તેમને અટકાવ્યા અને કહ્યું કે;–"હવે એના પ્રાણ લેવાથી શો લાભ થવાનો છે વારુ? એને આપણા ગૃહમાંથી કાઢી મૂકો, અને પોતાના જીવનની એને પોતાની ઇચ્છા પ્રમાણેની વ્યવસ્થા કરી લેવા દો." રાણીનો આ ઉપદેશ રાજાને પણ યોગ્ય લાગ્યો. રાજાએ પોતાના રાજમહાલયની પાસેના એક મેદાનમાં એક ન્હાની પર્ણકુટી બંધાવી અને રાજકુમારીને તેના પતિ સાથે તે પર્ણકુટીમાં વસવાની આજ્ઞા આપી દીધી.

રાજકુમારી પોતાને એક પતિપરાયણા પત્ની તરીકે સિદ્ધ કરી બતાવવાના પોતાથી બનતા પ્રયત્નો કરવા લાગી. પોતે એક ઉન્મત્ત પુરુષને વરી હતી એથી અસંતુષ્ટ અને ક્રોધાયમાન થવાને બદલે તે પોતાના પતિને સુખ અને સંતોષમાં રાખવામાટેના સર્વ શક્ય ઉદ્યોગો કરવા લાગી. વિક્રમાદિત્યે તેના પ્રેમ અને પાતિવ્રત્ય તથા તેની દૃઢતાની પરીક્ષા કરવામાટે તેને અનેક પ્રકારે કંટાળો આપીને તાવી જોઈ, પણ રાજકુમારીનો એકનિષ્ઠ પત્ની તરીકેનો પ્રેમ એ સર્વ પરીક્ષાઓમાંથી એવો તો પસાર થઈ ગયો કે છેવટે વિક્રમાદિત્ય તેની અચલ પતિભક્તિને જોઇને આશ્ચર્યથી સ્તંભિત જ થઈ ગયો અને અંતઃકરણમાં તેની અત્યંત પ્રશંસા કરવા લાગ્યો.

આવી રીતે કેટલોક સમય વીતી ગયો, અને ત્યારપછી રાજકુમારીના સર્વથી કનિષ્ઠ અને અર્ભક બન્ધુને પ્રથમ અન્નપ્રાસ આપવાના ઉત્સવનો સમય નિકટમાં આવી લાગ્યો. એ પ્રસંગે રાજાએ ભિન્ન ભિન્ન દેશોમાંના પોતાના જામાતાઓને આમંત્રણ મોકલીને બોલાવ્યા. અને રાજાના પુત્રોએ પોતે પોતાના અતિથિઓ સહિત મૃગયામાટે અરણ્યમાં મોટી ધામધૂમથી જવામાટેની વ્યવસ્થા કરી. આ સર્વ વાર્ત્તા સાંભળીને વિક્રમાદિત્યે પોતાની પત્નીને કહ્યું કે;–"જો તારાથી તારા પિતાને કહીને મારા માટે એક અશ્વ લાવી શકાય, તો મારો પણ આ મૃગયાના સમારંભમાં જવાનો વિચાર થયા કરે છે." એના ઉત્તરમાં રાજકુમારીએ જણાવ્યું કે;–"આવી યાચના કરવાને મારાથી મારા પિતા પાસે કેવી રીતે જઈ શકાય વારુ? કારણ કે, મારા પિતાને તો મારા મુખને જોવાથી પણ તિરસ્કાર આવી જાય છે અને જો પ્રસંગ મળે તો મારા બાંધવો તો મને મારી નાખવામાટે જ તૈયાર થઇને બેઠા છે. મારી સહોદરાઓ મારો એવી તો અપશબ્દવૃષ્ટિથી સત્કાર કરે છે કે તેઓ એક એક મુખને બદલે હજાર હજાર મોઢાં ધરાવતી હોયની! એવો જ ભાસ થયા કરે છે. કેવળ મારી જન્મદાત્રી માતાની જ મારા માટે થોડી ઘણી

મારી લાગણી હોય, એમ જોવામાં આવે છે. મારી માતા કેટલીકવાર
મને મારી માગણી પ્રમાણે તમારામાટે જોઇતી વસ્તુઓ આપે છે; પણ તે
ચારી છુપીથી જ આપે છે. એક ભેવાર મને અમુક વસ્તુઓ તે આપતી
હતી તે મારી બહેનોએ જોઈ લીધું; અને તે વેળાએ તે બહેનોએ
જેવી રીતે તેઓ મને ગાળો ભાંડે છે તે જ પ્રમાણે બિચારી મારી ગરીબ
માતાને પણ ગાળો ભાંડી હતી. એટલે જો હું મારા પિતા પાસે જઇને
અશ્વ જેવી વસ્તુમાટે માગણી કરું, તો મને આશા નથી કે, હું પાછી
જીવતી ને જીવતી તમારા દર્શનનો લાભ લેવામાટે અહીં આવી શકું!”
રાજકુમારીના આ ઉદ્‌ગારોને સાંભળીને તેના ઉન્મત્ત પતિએ કહ્યું કે;—
“બીજી ત્રીજી વાતનો તારે કશો પણ ભય રાખવો નહિ; માત્ર જા અને
અશ્વની યાચના કર; તે બહુ કરશે તો અશ્વ આપવાની કદાચિત્ ના પાડશે,
એનાથી વિશેષ ભયંકર બીજું કાંઈ પણ પરિણામ થાય તેમ નથી.”

રાજકુમારીને બળાત્કારે સ્વામીની આજ્ઞા માનવી પડી અને તે
અત્યંત મંદ ગતિથી તથા ભયભીતતાથી પોતાની માતા પાસે ગઈ. માતાને
તેના ઓરડામાં એકલી બેઠેલી જોઇને એ પ્રસંગનો તત્કાળ ઉપયોગ
કરી લેવાની ઇચ્છાથી તેણે પોતાની માતાને કહ્યું કે;—“માતા, તમારા
જામાતાએ એક અશ્વ માગ્યો છે; કારણ કે, તેમની મૃગયાના સમારં-
ભમાં જવાની ઇચ્છા છે.” પોતાની પુત્રીની વ્યક્ત દુર્દશાના પ્રત્યક્ષ દર્શ-
નથી માતાનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રબળ પ્રવાહ વહી નીકળ્યો અને તે
નિઃશ્વાસ નાખીને કહેવા લાગી કે;—“હાય, મારી પ્રાણાધિક પુત્રી! આ
સર્વ સંકટો કેવળ તારા શિરપર જ પડવામાટે સૃજાયલાં હતાં ને! તારી
દુર્દશા મારાથી દેખી શકાતી નથી અને તેથી તારા સંતોષમાટે હું મારાથી
બની શકશે તેટલું સર્વ કરી છૂટીશ.” પુત્રીને આવી રીતે આશ્વાસન
આપીને રાણી પોતાના પતિ પાસે ગઈ અને તેને પોતાની પુત્રીની
ઇચ્છા, યોગ્ય શબ્દોમાં કહી સંભળાવી. રાણીના મુખથી આ વાર્તા સાંભ-
ળીને રાજા એકદમ કોપાયમાન થઈ ગયો અને ગર્જના કરીને કહેવા
લાગ્યો કે;—“એના ધણીને વળી અશ્વ સાથે તે શું કરવાનું છે? નીચ,
પાજી, પોતાનાં ટાટિયાંના બળથી તો ચાલી શકતો નથી, તે વળી
અશ્વને શું ચલાવવાનો હતો અને મૃગયા શી કરી આવવાનો હતો,
એનો તેણે કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે?” પરંતુ રાણીએ પોતાના
આગ્રહને ચાલૂજ રાખ્યો અને છેવટે રાજાએ કંટાળીને તેના ઝગડામાંથી
છૂટવાના ઉદ્દેશથી એક દુર્બળ, લંગડો અને વૃદ્ધ અશ્વ પોતાના તબેલા-
માંથી તેને આપવામાટેની આજ્ઞા આપી દીધી. •

માતાની આજ્ઞાથી ઉપર પ્રમાણેના અશ્વને અશ્વશાળામાંથી ચારે જ

લઈને રાજકુમારી પાછી પોતાની પર્ણકુટીમાં આવી લાગી. પરંતુ તેના પતિ તો એ અશ્વને જોઇને પણ આનંદ દર્શાવવા લાગ્યો, અને તેના આનંદથી રાજકુમારીને આશ્ચર્ય એ કારણથી થયું કે, અશ્વ તેના પતિને જોઇને અશ્રુપાત કરવા લાગ્યો હતો. વિક્રમાદિત્યે પ્રેમથી અશ્વની પીઠપર હાથ ફેરવ્યો અને તેને સંતોષ આપ્યો. ત્યાર પછી તેણે પોતાની પત્નીને કહ્યું કે;–"આવતી કાલે પ્રભાતમાં મારું ભોજન બહુ જ વહેલું તૈયાર કરજે." પતિની આજ્ઞા પ્રમાણે બીજે દિવસે રાજકુમારી ઉષઃકાળથી પણ પૂર્વે જાગ્રત થઈ અને પતિમાટે તરત ભોજનની તૈયારી કરી લીધી. તેનો પતિ ભોજન કરીને અશ્વારૂઢ થયો અને ત્યાંથી પ્રયાણ કરી ગયો. રાજકુમારી પ્રયાણ કરતા પોતાના પતિ અને અશ્વને નિરખતી પોતાની પર્ણકુટીના દ્વારમાં લમણે હાથ દઇને ઉભી રહી. જ્યાં સુધી રાજકુમારીની દૃષ્ટિ તેમનાપર હતી, ત્યાં સુધી તો અશ્વ અત્યંત મંદ ગતિથીજ ચાલ્યો; પણ જેવો તે રાજકુમારીની દૃષ્ટિમર્યાદાથી બહાર થયો કે તરત તેણે પક્ષિરાજનું સત્ય સ્વરૂપ ધારણ કરી લીધું અને તે વિક્રમાદિત્યને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"રાજરાજેશ્વર! પ્રતાપી વિક્રમાદિત્ય! તમે આવી દશામાં ક્યાં સુધી રહેશો વારુ?" એના ઉત્તરમાં વિક્રમાદિત્યે જણાવ્યું કે;–"પક્ષિરાજ, ધૈર્ય અને શાંતિ રાખો. હવે આ દુર્દશાના સમયનો બહુધા અંત થવા આવ્યો છે." એમ કહીને વિક્રમાદિત્યે તેના શરીરપર પ્રતોદનો સ્પર્શ કરાવ્યો અને ત્યારપછી એક ક્ષણના અવધિમાં જ તે અશ્વ તેને નિબિડ અરણ્યના મધ્યભાગમાં લઈ ગયો. વિક્રમાદિત્ય અશ્વપરથી નીચે ઊતર્યો અને પોતાના મનમાં તાલ તથા વૈતાલનું સ્મરણ કરવા લાગ્યો. સ્મરણ કરતાંની સાથે જ તત્કાળ તાલ અને વૈતાલ ત્યાં ઉપસ્થિત થયા એટલે વિક્રમાદિત્ય તેમને સંબોધીને કહેવા લાગ્યો કે;–"તાલ અને વૈતાલ! તમો આ સ્થાનમાં બની શકે તેટલી ત્વરિત ગતિથી એક વિશાળ મહાલય બાંધો, ત્યારપછી આ અરણ્યમાંનાં સર્વ મૃગોને પકડીને અહીં એકત્ર કરો અને તેમને મહાલયના આંગણામાં બદ્ધ કરી રાખો. એ ઉપરાંત મારા અહીંના નિવાસમાટેની સર્વ પ્રકારની આવશ્યકીય વ્યવસ્થા પણ કરી નાખો." તાલ અને વૈતાલે અલ્પ સમયમાં જ ત્યાં એક વિશાળ મહાલય ચણીને ઊભું કરી દીધું, અને તે એટલી શીઘ્રતાથી કે રાજાને એ વિશેની આજ્ઞા આપવામાં જેટલો વિલંબ લાગ્યો હતો તેટલો વિલંબ પણ તેમને એ મહાલયને તૈયાર કરી નાખવાના કાર્યમાં લાગ્યો નહિ. એ પછી અત્યંત અલ્પ અવધિમાં તેમણે અરણ્યમાંનાં સર્વ મૃગોને પકડીને એકત્ર કરી લીધાં અને તેમને મહાલયના આંગણામાં લાવીને બંદિવાન્ બનાવી દીધાં. એ પછી વિક-

માદિત્ય કે જેણે હવે એક રાજાના વેશ તથા આદર્શને ધારી લીધો હતો તે એ મહાલયમાં ગયો અને ત્યાં પોતામાટેના ગોઠવાયલા આસનપર આનંદથી વિરાજ્યો. તાલ અને વૈતાલ દ્વારપાલનાં સ્વરૂપોને ધારણ કરીને મહાલયના રક્ષણમાટે દ્વાર સંભાળીને ઊભા રહી ગયા.

રાજકુમારોએ મૃગયામાટેનો જે દિવસ નિયત કર્યો હતો, તે દિવસ આજનો જ હતો. તેઓ આજે પ્રભાતથી જ અરણ્યમાં આવ્યા હતા અને તેથી આખો દિવસ તેઓ અરણ્યમાં આમથી તેમ ભટકતા રહ્યા, પણ ક્યાંય એક પણ મૃગપશુ તેમના જોવામાં આવ્યું નહિ. સંધ્યાકાળ થતાં તો તેઓ થાકીને લોથ જેવા થઈ ગયા અને તેમનામાં ઊડવા બેસવાની શક્તિ પણ રહી નહિ. તેમના કંઠો તૃષાથી સુકાઈ ગએલા હોવાથી અને ચરણોમાં શક્તિનો અભાવ થઈ જવાથી તેઓ એક ડગલું પણ આગળ ચાલી શકે તેમ હતું નહિ. આમ હોવા છતાં એક પણ વનપશુનો શિકાર કર્યા વિના ખાલી હાથે જ નગરભણી પાછા ફરતાં પણ તેમને અત્યંત લજ્જા થતી હતી. એટલામાં અચાનક ત્યાંથી નિકટમાં આવેલો વિશાળ અને સુંદર પ્રાસાદ તેમના જોવામાં આવ્યો અને તેથી પોતાથા બની શકે તેટલી ઉતાવળથી તેમણે ત્યાં પહોંચી જવામાટે પ્રયાણ કર્યું. ત્યાં જઈને જ્યારે તેમણે આમ તેમ દૃષ્ટિપાત કર્યો એટલે ત્યાં મૃગોનાં યુથોનાં યુથ તેમના જોવામાં આવ્યાં અને તેથી તેઓ આશ્ચર્યથી દિગ્મૂઢ જેવા બની ગયા. "આવા નિર્જન સ્થાનમાં આવો અત્યંત સુંદર અને મનોહર પ્રાસાદ કોણે બંધાવ્યો હશે વારુ!" એ પ્રમાણે તેઓ આશ્ચર્યથી એક બીજાને પૂછવા લાગ્યા; અને "આટલાં બધાં મૃગો તેણે શામાટે રાખ્યાં હશે? જો કોઈ પણ રીતે કૃપા કરીને એમનાંનાં થોડાંક મૃગો તે આપણને ઘેર લઈ જવામાટે આપે, તો તેનો આપણપર અતિશય આભાર થએલો જ કહી શકાય." આ પ્રમાણે પોતપોતામાં વાર્તાલાપ કરીને તેઓ તે મહાલયના દ્વારમાં બેઠેલા દ્વારપાલો પાસે ગયા અને તેમને તેમના સ્વામીને પોતાના આગમનના સમાચાર આપવાની પ્રાર્થના કરી. દ્વારપાલે પોતાના સ્વામીને તેમનો સંદેશ સંભળાવ્યો અને તે સાંભળીને વિક્રમાદિત્યે કહ્યું કે;–"તેમને એમ જણાવો કે જો તેઓ મારી એક શર્તને સ્વીકારવાને તૈયાર હોય, તો તેમને તેમની ઇચ્છાઅગાઉનાં મૃગો આપવામાં મારી કોઈ પણ પ્રકારની વિરુદ્ધતા નથી." દ્વારપાલોએ વિક્રમાદિત્યનો એ સંદેશ બહાર આવીને તે રાજકુમારોને સંભળાવ્યો. એના ઉત્તરમાં રાજકુમારોએ જણાવ્યું કે;–"બહુ સારું; અમે એ શર્તને સ્વીકારવાને તૈયાર છીએ; એટલે હવે એ શર્ત શી છે તે જણાવવાની આપના સ્વામી કૃપા કરશે, તો અમારાપર તેમનો મોટો આભાર થશે." એ સંદેશ દ્વાર-

આલો પછો પોતાના સ્વામી પાસે લઈ ગયા અને તે સાંભળીને વિક્રમાદિત્યે જણાવ્યું કે:–"તેમનામાંના પ્રત્યેકના શરીરપર હુક્કાની અરમાગરમ ચલમનો છાપ મારવાનો મારો વિચાર છે; એ તે છાપને સ્વીકારતાં જ તેમને તેમની ઇચ્છા હશે તેટલાં મૃગો આપવામાં આવશે." જ્યારે વિક્રમાદિત્યની આ શર્ત રાજકુમારોના જાણવામાં આવી એટલે પ્રથમ તો તેઓ કમકમી ગયા! કેટલાકોએ તો એ શર્તનો ભાગ્યે જ સ્વીકાર કર્યો હોત; પરંતુ તેઓ વચન આપી ચૂક્યા હતા એટલું જ નહિ પણ મૃગોની પણ તેમને ઘણી જ આવશ્યકતા હતી; અને જ્યાંસુધી એ પ્રાસાદના સ્વામીની એ શર્તનો તેઓ સ્વીકાર ન કરે, ત્યાંસુધી મૃગોની પ્રાપ્તિનો તેમનામાટે લેશ માત્ર પણ સંભવ નહોતો. એ સર્વ કારણોથી છેવટે તેમણે, એ છાપને આપણાં વસ્ત્રો ગુપ્ત જ રાખશે અને આપણાં વસ્ત્રોને ઉતારીને કોઈ એ છાપને જોવાનું નથી, એવી રીતે પોતાના મનને સમજાવીને તે શર્ત પ્રમાણે છાપ લેવામાટેનું અનુમોદન આપ્યું. એ પછી વિક્રમાદિત્ય પોતે અંદરથી ઊઠીને દ્વારના ભાગમાં આવી પહોંચ્યો અને તે રાજકુમારનાં શરીરપર છાપ મારવાના કાર્યની તેનાં નેત્રો સમક્ષ જ સમાપ્તિ કરવામાં આવી. એ કાર્યની પૂર્ણાહુતિ થતાં વિક્રમાદિત્યે તેમનામાંના પ્રત્યેકને એક એક મૃગ આપ્યું અને તે લઇને તેઓ વિજયનાદ સાથે જાણે મહા ભયંકર મૃગયા કરીને વળ્યા હોયની! તેવા આડંબરથી પોતાના સ્થાનમાં જવાને ત્યાંથી પ્રયાણ કરી ગયા. તેમના જવા પછી વિક્રમાદિત્યે તાલ અને વૈતાલને તે મહાલયને અદૃશ્ય કરી નાખવાની આજ્ઞા આપી દીધી અને પોતે અશ્વારૂઢ થઇને પોતાની પર્ણકુટીમાં પોતાની પ્રાણેશ્વરી પાસે જઈ પહોંચવામાટે ત્યાંથી ગમન કર્યું. તે પોતાની સ્ત્રી પોતાને આવતો જોઈ શકે એટલો પર્ણકુટીના નિકટમાં આવી પહોંચ્યો એટલે પુનઃ તેણે પોતાના પૂર્વવત્ ઉન્મત્ત ભિક્ષુકના વેશને ધારણ કરી લીધો અને પક્ષિરાજે પુનઃ વૃદ્ધ અને અશક્ત અશ્વના સ્વરૂપને ધારી લીધું.

જેમ જેમ પોતાના પતિના આગમનમાં વિલંબ થવા લાગ્યો, તેમ તેમ રાજકુમારીના હૃદયમાં ચિન્તાનો આઘાત થવા લાગ્યો; તે પોતાના પ્રાણેશની અત્યંત આતુરતાથી માર્ગપ્રતીક્ષા કરવા લાગી. જ્યારે તેણે પોતાના સૌભાગ્યાધારને નિર્વિઘ્ન પાછો આવેલો દૂરથી જ જોયો એટલે તેના હર્ષનો અવધિ થયો, તે તેને લેવામાટે સ્હામી દોડી અને અશ્વપરથી ઉતરવાના કાર્યમાં પોતાથી બની શકે તેટલી સહાયતા આપી. વિક્રમાદિત્યે જાણે પોતે ઘણો જ થાકી ગયો હોય તેવો દેખાવ કરીને કહ્યું કે:–"મારો આજનો દિવસ અતિશય પરિશ્રમમાં વીત્યો છે અને તેટલામાટે તારા હાથના

આધાર વિના મારાથી ઘરમાં પણ પહોંચાય તેમ નથી." રાજકુમારી તેને પોતાના હાથનો આધાર આપીને કુટીરમાં લઈ ગઈ અને ત્યાં તેના પરિશ્રમને ઘટાડીને તેના શરીરમાં નવીન ઉત્સાહ તથા ઉત્તેજનને લાવવામાટેના તેણે યોગ્ય ઉપચારો કર્યા. એ પછી પતિપત્ની ભોજનકાર્યથી નિવૃત્ત થઇને શય્યા-શાયી થયાં. પરંતુ રાજકુમારીએ નિદ્રિત થવાને બદલે કોઈના જાણવામાં ન આવે તેવી રીતે અશ્રુપાતના વ્યવસાયનો આરંભ કરી દીધો. તેના આ રુદનને જોઇને તેના પતિએ તેનું કારણ પૂછ્યું, એટલે તેના ઉત્તરમાં રાજકુમારી કહેવા લાગી કે;—"મારા રુદનનું કારણ તમને જણાવવાથી શો લાભ થાય એમ છે વારુ?" એ ઉત્તર સાંભળીને વિક્રમાદિત્યે આગ્રહપૂર્વક કહ્યું કે;—"લાભ થાય કે ન થાય, પણ એ કારણ મને તો તારે જણાવવું જ જોઇએ." એટલે લાચાર થઇને રાજકુમારી કહેવા લાગી કે;—"આવતી કાલે મારા બધુના અન્નાશનનો વિધિ થવાનો છે. આ પ્રસંગને માટે અમારાં જે આપ્ત જનો અહીં આવ્યાં છે તે સર્વે મારા બંધુને સુંદર ઉપહારો આપશે, પણ એવી અભાગિની માત્ર હું જ છું કે, મારા બધુને આપવામાટે મારી પાસે એવી કોઈ પણ વસ્તુ નથી. આ કારણથી જ હુ મારા રુદનને અટકાવી શકતી નથી." વચ્ચે કેટલોક વિશ્રામ લઇને તે પાછી કહેવા લાગી કે;—"તમે કદાચિત્ મારી આ વાર્તાથી પીડાઈ જશો, એ ભયથી જ હું આપને આ વાર્તા જણાવતાં અચકાતી હતી." પોતાની અર્ધાંગનાની આ વાર્તા સાંભળીને વિક્રમાદિત્ય તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે,—"રાજકુમારી, મારી પ્રિયતમા પ્રાણેશ્વરી! જે સ્ત્રી આટલી સીમાપર્યન્ત સદ્ગુણશીલા અને પતિપરાયણા હોય છે, તેની કોઈ પણ ઇચ્છાને પરમાત્મા પૂર્ણ કર્યાં વિના રહેતો જ નથી." એ ઉપરાંત રાજકુમારીને શાંત કરવામાટે વિક્રમાદિત્યે અનેક પ્રકારનાં અન્ય આશ્વાસનો પણ આપ્યાં અને તેથી રાજકુમારી, ભાગ્યમાં જે કાંઈ લખાયલું હોય, તેને મૂકમુખે સહન કરવું જ જોઇએ, એવા વિચારથી મનને વાળીને નિદ્રાને આધીન થઈ ગઈ. તેના નિદ્રામાં પડી ગયા પછી વિક્રમાદિત્યે શય્યામાંથી ઉઠીને મનમાં તાલ તથા વૈતાલનું સ્મરણ કર્યું અને તેથી તેઓ તત્કાળ વિક્રમાદિત્ય સમક્ષ ઉપસ્થિત થઈ ગયા. તેણે તેમને તે ક્ષણે જ અમુક રત્નાલંકાર, એક સાડી અને માણિક્ય મુક્તાના ભરેલા બે થાળોને લઈ આવવાની આજ્ઞા સંભળાવી દીધી. તેઓ અદૃશ્ય થયા અને નિમેષ માત્રમાં રાજાની ઇચ્છિત વસ્તુઓ સહિત પાછા ત્યાં આવી લાગ્યા. રાજાએ તેમને એ વસ્તુઓને ત્યાં મૂકીને ચાલ્યા જવાની રજા આપી દીધી. પરંતુ હજી તો રાજા તેમની સાથે ભાષણ કરતો હતો અને તેઓ જવાની તૈયારીમાં જ હતા એટ-

લામાં અચાનક રાજકુમારી નિદ્રામાંથી જાગી ઊઠી. તેને જાગેલી જોઇને વિક્રમાદિત્યે તરત પોતાના શુભ્ર વેશને ધારી લેવાનો પ્રયત્ન કર્યો; કારણ કે, તે વેશ તેણે અલ્પ સમય પૂર્વે ઉતારી રાખ્યો હતો; પરંતુ રાજકુમારીએ રાજાનો હાથ ઝાલી લીધો, અને આર્જવતાથી પ્રાર્થના કરીને તે કહેવા લાગી કે;–"આપ વાસ્તવિક કોણ છો, એ કૃપા કરીને મને જણાવો અને મારા સંશયનો ઉચ્છેદ કરો. હવે તમારાથી મને વધારે વાર ઠગી શકાય તેમ નથી. જ્યાં સુધી આપ મને સત્ય વાર્તા જણાવશો નહિ, ત્યાં સુધી હું આપનો કેડો મેલવાની નથી." એમ બોલી તેના હાથમાંના શુભ્ર વેશને છીનવીને તેણે અગ્નિનારાયણને આધીન કરી દીધો. આવો પ્રસંગ આવી લાગતાં નિરુપાય થઇને વિક્રમાદિત્યે જણાવ્યું કે;–"રાજકુમારી! હું રાજા વિક્રમાદિત્ય છું!" વિક્રમાદિત્ય નામ સાંભળતાંજ રાજકુમારીના હર્ષનો અવધિ થઈ ગયો અને તે વિક્રમાદિત્યથી ચાર ડગલાં પાછી હટી પોતાના બન્ને હાથ જોડીને પ્રાર્થનાના સ્વરૂપમાં રાજાને કહેવા લાગી કે;–"રાજન્! કૃપા કરીને મને ક્ષમા આપો; કારણ કે, મેં આપના અનેક અપરાધ કરેલા છે." રાજા વિક્રમાદિત્યે એના પ્રતિવાદ કરીને કહ્યું કે;–"સતિ! આ શું વૃથાવાદ કરવા માંડ્યો છે? તમે મારાપ્રતિ જે પ્રેમભાવના અને ભક્તિ દર્શાવી છે, તેમાટે હું તમારો કેટલો બધો આભારી થએલો છું, એ હું પોતે જ જાણું છું. મારી કૃતજ્ઞતાને દર્શાવવામાટેના શબ્દો અત્યારે મારી પાસે નથી અને તેનો મને અતિશય શોક થયા કરે છે." એમ કહીને રાજકુમારીને તેણે પોતાની પાસે બેસાડીને પ્રેમથી આલિંગન આપ્યું. એટલામાં રાજકુમારીની દૃષ્ટિ રત્ન અને મુક્તાના થાળ ઉપર જઈ પડી અને તેથી તેણે પૂછ્યું કે;–"આ શી વસ્તુઓ છે વારુ?" રાજાએ કહ્યું કે;–"તમારી આવતી કાલે તમારા બંધુને કાંઈ પણ સારી ભેટ આપવાની ઇચ્છા છે અને તેટલા માટે જ મેં આ વસ્તુઓ મગાવી છે." રાજકુમારીએ એવાં અમૂલ્ય રત્નો પોતાના જીવનમાં અત્યાર સુધી કદાપિ જોયાં નહોતાં એટલે અત્યંત હર્ષથી તે તેમનું અવલોકન કરવા લાગી. તેના હૃદયના હર્ષને વ્યક્ત કરવાની તેની વાચામાં સંપૂર્ણ શક્તિ નહોતી. તે કેવળ એટલું જ કરી શકી કે, મુકમુખે જ પોતાના સદ્ભાગ્યને તેણે અનેકશઃ ધન્યવાદ અને આશીર્વાદ આપ્યા.

પ્રભાતમાં સ્નાન આદિથી મુક્ત થઇને રાજકુમારીએ પોતાના શરીરને પતિનાં વસ્ત્રાલંકારોથી શૃંગાર્યું અને ત્યાર પછી રત્નોના થાળને ઉપાડીને તે પોતાના પિતાના પ્રાસાદમાં ગઈ. તેનાં અમૂલ્ય વસ્ત્રાલંકારોને જોઇને સર્વ જન અત્યંત આશ્ચર્યમાં ડૂબી ગયાં. તેનો પિતા પોતે પણ આશ્ચર્ય-

ચકિત થઈ ગયો. પરંતુ જ્યારે રાજકુમારીએ પોતાના બંધુને અમૂલ્ય રત્નોની ભેટ આપી ત્યારે તો સર્વના આશ્ચર્યનો સર્વથા અવધિ જ થઈ ગયો. ત્યાં જે રાજવંશીય જનો ઉપસ્થિત હતાં તેઓ તો દિઙ્મૂઢ જ થઈ ગયાં. એ પછી રાજકુમારી પોતાની માતા પાસે ગઈ અને કહેવા લાગી કે;–"માતા! મારે તને એક વાત કહેવાની છે, અને તે એ કે તારો જમાઈ અન્ય કોઈ નહિ, પણ મહાપ્રતાપી અને વિશ્વવિખ્યાત રાજા વિક્રમાદિત્ય જ છે." માતાએ વિસ્મયતાથી કહ્યું કે;–"પુત્રી! આ તારો ઉન્માદ તો નથીને?" એના ઉત્તરમાં રાજકુમારીએ જણાવ્યું કે;–"માતા, એ મારો ઉન્માદ નથી, કિંતુ સર્વાંશે સત્ય વાર્તા જ છે. એઓ ગુપ્તવેશમાં વિચરતા હોવાથી કેટલાક કાળથી એમને કોઈ ઓળખી શકતુ નહોતું. ગઈ રાતે મેં એમના ગુપ્ત વેશને બાળી નાખ્યો છે અને તેથી હવે તેમને સર્વ કોઈ ઓળખી શકે એમ છે." આ વૃત્તાંત સાંભળીને રાણીનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ ટપકવા લાગ્યાં અને તે ઉતાવળથી રાજા પાસે જઈને કહેવા લાગી કે,–"પ્રાણનાથ! જે પુત્રીનો આપ આટલો બધો તિરસ્કાર કરો છો, તે આપણી પુત્રી તો સાક્ષાત્ લક્ષ્મી જ છે. જેના ગળામાં સ્વયંવર સમયે તેણે વરમાળા આરોપી હતી, તે અન્ય કોઈ નહિ, પણ જગદ્વિખ્યાત અને પરદુઃખભંજન રાજા વિક્રમાદિત્ય પોતે જ છે." આ સમાચારથી રાજા તો વળી સર્વ કરતાં અધિક આશ્ચર્યના ભાવને આધીન થઈ ગયો. તેણે પોતાની એ રાજકુમારી અને રાજા વિક્રમાદિત્ય સાથે અત્યંત અપમાનકારક અને સર્વ પ્રકારે અનુચિત વર્તન કરેલું હોવાથી કદાચિત્ રાજા વિક્રમાદિત્ય એ વૈરના પ્રતિશોધના વિચારપર આવી લાગશે તો મહા ભુંડી દશા કરી નાખશે, એ વિચારથી તે ભયભીત અને કંપાયમાન થવા લાગ્યો.

એ જ સમયે વિક્રમાદિત્યે પુનઃ માનસિક આવાહનથી તાલ અને વૈતાલને બોલાવ્યા હતા અને તેમને એક પાલખી, પાલખીને ઉપાડનારા ભોઈઓ, હાથી, ઘોડા, અનુચર, સૈનિક તથા અન્ય એવાં સાધનોને લાવીને હાજર કરવાનો હુકમ આપી દીધો હતો; કારણ કે, તે પોતે ધામધૂમથી પોતાના શ્વસુરની સભામાં જવાનો હતો. તત્કાળ તાલ અને વૈતાલે એ સર્વ સાધનોને લાવીને હાજર કરી દીધાં અને રાજા વિક્રમાદિત્ય રાજોચિત અત્યંત મૂલ્યવાન્ વસ્ત્રાલંકારોને ધારણ કરીને પાલખીમાં બેસીને આડંબર સહિત પોતાના શ્વસુરના મહાલયમાં આવી પહોંચ્યો. એ વેળાએ તાલ અને વૈતાલ પણ તેની સાથે જ હતા. જેવો વિક્રમાદિત્ય રાજસભામાં આવી પહોંચ્યો કે તરત રાજા પોતાના આસનપરથી ઊઠીને ઊભો થયો અને તેનાં ચરણોમાં નમ્રતાથી મસ્તક

નમાવીને અત્યંત આર્દ્રતાથી તેની ક્ષમાની યાચના કરવા લાગ્યો. વિક્રમાદિત્યે પ્રેમપૂર્વક હસ્ત ઝાલીને તેને ઊઠાડ્યો અને કહ્યું કે;–"મહાનુભાવ ! આપ આ શું બોલો છો ? આપ મારા પૂજ્ય શ્વસુર છો ! આપ મારું એવું અહિત કરો જ શું કે જેનામાટે આપે મારી પાસેથી ક્ષમા માગવી પડે ? અસ્તુ; પણ આપની સભામાં મારા કેટલાક દાસો છે અને હું તેમને અહીંથી લઈ જવામાટે જ અત્યારે અહીં આવ્યો છું." વિક્રમાદિત્યના આ વચનથી વિસ્મયાપન્ન થતાં રાજા આશ્ચર્ય દર્શાવતો કહેવા લાગ્યો કે;–"રાજરાજેશ્વર ! આ જગત્માંના સર્વ રાજાઓ આપના દાસાનુદાસ જ છે; એટલે પછી આપના કોઈ ભિન્ન દાસો અહીં હોય એમ સંભવે છે ખરું કે ?" એના ઉત્તરમાં વિક્રમાદિત્યે જણાવ્યું કે;–"સર્વ રાજાઓ મારા દાસ છે, એ એક જૂદી વાત છે; પણ અત્યારે જે મારા દાસોનો હું શોધ ચલાવી રહ્યો છું, તેમના શરીરપર મારો છાપ મરાયલો છે." એમ કહીને વિક્રમાદિત્યે તાલ અને વૈતાલને તે છાપની નિશાનીવાળા દાસોને પકડીને સભામાં ઉપસ્થિત કરવાની આજ્ઞા સંભળાવી. તાલ અને વૈતાલે તત્કાળ રાજાના કુમારો અને જામાતાઓને પકડી લીધા અને તેમને ખેંચી લાવીને રાજસભામાં હાજર કરી દીધા. ત્યાર પછી તેમનાં વસ્ત્રોને ઊતારી નાખીને તેમણે સર્વ સભાજનોને તેમના શરીરપરના છાપ ઊઘાડીને બતાવ્યા અને તે જોઈને સર્વ દિગ્મૂઢ બની ગયા. વિક્રમાદિત્યે એમનાપર પોતાના દાસ તરીકેનો અધિકાર બતાવવા માંડ્યો. એ રાજકુમારો અને તેમના ભગિનીપતિઓ લજ્જાથી મસ્તકોને નીચાં નમાવીને એ વેળાએ સભામાં ઊભા હતા. રાજાએ વિક્રમાદિત્ય પાસેથી તેમણે તેની સાથે અને તેની અર્ધાંગના સાથે કરેલા અયોગ્ય વર્તનની ક્ષમા માગી અને તેની ઉદારતાની પ્રશંસા કરીને કહ્યું કે;–"આ બુદ્ધિમંદો આના કરતાં વિશેષ શિક્ષાને પાત્ર નથી." વિક્રમાદિત્યે તે ક્ષણે જ શ્વસુરની પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો; કારણ કે, તે તો અંતરમાં તે મદોન્મત્તોને જે શિક્ષા મળી હતી તેટલાથી જ સંતુષ્ટ થએલો હતો. તેણે પોતાના શ્વસુરગૃહમાં બીજા પણ થોડાક દિવસ વીતાવ્યા અને ત્યાર પછી પોતાની દેવીતુલ્ય દારાને લઈને તે આનંદથી પોતાની રાજધાની પ્રતિ જવાને પ્રયાણ કરી ગયો.

---

## વિદ્યા અને ચાતુર્ય

એક સમયમાં બે મિત્રો અસ્તિત્વ ધરાવતા હતા, એમાંનો એક રાજકુમાર હતો અને અન્ય પ્રધાનપુત્ર હતો. તેઓ બન્ને જ્યારથી બાલ્યાવસ્થામાં હતા, ત્યારથી જ સાથે ખાતા હતા, સાથે સૂતા હતા અને

સાથે જ ફરતા હતા; સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, તેઓ સર્વથા અવિભાજ્ય હોવાથી એક પળ માત્રને માટે પણ એક બીજાથી ભિન્ન રહી શકતા નહોતા. એક દિવસ તેઓ પરસ્પર વાર્તાલાપ અને સંભાષણ કરતા બેઠા હતા, તેવામાં રાજકુમારે પોતાના મિત્ર પ્રધાનપુત્ર સમક્ષ એક એવો પ્રશ્ન રજૂ કર્યો કે,–"વિદ્યા અને ચાતુર્ય, એ બેમાંથી અધિક શ્રેષ્ઠ વસ્તુ શી છે વારુ?" એના ઉત્તરમાં પ્રધાનપુત્રે જણાવ્યું કે;–"મારા અભિપ્રાય પ્રમાણે તો વિદ્યા કરતાં ચાતુર્ય જ અધિક શ્રેષ્ઠ છે." એ ઉત્તર સાંભળીને રાજકુમાર કહેવા લાગ્યો કે;–"તારા આ અભિપ્રાય સાથે હું અનુમત થઈ શકતો નથી; મારા અભિપ્રાય પ્રમાણે તો કેવળ વિદ્યા જ સર્વોત્કૃષ્ટ છે." આ વિષય વિશે દીર્ઘકાળ પર્યન્ત તેમનો વાદાનુવાદ ચાલતો રહ્યો, છતાં એમાંની કઈ વસ્તુ વિશેષ ઉત્તમ છે એ વિશેનો કશો પણ અંતિમ નિર્ણય થઈ શક્યો નહિ. રાજકુમાર વિદ્યાનો આટલો પક્ષ કરતો હતો તેનું મૂળ કારણ એ હતું કે, તે પ્રધાનપુત્ર કરતાં વિશેષ વિદ્વાન્ હતો, એટલું જ નહિ, પણ અતિશય વિદ્યાના યોગે તે એક પ્રકારના ભ્રમજાળમાં જ સપડાઈ ગયો હતો. તેણે છેવટે પોતાના મિત્રને જણાવ્યું કે,–"આવા વ્યર્થ અને નિરર્થક વાદવિવાદમાં વિનાકારણ વેળાને વીતાડવાની શી આવશ્યકતા છે વારુ? એ ઉભય વસ્તુઓનો પ્રત્યક્ષ પ્રયોગ કરી પ્રત્યક્ષ પ્રમાણથી જ આપણે આ વિષયના નિર્ણયપર આવી જઈએ, તો તે જ વિશેષ ઉત્તમ છે." પ્રધાનપુત્રે કહ્યું કે,–"જો એમ જ થતું હોય, તો સંશયનિવૃત્તિનો એના જેવો બીજો એક પણ માર્ગ નથી." અર્થાત્ તેમણે એવા પ્રકારની વ્યવસ્થા કરી કે, અમુક દિવસે તે બન્નેએ ભિન્ન ભિન્ન દિશામાં પ્રયાણ કરવું અને કેટલાક સમય પશ્ચાત્ પાછા આવીને બન્નેએ પોતપોતાનો વૃત્તાંત અક્ષરે અક્ષર સત્ય અને કોઈ પણ પ્રકારની ન્યૂનાધિકના વિના એક બીજાને કહી સંભળાવવો; પોતપોતાનાં સાહસકર્મ અને લાભહાનિનો વૃત્તાંત યથાર્થ સ્વરૂપમાં વર્ણવવો. નિયત કરેલો દિવસ તરત જ આવી લાગ્યો, અને તેઓ એક બીજાને પ્રણામ કરી પોતાના વેગવાન્ અશ્વોપર આરોહણ કરીને પોતપોતાની નિયત દિશામાં જવામાટે પ્રયાણ કરી ગયા.

રાજકુમાર અતિશય દીર્ઘ માર્ગ કાપીને અત્યંત દૂરના ભાગમાં નીકળી ગયો અને અંતે એક નિબિડ અરણ્યમાં આવી પહોંચ્યો. એ અરણ્ય અતિશય ઘન અને ભયંકર હતું. વૃક્ષો એક બીજાની અડોઅડ એટલાં બધાં ઘાટાં ઊગેલાં હતાં કે થોડાક અંતર સુધી પણ ભાગ્યે જ દૃષ્ટિ પહોંચી શકતી હતી. મહાપરિશ્રમથી એ અરણ્યને ભેદીને રાજકુમાર અરણ્યમાંથી બહાર નીકળ્યો અને એક લઘુ પર્ણકુટિકા પાસે

આવી લાગ્યો. એ કુટીરના દ્વાર પાસે અશ્વપરથી નીચે ઊતરીને જ્યાં દષ્ટિપાત કર્યો એટલે ત્યાં એક સમાધિમગ્ન અને ઉન્મીલિતનેત્ર મુનિરાજ તેના જોવામાં આવ્યો. મુનિરાજની સમાધિનો કેટલાક દિવસ પછી અંત આવ્યો અને મુનિરાજને શુદ્ધિ આવી ત્યાં સુધી રાજકુમાર ત્યાંનો ત્યાં જ રહી ગયો. ત્યાર પછી તે મુનિરાજની અતિશય ભક્તિપૂર્વક તેની ઇચ્છા પ્રમાણેની સંતોષદાયક સેવા કરવા લાગ્યો. રાજકુમારની એ સેવાશુશ્રૂષાથી અને શ્રદ્ધાયુક્ત ભક્તિથી મુનિરાજ અત્યંત પ્રસન્ન થયો અને કેટલાક સમય પછી એક દિવસ તે રાજકુમારને કહેવા લાગ્યો કે;—"રાજકુમાર! તારી શ્રદ્ધા અને સેવાથી હું તારાપર અત્યંત પ્રસન્ન થયો છું અને એના ફળ તરીકે લે આ મુદ્રિકા. આ મુદ્રિકા પાસેથી તું જે કાંઈ પણ માગીશ, તે સર્વ ઇચ્છિત વસ્તુઓની તને એની પાસેથી તત્કાળ પ્રાપ્તિ થઈ જશે." રાજકુમારે અત્યંત કૃતજ્ઞતા દર્શાવીને તે ઉપહારનો સ્વીકાર કરી લીધો અને મુનિરાજનાં ચરણોમાં નમ્રતાપૂર્વક મસ્તક નમાવી, તેનો આશીર્વાદ લઈ અશ્વારૂઢ થઈને પાછો તે પોતાના માર્ગમાં પ્રયાણ કરી ગયો.

તે ચાર કે પાંચ દિવસ સુધી પોતાના પ્રવાસના માર્ગમાં અવિશ્રાંત આગળ વધતો રહ્યો અને ત્યાર પછી પોતાથી એક સર્વથા અજ્ઞાત રાજ્યની રાજધાનીમાં આવી પહોંચ્યો. ત્યાં આવ્યા પછી તેના જાણવામાં આવ્યું કે, ત્યાંના રાજાની એક પુત્રી હતી કે જે સમસ્ત વિશ્વમાંની એક અલૌકિક સુંદર સુંદરી મનાતી હતી, અને તેણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે, એક માસ પર્યંત પ્રતિદિવસ તેની ઇચ્છા પ્રમાણેની વસ્તુઓ તત્કાળ જે કોઈ પણ આપી શકશે, તે પુરુષનેજ તે પોતાના પતિની પદવીથી વિભૂષિત કરશે. જો કોઈ પણ પુરુષ એ પ્રમાણે પ્રતિદિવસ એક માસ પર્યંત તેને ઇચ્છિત વસ્તુઓ આપવાની કબૂલાત આપ્યા પછી પાછળથી તે શર્ત પૂરી કરી શકશે નહિ, તો તે પુરુષને રાજકુમારીનો બંદિવાન અને દાસ બનાવવામાં આવશે તથા તેની પાસેથી રાજકુમારીના સ્નાનમાટે જલ ભરી લાવવાનું કાર્ય કરાવવામાં આવશે. જ્યારે રાજકુમારીની આ પ્રતિજ્ઞા રાજકુમારના સાંભળવામાં આવી એટલે તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે;—"મુનિરાજે મને જે મુદ્રિકા આપી છે, તે અવશ્ય મને એ રાજકુમારી સાથે વરવાના કાર્યમાં વિજયની પ્રાપ્તિ કરાવી આપશે." આ પૂર્વે અનેક રાજકુમારોએ એ રાજનંદિનીની પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાના પ્રયત્નો કર્યાં હતા અને અંતે તેમાં નિષ્ફળતા થવાથી તેઓ તેના બંદિવાન્ અને દાસ બની રહ્યા હતા. પરંતુ આપણા આ રાજકુમારનો મુનિની આપેલી મુદ્રિકાના બળથી એવો દઢ નિશ્ચય હતો કે;—"આવા દુર્ભાગ્યને પ્રાપ્ત

કરવાનો પ્રસંગ આપણને કદાપિ પ્રાપ્ત થાય, એવો લેશ માત્ર પણ ભય છે જ નહિ."

તેણે કેટલાક સમય પર્યન્ત નગરમાં ભ્રમણ કરીને અંતે એક માલિનીના ગૃહમાં આશ્રય લીધો અને તેણે તે માલિનીદ્વારા રાજમહાલયમાં રાજકુમારીને એવો સંદેશ કહાવ્યો કે;–"હું રાજનંદિની સાથે લગનસંબંધ કરવાની ઇચ્છા ધરાવું છું અને પ્રતિદિવસ એક માસ પર્યંત તેની ઇચ્છા પ્રમાણેની સર્વ વસ્તુઓ આપવામાટે બંધાઉં છું; પણ જો મારાથી એ શર્ત પૂરી કરી ન શકાય તો તેનો દાસ થવાને પણ હું તૈયાર છું." એ માલિની રાજમહાલયમાં જોઇતાં પુષ્પો આપતી હતી એટલે રાજકુમારનો એ સંદેશ રાજકુમારી પર્યન્ત પહોંચાડી દેવામાં તેને કશી બાધા આવવાનો સંભવ નહોતો. રાજકુમારીએ રાજકુમારનો સંદેશ સાંભળીને તેના ઉત્તરમાં તેજ માલિનીદ્વારા કહેવડાવી મોકલ્યું કે;–"તમે દર્શાવેલી ઇચ્છામાટે હું તમારો અત્યંત આભાર માનું છું અને મને શી શી વસ્તુઓની આવશ્યકતા છે તે હું તમને આવતી કાલથી જણાવવા માંડીશ." માલિનીએ રાજકુમારીનાં એ વચનો રાજકુમારને સંભળાવ્યાં અને તેથી સંતુષ્ટ થઇને રાજકુમારે ત્યાં એકાદ બે માસ પર્યન્ત રહેવાનું હોવાથી પોતાને જોઇતી આવશ્યકીય વસ્તુઓને એકત્ર કરવાની વ્યવસ્થા કરવા માંડી.

બીજે દિવસે પ્રભાતમાં તે પોતાના ગૃહની ડેલીમાં બેઠા હતો, એટલામાં રાજકુમારીની બે દાસીઓ તેની પાસે આવી અને તેને માનપૂર્વક નમન કરીને પ્રાર્થના કરી કે;–"રાજન્! અમારાં રાજકુમારીએ આપની પાસેથી રત્નજડિત સુવર્ણાલંકારના બે સમુદાય મંગાવ્યા છે." તેમને થોડીવાર થોભવાનું કહીને રાજકુમાર પોતાના ઓરડામાં ગયો અને જે મંજૂષમાં તેણે તે મુદ્રિકા રાખી હતી તે મંજૂષને ઉઘાડીને તે મુદ્રિકાને પૂછવા લાગ્યો કે;–"હે મુદ્રિકે ! તું અત્યારે હવે કોની છે?" એના ઉત્તરમાં મુદ્રિકાએ જણાવ્યું કે;–"અત્યાર સુધી હું મુનિરાજની હતી, પણ હવે તમારી છું." એટલે રાજકુમારે કહ્યું કે;–"જો એમ જ હોય તો બે સ્ત્રીઓ પહેરી શકે તેટલાં રત્નજડિત સુવર્ણાલંકાર અત્યારે મને આપ." રાજકુમારના મુખમાંથી આ શબ્દો નીકળતાં જ ત્યાં તે અલંકારો દૃષ્ટિગોચર થયા અને રાજકુમારે તે અલંકારોને લાવીને તે દાસીઓના હાથમાં આપી દીધા. દાસીઓ એ અલંકારોની સુંદરતા તથા બહુમૂલ્યતાને જોઇને આશ્ચર્યચકિત થઈ ગઈ; કારણ કે, એમની સાથે જેમની સરખામણી કરી શકાય એવા અલંકારો તે દાસીઓએ પોતાના અત્યાર સુધીના જીવનકાળમાં કદાપિ જોયા જ નહોતા. રાજકુમારને પુનઃ નમ્રતાથી નમન કરીને તેઓ અલંકારોને લઇને પાછી પોતાની સ્વામિની

પાસે આવી પહોંચી. રાજકુમારીએ પણ દાસીઓ પ્રમાણે જ તે રત્ન જડિત સુવર્ણાલંકારોની મુક્ત કંઠે પ્રશંસા કરી અને આવી અમૂલ્ય વસ્તુઓ રાજકુમારે ક્યાંથી મેળવી હશે, એ વિશેનો વિચાર કરતાં તે આશ્ચર્ય સાગરમાં ગોથાં ખાવા લાગી.

બીજે દિવસે તેણે રાજકુમારપાસે પોતાની ચાર દાસીઓને મોકલી અને તેમને એવા જ અલંકારોના ચાર થાળ અને ચાર મોટાં માણિક્ય માગવાની સૂચના આપી. એ વસ્તુઓ પણ રાજકુમારે મુદ્રિકા પાસેથી આગ્રહ પ્રમાણે જ ક્ષણ માત્રમાં પ્રાપ્ત કરી લીધી અને રાજકુમારીને આપવાની તે વસ્તુઓ દાસીઓને સ્વાધીન કરી દીધી. જ્યારે એ વસ્તુઓ રાજકુમારી સમક્ષ લાવવામાં આવી ત્યારે તેમને જોઈને જો કે તેની પ્રસન્નતાનો તો અવધિ જ થયો; છતાં આવી અલૌકિક વસ્તુઓ રાજકુમાર ક્યાંથી મેળવતો હશે, એ વિશેનું તેનું આશ્ચર્ય તેની પ્રસન્નતા કરતાં પણ વિશેષ પ્રમાણમાં હતું. ત્રીજે દિવસે તેણે પોતાની સોળ દાસીઓને સોળ માણિક્યથી ભરેલા થાળ, સોળ હાથી અને સોળ સુંદર અશ્વોની યાચના કરવાની સૂચના આપીને રાજકુમાર પાસે જવાને રવાના કરી. રાજકુમારે પ્રથમ પ્રમાણે જ મુદ્રિકા સમક્ષ પોતાની ઇચ્છા દર્શાવી અને તત્કાળ સર્વ ઇચ્છિત વસ્તુઓ ત્યાં ઉપસ્થિત થઈ ગઈ. જ્યારે દાસીઓ એ વસ્તુઓ સહિત રાજકુમારી પાસે આવી પહોંચી તે વેળાયે રાજકુમારીની વિસ્મયતાનો સર્વથા અવધિ જ થઈ ગયો. તે પોતાના મનમાં જ કહેવા લાગી કે;—"આવી આશ્ચર્યકારિણી કથા પણ કોઈના સાંભળવામાં આવી હશે ખરી કે ? આમાંનું એક એક માણિક્ય સાત સાત રાજાઓના ધનભંડારના મૂલ્યનું છે, છતાં રાજકુમારને આવાં માણિક્યોના રાશિના રાશિ મેળવતાં જરા પણ પરિશ્રમ થતો નથી, એ તે શું કહેવાય વારુ !"

આવો પ્રકાર દિવસાનુદિવસ ચાલતો જ રહ્યો. રાજકુમારી ગમે તેવી મૂલ્યવતી અને અલભ્ય વસ્તુઓ માગતી હતી, તો તે પણ રાજકુમાર મુદ્રિકાના પ્રતાપે ક્ષણ માત્રમાં જ મોકલી આપતો હતો. હવે બહુધા માસનો અંત નિકટમાં આવી લાગ્યો હતો અને તેથી રાજકુમારી વધારે અને વધારે ચિંતામગ્ન થતી જતી હતી. તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે;—"આવી રીતે ગમે તેવી અમૂલ્ય વસ્તુઓની યાચનાને વધારવાથી જ એનો પરાજય કરી શકાય તેમ નથી; એના ભેદને જાણવા-માટે અને એને પરાજિત કરવામાટે કોઈ બીજો જ ઉપાય શોધી કાઢવો જોઈએ." આવા વિચારથી તેણે તે માલિનીને પોતાપાસે બોલાવીને કહ્યું કે;—"તારા ગૃહમાં ઊતરેલો રાજકુમાર મને મારી ઇચ્છા પ્રમાણેની જે

સર્વ વસ્તુઓ નિત્ય આપ્યા કરે છે, તે વસ્તુઓને તે લાવે છે ક્યાંથી, એની તને કશી પણ ખબર છે ખરી કે?" એના ઉત્તરમાં માનિનીએ જણાવ્યું કે,—"આ વિષયનું મારું જ્ઞાન કેવળ આપ શ્રીમતીના જેટલું જ્ઞાન જ છે, એટલે કે, હું એ વિષે કાંઈ પણ જાણતી નથી. તે જેવા પ્રકારે મારા ગૃહમાં રહે છે, તે તેના પ્રકારને જોતાં તો તેની પાસે આવો કોઈ ભંડાર હોય, એમ મારા જોવામાં તો આવી શકતું નથી. બીજો કાંઈ ભેદ હોય તો તે પરમાત્મા જાણે" એ ઉત્તર સાંભળીને રાજકુમારીએ કહ્યું કે,—"બહુ સારું, પણ હવે મારા માટે તારે અવશ્ય રાજકુમારના એ ભેદને જાણી લેવાનો છે, જો ભેદને જાણી લઈને તું એ ભેદ મને જણાવીશ, તો તારી ઇચ્છામાંથી નીકળશે, તે ઇનામ આપીને હું તને સંતુષ્ટ કરીશ" માનિનીએ કહ્યું કે,—"ચિંતા ન રાખશો, હું એ ભેદને તેની પાસેથી જાણી લેવાનો મારાથી બની શકશે, તેટલો પરિશ્રમયુક્ત પ્રયત્ન કરીશ" એમ કહીને તે ત્યાંથી ચાલી ગઈ.

તે પોતાને ઘેર આવી અને જેવો તેને યોગ્ય પ્રસંગ મળ્યો, એટલે તરત તેણે રાજકુમાર સાથે એ વિષયના વાર્તાલાપનો આરંભ કરી દીધો. તેણે કહ્યું કે,—"હે પ્રતાપી રાજકુમાર! એક વસ્તુ મારા મનને અત્યંત ભમાવ્યા કરે છે. તમારી રહેણી કરણીની રીતભાત એવી સાદી છે કે, એ રીતભાતને જોતાં તમે એક સાધારણ રાજાના પુત્ર પણ હશો કે નહિ, એવી લોકોના મનમાં શંકા રહ્યા કરે છે આમ છતાં પણ તમે કાંઈ પણ પ્રકારના પરિશ્રમ વિના ગમે તેટલા મોટા પ્રમાણમાં વિશ્વમાની અમૂલ્ય ગણાતી વસ્તુઓ રાજકુમારીને તેની ઇચ્છાનુસાર નિત્ય આપ્યા કરો છો, એ કેમ બની શકે છે, તે કાંઈ સમજી શકાતું નથી" રાજકુમારે કહ્યું કે,—"માનિની! એ એક એવા પ્રકારનું રહસ્ય છે કે, તેના વિચારમાં નાખીને વિના કારણ પોતાના મસ્તકને ભમાવવાની તમારા માટે કશી પણ આવશ્યકતા નથી" માનિનીએ એનો પ્રતિવાદ કરીને કહ્યું કે,—"તમારું એ સર્વ કથન સત્ય હશે, પણ એ ભેદને જાણવાની આતુરતાએ તો મારા પ્રાણોને કંઠમાં લાવી મૂક્યા છે વળી હું એમ પૂછવા માગું છું કે, એ ભેદ મને જણાવતાં તમને એટલી બધી ભીતિ રાખવાનું શું કારણ છે વારુ? હું શપથપૂર્વક તમને વચન આપું છું કે, એ રહસ્ય અન્ય કોઇને પણ જણાવીશ નહિ" રાજકુમારે આનાકાની કરીને કહ્યું કે—"એ રહસ્યને જાણવાથી તમને શો લાભ થવાનો છે વારુ, કે જેથી તમે એ રહસ્યને જાણી લેવામાટેનો આટલો બધો આગ્રહ કરો છો?" માનિનીએ કહ્યું કે,—"જુઓ, તમે મારા ગૃહમાં વસો છો અને હું તમારી મારા પોતાના પુત્ર પ્રમાણે જ સંભાળ રાખું છું. એટલે

એક માતાથી પુત્ર પોતાના ભેદને છૂપાવે, એ કોઈ પણ પ્રકારે ન જ કહેવાય. એટલામાટે કૃપા કરીને એ ભેદ મને જણાવો અને મારી ઉત્કંઠાને શમાવો." અંતે રાજકુમારે એ રહસ્યને જણાવી દે વિના તેને શાંત કરવાનો અન્ય કોઈ માર્ગ ન જોઇને મૂર્ખતાથી તે ઇચ્છાને આધીન થઈ ગયો અને તેને મુનિરાજની મુદ્રિકાના પ્રતાપે સર્વ ભેદ તેણે જણાવી દીધો.

જેવો રાજકુમાર એ ભેદ જણાવીને બહાર ગયો કે, તરત માલિનીએ રાજકુમારીના મહાલયમાં જવાનો માર્ગ પકડ્યો અને જે ભેદ તેના પોતાના જાણવામાં આવ્યો હતો, તે સર્વ જઈને રાજકુમારીને જણાવી દીધો. રાજકુમારીના હર્ષનો અવધિ થયો અને તેથી તેણે એ વિશ્વાસઘાતિની માલિનીને તેની ઇચ્છા પ્રમાણેના ઉપહારથી લાદી દીધી. આવતી કાલનો દિવસ તે મહિનાનો અઠ્ઠાવીસમો દિવસ હતો. એટલે તે દિવસે રાજકુમારીએ બે ચાર સાધારણ વસ્તુઓ મગાવી અને ઓગણત્રીસમે દિવસે માત્ર એક જ દાસીને મોકલીને તે મુદ્રિકા મોકલવાનું કહેવડાવ્યું. એવી રીતે મુદ્રિકાની માગણી થયેલી સાંભળતાં જ રાજકુમાર ભ્રમિષ્ટ જેવો બની ગયો અને તેણે જે સાંભળ્યું હતું તે સત્ય કે અસત્ય, એનો પણ તેને સંશય થવા માંડ્યો. માલિની જેવી એક નીચ જાતની સ્ત્રીના વચનમાં વિશ્વાસ રાખવાનું કેવું અનિષ્ટ પરિણામ આવે છે, એનો હવે તેને છેલ્લી ઘડીએ સાક્ષાત્કાર થયો; પરંતુ તે નિરુપાય હતો. મુદ્રિકા આપી દીધા વિના તેનો અન્ય કોઈ ઉપાય ચાલે તેમ હતું જ નહિ. તેણે લાચારીએ મુદ્રિકા આપી દીધી. એ પછી માસના અંતિમ દિવસે રાજકુમારીએ પોતાની માત્ર એક જ દાસીને મોકલીને માત્ર એક સો રૂપિયા જ મગાવ્યા, પરંતુ સાધનહીન થયેલા રાજકુમારથી એટલી ન્હાની રકમ પણ એ વેળાએ આપી શકાઈ નહિ. રાજકુમાર શર્તમાં હારી ગયો. રાજકુમારીની દાસી જેવી ખાલી હાથે પાછી આવી, એટલે તરત રાજાના અધિકારીઓને રાજકુમારીએ તે રાજકુમારને બંદિવાન્ બનાવવામાટે મોકલી આપ્યા. રાજકુમાર બહુ જ રોયો અને કકળ્યો, પણ તેનો કશો પણ ઉપયોગ થઈ શકે તેમ નહોતું. તેને બંદિવાન્ કરીને તરત રાજકુમારીના જલવાહકનું કાર્ય સોંપી દેવામાં આવ્યું; તે રાજકુમારીનો દાસ બની ગયો.

હવે આપણે તેના મિત્ર પ્રધાનપુત્રની કાંઈક ભાળ લઈએ. પ્રધાનપુત્ર સતત કેટલાક દિવસ પર્યન્ત પોતાના અશ્વને ચાલવાનો પરિશ્રમ આપ્યા પછી, એક વિદેશીય રાજ્યની રાજધાનીના નગરમાં આવી પહોંચ્યો. એ વેળાએ નિશાના આરંભનો સમય થવા આવેલો હોવાથી તે

એક બ્રાહ્મણનો અતિથિ થયો કે, જે અતિથિવત્સલ બ્રાહ્મણના કુટુંબમાં તે બ્રાહ્મણ પોતે, તેની પત્ની, તેનો પુત્ર અને તેની પુત્રવધૂ એટલાં મનુષ્યો હતાં. પુત્રવધૂ બિચારી તરતની પરણી આવેલી નવોઢા જ હતી. કુટુંબમાંનાં સર્વ જનોએ એ અતિથિની અત્યંત માયાળુતા અને સભ્યતાથી સરભરા કરી; પરંતુ એમ છતાં અલ્પ સમયમાં જ પ્રધાનપુત્રના જાણવામાં આવી ગયું કે, તે સર્વજનો કોઈ પ્રકારની મહા અનિવાર્ય ભીતિ અને ચિન્તામાં આવી પડ્યાં હતાં. તેણે બાજૂના ઓરડામાં તેમના વચ્ચે પરસ્પર એવો વાર્તાલાપ ચાલતો સાંભળ્યો કે, જેથી તેનું મન અસ્વસ્થ થઈ ગયું એટલું જ નહિ, પણ તેમના રુદનનો ધ્વનિ પણ તેનાં શ્રવણોમાં આવીને અથડાવા લાગ્યો. બ્રાહ્મણના પુત્રે કહ્યું કે,–"મને ત્યાં જવા દો; કારણ કે, મારા છતાં મારા પિતા કે મારી માતા ત્યાં જાય, એ તો મારા માટે અત્યંત લજ્જાસ્પદ કાર્ય જ કહેવાય." તેની નવોઢા નારીએ આર્જવતાથી જણાવ્યું કે,–"તમો સર્વ અત્યારે જ્યાં છો ત્યાંનાં ત્યાં જ બેસી રહો. ત્યાં તો હું જ જવાની છું હું આ નગરમાં એક અજ્ઞાત કુટુંબની પુત્રી છું એટલે અહીં મારા મરણથી કોઈને વિશેષ શોક થવાનો સંભવ નથી. તમારા પુત્રને તો સરળતાથી તત્કાળ બીજી સ્ત્રી પણ મળી શકશે, પણ મારાથી કાંઈ બીજી વાર લગ્ન કરી શકાશે નહિ." વૃદ્ધ માતા પિતા કેવળ રોવા વિના બીજું કાંઈ પણ બોલી શક્યાં નહિ. આ સર્વ ઘટનાએ પ્રધાનપુત્રને અતિશય વિમાસણમાં નાખી દીધો. આમ થવાનું કારણ શું હશે, એ જાણવાના ઉદ્દેશથી તેણે પોતાના યજમાનને પોતા પાસે બોલાવ્યો અને કહ્યું કે,–"મહાશય ! આટલી બધી ચિંતાનું કારણ શું છે વારુ ? અને એટલીબધી તે આપના શિર પર શી આપત્તિ આવી પડી છે, તે કૃપા કરીને જણાવશો કે ?" પ્રથમ તો તે વૃદ્ધ બ્રાહ્મણે આનાકાની કરીને કહ્યું કે,–"એ ઘટનાને જાણવાથી આપને કશો લાભ થવાનો નથી અને અમારા દુઃખમાં કોઈથી કશો ભાગ લઈ શકાય તેમ છે નહિ." એ ઉત્તર સાંભળીને પ્રધાનપુત્રે આગ્રહ કરીને કહ્યું કે,–"છતાં પણ એ વાર્ત્તા કહેવામાં આપની હાનિ શી છે ? જો સત્ય વાર્ત્તા મારા જાણવામાં આવશે, તો કદાચિત્ વિપત્તિના નિવારણનો કોઈ માર્ગ પણ નીકળી આવશે." અર્થાત્ છેવટે પ્રધાનપુત્રના આગ્રહને વશ થઈને વૃદ્ધ બ્રાહ્મણે જણાવ્યું કે;–"વારુ ત્યારે મહાશય, અમારા દુઃખના કારણને સાંભળો. આજે કેટલાક સમયથી અમારા રાજાએ એક રાક્ષસી સાથે પોતાના રાજ્યમાંનાં કુટુંબોમાંથી પ્રતિદિવસ એક મનુષ્યને તેના આહારમાટે મોકલી આપવાની શર્ત કરેલી છે; કારણ કે, એ શર્ત કર્યા પૂર્વે તે રાક્ષસીએ નિત્ય અનેક

મનુષ્યોને મારી નાખીને સમસ્ત દેશને ઉજ્જડ કરી નાખવાનો જ સંકલ્પ ચલાવ્યો હતો. આજે તે રાક્ષસીના ભક્ષમાટે મનુષ્ય આપવાનો અમારા કુટુંબનો વારો આવ્યો છે અને તે કારણથી જ અત્યારે અમારા ઘરમાં આ રડાપીટ ચાલી રહી છે." એ વૃત્તાંત સાંભળીને પ્રધાનપુત્રે કહ્યું કે;–"મહારાજ, હવે તમે વિશેષ રડાપીટ અને શોક ન કરો. આજે રાક્ષસીના ભક્ષમાટે તમારા કુટુંબ તરફથી હું પોતે જ જઈશ." વૃદ્ધ બ્રાહ્મણે તેનાં આ વચનો સાંભળી કંપાયમાન થઈને કહ્યું કે;–"આ અયોગ્ય કાર્ય કદાપિ થવાનું જ નથી. અમારા પોતાના પ્રાણોના રક્ષણમાટે અમો તમને ભયંકર રાક્ષસીના, એટલે કે સાક્ષાત્ કાળના મુખમાં જવાની અનુમતિ આપીએ, એમ કદાપિ બને ખરું કે? આવી વાર્તા કોઈએ કદાપિ સાંભળી છે ખરી કે? અતિથિનો ઘાત કરાવીને મારે નરકના અધિકારી નથી થવું." પ્રધાનપુત્રે તેને શાંતિથી સમજાવીને કહ્યું કે;–"પૂજ્ય વૃદ્ધ વિપ્ર! તમે તમારા મનમાં શાંતિ રાખો. જો તમે મારા વચન પ્રમાણે વર્તશો, તો આ કાર્યમાં લેશ માત્ર પણ ભયનો સંભવ નથી. માત્ર મારા અહીંથી પ્રયાણ કરી જવા પૂર્વે તમારે મને અમુક બેચાર વસ્તુઓ આપવાની છે." કેટલીક રકઝક પછી વૃદ્ધ બ્રાહ્મણને અત્યંત અનિચ્છાપૂર્વક અનુમતિ આપવાની અને પ્રધાનપુત્રના આગ્રહને વશ થવાની ફરજ પડી અને તેણે પૂછ્યું કે;–"ત્યારે તમને કઈ કઈ વસ્તુઓની આવશ્યકતા છે તે જણાવો, એટલે હમણાં જ હું તે લાવી આપું." એના ઉત્તરમાં પ્રધાનપુત્રે જણાવ્યું કે;–"એક બહુ જ જાડો દોરડો, ચીના ચૂનાનું એક પાત્ર, બે કોદાળીઓ, ધગધગતા અંગારાથી ભરેલી એક સગડી અને બે તીક્ષ્ણ ધારવાળાં લોઢાનાં સળિયાં, એટલી વસ્તુઓ મને લાવી આપો." વૃદ્ધ બ્રાહ્મણે તત્કાળ એ વસ્તુઓ લાવીને તેની આગળ હાજર કરી દીધી; છતાં આ સર્વ વસ્તુઓ તેણે શા કારણથી મગાવી હશે, એનો તો તેના મનમાં તર્કવિતર્ક થયા જ કરતો હતો. અસ્તુ.

એ સર્વ વસ્તુઓને લઈને પ્રધાનપુત્ર રાક્ષસીના આવવાના સ્થાનમાં જઈ પહોંચ્યો. ત્યાં જઈને તેણે લોઢાનાં તીક્ષ્ણ ધારવાળાં સળિયાં ધગધગતા અંગારાવાળી સગડીમાં તપાવવામાટે મૂકી દીધાં અને ત્યારપછી પોતાની તલવાર અને કટારને હાથમાં તૈયાર રાખીને પ્રથમ તે ગૃહનાં દ્વારોને અંદરથી વાસી લઈને રાક્ષસીના આગમનની વાટ જોતો તૈયાર થઈને બેઠો. અલ્પ કાળમાં જ રાક્ષસી ત્યાં આવી પહોંચી અને પોતાના ગૃહને અંદરથી વાસેલું જોઈને આશ્ચર્યવિમૂઢ બની ગઈ. તે બહારથી પોકાર કરીને પૂછવા લાગી કે;–"ઘરમાં કોણ છે?" એના ઉત્તરમાં પોતાના કંઠરવને ફેરવી નાખીને ઘોઘરા અવાજે પ્રધાનપુત્રે અંદરથી સામો સવાલ કર્યો

કે;—"તું કોણ છે?" રાક્ષસીએ કહ્યું કે;—"હું રાક્ષસી છું!" પ્રધાનપુત્રે તેવા જ પ્રકારના મહાવિલક્ષણ અને ગર્જનાયુક્ત ભયંકર સ્વરથી કહ્યું કે;—"હું રાક્ષસોનો ભક્ષક યમરાજ ઢાક્ષસ છું!" રાક્ષસીનાં કર્ણોને આ પ્રકારનો સ્વર સર્વથા નવીન જ હતો અને ઢાક્ષસને તેણે પોતાના જન્મારામાં જોયો તો નહોતો જ, પણ તેનું નામ માત્ર પણ સાંભળ્યું નહોતું. એ કારણથી ત્યાંથી ચાર ડગલાં પાછળ ખસીને તે પૂછવા લાગી કે;—"તારે આ ઘરમાં આવવાનું શું કામ છે?" એના ઉત્તરમાં પ્રધાનપુત્રે સામો સવાલ પૂછ્યો કે;—"તારે આ ઘરમાં આવવાનું શું કામ છે?" હવે રાક્ષસી કોંઇક ભયભીત થવા લાગી અને તેથી કાંઇક નમ્રતાથી બોલી કે;—"ઢાક્ષસ મહાશય, મારા આખા જન્મારામાં મને તમારા દર્શનનો લાભ મળ્યો નથી અને તેથી તમારા સ્વરૂપને જોવાની મને અનિવાર્ય ઇચ્છા થાય છે. એટલામાટે તમે જો પોતાના કેશનુ મને દર્શન કરાવશો તો મોટો આભાર થશે." પ્રધાનપુત્રે કહ્યું કે;—"પ્રથમ મને તારા વાળ બતાવ." રાક્ષસીએ પોતાના માથામાંથી એક વાળ તોડી લીધો અને દરવાજાની ફાટમાંથી તે પ્રધાનપુત્રના હાથમાં આપી દીધો. એ પછી પ્રધાનપુત્રે પોતાના કેશના નમૂના તરીકે બારીમાંના એક મોટા કાણામાંથી જાડો દોરડો બહારના ભાગમાં કાઢ્યો. એ દોરડાને જોઇને રાક્ષસી પોતાના મનમાં કહેવા લાગી કે,—"આવા જાડા વાળ તો મેં કદાપિ કોઇના જોયા જ નથી; એટલે જેના વાળ જ આવા ભયંકર છે, તેનું સમસ્ત શરીર કોણ જાણે કેવુંએ ભયંકર હશે!" ત્યાર પછી તેણે પ્રકાશ કહ્યું કે;—"મહાશય ઢાક્ષસ! હવે આપના નખ કેવા પ્રકારના છે, તે જરા કૃપા કરીને મને બતાવશો?" પ્રધાનપુત્રે કહ્યુ કે;—"પ્રથમ મને તારા નખ બતાવ." રાક્ષસીએ પોતાનો એક લાંબો નખ ઉખેડ્યો તથા બારીની ફાટમાંથી તેને આપ્યો; અને ત્યાર પછી પોતાના નખ તરીકે પ્રધાનપુત્રે બે કોદાળીઓનાં પાનાં બહાર કાઢ્યાં. નખોના આવા આકારને જોઇને રાક્ષસીનો મદરૂપ ગર્વ ત્યાંનો ત્યાં જ ગળી ગયો અને તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે;—"ઓ મારા ઇશ્વર! આ ઢાક્ષસ તો ખરેખર જ રાક્ષસોનો યમરાજ છે, એમાં લેશ માત્ર પણ શંકા નથી!" આ પ્રમાણે વિચાર કરીને પછી તે સ્પષ્ટતાથી કહેવા લાગી કે;—"મહાશય ઢાક્ષસ! મને આપ જરા પોતાની થુંક દેખાડશો કે?" પ્રધાનપુત્રે કહ્યું કે;—"મારી થુંક જોવી હોય તો પ્રથમ તારી થુંક મને બતાવ." એ સાંભળીને રાક્ષસીએ એક થાળમાં થુંકી તે થુંક તેને આપી અને ત્યાર પછી પ્રધાનપુત્રે પોતાની થુંક તરીકે ભીંજેલા ચૂનાનું પાત્ર બહાર ફેંક્યું. આથી તો રાક્ષસીના ભયની સીમા જ ન રહી. ભયથી થરથર કંપતી તે કહેવા લાગી કે;—"ઢાક્ષસ મહાશય! હું

અહીંથી ચાલી જવાનું અને પુનઃ આ સ્થાનમાં કદાપિ ન આવવાનું વચન આપ્યું છું. પરંતુ મારા પ્રાણ પૂર્વે જો પોતાના સ્વરૂપના દર્શનનો એકવાર લાભ આપી આ નેત્રોને કૃતાર્થ કરશો, તો આપની આ દીન દાસીપર મોટી કૃપા થશે." તેની એ પ્રાર્થના સાંભળીને પ્રધાનપુત્રે કહ્યું કે;-"બહુ સારું, ત્યારે બરાબર બારી પાસે આવીને ઉભી રહે, એટલે હું તને મારા દર્શનનો લાભ આપું!" આમ કહીને પ્રધાનપુત્ર ઉઠ્યો અને લોઢાના સળિયા કે જે અત્યારે બરાબર તપીને લાલચોળ થઈ ગયા હતા, તેમને ઉપાડીને બારી પાસે ગયો અને રાક્ષસીએ જેવો પોતાના મુખને તેને જોવામાટે અંદર પ્રવેશ કરાવ્યો કે, તે ક્ષણે જ તે સળિયા તેણે રાક્ષસીની આંખોમાં ખોસી દીધા. તે એક ભયંકર ચીત્કાર સાથે નીચે પડી ગઈ અને પળ માત્રમાં જ તેના પ્રાણ તેના શરીરમાંથી સદાને માટે પ્રયાણ કરી ગયા. તેનો નરકવાસ થઈ ગયા પછી પ્રધાનપુત્ર દ્વાર ઉઘાડીને બહાર નીકળી આવ્યો અને તેની જિહ્વા કાપી લઈ પાછો અંદર જઇને દરવાજા બંધ કરી નીરાંતે ગાઢ નિદ્રાને આધીન થઈ ગયો.

પ્રભાતમાં જ્યારે લોકો એ સ્થાન પાસેથી જવા આવવા લાગ્યા, તે વેળાએ રાક્ષસીને મરેલી જોઇને તેમના આનંદનો પાર રહ્યો નહિ. રાજાએ પોતાની એક એવી પ્રતિજ્ઞા વ્યક્ત કરી હતી કે, "જે કોઈ પણ રાક્ષસીનો વધ કરી નાખશે, તે પોતાની એ વીરતાના ઉપહાર તરીકે મારું અર્ધ રાજ્ય અને મારી કન્યાના હસ્તને મેળવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકશે." અર્થાત્ એ અત્યંત ભવ્ય ઉપહારને મેળવવાની આકાંક્ષાથી જે મનુષ્ય ત્યાંથી નીકળતો હતો, તે તે મૃત રાક્ષસીના શરીરના કોઈ પણ અવયવને અથવા તો તેના અમુક ભાગને કાપી લેતો હતો અને તત્કાળ રાજમહાલયની દિશામાં દોડી જતો હતો. અર્થાત જ્યારે રાજા જાગ્રત થયો અને પોતાના શયનગૃહમાંથી બહાર આવ્યો, ત્યારે તેણે પોતાના સભાગૃહને લોકોવડે ઉભરાઈ ગયેલું જોયું. એમાંના સર્વ જનો પોતે જ રાક્ષસીને મારી નાખી છે, એવો દાવો કરતા હતા અને પોતાના એ કથનની સત્યતાનાં પ્રમાણો તરીકે પોતે કાપી લીધેલા તેના શરીરના ભાગોને રજૂ કરી બતાવતા હતા. રાજા આ સાંભળીને મોટા ગુંચવાડામાં પડી ગયો. તેણે પોતાના પ્રધાન મંત્રીને બોલાવ્યો અને એ રાક્ષસીના સત્ય હન્તાને શોધી કાઢવામાટે શો ઉપાય કરવો, એ વિશેની તેને સલાહ પૂછવા લાગ્યો. એના ઉત્તરમાં પ્રધાન મંત્રીએ જણાવ્યું કે.-"જેના કુટુંબમાંથી એક મનુષ્ય ગત રાત્રે રાક્ષસીના ભક્ષમાટે જવાનો હતો તે પુરુષને બોલાવો, એટલે તેના વૃત્તાંતથી સત્ય ઘટના શી છે, તે અવશ્ય આપણા જાણવામાં આવી જશે." રાજાની આજ્ઞાથી

તે વૃદ્ધ બ્રાહ્મણ તત્કાળ રાજસભામાં આવી પહોંચ્યો, અને તે વેળાએ રાજાએ તેને પૂછ્યું કે;–"ભૂદેવ! ગત રાત્રે રાક્ષસીના ભવનમાં તેનો ભક્ષ થવામાટે કોણ ગયું હતું વારુ?" બ્રાહ્મણને પોતાના અતિથિને તેણે ભયના મુખમાં નાખેલો હોવાથી હૃદયમાં અતિશય પરિતાપ થયા કરતો હતો અને રાજા કદાચિત્ પ્રાણ લેશે, એવો ભય પણ થયા કરતો હતો. એટલે તેણે કંપાયમાન થઇને કહ્યું કે;–"જો હું સત્ય વાર્તા જણાવી દઉં, તો મને અભયદાન મળી શકે એમ છે ખરું કે?" રાજાએ કહ્યું કે;–"જે સત્ય હોય, તે સંકોચ વિના જણાવો; અને હૃદયમાં કોઈ પણ પ્રકારના ભયને સ્થાન ન આપો." આવી રીતે અભયદાન મળતાં બ્રાહ્મણે જણાવ્યું કે;–"મહારાજાધિરાજ! ગઈ કાલે રાત્રે રાક્ષસીના ભક્ષમાટે મનુષ્ય મોકલવાનો અમારો વારો હતો, એ તો આપ સારી રીતે જાણો છો. આ કારણથી અમે–અમારાં કુટુંબીજનો–પોતાના પ્રાણ આપવામાટે કોણે જવું, એ વિશેની ભવતિ ન ભવતિ કરતાં અને રોતાં કકળતાં બેઠાં હતાં; એટલામાં એક અજ્ઞાત અતિથિ અમારે ત્યાં આવ્યો હતો, તેણે અમને અત્યંત શોકાતુર જોઇને અમારા શોકનું કારણ પૂછ્યું. મારો તેને એ કારણ જણાવવાનો મનોભાવ નહોતો; પરંતુ અંતે તેના આગ્રહથી નિરુપાય થઇને મેં તેને શોકનું કારણ દર્શાવ્યું અને તે સાંભળીને તેણે પોતે જ રાક્ષસીનો ભક્ષ થવામાટે જવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી. મેં એમાટે સંપૂર્ણ વિરુદ્ધતા દર્શાવી. કારણ કે, એક અતિથિને પ્રાણભયમાં નાખવો, એ મને યોગ્ય જણાતું નહોતું. પરંતુ તેણે મારી એક પણ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ અને મારી પાસેથી એક જાડો દોરડો અને બીજી બે ત્રણ વસ્તુઓ લઇને તે રાક્ષસીના ભવનમાં જવાને ચાલ્યો ગયો. હું જે કાંઈ જાણું છું, તે આટલો સત્ય વૃત્તાંત છે. આજે પ્રભાતમાં મારા સાંભળવામાં આવ્યું છે કે, રાક્ષસીનો સદાને માટે અંત થઈ ગયો છે; પણ એ વાર્તા સત્ય છે કે અસત્ય, એ વિશે હું પોતે કાંઈ પણ કહી શકતો નથી."

બ્રાહ્મણના મુખથી આ વૃત્તાંત સાંભળીને રાજાએ કહ્યું કે,–"ત્યારે હવે એ મર્મને જાણવાનો રાક્ષસીના ભવનમાં આપણે પોતે જ જઇને તપાસ કર્યા વિના બીજો કોઈ ઉપાય છે જ નહિ." આ શબ્દો ઉચ્ચારીને તત્કાળ રાજા પોતે ઉઠ્યો અને પોતાના પ્રધાન મંત્રી તથા રાજસભામાંના અન્ય અધિકારિજનોને સાથે લઇને ત્યાં જવામાટે રવાના થયો. રાક્ષસીના ગૃહમાં પ્રવેશ કરતાં જ તરુણ પ્રધાનપુત્ર ગાઢ નિદ્રામાં પડેલો તે સર્વના જોવામાં આવ્યો. રાજાએ તેને જાગ્રત કરીને પૂછ્યું કે;–"તમે કોણ છો? અને રાક્ષસીને મારી નાખનાર તમે પોતે જ છો

કે બીજો કોઈ?" એના ઉત્તરમાં પ્રધાનપુત્રે જણાવ્યું કે;–"જી હા, મહારાજાધિરાજ! એ દુષ્ટ રાક્ષસીના જીવનનો સદાને માટે અંત લાવનાર આ આપનો દીન સેવક જ છે." એમ કહીને તેણે રાક્ષસીની કાપી લીધેલી જિહવા રાજા આગળ રજૂ કરી દીધી અને ત્યાર પછી તે પોતે કોણ હતો અને કયા દેશમાંથી આવ્યો હતો, ઇત્યાદિ વાતો પણ તેણે રાજાને જણાવી. રાજા તેનાપર અત્યંત પ્રસન્ન થયો અને તેથી તેને દૃઢ આલિંગન આપીને કહેવા લાગ્યો કે;–"તમે મારી આજે અલૌકિક સેવા કરી છે અને મારા રાજ્યને અલભ્ય લાભ પહોંચાડ્યો છે. જો આ ભયંકર રાક્ષસીનો તમારા હાથે નાશ ન થયો હોત, તો ધીમેધીમે એણે મારા સમસ્ત રાજ્યનું નિકંદન જ કાઢી નાખ્યું હોત. અર્થાત્ મારા રાજ્યને સર્વથા વિનાશમાંથી આપે જ બચાવ્યું છે. મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે, એ રાક્ષસીને જે કોઈ પણ મારશે, તે મારી દુહિતાના હસ્ત અને મારા રાજ્યના અર્ધ ભાગને મેળવવાનો અધિકારી થશે; એટલે કે, મારી એ પ્રતિજ્ઞા પ્રમાણે હવે એ બન્ને વસ્તુઓ આપની થઈ ચૂકી છે." પ્રધાનપુત્રે રાજાના આપેલા એ ઉપહારનો ઉપકારદર્શક અનેક ઉદ્ગારો સહિત સ્વીકાર કર્યો અને ત્યાર પછી તે રાજાની સાથે તેના રાજમહાલયમાં ગયો. ત્યાં તેનો અતિશય આડંબરપૂર્વક સત્કાર કરવામાં આવ્યો અને સત્વર જ રાજકુમારી સાથેના તેના લગ્નની તૈયારીઓ પણ કરવામાં આવી. અલ્પ કાળમાં જ એ લગ્નસમારંભ થઈ ગયો. રાજાને પોતાને કેવળ એ એક જ પુત્રી વિના અન્ય કાંઈ સંતાન ન હોવાથી, તે પોતાના એ જમાતાને પુત્ર પ્રમાણે જ માનવા લાગ્યો અને તે પોતે હવે વૃદ્ધ થયેલો હોવાથી પોતાને રાજ્ય ચલાવવાની ચિંતાથી મુક્ત કરનાર આવો યોગ્ય અને બુદ્ધિમાન્ જામાત મળી આવ્યો છે, એમ જાણીને તેને અત્યંત સંતોષ અને હર્ષ થવા લાગ્યો.

પ્રધાનપુત્રે કેટલોક કાળ તો પોતાની સુંદર અને ગુણવતી અર્ધાંગનાના સહવાસમાં અત્યંત આનંદપૂર્વક વીતાવ્યો; પરંતુ જેમ જેમ દિવસો વીતતા ગયા અને તેને પોતાના પ્રાણપ્રિય મિત્ર રાજકુમાર વિશેના કશા પણ સમાચાર મળ્યા નહિ, એટલે તેના મનમાં અધિક અને અધિક ચિંતાનો આઘાત થવા લાગ્યો અને તેથી 'તેનું શું થયું હશે ? તે ક્યાં હશે? અને શું કરતો હશે?' ઇત્યાદિ વિચારોમાં નિમગ્ન થઈને ઘણીકવાર પ્રહરોના પ્રહરો પર્યન્ત તે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના શૂન્ય થઈને બેસી રહેવા લાગ્યો. એક દિવસ રાજકુમારી તેના વિચારગૃહમાં આવી લાગી અને તેને આવી રીતે સંજ્ઞાશૂન્ય થયેલો જોઈને પૂછવા લાગી કે;–"આપ આજકાલ આમ ઘણીકવાર ચિંતાતુર રહ્યા કરો છો, તેનું શું

કારણ છે વારુ?" એના ઉત્તરમાં પ્રધાનપુત્રે "તેવું કાંઈ પણ કારણ છે નહિ?" એમ જણાવીને પોતાથી બની શકે તેટલી આનંદની છટા બતાવવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ એ ઉત્તર અને ચેષ્ટાથી રાજકુમારીના મનનું સમાધાન થયું નહિ અને તેથી તે આગ્રહ કરીને પૂછવા લાગી કે,–"પ્રાણેશ! તમે કહો કે ન કહો, પણ તમારા હૃદયમાં અવશ્ય ચિંતાનું કોઈ પ્રબળ કારણ આવી ભરાયું છે, એમાં તો સંશય નથી જ; અને જ્યારે એમ જ છે, તો હું આપની અર્ધાંગના હોવાથી શું આપની એ ચિંતાના કારણને જાણવાનો મારો અધિકાર નથી?" પ્રધાનપુત્રે કહ્યું કે,–"આ સ્થાનમાં મને શોકનું કાંઈ પણ કારણ મળ્યું નથી. તારી સાથે લગ્નસંબંધ થયા પછી મને સુખનાં સર્વ સાધનો આવી મળ્યાં છે. પરન્તુ મારા ગૃહત્યાગને લાંબો કાળ વીતી ગયો છે અને તેથી મારાં માતાપિતાની શી સ્થિતિ હશે, એના મને કશા પણ સમાચાર ન મળવાથી, એક તો એ ચિંતા થયા કરે છે; અને વિશેષ ચિંતા મારા મિત્ર રાજકુમાર વિશેની મારા હૃદયમાં ઘર કરીને બેઠી છે, કારણ કે, તે મારો સહોદર કરતાં પણ અધિક અને પ્રાણપ્રિય મિત્ર છે. અમો બન્ને એક જ વેળાએ અમારા સાહસકર્મોમાટે નીકળ્યા હતા, પરંતુ જે દિવસથી અમે વિભક્ત થયા છીએ ત્યારથી આજ પર્યન્ત તેના વિશેના સમાચારનો એક શબ્દ પણ મારા સાંભળવામાં કે જાણવામાં આવ્યો નથી." તેની સુશીલા પત્નીએ એ સાંભળીને જણાવ્યું કે;–"જો આ વિષયથી જ આપના હૃદયમાં આટલી બધી ચિંતા થતી હોય, તો એ ચિંતાનો તો તત્કાળ અંત લાવી શકાય તેમ છે. આ વાર્તા હું મારા પિતાને જણાવીશ અને તેઓ તમારાં માતાપિતા પાસે તમારા વિશેનો સંદેશ લઈ જવામાટે, તેમ જ તમારા મિત્ર રાજકુમારના શોધમાટે પોતાના સૈનિકોને મોકલશે અને તેથી અલ્પકાળમાં જ આપણને તેના સમાચાર મળી જશે." એનો પ્રતિવાદ કરીને પ્રધાનપુત્ર કહેવા લાગ્યો કે,–"નહિ, સૈનિકોને મોકલવાથી કશો પણ લાભ થવાનો નથી, તેના શોધમાટે તો હું પોતે જ જવાની ઇચ્છા રાખું છું" તેના એ વિચારને જાણીને રાજકુમારી બોલી કે;–"જો આપને એવી જ આવશ્યકતા લાગતી હોય, તો મને પણ સાથે લઈ લો અને મને સાથે લેવાના હો, તો પછી આ શુભ કાર્યમાં વિશેષ વિલંબ કરવાની કશી પણ આવશ્યકતા નથી." પ્રધાનપુત્રે એની પણ ના પાડી અને કહ્યું કે,–"નહિ, તને સાથે લઈ શકાય તેમ નથી. હું રાજકુમારને શોધવામાટે જાઉં, તે વેળાએ તારે તો અહીં જ રહેવું પડશે. જ્યારે રાજકુમાર મને મળશે ત્યારે હું પાછો અહીં આવીશ અને તને મારી સાથે મારે ઘેર લઈ જઈશ." રાજકુમારી

અત્યંત આશ્ચર્યચકિત અને શોકાતુર થઇને બોલી કે;–"આપ કોઈ કયી ખબર ન હોય તેવાં સ્થાનોમાં ભટક્યા કરતા હો અને હું અહીં એકલી સુખ ભોગવતી બેસી રહું? આમ કદાપિ બનવાનું નથી." પ્રધાનપુત્રે આશ્વાસન આપીને કહ્યું કે;–"હું વધારે લાંબો સમય બહાર રોકાવાનો નથી. અલ્પ કાળને માટે શાંત થઇને તું અહીં જ રહે. શું તારો વિયોગ મને દુઃખકારક નહિ થાય? હું સત્વર જ પાછો આવીશ." નિરુપાય થઇને રાજકુમારીએ તેને જવાનું અનુમોદન આપ્યું અને જણાવ્યું કે;–"વારુ–જ્યારે તમારી એવી જ ઇચ્છા છે તો આનંદથી પધારો, પણ મારા સમ છે, પાછા વળવામાં વિશેષ વિલંબ કરશો નહિ." તેના પતિએ સત્વર પાછા આવવાનું તેને વચન આપ્યું અને ત્યાર પછી તેને પ્રણામ કરી તે પોતાના સસરા પાસે ગયો; અને તેને પણ પોતાના પ્રવાસની આવશ્યકતાનાં કારણો દર્શાવીને તેની પાસેથી પણ રાજ્યમાંથી થોડા દિવસને માટે ગેરહાજર રહેવાની આજ્ઞા માગી. તેની આ પ્રવાસમાટેની તૈયારીથી તેના વૃદ્ધ શ્વસુરના હૃદયમાં પણ શોકનો આઘાત થયો અને તેથી જામાતાને દૃઢ આલિંગન આપી અશ્રુ વર્ષાવતો તે કહેવા લાગ્યો કે;–"મારા પ્રિય પુત્ર! તારે આવો વિચાર માત્ર પણ લાવવાનો નથી. તું એ તો સારી રીતે જાણે છે કે, મને પુત્રસંતાન ઈશ્વરે આપ્યું જ નથી, પરંતુ જ્યારથી મારી પુત્રી સાથે તારો લગ્નસંબંધ થયો છે, ત્યારથી તને જ પુત્રવત્ જાણીને હું મારા મનને વાળ્યા કરું છું. તેમાં પણ વળી તું રાજ્યનો કાર્યભાર ચલાવવામાં અત્યંત બુદ્ધિમાન્ અને દક્ષ હોવાથી મારી આ વૃદ્ધાવસ્થામાં મારા શિરપરથી એ રાજ્યને ચલાવવાનો ભાર બહુધા ઊતરી જ ગયો છે. એટલે જો તું અત્યારે મને ત્યાગી જઇશ, તો તારા વિના એક પળ માત્ર પણ મને કેમ ચાલી શકશે વારુ?" રાજાના આવા ઉદ્‌ગારો છતાં પણ પ્રધાનપુત્રે વારંવાર પોતાના પ્રવાસની અત્યંત આવશ્યકતા દર્શાવી. રાજાએ નિરુપાય થઇને અંતે તેને જવાની આજ્ઞા તો આપી, પણ જણાવ્યું કે;–"જો જવું જ હોય, તો પણ થોડા દિવસ થોભી જા કે જેથી તારી સ્ત્રીને તારી સાથે મોકલવાની મારાથી યોગ્ય વ્યવસ્થા કરી શકાય." પરંતુ એના ઉત્તરમાં તેણે જણાવ્યું કે;–"હું મારા મિત્રના શોધમાટે એકલો જ જવાનો હોવાથી તમારી પુત્રી હાલ તરત તો તમારી સંભાળમાં જ રહેશે: કારણ કે, આવા પ્રવાસમાં સ્ત્રીને સાથે લઈ જવી એ ઉભયના પ્રાણને જાણી જોઇને જ ભયમાં નાખ્યા સમાન છે." છેવટે રાજાએ તેની સર્વ ઇચ્છાઓને સ્વીકારી લીધી અને 'આવશ્યકતા કરતાં હું એક પળ પણ વધારે બહાર રોકાવાનો નથી,' એ પોતાના જામાતાના વચનથી સંપૂર્ણ સંતોષ માની લીધો.

પ્રધાનપુત્રે પોતાના પૂજ્ય શ્વસુરને માનપૂર્વક પ્રણામ કર્યાં અને ત્યાર પછી અશ્વારૂઢ થઈને ત્યાંથી પ્રયાણ કર્યું. માત્ર માર્ગમાં રાત્રવાસો કરવામાટે અથવા રાત્રિના સમયમાં વિશ્રાન્તિ લેવામાટે જ તે ક્યાંક રોકાતો હતો અને નહિ તો અખંડ ચાલ્યો જ જતો હતો. એવી રીતે પ્રવાસ કરતો એક પછી એક અનેક રાજ્યોને ઓળંગીને તે અંતે એક સંધ્યાકાળે એક અત્યંત ઘન અને નિબિડ ભયંકર અરણ્યમાં આવી પહોંચ્યો. તેણે જોયું તો નિશાના આગમન પૂર્વે તે અરણ્યને પાર કરી જવાની જરા પણ આશા તેને જણાઈ નહિ. છતાં એ અગણ્ય નાનાવિધ હિંસ્ર પશુઓથી ભરેલું અને મહાભયંકર હોવાથી એ અરણ્યમાં જ નિશાને વીતાડવાની પણ તેની ઇચ્છા થઈ નહિ. તે વ્યાઘ્ર અને રીંછ ઇત્યાદિના ભયંકર નાદોને દિવસ છતાં પણ સ્પષ્ટતાથી સાંભળી શકતો હતો. પરંતુ કોઈ પણ પ્રકારનો ઉપાય ન દેખાવાથી તે પોતાના અશ્વપરથી ઉતર્યો, અશ્વને એક વિશાળ વૃક્ષના થડ સાથે બાંધી દીધો અને પોતે તે વૃક્ષપર ચઢીને તેની કેટલીક વિશાળ શાખાઓના મધ્યમાં સુખપૂર્વક વિશ્રાંતિ લેવાને બેસી રહ્યો. બહુધા અર્ધ રાત્રિ–મધ્ય નિશા–નો સમય થવા આવ્યો હશે, તે વેળાયે દક્ષિણ દિશામાંથી આવતા અત્યંત નાદયુક્ત અને મહાવેગવાન્ વાયુના ઝપાટાથી તે ચમકીને જાગ્રત થઈ ગયો. એ વાયુનો વેગ બહુધા ઝંઝાવાત સમાન હતો અને તેના આઘાતથી મોટાં મોટાં ગગનચુંબક વૃક્ષો પણ જાણે હમણા જ ઉન્મૂલિત થઈ જશે એવી રીતે આન્દોલિત થઈ જઈને વાંકાં વળી જતાં હતાં. એ ઝંઝાવાતના કારણથી તે વધારે વાર અજ્ઞાત રહ્યા નહિ; કારણ કે, અલ્પકાળમાં જ ત્યાં એક મહાભયંકર રાક્ષસ આવી પહોંચ્યો અને તે પ્રધાનપુત્રના જોવામાં આવ્યો. એ રાક્ષસનો આકાર એટલો બધો તો ભયાનક હતો કે પ્રધાનપુત્ર અત્યંત શૂરવીર હોવા છતાં પણ ભયભીત થવા લાગ્યો અને તેથી તે બની શકે તેટલા પ્રમાણમાં શાખાઓના આચ્છાદનથી પોતાના શરીરને, તે રાક્ષસની દૃષ્ટિએ ન પડે એટલામાટે, ઢાંકવાનો અને સંતાઈ જવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

રાક્ષસ તે વૃક્ષના થડની પાસે બેસી ગયો અને થોડીવાર વિશ્રાંતિ લીધા પછી ઉઠીને તેણે પૃથ્વીપર બે વાર પોતાના ચરણનો આઘાત કર્યો. તત્કાળ ત્યાંથી એક વિશાળ પાષાણ ખસ્યો અને પૃથ્વીના ગર્ભમાં જવાનો માર્ગ ખુલ્લો થતાં રાક્ષસ તેમાં ઉતરી ગયો. થોડીવારમાં જ એક સુંદરીને લઈને પાછો તે ભૂગર્ભમાંથી બહાર આવ્યો. એ પછી જે વૃક્ષપર પ્રધાનપુત્ર છુપાઈને બેઠો હતો, તે વૃક્ષનાં થોડાંક પાંદડાં તે રાક્ષસે તોડી લીધાં અને તે પાસેના જ એક કૂવામાંથી થોડુંક પાણી પણ લઈ

આવ્યો. તે પાણીમાં પાંદડાં નાખીને તે પાંદડાંવાળું પાણી તે વાંદરીના શરીરપર તેણે રેડી દીધું અને એમ કરતાંની સાથે જ તે વાંદરી એક અત્યંત સૌન્દર્યવતી તરુણ સુંદરીના સ્વરૂપમાં બદલાઈ ગઈ. તે સુંદરીને લઈને પાછો તે રાક્ષસ ભૂગર્ભમાં જવાના માર્ગમાં ઊતરી ગયો. ઉષઃકાળમાં તે રાક્ષસ અને તે સુંદરી પાછાં પૃથ્વીપટપર આવ્યાં. એ વેળાયે રાક્ષસે એક બીજા વૃક્ષનાં થોડાંક પાંદડાં તોડી લીધાં અને તેમને બીજા કૂવામાંના થોડાક પાણીમાં નાખીને તે પાણી તે સુંદરીના શરીરપર રેડ્યું એટલે સુંદરી પાછી વાંદરીના અવતારમાં ફેરવાઈ ગઈ. એ વાંદરીને લઈને રાક્ષસ પાછો ભોંયરામાં ચાલ્યો ગયો અને થોડીવાર પછી બહાર આવી તે ભોંયરાના માર્ગને પાછો પાષાણથી બંધ કરીને દક્ષિણ દિશામાં પ્રયાણ કરી ગયો.

પ્રધાનપુત્ર પ્રથમથી અંત પર્યન્ત રાક્ષસની એ સર્વ ચેષ્ટાઓનું ધ્યાનપૂર્વક અવલોકન કરી રહ્યો હતો; એટલે જેવો દિવસનો પ્રકાશ થયો કે તરત તે વૃક્ષપરથી નીચે ઊતર્યો, બન્ને વૃક્ષપરનાં થોડાં થોડાં પાંદડાં તોડી લીધાં અને રાક્ષસ પ્રમાણે જ વૃક્ષતળેની ભૂમિપર ત્રેવાર પદાઘાત કર્યો. તરત પાષાણ દૂર ખસી ગયો અને તેની નીચે ભૂમિના ગર્ભમાં ઊતરવાની એક સારી નિઃસરણી બાંધેલી તેના જોવામાં આવી. તેણે એ નિઃસરણીપરથી નીચે ઊતરવા માંડ્યું અને જ્યારે તે નિઃસરણીનો અંત આવ્યો ત્યારે તેણે પોતાને એક અત્યંત વિશાળ અને ભવ્ય મહાલયના દ્વારમાં ઊભેલો જોયો. એ મહાલયના દ્વારમાં તેણે પ્રવેશ કર્યો અને તેના સર્વ આંતરિક ભાગોમાં તે ફરી વળ્યો; પરંતુ તેમાં કોઈ પણ મનુષ્યની વસતિનું ચિન્હ તેના જોવામાં આવ્યું નહિ. ત્યાં જો કોઈ પણ જીવતું પ્રાણી હોય તો તે જેને તેણે ગઈ રાતે જોઈ હતી તે વાંદરી માત્ર જ હતી. એ વાંદરી એ મહાલયમાંના એક ઓરડામાં સાંકળથી બાંધેલી હતી. તે પાછો ઉપરના પૃથ્વીપટપર ચાલ્યો ગયો અને પ્રથમના કૂવામાંનું થોડુંક પાણી લઈને પાછો ત્યાં આવી પહોંચ્યો. રાક્ષસે જે પાંદડાંનો પ્રથમ ઉપયોગ કર્યો હતો તે પાંદડાંને થોડા પાણીમાં નાખીને તે પાણીને તેણે વાંદરીના શરીરપર રેડી દીધું અને તેની એ કૃતિના યોગે પૂર્વ પ્રમાણે તે વાંદરી, એક પરમ લાવણ્યમયી નવયૌવના લલનાના રૂપમાં ફેરવાઈને તેની સમક્ષ ઊભી રહી. એ તરુણ પુરુષને પોતાસમક્ષ જોઈને તે યુવતી કંપી ગઈ અને આશ્ચર્યથી પૂછવા લાગી કે;—"હે નવયુવક! તમે કોણ છો અને આ સ્થાનમાં તમે કેવી રીતે આવી શક્યા છો, તે કૃપા કરીને જણાવશો?" એના ઉત્તરમાં તે પ્રધાનપુત્રે કહ્યું કે;—"હે સ્વર્ગીય સુંદરી તમે પ્રથમ પોતાનો વૃત્તાંત મને કહી સંભળાવો એટલે તે

સાંભળ્યા પછી તમને હું મારો સર્વ વૃત્તાંત કહી સંભળાવીશ." તે યુવતીએ કહ્યું કે;-"બહુ સારું ત્યારે સાંભળો, મારો વૃત્તાંત આ પ્રમાણે છે;-"હું આ દેશના રાજાની દુહિતા છું ઉપરના ભાગમાં અત્યારે તમને જે વિસ્તીર્ણ અને નિબિડ અરણ્ય વિસ્તરેલું દેખાય છે, તે પૂર્વે મારા પિતાના રાજ્યની ભૂમિ હતી. આ રાક્ષસે મારા પિતાનો તેમ જ તેમનાં સમસ્ત કુટુંબ અને પ્રજાજનોનો નાશ કરી નાખ્યો છે અને કેવળ મને એકલીને જ જીવતી રહેવા દીધી છે. આ મહાલય તે મારા પિતાનો ગુપ્ત મહાલય હતો અને પ્રથમ આ સ્થાનમાં જ તેણે મને વાંદરીના આકારમાં ફેરવી નાખીને આ ઓરડામાં સાંકળથી બાંધીને પૂરી રાખી હતી. ત્યારપછી તે પ્રતિનિશા મને મળવામાટે આવે છે અને તે વેળાયે અલ્પ સમયને માટે મને સ્રીના અવતારમાં લાવે છે; પરંતુ અહીંથી જવા પૂર્વે તે પાછી મને વાંદરી બનાવતો જાય છે. જો તમને તે અહીં જોશે, તો અવશ્ય મારી નાખશે. મને એ જ ખેદ થયા કરે છે કે, તમે અહીં પોતાના મૃત્યુને મળવામાટે શા કારણથી આવ્યા છો!" પ્રધાનપુત્રે તેને આશ્વાસન આપીને કહ્યું કે,-"રાજકુમારી! મારા જીવનવિશે તમે ચિંતા રાખશો નહિ માત્ર મને એટલું જણાવો કે, રાક્ષસે અત્યાર સુધી માત્ર તમને જ જે જીવતાં રહેવા દીધાં છે, તેનું ખાસ કારણ શું છે?" એના ઉત્તરમાં રાજકુમારી કહેવા લાગી કે,-"એનું ખાસ કારણ એ છે કે, એની મારી સાથે પરણવાની ઇચ્છા હતી, પરંતુ મેં જ્યારે સર્વથા એની એ ઇચ્છાનો અસ્વીકાર કર્યો, ત્યારે એ બળાત્કારે મને ભ્રષ્ટ કરવાની અણીપર આવી પહોંચ્યો. આવા પ્રસંગને આવેલો જોઇને હું બહુ જ ગભરાઈ ગઈ અને એના પંજામાંથી છૂટવાનો અન્ય કોઈ પણ ઉપાય ન હોવાથી હું કપટકળાથી એને ઠગવાના નિશ્ચયપર આવી. મેં તેને કહ્યું કે;-'કૃપા કરીને મારાપર બળાત્કાર કરશો નહિ; કારણ કે, જો હું તમારો અસ્વીકાર કરું તો અન્ય કોને મારો પતિ કરવાની આશા રાખી શકું એમ છે વારુ? હું જે આટલા દિવસ તમારી ઇચ્છાને સ્વીકારવાની ના ને ના જ પાડ્યા કરતી હતી તેનું મૂળ કારણ એ હતું કે, તમારા મનમાં મારામાટે કેટલીક પ્રેમ અને કેટલીક લાગણી છે, એની મારે પરીક્ષા કરવાની હતી. હવે તો તમે જ મારા સર્વસ્વ છો.' એના ઉત્તરમાં રાક્ષસે જણાવ્યું કે, 'જો એમ જ હોય તો તો ઘણું જ સારું. ખરેખર હું તારી આ ચેષ્ટાના ભાવાર્થને સમજી જ ન શક્યો. ત્યારે હવે જો તું કહે છે તેમ તારો મારામાં પ્રેમ જ હોય તો અત્યારે જ મારી સાથે પરણીને મને સુખી કર અને તું પણ સુખી થા!' તેના આ પ્રમાણેનાં વચનો સાંભળીને મેં આર્જવતાપૂર્વક પ્રાર્થના કરી કે, 'જ્યારે તમે આટલા દિવસ

ધૈર્ય ધારીને શાંત રહ્યા છો, ત્યારે એક વર્ષ બીજું પણ એવી જ શાંતિમાં વીતાડી નાખો; કારણ કે, મેં એક ધાર્મિક વ્રત લીધું છે તેની સમાપ્તિ થશે એટલે હું તમારી સાથે પરણીને અવશ્ય તમને સુખી કરીશ.' અત્યંત પરિશ્રમ પછી હું એને એ વાર્ત્તા મનાવવાના કાર્યમાં વિજય મેળવી શકી અને ત્યારથી આજ સુધીમાં એ પોતાના ધૈર્યને ત્યાગીને બળાત્કારના વિચારપર ન આવી જાય એટલામાટે એને ઔપચારિક પ્રેમ બતાવીને શાંત રાખવાના હું મારાથી બનતા પ્રયત્નો કરી રહી છું. આવી રીતે આટલા દિવસ સુધી એની આંખોમાં ધૂળ નાખીને પવિત્ર રહેવાના કાર્યમાં હું વિજયિની થઈ છું; પણ હવે એ એક વર્ષના અવધિનો પણ અંત થવા આવ્યો છે અને તેથી મારા હૃદયમાં અતિશય ચિંતા થયા કરે છે." રાજકુમારી એથી અધિક કાંઈ પણ કહી શકી નહિ; અને તેણે નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની જળવૃષ્ટિ વર્ષાવવાનો આરંભ કરી દીધો. પ્રધાનપુત્રે બેચાર પળના મૌનના અવલંબન પછી કહ્યું કે;—"સ્વર્ગીય સુંદરી! હું એ રાક્ષસનો નાશ કરીને તમને અવશ્ય નિર્ભય કરીશ; માટે એ વિશેનાં શોક અને ચિંતાને હૃદયમાંથી સર્વથા કાઢી નાખો."

પ્રધાનપુત્ર અને રાજકુમારીએ સાથે બેસીને ભોજન કર્યું અને ત્યાર પછી તેમણે ગાંધર્વવિધિથી પોતાનો લગ્નસંબંધ કરી લીધો. સંધ્યાકાળ થતાં રાજકુમારીએ પ્રધાનપુત્રને કહ્યું કે;—"આ સ્થાનમાં હવે વધારે વાર રોકાઈ રહેવામાં આપની નિર્ભયતા નથી. આ મહાલયના પશ્ચાદ્ભાગમાં પુષ્પોનો એક ઢગલો છે એટલે તેની નીચે આપ સંતાઇને બેસી રહો." પ્રધાનપુત્રે રાજકુમારીના એ ઉપદેશને માન્ય કરીને પૂછ્યું કે;—"રાક્ષસ નિદ્રાવશ ક્યારે થાય છે વારુ?" રાજકુમારીએ એના ઉત્તરમાં જણાવ્યું કે;—"તે અહીં આવ્યા પછી કેટલોક સમય મારી સાથેના સંભાષણમાં વીતાડે છે અને ત્યાર પછી નિદ્રાવશ થઈ જાય છે." આ વિષયનો નિશ્ચય કરી લઈને પ્રધાનપુત્રે રાજકુમારીને પાછી વાંદરીના આકારમાં ફેરવી નાખી અને ત્યાર પછી પોતે પુષ્પરાશિમાં જઇને સંતાઈ બેઠો.

પોતાના નિત્યના નિયમ પ્રમાણે રાત્રિ થતાં જ રાક્ષસ આવી પહોંચ્યો, રાજકુમારીને વાંદરીના આકારમાંથી સ્ત્રીના આકારમાં લાવી મૂકી અને ત્યાર પછી તેની સાથેના સંભાષણથી કેટલીકવાર સુધી મનોરંજન કરીને નિદ્રાવશ થઈ ગયો. તે નિદ્રાને આધીન થતાં જ રાજકુમારીએ આગળથી કરી રાખેલા સંકેતવડે પ્રધાનપુત્રને તેના નિદ્રાધીન થવાની વાર્ત્તા જણાવી દીધી. પ્રધાનપુત્ર સંકેત મળતાં જ પુષ્પરાશિમાંથી બહાર નીકળી આવ્યો અને રાક્ષસ જે પર્ણ તથા જળને રાજકુમારીને વાંદરીના સ્વરૂપમાં ફેરવી નાખવાના કામમાં લાવતો હતો તે પર્ણ

તથા જળ લઈને તેના મિશ્રણને તેણે નિદ્રાધીન રાક્ષસના શરીરપર રેડી દીધું. તે ક્ષણે જ રાક્ષસ એક મહા ભયંકર વાનરના રૂપમાં ફેરવાઈ ગયો. તત્કાળ પ્રધાનપુત્રે તે મહાલયમાંથી તે વેળાએ જેટલી સાંકળો મળી આવી તે સર્વ એકઠી કરીને તેવતી સંભાળથી તે વાનરને બાંધીને જકડી લીધો અને તેને એક પાંજરામાં પૂરી રાખ્યો. ત્યાર પછી પ્રધાનપુત્ર અને રાજકુમારી બન્ને નિઃસરણીપર ચઢીને પૃથ્વીતલપર આવ્યાં અને પ્રધાનપુત્રે રાજકુમારીને પોતાના અશ્વપર પોતાની સાથે બેસાડીને અશ્વને ચલાવ્યો અને જ્યાં સુધી તે અરણ્યનો અંત આવ્યો ત્યાં સુધી અશ્વને લેશ માત્ર પણ વિશ્રાંતિ લેવા દીધી નહિ.

એ બન્ને એક પછી એક રાજ્યોની સીમાને ઉલ્લંઘતાં કેટલાક દિવસ પર્યન્ત પ્રવાસમાં ને પ્રવાસમાં જ રહ્યા અને છેવટે તેઓ એક એવા દેશમાં આવી પહોંચ્યાં કે જેના બાહ્ય દૃશ્યને જોઇને રાજકુમારીના હૃદયમાં અત્યંત પ્રસન્નતાનો આવિર્ભાવ થવા લાગ્યો. ત્યાં કેટલાક દિવસ પર્યન્ત તેમનો રહેવાનો વિચાર થવાથી પ્રધાનપુત્રે એક ઘર પોતાના નિવાસમાટે ભાડે રાખી લીધું. ત્યાં નિવાસ કરીને રહ્યા પછી પ્રધાનપુત્ર પોતાનો સર્વ સમય બાહુધા આમતેમ ભટકવામાં અને પોતાના મિત્ર રાજકુમારને શોધવાના કાર્યમાં જ વીતાડવા લાગ્યો, પરંતુ દીર્ઘ કાળ પર્યન્ત તેને રાજકુમારનો કશો પણ પત્તો મળી શક્યો નહિ. એમ કરતાં કરતાં એક દિવસ અચાનક એક તરુણ પુરુષ તેની દૃષ્ટિયે પડ્યો કે જે એક કાવડ-પાણીની કાવડ-લઇને ચાલ્યો જતો હતો અને લગભગ મજૂર જેવો જ દેખાતો હતો. તે તરુણને બરાબર ધ્યાનપૂર્વક જોતા પ્રધાનપુત્રને એવો ભાસ થયો કે, એ રાજકુમાર જ હોવો જોઇએ. પ્રધાનપુત્ર પ્રથમારંભે તો પોતાની દૃષ્ટિમાં વિશ્વાસ રાખી શક્યો નહિ, પણ જ્યારે તેણે તે તરુણને નિકટમાં જઈને ધારીને જોયો ત્યારે તેના મનનો સંશય સર્વથા ચાલ્યો ગયો અને તે રાજકુમાર જ છે, એવો તેનો દૃઢ નિશ્ચય થઈ ગયો. તેણે રાજકુમારને પૂછ્યું કે:-"મને તું ઓળખે છે ખરો કે? તારી આવી દુર્દશા શા કારણથી થઈ છે વારુ?" પોતાના જે પ્રાણપ્રિય મિત્રથી તે દીર્ઘ કાળથી વિયુક્ત થયો હતો તે મિત્રને જોતાં જ પ્રથમ તો રાજકુમારનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રબળ પ્રવાહ વહી નીકળ્યો અને ત્યારપછી તેણે પોતાનો સમસ્ત વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. પ્રધાનપુત્રના મનમાં તેના એ દુઃખકારક વૃત્તાંતથી એટલું બધું લાગ્યું કે, તે પણ અનુકંપા દર્શાવતો રોઈ પડ્યો. જ્યારે બન્ને મિત્રો કાંઇક દુઃખભાર ઓછો થવાથી શાંત થયા, એટલે પ્રધાનપુત્ર રાજકુમારને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે:-"બંધુ, હવે તારે નિરાશ

થવાનું લેશ માત્ર પણ કારણ નથી. મારો દૃઢ નિશ્ચય છે કે, તારી આ દુર્દશાનો અંત લાવીને ઈશ્વરની કૃપાથી હું સર્વ વ્યવસ્થા તારી ઇચ્છા પ્રમાણે જ કરી શકીશ. માત્ર મને એક જ વાર્તા તારે જણાવવાની છે અને તે એ કે તું જે પાણી ભરીને લઈ જાય છે, તેનો રાજકુમારી પોતાના સ્નાનના કાર્યમાં જ ઉપયોગ કરે છે, એ વિશે તારો નિશ્ચય છે ખરો કે?" એના ઉત્તરમાં રાજકુમારે જણાવ્યું કે;–"મારા ભરી લાવેલા જળનો રાજકુમારી પોતાના સ્નાનમાટે જ ઉપયોગ કરે છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી." પ્રધાનપુત્રે કહ્યું કે;–"ત્યારે આવતી કાલે જ્યારે તું જળ ભરવાને જાય ત્યારે મને આ સ્થળે જ પાછો મળજે. હું તારી વાટ જોઇને અહીં ઊભો રહીશ અને તને આ તારી દુર્દશામાંથી મુક્ત થવાનો યોગ્ય ઉપાય બતાવીશ." રાજકુમારના મનમાં પ્રધાનપુત્રનાં એ વચનોથી નવીન આશા અને ઉત્સાહનો સંચાર થયો અને તેથી તે કૃતજ્ઞતા દર્શાવતો કહેવા લાગ્યો;–"મિત્ર! આ ઉપકારનો બદલો મારાથી કદાપિ વાળી શકાય તેમ નથી. જો મારો એક કે બે સપ્તાહનો અધિક કાળ આવી જ સ્થિતિમાં વીતી ગયો હોત, તો મારું મરણ અવશ્ય થઈ જાત; પણ તારા આગમનથી મને નવીન જીવનની પ્રાપ્તિ થઈ છે." પ્રધાનપુત્રે પુનઃ તેને મનને દૃઢ રાખવાનો ઉપદેશ આપ્યો અને તેના ઉદ્ધારવિશેનો પાછો તેના મનમાં દૃઢ નિશ્ચય કરાવીને તેને પ્રણામ કરી અશ્વારૂઢ થઇને જે અરણ્યમાં તેનો રાજકુમારી સાથે મેળાપ થયો હતો તે અરણ્યપ્રતિ જવાને પ્રયાણ કર્યું. ત્યાં જઇને બન્ને જાતિનાં વૃક્ષોનાં થોડાં થોડાં પાંદડાં તેણે તોડી લીધાં તેમ જ બન્ને કૂવામાંથી જૂદા જૂદા બંધ પાત્રમાં થોડું થોડું પાણી પણ ભરી લીધું અને એ કાર્ય કરીને બની શકે તેટલી ઉતાવળથી તે ત્યાંથી પાછો ફર્યો.

બીજે દિવસે પ્રભાતમાં જ્યારે રાજકુમાર રાજકુમારીમાટે પાણી ભરવામાટે જતો હતો તે વેળાયે પ્રધાનપુત્ર માર્ગમાં તેને મળ્યો અને તેને એક વૃક્ષનાં કેટલાંક પાંદડાં અને એક કૂવામાંનું થોડુંક પાણી આપીને જણાવ્યું કે;–"આજે રાજકુમારી જ્યારે સ્નાન કરતી હોય તે વેળાયે કોઈ પણ પ્રયત્ને આ પાંદડાં સાથે મેળવેલું આ પાણી તેના શરીરપર રેડી દેવાની વ્યવસ્થા કરજે અને એનું શું પરિણામ થાય છે તે આવતી કાલે મને જણાવજે. એ પછી તારે શું કરવાનું છે તે હું પછીથી તને જણાવીશ." રાજકુમારે તેની આજ્ઞા પ્રમાણેની વ્યવસ્થા કરવાનું વચન આપીને તેની પાસેથી તે પાંદડાં તથા પાણી લઈ લીધાં. એ પછી રાજકુમારી જે વેળાયે પોતાના સ્નાનગૃહમાં સ્નાનના કાર્યમાં નિમગ્ન હતી, તે વેળાએ ચોરીથી ત્યાં પ્રવેશ કરી તેના જાણવામાં ન આવે તેવી રીતે તે પાંદડાં

અને પાણીનું મિશ્રણ તેણે રાજકુમારીના શરીરપર રેડી દીધું, તે જાદૂઈ પાણીનો શરીરને સ્પર્શ થતાં જ રાજકુમારી તે ક્ષણે જ એક વાંદરીના અવતારમાં ફેરવાઈ ગઈ અને મહાલયમાં સર્વત્ર નાચવા કૂદવા મંડી ગઈ.

જ્યારે રાજાને આ ભયંકર આપત્તિના સમાચાર પહોંચાડવામાં આવ્યા, ત્યારે એ રાજકુમારી વિના રાજાને અન્ય કાંઈ પણ સંતાન ન હોવાથી તે શોક અને ખેદના આઘાતથી અર્ધમૃત જેવો બની ગયો. પોતાના અને આસપાસનાં રાજ્યોમાંથી તેણે અનેક નામાંકિત વૈદ્યોને તરત બોલાવી મગાવ્યા, પરંતુ તેમના ઉપચારો અને ઔષધપ્રયોગોનો કશો પણ ઉપયોગ થઈ શક્યો નહિ. છેવટે સર્વ પ્રકારે નિરાશ થવાથી રાજાએ એવા પ્રકારનો એક ઢંઢેરો ફેરવ્યો કે, "જે કોઈ પણ મનુષ્ય રાજકુમારીને જાદૂના બંધનથી મુક્ત કરવાના કાર્યમાં વિજય મેળવશે, તેની સાથે એ રાજકુમારીનો લગ્નસંબંધ કરી આપવામાં આવશે અને તે ઉપરાંત તેને અર્ધ રાજ્ય પણ આપીશું."

એ વચ્ચે રાજકુમારે પ્રધાનપુત્રને મળીને બનેલા બનાવનો સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યો હતો. જ્યારે સર્વ વૈદ્યો અને માન્ત્રિકો રાજકુમારીને પુનઃ સ્ત્રીના અવતારમાં લાવવાના કાર્યમાં નિષ્ફળ અને હતાશ થઈ ગયા અને ઉપર પ્રમાણેનો રાજાનો ઢંઢેરો રાજ્યના ખૂણે ખૂણાના લોકોના જાણવામાં આવી ગયો, ત્યારે પ્રધાનપુત્રે રાજકુમારને કહ્યું કે;–"તું હવે રાજા પાસે જા અને તેને જણાવી દે કે, 'હું તમારી રાજકુમારીની બાધાને દૂર કરવાને તૈયાર છું અને મારા પ્રયત્નથી તે પળ માત્રમાં જ પાછી પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરી શકશે." પ્રધાનપુત્રનું એ કથન સાંભળીને રાજકુમારે કહ્યું કે;–"પરંતુ, મિત્ર! મારાથી એ કાર્ય ખરેખર કેવી રીતે કરી શકાશે વારુ?" પ્રધાનપુત્રે કહ્યું કે;–"તારે એ વિશેની કશી પણ ચિંતા રાખવી નહિ. એ કાર્ય મારું છે. તું માત્ર રાજાપાસે જા અને આ પ્રમાણે કહે; અને ત્યારપછી અહીં આવીને રાજા જે કાંઈ કહે તે મને કહી સંભળાવ. ત્યારપછીની સર્વ વ્યવસ્થા હું પોતે કરી લઈશ." રાજકુમાર પોતાના મિત્રના ઉપદેશ પ્રમાણે તરત રાજમહાલયમાં ગયો અને રાજા સમક્ષ જવાની આજ્ઞા મેળવીને રાજાને નમ્રતાપૂર્વક કહેવા લાગ્યો કે;–"મહારાજ, આપ હવે લેશ માત્ર પણ ચિંતા કરશો નહિ; કારણ કે, રાજકુમારીને થએલી બાધાનો હું અંત લાવી બતાવીશ." રાજકુમારીના ઉદ્ધારની આશાને જોઈને રાજાના હૃદયમાં અત્યંત હર્ષ થયો અને તેણે પૂછ્યું કે;–"તું પોતે કોણ છે વારુ?" એના ઉત્તરમાં રાજકુમારે જણાવ્યું કે;–"હું રાજકુમારીના બંદિવાનોમાંનો

એક બાંદગન છું." રાજાએ કહ્યું કે;–"બહુ સારું; જો તારા વચન પ્રમાણે તારા કાર્યમાં તને વિજય મળશે, તો હું રાજકુમારી સાથે તારો લગ્નસંબંધ કરી આપીશ, એટલું જ નહિ, પણ અર્ધ રાજ્ય પણ તને આપીશ." રાજાપાસેથી આ પ્રમાણેનું વચન લઇને રાજકુમાર પાછો પ્રધાનપુત્ર પાસે આવ્યો અને તેને રાજાના વચનવિશેનો વૃત્તાંત કહી સંભળાવ્યો. પ્રધાનપુત્રે તે સાંભળીને બીજા વૃક્ષનાં કેટલાંક પાંદડાં અને બીજા કૂવા-માંનું થોડુંક પાણી એ બે વસ્તુઓ રાજકુમારને આપી અને કહ્યું કે:–"આ પાંદડાં અને પાણીના મિશ્રણને તું રાજકુમારીના શરીરપર રેડીશ એટલે તત્કાળ તે પાછી પોતાના મૂળ સ્વરૂપમાં આવી જશે." એ વસ્તુઓ લઇને રાજકુમાર પાછો રાજમહાલયમાં ગયો અને રાજાને રાજ-કુમારીને ત્યાં બોલાવી મગાવવામાટેની પ્રાર્થના કરી; કારણ કે, બાધાના નિવારણનો રામબાણ ઉપચાર તો તેની પાસે તૈયાર જ હતો. રાજાના અનુચરો મહાપરિશ્રમથી તે વાંદરી થએલી રાજકુમારીને પકડી શક્યા અને તેઓ ત્યારપછી તેના ગળામાં એક સાંકળ બાંધીને તેને ખેંચતા ખેંચતા રાજાસમક્ષ લઈ આવ્યા. રાજકુમારની પ્રાર્થનાથી તે વાંદરીને એક ખાનગી ઓરડામાં લઈ જવામાં આવી અને ત્યાં તેને કેવળ રાજકુમારના એક-લાના અધિકારમાં જ છોડી દેવામાં આવી. ત્યાં ઉપર્યુક્ત મિશ્રણ તેણે તેના શરીરપર ઢોળ્યું અને તેના પરિણામે તે ક્ષણે જ તે વાંદરી પાછી રાજકુમારીના રૂપમાં આવી ગઈ. રાજકુમારે અનુચરોને બોલાવ્યા અને રાજાને એ વિશેનો સંદેશ કહાવ્યો. રાજા દોડતો ત્યાં આવી લાગ્યો અને પોતાની પુત્રીને તેના મૂળ રૂપમાં આવેલી જોઇને હર્ષથી ઉન્મત્ત જેવો બની ગયો. તે હર્ષનાં અશ્રુ વર્ષાવવા લાગ્યો. રાજકુમારીના એવી રીતે મૂળરૂપમાં આવવાના સમાચાર જોતજોતામાં વાયુના વેગે સમસ્ત રાજ્યમાં વિસ્તરી ગયા અને સર્વત્ર આનંદ અને આનંદનો જ પ્રસાર થઈ ગયો. તે જ વેળાએ એક શુભ દિવસ નિયત કરવામાં આવ્યો અને તે દિવસે અત્યંત આડંબર અને ધામધૂમ સાથે રાજાએ એ રાજકુમાર સાથે પોતાની રાજકન્યાનો લગ્નસંબંધ કરી આપ્યો. કેટલાક સમય પછી રાજકુમાર પાછો પોતાના દેશમાં જવામાટે બહુ જ આતુર અને ઉતાવળો થવા લાગ્યો. પ્રથમ તો તેના શ્વસુરની તેને ત્યાંથી જવા દેવાની ઇચ્છા હતી જ નહિ, પરંતુ છેવટે તેના અત્યંત આગ્રહથી રાજાએ તેને જવા માટેની આજ્ઞા આપી અને પોતાની પદવીને છાજે તેવા પ્રકારની, રાજકુમારીને શ્વસુરગૃહે મોકલવામાટેની સર્વ તૈયારીઓ કરવાની તેણે પોતાના રાજકર્મચારીઓને આજ્ઞા આપી દીધી.

પોતાના મિત્રને દુર્દશા અને આપત્તિમાંથી મુક્ત કરવાના કાર્યમાં પોતાના પ્રયત્નને વિજયી થએલો જોઇને પ્રધાનપુત્ર પોતાના શ્વસુરને

આપેલા વચન પ્રમાણે પોતાની પ્રથમ અર્ધાંગનાને લેવા જવામાટે પોતાના શ્વસુરના નગરપ્રતિ પ્રયાણ કરી ગયો. તે પાછો પોતાની પ્રથમ સ્ત્રીને લઇને રાજકુમાર પાસે આવી પહોંચ્યો અને ત્યાર પછી તે તથા રાજકુમાર પોતાની સ્ત્રીઓને સાથે લઇને પોતાના દેશભણી જવાને ત્યાંથી રવાના થયા. જ્યારે તેઓ પોતાના દેશમાં આવી પહોંચ્યા ત્યારે ત્યાં તેમને સાર્વજનિક સત્કાર અને અંતઃકરણની લાગણીઓથી વધાવી લેવામાં આવ્યા.

રાજકુમાર અને પ્રધાનપુત્રનો મૈત્રીસંબંધ સદાને માટે એવોને એવો જ દૃઢ રહ્યો અને એક બીજાનાં દર્શન વિના તેમનો એક દિવસ પણ વીતતો નહોતો. એક દિવસ તેઓ સભાષણ કરતા એકાંતમાં બેઠા હતા તે વેળાએ પ્રધાનપુત્રે સ્મિત હાસ્ય કરીને રાજકુમારને પૂછ્યું કે;– "વારુ બંધુ! હવે તારો શો અભિપ્રાય છે? શ્રેષ્ઠ વસ્તુ કઇ, વિદ્યા કે ચાતુર્ય?" આ પ્રશ્નથી રાજકુમાર જરાક શર્માઇ ગયો અને તેણે એનું કાંઇ પણ ઉત્તર ન આપ્યું.

---

## કોટવાલની કન્યા

એક રાજા હતો અને તેને ઇશ્વરે કેવળ એક જ પુત્ર આપ્યો હતો; એટલે કે, એ પુત્ર વિના તેને અન્ય કશું પણ સંતાન હતુ નહિ. એ, રાજાનો કેવળ એકનો એક જ પુત્ર અને તેના ધન તથા રાજ્યનો ઉત્તરાધિકારી હોવાથી રાજા અને રાણીનો બહુ જ લાડકવાયો હતો અને બાલ્યાવસ્થાથી એને પુષ્પની પેઠે સંભાળથી ઉછેરવામાં આવ્યો હતો. એક દિવસ એ રાજકુમાર પોતાના અનુચરો સહિત નગરચર્યા જોવાને નીકળ્યો હતો. ફરતા ફરતા તેઓ એક ઘર પાસેથી પસાર થયા કે જે ઘરની અગાસીમાં એક નવયૌવના બાળા પોતાના કેશ ઓળતી ઊભી હતી. રાજકુમારે એ બાળાને બરાબર જોઇ લીધી, પણ તત્કાળ એ વિશે તેણે કોઇને કાંઇ પણ કહ્યુ નહિ; પરંતુ જેવો તે પોતાના મહાલયમાં આવ્યો કે તરત જઇને પોતાના ક્રોધભવન*માં ભરાઇ બેઠો અને તેનાં દ્વારને તેણે અંદરથી વાસી લીધાં. રાજકુમાર ક્યાંય પણ જોવામાં

* આગળના કાળમાં રાજાઓના રાજમહાલયોમાં ભોજનગૃહ, વિચારગૃહ, શયનગૃહ અને સ્નાનગૃહ આદિ નાનાવિધ કાર્યોમાટેનાં ગૃહો પ્રમાણે એક ક્રોધગૃહ અથવા કોપભવન પણ ભિન્ન રાખવામાં આવતું હતું અને જ્યારે રાજા, રાણી, રાજકુમાર કે રાજકુમારી કોઇ કારણવશાત્ ક્રોધવશ થાય તે વેળાએ એ ગૃહમાં જઇને દ્વારને બંધ કરી બેસી રહે, એટલે તે ક્રોધવશ છે એ બીજાઓના જાણવામાં આવતું હતું અને તેથી તેના ક્રોધના નિવારણના યોગ્ય ઉપાયો કરવામાં આવતા હતા.

ન આવવાથી તેના પિતાએ તેને શોધવા માંડ્યો પરંતુ ક્યાંય તેનો તેને પત્તો મળી શક્યો નહિ. તે ક્યાંક ખોવાઈ ગયો હશે અથવા તો રીસાઇને ક્યાંક ચાલ્યો ગયો હશે, એમ ધારીને રાણી અત્યંત વિલાપ કરવા લાગી. એટલામાં એક અનુચરે ક્રોધભવનના દ્વારને અંદરથી બંધ જોઇને રાજાને તેવિશેના સમાચાર આપ્યા અને તેથી રાજાએ ત્યાં જઈ રાજકુમારને વારંવાર દ્વાર ઉઘાડવામાટેનો આગ્રહ કર્યો; પરંતુ તેની આજ્ઞા કે આર્જવતાથી પીગળીને રાજપુત્રે દ્વાર ઉઘાડ્યાં નહિ. રાજાના ઉપાયો નિષ્ફળ નીવડવાથી રાણી ત્યાં આવી અને તેણે જ્યારે અનેક પ્રકારે પ્રાર્થનાઓ કરી અને દીનતા દર્શાવી, ત્યારે છેવટે માતાની એ આર્જવતાથી પીગળીને રાજકુમારે ક્રોધભવનનાં દ્વાર ઉઘાડ્યાં. માતાએ તેના માથાપર પ્રેમથી હાથ ફેરવીને પૂછ્યું કે;–"મારા લાલ! તને એવું તે શું દુઃખ થયું છે કે, જેથી તું આ ક્રોધભવનમાં ભરાઇને બેસી રહ્યો છે. જો તને કોઈ પણ વસ્તુની અપેક્ષા હોય, તો અમને કહે એટલે આ ક્ષણે જ અમે તે તારી ઇચ્છિત વસ્તુ લાવી આપવાને તૈયાર છીએ." રાજકુમારે એના ઉત્તરમાં માતાને પોતાની અસ્વસ્થતાના કારણનો સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યો. એ વૃત્તાંતને સાંભળી લીધા પછી રાણીએ તેને આશ્વાસન આપીને પ્રથમ તો જમાડ્યો અને ત્યારપછી તે પોતાના પતિપાસે આવી પહોંચી. તેણે પતિને જણાવ્યું કે;–"મહારાજ! આપની બુદ્ધિ આજકાલ કોણ જાણે ક્યાં ચાલી ગઈ છે, એની કશી કલ્પના કરી શકાતી નથી. આપણો કુમાર હવે પરણવાયોગ્ય થઈ ચૂક્યો છે, એ આપ શું જોઈ શકતા નથી કે? આપ તો એમ જ ધારો છો કે હજી તો એ પાંચ, છ વર્ષના વયનો બાળક જ છે અને તેથી આપ એના લગ્નવિશેનો કશો વિચાર પણ કરતા નથી. એ આપણો એક જ કુળદીપક છે, એનો વિચાર કરો અને જે યોગ્ય માર્ગ જણાય તેનો સ્વીકાર કરો." એના ઉત્તરમાં રાજાએ જણાવ્યું કે;–"આ વિષયમાટે તારે આટલી સીમા પર્યન્ત ઉશ્કેરાઈ જવાની કશી પણ આવશ્યકતા નથી. હું અત્યારે જ સર્વ દિશાઓમાં મારા દૂતોને રવાના કરી દઉં છું. તેઓ આપણા કુમારને લાયકની કોઈ કન્યાને સત્વર જ શોધી કાઢશે અને ત્યારપછી તે કન્યાને અહીં બોલાવીને વિલંબ વિના જ તેની સાથે હું આપણા કુમારનો લગ્નસંબંધ કરી આપીશ." રાણીએ તેના એ વિચારનો પ્રતિવાદ કરતાં કહ્યું કે;–"ના, ના; મહારાજ! આમ કરવાની કશી પણ આવશ્યકતા નથી. આપણા નગરમાં જ આપણા કુમારે એક અત્યંત રૂપવતી બાળાને જોએલી છે અને તે તેનામાં આસક્ત થએલો છે; એટલે એનો એ સુંદરી સાથે જ લગ્નસંબંધ કરાવી આપવો જોઇએ; એના માટે અન્ય કન્યાને શોધવાની આવશ્યકતા નથી."

રાજાએ કહ્યું કે;–"જો એમ જ હોય, તો તો એ કાર્ય અલ્પ કાળમાં જ થઈ શકે એમ છે." રાણીએ તેને રાજકુમારનો વૃત્તાંત કહી સંભળાવ્યો અને તેથી તેણે બહાર આવી પોતાના અનુચરોને આજ્ઞા આપી કે;–"તે દિવસે રાજકુમારે જેને અગાસીમાં કેશ ઓળતી જોઈ હતી, તે કોની પુત્રી હતી વારુ?" અનુચરો એવિશેની પૃચ્છામાટે ચાલતા થઈ ગયા અને અલ્પ કાળમાં જ પાછા આવીને કહેવા લાગ્યા કે,–"જેને રાજકુમારે અગાસીમાં બેઠેલી અને કેશ ઓળતી જોઈ હતી તે આપણા કોટવાલની જ કન્યા છે, એમ ખબર કાઢતાં અમારા જાણવામાં આવ્યું છે; કારણ કે, તે દિવસે પણ અમો કુમારશ્રીની સાથે જ હતા."

આ પ્રમાણેની વાર્તા સાંભળીને રાજાએ તરત કોટવાલને પોતાસમક્ષ આવીને હાજર થવામાટેનો સદેશ કહાવી દીધો અને રાજાની આજ્ઞાને મસ્તકે ચઢાવીને અલ્પ સમયમાં જ કોટવાલ રાજાની સેવામાં ઉપસ્થિત થયો. તેણે રાજાને પ્રણામ કર્યા પછી રાજાએ તેને ઉદ્દેશીને કહ્યું કે,–"કોટવાલ! તારી કન્યા સાથે મારા રાજકુમારનો લગ્નસંબંધ કોઈ પણ રીતે થવો જ જોઇયે, એવો મારો અભિપ્રાય છે; તો તારો શો વિચાર છે તે કહી દે." કોટવાલ એનું ઉત્તર આપતો બોલ્યો કે,–"મારી કન્યા આપની પુત્રવધૂ થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે, એના કરતાં વિશેષ મને બીજું શું જોઇયે વારુ? પરંતુ તે આ કાર્યમાં સ્વતંત્રતા ધરાવતી હોવાથી તેની પોતાની અનુમતિવિના મારાથી એકદમ આ વિષયની હા પાડી શકાય તેમ નથી અને તેમાટે હું આપની ક્ષમા માગું છું." રાજાએ કહ્યું કે;–"વારુ ત્યારે જા અને તારી કન્યાને એવિશે જે કાંઈ પૂછવાનું હોય તે પૂછી આવ. આ કાર્યમાં વિલંબ થવો ન જોઇએ; સત્વર આવીને મને તેની ઇચ્છા જણાવી દે." કોટવાલ ઘેર ગયો અને રાજાની ઇચ્છા તેણે પોતાની પુત્રીને જણાવી. તેની કન્યાએ ઉત્તર આપ્યું કે,–"પિતાજી! એ તો આપ સારી રીતે જાણો છો કે, કેવળ આપના વિના હું અન્ય કોઈ પણ પુરુષના મુખને પણ જોતી નથી, એટલે પછી કોઈ પુરુષ સાથે મારા લગ્નસંબંધની તો વાત જ ક્યાંથી હોય વારુ?" કોટવાલે કહ્યું કે,–"મારી પ્રિય પુત્રી! જો તું રાજકુમાર સાથે પરણવાની ના જ પાડીશ, તો તેથી રાજાના હૃદયમાં કોપનો અત્યંત આવિર્ભાવ થશે, એ નક્કી છે, અને ક્રોધના એ આવેશમાં કદાચિત્ તે આપણા સર્વના મરણને પણ લાવી મૂકે, એ સંભવિત છે. માટે આનો વિચાર કર અને હા પાડી દે." કોટવાલે આવો ભય બતાવવા છતાં પણ તેની કન્યાએ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે;–"ગમે તેમ થઈ જાય, છતાં હું તો તેની સાથે નથી જ પરણવાની!"

કોટવાલે નિરાશ હૃદયથી રાજા પાસે આવીને જણાવ્યું કે;–"મહારાજ! મારી કન્યાનો કોઈ પણ પુરુષ સાથે પરણવાનો વિચાર જ નથી; કારણ કે, તે કેવળ મારા વિના અન્ય કોઈ પુરુષનું મુખદર્શન પણ કરતી નથી." રાજાએ તેનું એ ઉત્તર સાંભળીને કહ્યું કે;–"આવાં નિમિત્તોને હું સાંભળવાનો નથી. જો તું તારી પુત્રીનો મારા કુમારસાથે લગ્નસંબંધ નહિ કરી આપે, તો હું તારો અને તારા સમસ્ત કુટુંબપરિવારનો અત્યારે અને આ પળે જ વધ કરાવી નાખીશ." રાજાનાં આ વચનોથી અત્યંત આશ્ચર્યચકિત અને ભયભીત થઇને કોટવાલ નમ્રતાપૂર્વક કહેવા લાગ્યો કે;–"મહારાજ! મેં એવો તે આપનો શો અપરાધ કર્યો છે કે જેની આ શિક્ષા આપવાની વાર્તા આપ મને સંભળાવો છો? આ વિષયમાં હું સર્વથા નિરુપાય છું." રાજાએ કહ્યું કે;–"બસ, મૌનને ધારી લે; હું હવે તારા મુખથી આવા પ્રકારનો એક પણ શબ્દ સાંભળવા ઇચ્છતો નથી. જા અને મેં જે કાંઈ કહ્યું છે તે તારી એ હઠીલી પુત્રીને કહી સંભળાવ." કોટવાલ અતિશય શોકપૂર્ણ હૃદયથી પોતાને ઘેર પાછો આવ્યો અને બનેલી સર્વ ઘટનાનો વૃત્તાંત પોતાની સ્ત્રીને તેણે કહી સંભળાવ્યો. કોટવાલની સ્ત્રી અત્યંત ગર્વગલિત થઇને પોતાની પુત્રી પાસે ગઈ અને તેને વઢીને ઠપકો આપતી કહેવા લાગી કે;–"મારી વ્હાલી દીકરી! તારી નાથી તો અમો સર્વનો નાશ જ થઈ જશે. જો તું રાજાના પુત્ર સાથે પરણીશ નહિ, તો રાજા આપણા સમસ્ત કુટુંબનો વધ કરાવી નાખશે, એનો જરા વિચાર કરી જો." તેનો પિતા પણ આવ્યો અને તેણે પણ પોતાની પુત્રીને આંસુ વર્ષાવીને બહુ પ્રકારે સમજાવી. અંતે તેમનો વિશેષ અનાદર ન કરી શકાયાથી કોટવાલની કન્યા કહેવા લાગી કે;–"જો રાજા અને રાણી આદિ મારી અમુક શર્તોને સ્વીકારવાને તૈયાર હોય, તો હું રાજકુમારસાથે લગ્નસંબંધ કરવાને તૈયાર છું." "ત્યારે તારી શર્તો સત્વર મને કહી સંભળાવ." કોટવાલે કહ્યું. એટલે તેની કન્યા બોલી કે;–"મારા લગ્નવિધિના પ્રસંગે તેમ જ ત્યાર પછી સદાને માટે હું મારા મસ્તક અને આંખોપર સાત પાટા બાંધી રાખીશ અને રાજકુમારને કદાપિ મારું મુખ બતાવીશ નહિ; તેમ જ રાજમહાલયમાં હું કેવળ દિવસના સમયમાં જ રહીશ અને નિત્ય સંધ્યાકાળે પાછી અહીં મારા પિયરિયાંમાં ચાલી આવીશ. જો લગ્નવિધિ થઈ ગયા પછી તેઓ આ શર્તથી વિરુદ્ધ રીતે વર્તવાનો આગ્રહ ધાર નાખશે, તો હું મારા હાથે જ મારું ગળું કાપીને–આત્મહત્યા કરીને–મરી જઇશ અને તેમને સ્ત્રીહત્યાનું પાપ લાગશે."

કોટવાલ પાછો રાજમહાલયમાં ગયો અને ત્યાં જઇને પોતાની પુત્રીનો સંદેશ તેણે રાજાને કહી સંભળાવ્યો. રાજાએ એ વિશે રાજ-

કુમારને પૂછતાં રાજકુમારે જણાવ્યું કે;–"મને કોટવાલકન્યાની એ શર્તો માન્ય છે." એ પછી એક શુભ દિવસ નિયત કરવામાં આવ્યો અને અતિશય ધામધૂમ સાથે કોટવાલકન્યા સાથે રાજકુમારના લગ્નસંબંધનો વિધિ તે દિવસે સમાપ્ત થયો. રાજાએ નગરનાં ધનાઢ્ય તેમ જ દીન અને ઉચ્ચ તેમ જ નીચ સર્વ પ્રકારનાં લોકોને ભોજન આપીને સંતુષ્ટ કર્યાં અને નગરમાં સર્વત્ર આનંદદર્શક વાદ્યધ્વનિ તથા લોકોની ભીષણ હર્ષગર્જનાઓ સંભળાવા લાગી. સંધ્યાકાળનો સમય થતાં મહાલયમાં લોકોનો મહાન્ સમુદાય એકત્ર થયો અને ત્યારપછી મુખપર પાટા બાંધેલી કોટવાલકન્યા પણ ત્યાં આવી લાગી. લગ્નવિધિની સમાપ્તિ કરવામાં આવી અને ત્યારપછી તરત જ કન્યા પોતાના પિતાને ત્યાં ચાલી ગઈ. પોતાનો દિવસે રાજમહાલયમાં અને રાતે પિતાના ઘરમાં રહેવાનો ક્રમ તેણે અખંડ ચાલૂ રાખ્યો. તે પ્રભાતમાં પાલખીમાં બેસીને રાજમહાલયમાં આવતી હતી અને સંધ્યાકાળ થતાં પાછી પોતાના પિતાને ઘેર ચાલી જતી હતી.

જો કે તેનું આ વર્તન રાજકુમાર સાથે કરેલી શર્ત પ્રમાણેનું જ હતું, તોપણ થોડા દિવસમાં જ રાજકુમાર તેના આવા વર્તનથી અતિશય કંટાળી ગયો. તેની સ્ત્રી આખો દિવસ મુખ અને નેત્રોપર સાત પાટા બાંધીને બેસી રહેતી હતી, એક પળ માત્ર પણ તે પાટાને છોડતી ન હોતી અને નિશાના સમયમાં કદાપિ પતિના ગૃહમાં રહેતી નહોતી. રાજકુમાર પોતાના મનમાં કહેવા લાગ્યો કે,–"આ લગ્નથી શો લાભ વારુ? પણ હવે મારાથી એ વિષયમાં શું કરી શકાય છે, એ મારે જોવું જોઇએ. એક અબળાને પોતાના અધિકારમાં લાવવી, એમાં તે શી મોટી વાત છે વારુ?" આવી રીતે પોતાના હૃદયને નિરાશ ન થવા દઇને રાજકુમાર મહાલયને ત્યાગીને બહાર નીકળી ગયો અને પ્રવાસ કરતો કરતો અંતે એક અરણ્યમાં આવી પહોંચ્યો. તે એ નિબિડ અરણ્યમાંથી અત્યંત પરિશ્રમ સહિત પોતાનો માર્ગ કાપતો ચાલ્યો જતો હતો તેવામાં એક પર્ણકુટી તેના જોવામાં આવી અને તેની પાસે જ એક મુનિરાજ તપશ્ચર્યામાં નિમગ્ન થએલો દેખાયો. રાજકુમારે એ સ્થાનમાં જ રહી જવાનો નિશ્ચય કર્યો. તે પ્રભાતમાં બહુ જ વહેલો ઊઠતો અને મુનિરાજની પર્ણકુટીને વાળી સ્વચ્છ કરી સર્વ વસ્તુઓ ગોઠવીને મૂકતો અને મુનિના ક્રિયાકાંડમાટે અરણ્યમાંની જે જે વસ્તુઓ જોઇએ તે સર્વ લાવીને હાજર રાખતો હતો. આમ છતાં મુનિરાજ સાથે સંભાષણ કરતાં પણ તે ગભરાતો હતો; કારણ કે, તપસ્વી મુનિનો તેજઃપ્રભાવ જ એવા પ્રકારનો હતો; અને

એ કારણથી તે કલાપ મુનિની દષ્ટિએ પણ પડતો નહોતો. મુનિ પોતાની પર્ણકુટીને નિત્ય સ્વચ્છ અને પોતાનાં પૂજાપાઠનાં સર્વ સાધનોને નિત્ય યથાસ્થાને તૈયાર જોઇને અત્યંત પ્રસન્ન થતો હતો; પરંતુ એ સેવાનો કરનાર કોઈ પણ તેના જોવામાં આવતો નહોતો. એક દિવસ મુનિરાજે પોકાર કરીને પ્રસન્નતાથી કહ્યું કે;—"મારી સેવા કરનાર જે કોઈ પણ હોય તેણે મારા સમક્ષ નિર્ભયતાથી આવવું; કારણ કે, મારે તેને એક ઉત્તમ વરદાન આપવું છે." મુનિના આ શબ્દો સાંભળીને રાજકુમાર તરત ત્યાં આવીને હાજર થયો અને મુનિસમક્ષ હાથ જોડીને ઉભો રહ્યો. મુનિએ તેના પ્રતિ દૃષ્ટિપાત કરીને કહ્યું કે;—"રાજકુમાર! મારી યોગવિદ્યાના બળથી હું તારા સર્વ રહસ્યને જાણી ગયો છું. તું તારી સ્ત્રીને પોતાના અધિકારમાં લાવી શકતો નથી, એ કારણથી જ તું અહીં આવ્યો છે. વારુ ત્યારે લે આ ગોળીઓ. આમાંની એક ગોળી ખાવાથી, તારું સ્વરૂપ અદશ્ય થઈ જશે, એટલે કે તું સર્વ વસ્તુઓને જોઈ શકીશ, પણ તને કોઇ પણ જોઈ શકશે નહિ; અને એના યોગે તું તારી સ્ત્રીપર અધિકાર મેળવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકીશ." આમ કહીને તેણે એક પ્રકારની કેટલીક ગોળીઓ રાજકુમારને આપી; રાજકુમારે નમ્રતાથી તેમનો સ્વીકાર કર્યો અને ત્યાર પછી મુનિનાં ચરણોમાં મસ્તક નમાવીને તે પોતાના નિવાસસ્થાન ભણી જવાને ત્યાંથી પ્રયાણ કરી ગયો.

ઘેર આવ્યા પછી તેણે પોતાના એક અનુચરને બોલાવ્યો અને કહ્યું કે;—"આવતી કાલે જ્યારે કોટવાલની કન્યા અહીં આવશે તે વેળાએ હું મારા શયનગૃહમાં સૂતેલો હોઇશ અને તું આવીને મને જગાડજે. હું તે વેળાએ તને યથેચ્છ ગાલિપ્રદાન કરીશ અને ક્રોધ દર્શાવીશ; પણ તું સ્હામો ક્રોધિષ્ટ થઇશ નહિ; પણ એટલું જ માત્ર પૂછજે કે, 'કૃપાનાથ! તમે મને આટલી બધી ગાળો શામાટે ભાંડો છો અને મારો તિરસ્કાર શા કારણથી કરો છો?' એટલે એના ઉત્તરમાં હું જણાવીશ કે, મને આવું એક અદ્દ્ભુત સ્વપ્ન આવતું હતું અને તેવામાં મને જગાડીને તેં મારા તે આનંદનો ભંગ શામાટે કરી નાખ્યો?' એ પછી તું તે સ્વપ્ન કેવા પ્રકારનું હતું એ વિશે મને પૂછજે અને હું જે વર્ણન કરું તે સાંભળ્યા કરજે." અનુચરે રાજકુમારને તેની આજ્ઞા પ્રમાણે વર્તવાનું વચન આપ્યું.

રાત્રિના આગમન પૂર્વે કોટવાલકન્યા પોતાના પિતાને ત્યાં જવા માટે પાલખીમાં બેઠી. એ જ વેળાએ રાજકુમાર પણ એક ગોળીને ગળીને કોટવાલકન્યા અને તેના અનુચરોથી પૂર્વે જ તેના પિતાના ઘર આગળ પહોંચી ગયો અને ત્યાં દ્વારમાં તેમના આવવાની વાટ જોતો ઉભો રહ્યો.

કોટવાલકન્યા ત્યાં આવીને પાલખીમાંથી ઊતરી અને સીધી ઉપર મેડીપરના પોતાના ઓરડામાં ચાલી ગઈ. રાજકુમાર પણ તેની સાથે જ ત્યાં ગયો, પણ તેને તે જોઈ શકી નહિ. ત્યાર પછી બે દાસીઓ ત્યાં આવી અને તેમણે તેના શરીરે તૈલમર્દન કર્યાં પછી તેને સ્નાન કરાવ્યું. એ પછી કોટવાલકન્યા પૂજા કરવાને બેઠી. રાજકુમાર એ વેળાએ તેના અલૌકિક અને સ્વર્ગીય લાવણ્યને જોઇને દિગ્મૂઢ જેવો બની ગયો; કારણ કે, અત્યાર સુધી તેના સૌન્દર્યનું તેણે સંપૂર્ણ નિરીક્ષણ કર્યું જ નહોતું. કોટવાલકન્યા પોતાના પૂજાકાર્યમાં નિમગ્ન હતી, તેવામાં રાજકુમાર તેના ઓરડામાં ચારે તરફ ફરી વળ્યો અને ત્યાં જે જે વસ્તુઓ હતી તે સર્વને ધ્યાનથી જોઈ લીધી અને તેની નોંધ પણ કરી લીધી. જ્યારે તેની પૂજાની સમાપ્તિ થઈ ત્યારે કોટવાલકન્યા ભોજન લેવામાટે ઊઠી. આટલી ચેષ્ટાઓનું અવલોકન કરીને રાજકુમાર પોતાના મહાલય ભણી ચાલ્યો ગયો અને ત્યાં શયનમંદિરમાં જઈ નિદ્રાનો આસ્વાદ લેવા લાગ્યો.

પ્રભાતમાં જ્યારે કોટવાલની કન્યા પાછી રાજમહાલયમાં આવી, તે વેળાએ રાજકુમારના અનુચરે આવીને રાજકુમારને નિદ્રામાંથી જગાડ્યો. રાજકુમાર જાગતાંની સાથે જ ધુંઆપુંઆં થઈ ગયો અને અનુચરને આવા આનંદના સમયમાં અચાનક નિદ્રાભંગ કરવામાટે જેટલી ભાંડી શકાય તેટલી ગાળો તેણે ભાંડી. અનુચર અત્યંત આર્જવતા દર્શાવતો કહેવા લાગ્યો કે;—"કૃપાનાથ! મારી આટલી બધી અપ્રતિષ્ઠા શામાટે કરો છો? એવો તે આપનો મેં શો અપરાધ કર્યો છે વારુ?" એના ઉત્તરમાં રાજકુમારે જણાવ્યું કે;—"અરે હું એક અત્યંત અદ્‌ભુત સ્વપ્નનું દર્શન કરી રહ્યો હતો, તે જ સમયે તેં આવીને મારી નિદ્રાનો ભંગ શા માટે કર્યો?" અનુચરે પૂછ્યું કે;—"આપે સ્વપ્નમાં શું શું જોયું, તે જણાવશો કે?" રાજકુમારે કહ્યું કે;—"મેં જે જે જોયું, તે આ પ્રમાણે હતું—મેં મારા સ્વપ્નમાં જોયું કે, ગઈ કાલે રાતે હું કોટવાલકન્યા સાથે તેના પિતાને ઘેર ગયો હતો. તે પાલખીમાંથી ઊતરીને જેવી મેડીપરના પોતાના ઓરડામાં ગઈ, એટલે હું પણ તેની પાછળ પાછળ તેની સાથે ગયો. જેવો તેણે પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો કે તત્કાળ તેની બે દાસીઓએ આવી તેને તૈલમર્દન કરીને સ્નાન કરાવ્યું. સ્નાન કરી રહ્યા પછી તે પૂજાના કાર્યમાં નિમગ્ન થઈ. જે વેળાએ તે પૂજાના વ્યવસાયમાં નિમગ્ન હતી, તે વેળાએ મેં તેના ઓરડામાં ચારે તરફ દૃષ્ટિપાત કર્યો અને ત્યાં આ પ્રમાણેની વસ્તુઓ જોઈ—" એમ કહીને રાજકુમારે ત્યાંની સર્વે વસ્તુઓનું યથાસ્થિત વર્ણન કરી સંભળાવ્યું અને ત્યારપછી કહ્યું કે;—"તે

પૂજાની સમાપ્તિ કરીને ભોજન કરવાને બેઠી અને એવામાં જ તેં અચાનક આવીને મને મારી મધુર સ્વપ્નસૃષ્ટિમયી નિદ્રામાંથી જાગ્રત કરી દીધી. આહા! જો તેં મને જગાડ્યો ન હોત, તો હજી પણ કોણ જાણે અચાનક કેવાં મનોહર દૃશ્યો મારા જોવામાં આવ્યાં હોત!!"

કોટવાલની કન્યાએ પાસેના ઓરડામાંથી રાજકુમારે વર્ણવેલી સ્વપ્નકથા આદિથી અંત પર્યન્ત સાંભળી અને તેથી પોતાના મનમાં અતિશય આશ્ચર્યપૂર્વક વિચાર કરવા લાગી કે;-"આનો મારે શો અર્થ સમજવો વારુ? આ રાજમહાલયમાંનું કોઈ પણ મનુષ્ય ગઈ કાલે મારી સાથે મારા પિતાને ઘેર આવ્યું ન હોતું; છતાં રાજકુમાર જે વર્ણવે છે, તે અક્ષરે અક્ષર સત્ય છે. શું આ કેવળ એના સ્વપ્નદર્શનનું પરિણામ હશે? કદાચિત્ હોય પણ ખરું; તોપણ આજે હું બરાબર ચોકસી રાખીશ."

નિશા થતાં તે નિત્યના નિયમ પ્રમાણે પાછી પિતાને ઘેર ગઈ અને રાજકુમાર પણ એક ગોળી ગળી લઈને આગલી રાત પ્રમાણે આજ રાતે પણ તેનાથી આગળ જ ત્યાં પહોંચી ગયો. જેવી કોટવાલકન્યા દ્વારપાસે પાલખીમાંથી ઉતરી-કે જ્યાં ગત રાત્રે રાજકુમાર અદૃશ્યરૂપે ઊભો રહ્યો હતો-કે તરત તેણે પોતાના અનુચરોને પૂછ્યું કે;-"ગઈ કાલે મારા ઓરડામાં કોઈ પણ અજ્ઞાત વ્યક્તિનો સંચાર થયો હતો ખરો કે?" અનુચરો આશ્ચર્યમાં પડીને કહેવા લાગ્યા કે;-"બાઈ સાહેબ! આપ આ શું બોલો છો? આપના ઓરડામાં અને કોઈ અજ્ઞાત વ્યક્તિનો સંચાર? એ કાર્ય બની જ કેમ શકે વારુ?" એના ઉત્તરમાં કોટવાલકન્યાએ જણાવ્યું કે;-"ચાલો જે વાત બની ગઈ તેને ભૂલી જાઓ; ગમે તેમ થયું હોય; પરંતુ આજ રાતે મારા ઓરડામાં કોઈ અજ્ઞાત વ્યક્તિનો સંચાર ન થાય, એની તમારે બરાબર સંભાળ રાખવાની છે." આ પ્રમાણે અનુચરોને આજ્ઞા આપીને તે મેડીપર ગઈ અને રાજકુમાર પણ તેની પાછળ જ ગયો. સ્નાન કર્યાં પછી તે પૂજા કરવા બેઠી. તે આવી રીતે પૂજામાં નિમગ્ન હતી, તે પ્રસંગનો લાભ લઈને ત્યાં એક થાળીમાં ભોજન પૂર્વે ખાવામાટેની કેટલીક નાસ્તાની ચીજો ઢાંકી રાખવામાં આવી હતી, તે કોટવાલકન્યાની નાસ્તાની ચીજોમાંનો કેટલોક ભાગ તેનાપરના આચ્છાદનને ખસેડીને રાજકુમાર સ્વાહા કરી ગયો. જ્યારે પૂજાની સમાપ્તિ થઈ ત્યારે કોટવાલકન્યા નાસ્તો લેવામાટે થાળ પાસે બેઠી, પરંતુ જેવું તેણે તેપરના આચ્છાદનને દૂર કર્યું કે, તરત તેમાંની કેટલીક ચીજો ખવાઈ ગયેલી હોય એમ તેના જોવામાં આવ્યું. તત્કાળ તેણે પોતાની દાસીઓને બોલાવી અને કહ્યું કે;-"મારા નાસ્તામાંથી આ અમુક વસ્તુઓ કોણે આવીને ખાધી છે વારુ?" દાસીઓ બોલી કે;-"અમે આનો શો જવાબ આપીએ વારુ!

અમે નિત્ય મૂકીએ છીએ, તે પ્રમાણેજ આજે પણ પ્રત્યેક વસ્તુ મૂકી હતી." કોટવાલની કન્યા વધારે કાંઈ પણ બોલી નહિ; પણ તે ઉચ્છિષ્ટ થયેલી ખાદ્ય વસ્તુઓને એમની એમ મૂકી દઇને ભાત આદિ ખાવા-માટે ભોજનાલયમાં ગઈ. તેને આવી સ્થિતિમાં ત્યાગીને રાજકુમાર પાછો પોતાના શયનમંદિરમાં આવી પહોંચ્યો.

પ્રભાતમાં નિત્યના નિયમ પ્રમાણે કોટવાલની કન્યા પાછી રાજ-મહાલયમાં આવી અને તે વેળાએ આગલા દિવસ પ્રમાણે જ રાજકુમારના તે જ અનુચરે આવીને રાજકુમારને નિદ્રામાંથી જાગ્રત કર્યો. રાજકુમારે અપશબ્દ આદિ સંભળાવવાનો આગલા દિવસ જેવો જ દેખાવ રજૂ કર્યો અને ત્યાર પછી અનુચરના પ્રશ્નના ઉત્તરમાં તેણે આગળ પ્રમાણે જ જાણે સર્વ સ્વપ્નમાં જોયુ હોય, તે પ્રમાણે કોટવાલકન્યાના ઓરડા-માંની સર્વ ઘટનાનું યથાસ્થિત વર્ણન કરી સંભળાવ્યું અને તેમાં પોતે પોતાને કોટવાલકન્યાના નાસ્તામાંની કેટલીક વસ્તુઓને સ્વાહા કરતો કેવી રીતે જોયો હતો અને પોતાના નાસ્તાને ઉચ્છિષ્ટ થયેલો જોઇને કોટવાલકન્યાએ દાસીઓને કેવો ઠપકો આપ્યો હતો, એ ઘટનાઓનુ તેણે જરા વિસ્તારથી અને ભાર આપીને વર્ણન કર્યું. પાસેના ઓરડામાં બેઠેલી કોટવાલકન્યા એ સર્વ સાંભળીને આશ્ચર્યથી દિગ્મૂઢ જેવી થઈ ગઈ. તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે;—"આ સર્વ શો ભેદ હશે, તે કાંઈ સમજાતું નથી. ખરેખર મારા નાસ્તામાંની મીઠાઈ ગઈ રાતે ખવાઈ ગઈ હતી અને મારા અનુચરો તથા દાસીઓને મેં એના ઉચ્ચારેલા શબ્દો જ કહ્યા હતા. રાજકુમારને આ સવ સ્વપ્નમાં દેખાય છે અથવા તો એ બનેલા બનાવને એ કોઈ પણ પ્રકારે તેના સત્ય સ્વરૂપમાં જાણી લે છે? આજે એવો કાંઈ પણ બનાવ ન બનવા પામે, એની મારે ખાસ કરીને ઘણી જ બારીક સભાળ રાખવી પડશે."

એ પ્રમાણે એ દિવસે સધ્યાકાળે જ્યારે તે પાછી પોતાના પિતૃ-ગૃહમાં ગઈ, ત્યારે ગૃહમાં પ્રવેશ કરતાંની સાથે જ તેણે દ્વારોને વાસી દેવાની દાસીઓને આજ્ઞા આપી દીધી. પરંતુ રાજકુમાર તો એથી પૂર્વે જ ગૃહમાં પ્રવેશ કરી ચૂક્યો હતો અને તેથી તેની સાથે જ તેના ઓર-ડામાં જઈ પહોંચ્યો. આજે જ્યારે કોટવાલકન્યા પોતાના પૂજાવિધિમાં નિમગ્ન થઈ, તે વેળાએ તેણે કેવળ નાસ્તો જ સ્વાહા કર્યો એટલું જ નહિ, પણ તેની દાસીઓએ કોટવાલકન્યામાટે સોનાના થાળમાં જે ભાત, કઢી અને શાક આદિ પદાર્થો પીરસી રાખ્યા હતા, તે સર્વ પણ સ્વાહા કરી ગયો. ત્યાર પછી તે પાનસોપારી પણ ખાઇ ગયો અને આનંદથી શય્યામાં બેસીને કોટવાલકન્યામાટે ભરાયેલા હુક્કાની નળીને

ગોઢામાં લઇને ધૂમ્રપાન કરતો બેઠો. કોટવાલકન્યા પૂજાથી નિવૃત્ત થઇને નાસ્તો કરવાને ગઈ ત્યાં તો થાળી ખાલી જ દેખાઈ, એટલે તેણે પોતાની દાસીઓને બોલાવીને તેમની ઝાટકણી કાઢવા માંડી, પરંતુ તેમણે એ વિષયમાં પોતાનું અજ્ઞાન જ દર્શાવ્યું અને કોટવાલકન્યાના બોલવાનો શો ભાવાર્થ હતો, એ જ તેઓ સમજી ન શકી. કારણ કે, કોટવાલકન્યાએ જ્યારે ત્યાં પ્રવેશ કર્યો ત્યારે નાસ્તો બરાબર ત્યાં ઢાંકીને રાખવામાં આવ્યો હતો અને ત્યાર પછી તેના ઓરડામાં કોઈ અન્ય વ્યક્તિએ પ્રવેશ કર્યો જ નહોતો. બહુ જ છંછેડાઇને કોટવાલકન્યા ભાત અને કઢી વગેરે ખાવાને બેઠી; પરંતુ થાળના આચ્છાદનને ઉઘાડતાં તે થાળપણ ખાલીખમ દેખાયો. તેના ક્રોધનો હવે અવધિ થઈ ગયો; પણ તેનાથી કાંઈ પણ કરી શકાય તેમ હતું નહિ. છેવટે એકદમ ભૂખ્યાં સૂઈ જવા કરતાં પાનસોપારી ખાઇને સૂવાનો તેણે વિચાર કર્યો; પરંતુ તાંબૂલપાત્રમાં એ વસ્તુઓનો પણ સર્વથા અભાવ હતો. સર્વ પ્રકારે નિરાશ થવાથી પાછી તે પોતાની દાસીઓ સાથે ચીથડાં ફાડવા લાગી અને તેને એ વ્યવસાયમાં નિમગ્ન થયેલી જોઇને રાજકુમાર ત્યાંથી ગચ્છંતી કરી ગયો.

પ્રભાતમાં જ્યારે કોટવાલકન્યા પાછી રાજપ્રાસાદમાં આવી, એટલે તત્કાળ રાજકુમારના અનુચરે રાજકુમારને જગાડ્યો અને ત્યાર પછી આગળના બે દિવસ પ્રભાતકાળમાં તેમનો જેવો સંવાદ થયો હતો, તેવો જ સંવાદ આજે પણ ચાલવા લાગ્યો. રાજકુમારે અત્યંત સૂક્ષ્મતાથી ગતરાત્રિની ઘટનાનું—જો કે તેને સ્વપ્ન જણાવીને—તેને વર્ણન કરી સંભળાવ્યું અને તેમાં કોટવાલકન્યાના સર્વ ભોજનને પોતે સ્વાહા કરી જવાના અને કોટવાલકન્યાએ વિનાકારણ દાસીઓ સાથે ચીથડાં ફાડવાના બનાવને તેણે જરા વધારે મહત્ત્વ આપ્યું. તેણે આ સર્વ ઘટના એવા તો ભીષણ સ્વરથી વર્ણવી કે, કોટવાલકન્યાએ તે અક્ષરે અક્ષર સાંભળ્યું અને તેથી તે અત્યંત આશ્ચર્યમગ્ન થઇને પોતાના મનમાં વિચાર કરવા લાગી કે;— "આમ થવું કોઈ પણ પ્રકારે શક્ય છે ખરું કે? આ રાજકુમાર મનુષ્ય છે કે કોઈ દેવ છે? જો એ મનુષ્ય હોય, તો પણ સાધારણ મનુષ્ય તો નથી જ. છતાં પણ આ સર્વ ઘટનાનું રહસ્ય શું છે, એ જ્યાંસુધી બરાબર મારા જાણવામાં ન આવી જાય, ત્યાંસુધી તો મારે કાંઈ પણ આડું અવળું વેતરવું ન જ જોઇએ. હું એક બે દિવસ હજી પણ થોભીશ અને જોઇશ કે હજી પણ શું થાય છે!"

એ સંધ્યાકાળે પણ રાજકુમાર પાછો તેની સાથે ગયો અને તેના જોવામાં ન આવે તેવી રીતે તેના ઓરડામાં દાખલ થઈ ગયો. આજે રાજકુમારે તેના સર્વ ભોજનનો સ્વાહાકાર ન કર્યો, પણ પ્રત્યેક વસ્તુ-

થી થોડી થોડી વસ્તુ તેના માટે રહેવા દીધી અને ભૂખ્યાપેટે ચઈ ક્વા કરતાં કોટવાલકન્યાએ તેટલી વસ્તુઓથી જ પોતાની ક્ષુધાને શાંત ીને ઈશ્વરનો આભાર માન્યો. તે જેવી ભોજનકાર્યથી મુક્ત થઈ કે, તે ણે જ ત્રણ તરુણ સુંદરીઓ તેના ઓરડાંમાં આવી અને તેને કહેવા લાગી ;—"નૃત્યકલાવતી ! તું આજે અત્યારે અમારી સાથે આવવાની છે કે મ ?" કોટવાલકન્યા અથવા નૃત્યકલાવતીએ ઉત્તર આપ્યું કે:—"હા, હું તમારી સાથે આવું છું." એમ કહીને તેણે ઉત્તમ વસ્ત્રાભૂષણો ધારણ કરી લીધાં અને પછી તે તેમની સાથે ચાલતી થઈ, રાજકુમાર પણ તેમની પાછળ ચાલ્યો. ઉદ્યાનમાં આવીને તે ચાર ચપળાઓ એક વૃક્ષપર ચઢી ગઈ અને ત્યારપછી તેમનામાંની એક અબળાએ પોતાની આંગળીઓના ત્રણવાર ટચાકડા ફોડ્યા, એટલે તત્કાળ તે વૃક્ષ હવામાં ઊડવા માંડ્યું. આ અદ્ભુત દૃશ્યને જોઇને રાજકુમાર પાછો પોતાના આવાસમાં ચાલ્યો આવ્યો.

પ્રભાતમાં જ્યારે કોટવાલકન્યા અથવા તો નૃત્યકલાવતી જ્યારે રાજમંહાલયમાં આવી, ત્યારે નિત્યના નિયમ પ્રમાણે અનુચરે રાજકુમારને જગાડ્યો અને રાજકુમારે સ્વપ્નના નિમિત્તથી નિત્ય પ્રમાણે તેને ગત રાત્રિની ઘટનાનું વર્ણન કરી સંભળાવ્યું. તેણે જાણે સ્વપ્ન જોયું હોયની તદ્દત્ કોટવાલકન્યા પોતાના પિતાને ત્યાં પહોંચી ત્યારથી તે વૃક્ષ તેને તથા તેની ત્રણ સહચરીઓને લઇને ઊડી ગયું ત્યારસુધીનું વર્ણન કર્યું અને તેમાં પણ ગઈ રાતે ઘણું ખરું ભોજન પોતે ખાઈ જવા છતાં એમારે દાસીઓને તેણે લગાર પણ ઠપકો આપ્યો નહોતો, એ વિષયને જરા ભાર આપીને વર્ણવ્યો. નિત્ય પ્રમાણે કોટવાલકન્યાએ તેનું સમસ્ત ભાષણ સાંભળ્યું અને તેથી તે આશ્ચર્યના સમુદ્રમાં પડીને ગોથાં ખાવા લાગી. તે મનમાં કહેવા લાગી કે,—"આ રાજકુમાર કેવળ મનુષ્ય તો નથી જ, એ નિ:સંશય છે, કારણ કે, રાત્રિના સમયમાં અમે શી કૃતિ કરીએ છીએ અને ક્યાં જઇએ છીએ, એ ઘટના અત્યારસુધી કોઈ પણ કાળા માથાના માનવીના જાણવામાં આવી શકી નથી; અને એ ઘટના એના જાણવામાં કેવી રીતે આવી જાય? છતાં હજી પણ મારે ધૈર્ય રાખવું જોઇએ અને આથી પણ કાંઈ વધારે એના જોવા કે જાણવામાં આવી શકે છે કે કેમ, એનું સંપૂર્ણ અવલોકન કરવું જોઇએ."

નિશાનું આગમન થતા તે પાછી પોતાના પિતાને ઘેર ગઈ અને અદૃશ્ય રહીને રાજકુમાર પણ નિત્યપ્રમાણે તેની સાથે જ ત્યાં જઈ પહોંચ્યો. એ રાતે પણ તે તેના ભોજનનો થોડોક ભાગ ખાઈ ગયો અને કોટવાલકન્યાએ સ્નાન તથા પૂજા કર્યાં પછી તેનો છોડેલો ભાગ ખાઇને

સંતોષ માની લીધો. એ ક્ષણે જ તેની ત્રણ સહચરીઓ ગત રાત્રિ પ્રમાણે તેને બોલાવવામાટે આવી અને તેમને જોતાં જ રાજકુમાર તરત ઉદ્યાનમાં જઈ તે વૃક્ષપર ચઢીને શાખાઓના મધ્યમાં છૂપાઇને બેસી રહ્યો. ત્યાર પછી ચારે ચપળાઓ ત્યાં આવી અને તે વૃક્ષપર ચઢી બેઠી. એ પછી એક સુંદરીએ ત્રણવાર આંગળીઓના ટચાકડા ફોડ્યા અને વૃક્ષે ઉડ્ડાણ કરવા માંડ્યું. વૃક્ષનો વેગ એવો તો અગમ્ય હતો કે, ક્ષણ માત્રમાં સપ્ત સમુદ્ર અને ત્રયોદશ નદીઓને પાર કરીને તે એક અત્યંત સુંદર અને ભવ્ય ઉદ્યાનમાં આવી પહોંચ્યું. ત્યાં તે ઉતર્યું અને ત્યાર પછી તે પરથી તે ચાર ચપળાઓ ઉતરીને ચાલવા લાગી. રાજકુમાર પણ તેમની પાછળ પાછળ ચાલતો થયો. થોડીવારમાં તેઓ સર્વ જ્યાં સ્વર્ગાધીશ ઈન્દ્ર પોતાની સભા ભરીને બેઠો હતો, તે ઈન્દ્રની સભાના ભવનમાં આવી લાગ્યાં. ત્યાં દેવોનો એક પ્રચંડ સમુદાય એકત્ર થયેલો હતો, એટલે રાજકુમાર પણ તેમના મધ્યમાં બેસી ગયો અને તેણે ખાધેલી ગુટિકાના પ્રભાવથી તેને ત્યાં કોઈ પણ જોઈ શક્યું નહિ. અલ્પ સમયમાં જ નૃત્યનો આરંભ થયો અને નૃત્યકલાવતી તથા તેની ત્રણ સહચરીઓ અત્યારની નર્તકી હતી. પરંતુ સાજિન્દાઓમાંનો મૃદંગવાદક અત્યંત નઠારો હતો અને તેથી તે ચપળાઓનો નૃત્ય કરવાનો ઉત્સાહ મંદ પડી જતો હતો. સભાજનોએ પણ એ વિશે પોતાનો અસંતોષ દર્શાવવા માંડ્યો. હવે આપણો રાજકુમાર મૃદંગવાદનની કળામાં અત્યંત પ્રવીણ હોવાથી આવી રીતે નૃત્ય આદિનો વિરસ થતો જોઇને તે પોતે ઉઠ્યો અને મૃદંગવાદકના હાથમાંથી મૃદંગને પોતે લઇને તેને તે પોતે જ બજાવવા મંડી ગયો. તેની વાદનકળા અત્યંત ઉત્કૃષ્ટ હોવાથી એ ચપળાઓએ પોતાના નૃત્યને અત્યંત ઉત્સાહ અને સુંદરતાથી બતાવવા માંડ્યું. તેની મૃદંગવાદનકળાથી ઈન્દ્ર પોતે પણ અતિશય પ્રસન્ન થયો અને નર્તકીઓ તેમ જ વાદ્યવાદકને ઉપહાર તરીકે તેણે પારિજાતપુષ્પની માળાઓ આપી. ચપળાઓએ તે માળાઓને મૃદંગવાદકના ગળામાં પહેરાવવાનો વ્યવસાય આરંભ્યો, પરંતુ રાજકુમારે મૃદંગવાદકને બદલે અદૃશ્ય રીતે પોતાના મસ્તકને આગળ લંબાવ્યું અને સર્વ માળાઓને પોતાના કંઠમાં જ ધારણ કરી લીધી. સભાનું વિસર્જન થયું અને તેથી તે ચાર પ્રમદાઓ ઉદ્યાનમાં આવીને તે વૃક્ષપર ચઢી ગઈ રાજકુમારે પણ તેમ જ કર્યું. માર્ગમાં વૃક્ષપર તે ચારે ચપળાઓ આજે મૃદંગવાદકે બતાવેલી તેની ઉત્તમ પ્રવીણતાની જ પ્રશંસા કર્યાં કરતી હતી અને એ વાર્તાલાપમાં જ તેમનો સર્વ સમય વીતી ગયો. વૃક્ષ સપ્ત સમુદ્ર અને ત્રયોદશ નદીઓને ઓળંગીને આગળની પેઠે જ ક્ષણ માત્રમાં કોટવાલના બગીચામાં

આવીને ઉભું રહ્યું. ચારે ચપળાઓ વૃક્ષપરથી ઊતરી અને રાજકુમાર પણ ઊતર્યો. ત્રણ સહચરીઓ તેમના સ્થાને ચાલી ગઈ, કોટવાલકન્યા પોતાના શયનમંદિરમાં ગઈ અને રાજકુમાર પોતાના મહાલયમાં આવી પહોંચ્યો.

પ્રભાતમાં કોટવાલકન્યા નિયમ પ્રમાણે પોતાના શ્વસુરગૃહમાં આવી અને ત્યાર પછી રાજકુમારના અનુચરે તરત જ રાજકુમારને જગાડ્યો. રાજકુમાર કોપના અનળથી બળતો અને અગ્નિ વર્ષાવતો ઊઠ્યો અને પોતાના તે અનુચરને તેની સાત પેઢી સુધીની ગાળો સંભળાવી દીધી: ત્યાર પછી તે કહેવા લાગ્યો કે;–"તું રોજનો રોજ મારી જ્યારે નિદ્રામાં પડ્યા રહેવાની અત્યન્ત ઇચ્છા હોય છે, તે જ વેળાએ આવીને મારી નિદ્રાનો ભંગ કરી નાખે છે એનું શું કારણ છે, તે હું કાંઈ સમજી શકતો નથી. અહા–તેં મૂર્ખશિરોમણિએ આવીને મને જગાડ્યો તે વેળાએ હું એક એવા તો ચમત્કારિક સ્વપ્નને નિહાળવામાં નિમગ્ન થયો હતો કે જેનું વર્ણન પણ મારાથી કરી શકાય તેમ નથી. જો તેં થોડી વાર મને ન જગાડ્યો હોત, તો કેવાં કેવાં સુંદર દશ્યો,મારા જોવામાં આવ્યાં હોત ! હા, પણ શું કરું કે, તેં બધો ભાંગડો વાટી નાખ્યો !" અનુચર જાણે પોતાને એ અપમાનથી બહુ જ માઠું લાગી ગયું હોયની! તેવો ભાવ બતાવીને કહેવા લાગ્યો કે;–"આપ તો આજકાલ પ્રત્યેક રાત્રિએ આવાં ચમત્કારિક સ્વપ્ન જોયા જ કરો છો! વારુ પણ એ ગતરાત્રિયે આપે જોયું, તે શું સ્વપ્ન હતું વારુ ?" રાજકુમારે કોટવાલકન્યા પોતાના કથનને બરાબર સાંભળી શકે એટલા મોટા સ્વરથી બોલવાની સંભાળ રાખીને જાણે પોતે સ્વપ્ન જ જોયું હોયની! તે પ્રમાણે ગત રાત્રિના સમયમાં બનેલા બનાવનું યથાસ્થિત વર્ણન તેને સંભળાવ્યું. તે અને ચાર ચપળાઓ ઈન્દ્રસભામાં પહોંચ્યાં ત્યાં સુધીનું વર્ણન કરીને તેણે જણાવ્યું કે;–"કોટવાલની કન્યા અને તેની ત્રણ સહચરીઓએ ઈન્દ્રની સભામાં નૃત્યનો આરંભ કર્યો; પરંતુ તેમનો મૃદંગવાદક મૃદંગવાદનમાં જોઇએ તેવો પ્રવીણ ન હોવાથી તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે ઉત્સાહથી નૃત્ય કરી શકી નહિ. સભામાંના સર્વ દેવો અને ગાંધર્વો પણ એથી પોતાની અપ્રસન્નતાને પ્રકટ કરવા લાગ્યા એટલે પછી મેં,–કે જેને કોઈ પણ જોઈ શકતું નહોતું તેણે–તે મૃદંગવાદકના હાથમાંથી મૃદંગ લઈ લીધા અને હું પોતે મૃદંગ વગાડવા મંડી ગયો. હું એ કળામાં અત્યંત પ્રવીણ હોવાથી જેવો મેં મૃદંગ વગાડવાનો આરંભ કર્યો કે, તત્કાળ તે નાચનારીઓના શરીરમાં નવીન ઉત્સાહનો સંચાર થયો અને તેમના નૃત્યનો બધો રંગ જ બદલાઈ ગયો. ઈન્દ્રમહારાજ પણ તેમના આજના નૃત્યથી એટલા બધા પ્રસન્ન થઈ ગયા

કે, એ પ્રસન્નતાના ચિન્હ તરીકે તેમણે તે ચપળાઓના ગળામાં પારિજાતપુષ્પની માળાઓ ઉપહાર તરીકે પહેરાવી. એ પારિજાતપુષ્પની માળાઓને તે ચપળાઓ ત્યાંના મૃદંગવાદકના ગળામાં નાખવાની તૈયારીમાં હતી એટલામાં મેં મારા મસ્તકને આગળ ધર્યું ને તેથી તે માળાઓ મારા ગળામાં આવી પડી. જો તારો મારા આ કથનમાં વિશ્વાસ ન બંધાતો હોય, તો જો આ પારિજાતપુષ્પની ચાર માળાઓ અત્યારે પણ મારા કંઠમાં વિદ્યમાન છે." એમ કહી પોતાના વચનની સત્યતાનો સાક્ષાત્કાર કરાવવામાટે તેણે પોતાનાં વસ્ત્રોને દૂર કરી તેની નીચે શોભી રહેલી પારિજાતપુષ્પની ચાર માળાઓને કાઢીને તેના હાથમાં આપી દીધી.

કોટવાલની કન્યાએ રાજકુમારનો આ સર્વ વૃત્તાંત સાંભળ્યો હતો અને તેથી પ્રતિક્ષણે તેના હૃદયમાં આશ્ચર્યનો અધિક અને અધિક આઘાત થયા કરતો હતો. પરંતુ જ્યારે તેણે પ્રત્યક્ષ-પારિજાતપુષ્પોની માળાઓને ત્યાં પોતાનાં નેત્રોથી જોઈ એટલે પછી તે વધારે વાર ધૈર્ય રાખી શકી નહિ. તે તત્કાળ રાજકુમારના શયનમંદિરમાં દોડી ગઈ અને તેનાં ચરણોમાં મસ્તક નમાવીને મહાદીનતા તથા નમ્રતાથી કહેવા લાગી કે;—"મારા પ્રાણેશ ! રાજકુમાર ! મને ક્ષમા આપો; કારણ કે, મેં આપના અત્યાર સુધીમાં અનેક અપરાધો કર્યાં છે ! અરેરે, અત્યાર સુધીમાં મેં આપની સાથે એકવાર બોલીને પણ આપને સંતોષ આપ્યો નથી !" એના ઉત્તરમાં રાજકુમાર કહેવા લાગ્યો કે;—"તું સ્વર્ગની એક અપ્સરા છે અને હું એક સાધારણ મનુષ્ય પ્રાણી છું. અર્થાત્ સ્વર્ગની અપ્સરા એક ક્ષુદ્ર માનવીની અને તેમાં પણ મારા જેવા એક મૂર્ખ મનુષ્યની એટલી બધી પરવા શામાટે રાખે; અને મારાથી પણ તારા મુખને જ્યાં નેત્ર ઉઘાડીને જોઈ પણ નથી શકાતું ત્યાં તારા સ્પર્શની આશા તો ક્યાંથી જ રાખી શકાય વારુ ?" રાજકુમારના આ ઉપાલંભોને સાંભળીને કોટવાલકન્યા અત્યંત કરુણાજનક વિલાપ કરવા લાગી અને વારંવાર રાજકુમારને પોતાપ્રતિ દયાળુ તથા ક્ષમાશીલ થવામાટે વિનવવા લાગી. રાજકુમારનો ક્રોધ બહુધા ઔપચારિક જ હોવાથી તે તત્કાળ પીગળી ગયો અને તેને પોતાની પ્રાણેશ્વરી અર્ધાંગિના તરીકે તેણે સ્વીકારી લીધી.

સંધ્યાકાળ થતાં કોટવાલકન્યા પોતાના નિયમ પ્રમાણે પોતાના પિતાને ઘેર ગઈ અને રાજકુમાર પણ તેની સાથે ગયો; પણ ભેદ માત્ર એટલો જ કે, આજે પોતાને અદૃશ્ય રાખવામાટે રાજકુમારને ગોળી ખાઈ લેવાની આવશ્યકતા રહી નહોતી. તેણે અને તેની પત્નીએ સાથે બેસીને એક જ થાળમાં ભોજન લીધું અને ત્યાર પછી તેઓ એક બીજા સાથે હાસ્યવિનોદ કરતાં બેઠાં હતાં, એટલામાં કોટવાલકન્યાની પેલી

યા }

ણ, સહચરીઓ ત્યાં આવી પહોંચી. નૃત્યકલાવતીએ પોતાના પતિનો મની સાથે પરિચય કરાવ્યો અને તેની ચમત્કારિક કૃતિઓનો સર્વ વૃત્તાંત પણ તેમને કહી સંભળાવ્યો. એથી તેની તે સખીઓએ રાજકુમારનો બહુ જ સારો સત્કાર કર્યો અને તેને તેઓ આદર તથા માનની દૃષ્ટિથી જોવા લાગી. ત્યાર પછી એ ચારે ચપળાઓ રાજકુમારને પોતાસાથે લઈને ત્યાંથી ઉપવનમાં આવી, જાદૂ વૃક્ષપર બેઠી અને વૃક્ષને ગતિ-માન કરીને ઈન્દ્રના નન્દનવનમાં તે સર્વ આવી ઉતર્યાં. તે સર્વ ઈન્દ્રની સભામાં ગયાં અને ત્યાં ચારે ચપળાઓ નૃત્ય કરવા લાગી, એટલે રાજકુમારે પોતાના મૃદંગવાદનના વ્યવસાયને આરંભી દીધો. કેટલીક-વાર સુધી તો તે ચપળાઓ અત્યંત ધ્યાનપૂર્વક ઉત્તમતાથી નૃત્ય કરતી રહી, પણ ત્યાર પછી દુર્ભાગ્યવશાત્ નૃત્યકલાવતીની દૃષ્ટિ રાજકુમા-રની દૃષ્ટિ સાથે મળી ગઈ અને તેનું પરિણામ એ થયું કે, ધ્યાન અન્ય વિષયમાં પરોવાઈ જવાથી તે નૃત્ય કરતાં તાલમાંથી નીકળી ગઇ. તેનો આ પ્રમાદ ઈન્દ્રના જોવામા આવ્યો અને ત્યાર પછી દૃષ્ટિપાત કરતાં તેણે તરત જાણી લીધુ કે, દેવોની સભામાં મૃત લોકનો એક પુરુષ આવ્યો હતો. એથી કોપાયમાન થઇને તેણે નૃત્યકલાવતીને પોતા સમક્ષ બોલાવી અને કહ્યુ કે;–"તુ મારી આ સુરસભામાં મારી આજ્ઞા વિના મૃતલોકના એક ક્ષુદ્ર મનુષ્યને લઈ આવી છે અને તેમ કરીને મને જે અપમાન પહોંચાડયું છે, તે તારા અપરાધમાટે હું તને એવો શાપ આપુ છુ કે, તારો પૃથ્વીપર એક વડવાગોળનો અવતાર થશે." ઈન્દ્રના આ શાપથી કંપાયમાન થઇને નૃત્યકલાવતી અત્યંત હૃદયદ્રાવક અને પાષાણને પણ પીગળાવી દે તેવા પ્રકારનો કરુણાજનક વિલાપ કરવા લાગી, અને વારવાર ઈન્દ્ર પાસેથી પોતાના અપરાધની ક્ષમા યાચીને આ શાપથી મુક્ત કરવામાટેની પ્રાર્થના કરવા લાગી. પ્રથમ તો ક્રોધના આવેશમા ઈન્દ્રે તેનાં રુદન અને આર્જવતા આદિમાં કશું પણ ધ્યાન આપ્યુ નહિ; પરતુ છેવટે તેનુ હૃદય કાંઇક પીગળ્યું અને તેથી પોતાના શાપની મર્યાદાને બાંધીને તેણે જણાવ્યું કે,–"તુ વડવા-ગોળ થઇને એક મંદિરમાં રહીશ અને જ્યારે કોઈ મનુષ્ય આવીને તે મંદિરને તોડી નાખશે, ત્યાંની ભૂમિને ખેડશે, તે મંદિરની ભૂમિમાં ભાત અને શાક વગેરે વાવશે અને તે ભાત તથા શાકથી દશહજાર બ્રાહ્મ-ણોને ભોજન આપીને તૃપ્ત કરશે; અને એ સર્વ કાર્યો તે જો એક જ રાતમાં કરી શકશે, તો તે ક્ષણે જ મારા શાપથી તું મુક્ત થઇશ અને તને પુનઃ સ્વર્ગમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે." આમ બોલીને ઈન્દ્રે સભાનું વિસર્જન કરી નાખ્યુ. નૃત્યકલાવતીએ રાજકુમારને શોક-

દર્શક અંતિમ પ્રણામ કર્યા અને ત્યાર પછી તત્કાળ તે વડવાગોળના સ્વરૂપમાં ફેરવાઈ ગઈ અને ત્યાંથી નિમેષ માત્રમાં અદૃશ્ય થઈ ગઈ.

રાજકુમારના શોકનો અવધિ જ નહોતો, પણ તે બિચારો શું કરી શકે વારુ? સ્વર્ગમાંથી પૃથ્વીપર આવ્યા પછી તેણે પોતાના હૃદયમાં એવો દૃઢ નિશ્ચય કરી લીધો કે, "જો મારી પત્નીને હું શાપથી મુક્ત ન કરી શકું, તો ત્યાં સુધી હું મારા પોતાના ગૃહનું દર્શન કદાપિ કરવાનો નથી." અર્થાત્ એ પ્રતિજ્ઞાના યોગે તે પોતાના પિતાના નગરને ત્યાગીને ઇચ્છામાં આવે ત્યાં પર્વત, અરણ્ય કે અન્યત્ર કોઈ પણ પ્રકારના નિર્ધારવિના જ ભ્રમણ કરવા લાગ્યો. તે અનેક રાજ્ય, અનેક નગર, અનેક અરણ્ય અને અનેક પર્વતોને પોતાની પાછળ મૂકીને આગળ અને આગળ વધતો જ રહ્યો. છેવટે એક નિબિડ અરણ્યના મધ્યમાં તે એક લઘુ પર્ણકુટીની પાસે આવી લાગ્યો. એ પર્ણકુટીના આંગણામાં એક યોગી સમાધિમગ્ન અવસ્થામાં બેઠેલો તેના જોવામાં આવ્યો. રાજકુમાર ત્યાં જ રહી ગયો અને મુનિની સર્વ પ્રકારની સેવા અત્યંત ભક્તિપૂર્વક કરવા લાગ્યો. એવી રીતે જ્યારે કેટલાક દિવસ વહી ગયા અને યોગી જ્યારે સમાધિમાંથી મુક્ત થઇને જાગ્રત અવસ્થામાં આવ્યો ત્યારે રાજકુમાર હાથ જોડી મસ્તક નમાવીને અત્યંત નમ્રતાપૂર્વક તેની સ્હામો આવીને ઊભો રહ્યો. તેની મુખમુદ્રાને જોઇને ત્રિકાલજ્ઞ યોગીશ્વરે કહ્યું કે;–"મારી યોગવિદ્યાના પ્રભાવથી હું એ સર્વ જાણી ગયો છું કે તું પોતે કોણ છે અને આ સ્થાનમાં શા કારણથી આવ્યો છે. તારે નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, તારો મનોરથ સિદ્ધ થવાનો જ છે. આ બે વસ્તુઓને તું લઈ જા. એક વસ્તુનું નામ બંધક રજ્જુ છે અને બીજી વસ્તુનું નામ સ્થૂલદંડ છે. એ ઉભય પદાર્થો તારી આજ્ઞા પ્રમાણેનાં તારાં સર્વ કાર્યો કરી આપશે." રાજકુમારે અત્યંત હર્ષથી યોગીશ્વરની તે પ્રાસાદિક વસ્તુઓનો સ્વીકાર કરી લીધો અને ત્યાર પછી તેનાં ચરણોમાં મસ્તક નમાવી વિનીત ભાવથી પ્રણામ કરીને તે પોતાના માર્ગમાં પ્રયાણ કરી ગયો.

ત્યાંથી કેટલાક અંતરપર ગયા પછી તેણે વિશ્રામ કર્યો અને તે બંધક રજ્જુ તથા સ્થૂલદંડને પોતા સમક્ષ રાખીને કહ્યું કે;–"હે બંધક રજ્જુ અને સ્થૂલદંડ, તમે અત્યારે કોના સ્વામિત્વમાં છો વારુ?" એના ઉત્તરમાં તે બન્નેએ જણાવ્યું કે;–"પ્રથમ અમે યોગીશ્વરનું સ્વામિત્વ ધરાવતાં હતાં, પણ હવે રાજકુમાર! અમે તમારી આજ્ઞાને આધીન છીએ." એ ઉત્તર સાંભળીને રાજકુમારે તેમને આજ્ઞા કરી કે;–"જો એમ જ હોય તો જે સ્થાનમાં અત્યારે કોટવાલકન્યા હોય તે સ્થાનમાં મને લઈ

ચાલો." તત્કાળ બંધક રજ્જુ અને સ્થૂલદંડે રાજકુમારને જે મંદિરમાં કોટવાલકન્યા વડવાગોળ થઇને પડી હતી તે મંદિર પાસે લાવીને પહોંચાડી દીધો. જ્યારે રાજકુમારે તે મંદિરને જોયું એટલે તેણે તેમાં સર્વત્ર વડવાગોળનો શોધ કરવા માંડ્યો, પણ તે મંદિરના એક ખૂણામાં એક વડવાગોળ વસતી હતી એ જાણતાં અને જોતાં તેના કેટલાક દિવસ વીતી ગયા. તેણે વડવાગોળને જોઈ એટલે પુનઃ તે બંધક રજ્જુ અને સ્થૂલ દંડને પૂછવા લાગ્યો કે;–"હે બંધક રજ્જુ અને સ્થૂલ દંડ! તમે અત્યારે કોની આજ્ઞાને આધીન છો?" એના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે;–"પૂર્વે અમે યોગીશ્વરની આજ્ઞાને આધીન હતાં, પણ હવે આપની આજ્ઞાનાં દાસ છીએ." એટલે રાજકુમારે તેમને આજ્ઞા આપી કે;–"આ મંદિરને એકદમ તોડી ફોડીને માટીમાં મેળવી માટી બનાવી નાખો, અને ત્યાર પછી જ્યાં મંદિર ઉભું છે તે જમીનને ખેડી નાખો, તેમાં ભાત અને શાક વગેરે વાવો અને તે સાધનોવડે દશ હજાર બ્રાહ્મણોને ભોજન આપીને સંતુષ્ટ કરો. પરન્તુ એટલું ધ્યાન રાખજો કે આ સર્વ કાર્યો કેવળ આજની એક જ રાતમાં થઈ જવાં જોઇએ." તેણે પોતાના બોલવાની હજી તો ભાગ્યે જ સમાપ્તિ કરી હશે, એટલામાં તો બંધક રજ્જુ અને સ્થૂલદંડે મળીને તે મંદિરને નિમેષ માત્રમાં ઉદ્ધ્વસ્ત કરી નાખ્યું અને ત્યાં એક વિશાળ ક્ષેત્રનું સ્વરૂપ વિસ્તરી ગયું; એ પછી તેમણે તે દેશમાંના સર્વ કૃષિકારોને તેમના હળ તથા બળદ સાથે પકડીને ત્યાં હાજર કરી દીધા અને જોતજોતામાં જમીન ખેડાવી નાખી; કારણ કે, એ કૃષિકારોની સંખ્યા કોઈ પણ પ્રકારે એક લાખ કરતાં તો ઓછી નહોતી જ. એમાંના કેટલાક પોતાની ઈચ્છાથી આવ્યા હતા અને કેટલાક બંધક રજ્જુ તથા સ્થૂલદંડના અસહ્ય પ્રહારના પ્રતાપે આવીને હાજર થયા હતા. એ પછી બંધક રજ્જુએ અને સ્થૂલદંડે ત્યાં ભાતની વાવણીનું અને શાક ભાજીને વાવવાનું કામ ચલાવ્યું કે જે વસ્તુઓ એક ક્ષણમાત્રમાં ઉગીને ઉપયોગમાં આવે તેવી સ્થિતિમાં આવી ગઈ. એ સર્વ થઈ રહેતાં જેવી રીતે કૃષિકારોને એકત્ર કરવામાં આવ્યા હતા, તે જ પ્રમાણે નિમેષમાત્રમાં દશ હજાર બ્રાહ્મણોને પણ ત્યાં લાવવામાં આવ્યા અને બંધક રજ્જુ તથા સ્થૂલદંડે તેમને તે ભાત અને શાક આદિના ભોજનથી જમાડીને તૃપ્ત કર્યા. બ્રાહ્મણોના ભોજનસમારંભની સમાપ્તિ થતાંની સાથે જ લઘુ વડવાગોળે પોતાના મૂળ સુંદરી સ્વરૂપને ધારણ કરી લીધું અને તે નૃત્યકલાવતીએ પોતાના પતિ રાજકુમારના બાહુમાં હર્ષથી આશ્રય લીધો. દીર્ઘ વિયુક્ત દંપતીને આ અપૂર્વ મિલનના યોગે થએલી આનંદની લાગણીઓને દર્શાવવામાટેના શબ્દો મળી ન શક્યા અને તેથી તેઓ એક

બીજાંનાં મુખને મૌન ધારીને જ જોઈ રહ્યાં. એ સર્વ થઈ રહ્યા પછી રાજકુમારે બંધક રજ્જુ અને સ્થૂલદંડને કહ્યું કે;–"અમને હવે અહીંથી લઈ ચાલો અને અમારા દેશમાં અમારા ગૃહમાં પહોંચાડી દ્યો." નિમેષ માત્રમાં રાજકુમારે તે વસ્તુઓના પ્રતાપે પોતાને પોતાની અર્ધાંગના સહિત પોતાના પિતાના રાજમહાલયમાં ઊભેલો જોયો. ત્યાં એ દંપતીએ દીર્ઘકાળ પર્યન્ત રહીને આનંદ અને હર્ષમાં પોતાના જીવનના દિવસોને વીતાવ્યા.

---

## બકરાં, વ્યાઘ્ર અને વાનર

એક સમયમાં કેટલાક હેડવાળા અથવા તો બકરાં વેચનાર બકરાંના એક ટોળાને પાસેના એક નગરમાં વેચી નાખવામાટે લઈ જતા હતા. માર્ગમાં એક બકરો અને એક બકરી એવા પ્રકારનો વાર્ત્તાલાપ કરવા લાગ્યાં કે;–"આ હેડવાળા જ્યારે નગરમાં પહોંચશે એટલે આપણને તરત વેચી નાખશે અને જે આપણને ખરીદશે તે આપણો વધ કરીને આપણને ખાઈ જશે. ત્યારે હવે આપણે શું કરવું વારુ? જો કોઈ પણ રીતે આપણે પસાર થઈ જઇએ, તો જ આપણો બચાવ થઈ શકે એમ છે. પણ ધારો કે અહીંથી આપણે પલાયન કરી જઇએ, તોપણ પછીથી આપણે જવું ક્યાં અને નિવાસ ક્યાં કરવો? જો આપણે પાછાં ગામડામાં ન્હાસી જઇશું, તો આ હેડવાળા આપણને જરૂર પકડી પાડશે અને પાછાં આપણે પકડાયાં એટલે આપણું આવી બન્યું જ સમજવું. જો આપણે બીજા કોઈ ગામમાં જઇશું, તો ત્યાંના લોકો આપણને પકડી લેશે અને ત્યાર પછી તેઓ આપણને વેચી નાખશે અથવા તો ખાઈ જશે. આપણે જેમ કરીશું તેમ આપણે મરવાનાં જ છીએ; આપણામાટે બચવાનો કોઈ ઉપાય છે જ નહિ." કેટલીકવાર સુધી મૌન ધારીને તેમણે એ વિષયનો ગંભીરતાથી વિચાર કર્યો અને ત્યાર પછી બકરીએ પ્રથમ મૌનનો ભંગ કરીને કહ્યું કે;–"જુઓ, જ્યાં પણ મનુષ્યજાતિનો નિવાસ હોય, ત્યાં જવામાં તો જાણે લાભ છે જ નહિ. એના કરતાં તો આપણે કોઈ અરણ્યમાં ચાલ્યાં જઇએ, તો તે જ આપણામાટે અધિક લાભાવહ છે." બકરો બોલ્યો કે;–"ત્યારે તારી તો એવી જ ધારણા છે કે જાણે અરણ્યમાં આપણામાટે કોઈ પણ પ્રકારનો ભય છે જ નહિ! શું અરણ્યમાં હિંસક વનપશુઓનો સર્વત્ર નિવાસ નથી? અને જો તારા ઉપદેશ પ્રમાણે આપણે ત્યાં જઇશું, તો શું તેઓ આપણને જીવતાં રહેવા દેશે? ત્યાં તો અવશ્ય આપણે કોઈ સિંહ કે ચીત્તાના મોઢાના કોળિયા થઈ જઇશું." બકરીએ એના પ્રતિવાદ કરીને જણાવ્યું

કે;–"એવા ભયનું કાંઈ પણ કારણ નથી; જો આપણે અરણ્યમાં વસતાં હોઇએ અને અચાનક ભયનો પ્રસંગ આવી પડે, તો ત્યાંથી તો પલાયન કરીને પણ પ્રાણને બચાવવાનો સંભવ હોય છે. પરંતુ જો, આપણે માનવવસતિમાં હોઇએ, તો તો પછી અલ્પ કાળમાં આપણા મરણનો લેખ જ લખાઈ ગએલો સમજી લેવો." છેવટે બકરાએ બકરીની મંત્રણાને માન્ય કરી અને તે બન્ને રાત્રિના સમયમાં પલાયન કરી જવાના છેવટના નિશ્ચયપર આવી લાગ્યાં.

એ નિશ્ચય પ્રમાણે, એ જ રાતે, જ્યારે હેડવાળા નિદ્રાવશ થઈ ગયા, તે વેળાએ એ બકરી અને બકરો ધીમેથી પોતાના સમુદાયમાંથી ખસકી ગયાં અને સંતાઈ લપાઇને અરણ્યના માર્ગમાં પ્રયાણ કરી ગયાં. અરણ્યમાં ભટકતાં ભટકતાં તેઓ અરણ્યના એક ધાડી વૃક્ષઘટાવાળા ભાગમાં આવી પહોંચ્યાં અને ત્યાં એક વિશાળ પિપ્પલવૃક્ષને જોઈ તેના થડમાં વિશાળ પોલાણ હોવાથી ત્યાં જ રહેવાનો તેમણે નિર્ધાર કર્યો. તે વૃક્ષના પોલાણમાં તેઓ આનન્દથી વસવા લાગ્યાં અને કાળના વહન સાથે તેમની પાસે ત્રણેક બચ્ચાંનો પણ વધારો થઈ ગયો.

એક દિવસ એ બકરી અને બકરો પોતાનાં બચ્ચાં સાથે એ પીપળાના પોલાણમાં બેઠાં હતાં એટલામા તેમનાં બચ્ચાંએ મોટેથી બેંબેંના નાદનો આરંભ કરી દીધો. એ વેળાએ થોડાક અંતરપરથી એક વ્યાઘ્ર ચાલ્યો જતો હતો. તે બકરાંનાં બચ્ચાંના એ નાદને સાંભળીને એ વૃક્ષની દિશામાં આવવા લાગ્યો. બકરી અને બકરો એક ભયંકર વ્યાઘ્રને પોતાના નિવાસસ્થાન પ્રતિ આવતો જોઇને ગર્ભગળિત થઈ ગયાં અને તેમને અત્યંત ભય થવા લાગ્યો; કારણ કે, ત્યાંથી પલાયન પણ અશક્ય હતું. તેમણે એમ જ ધારી લીધું કે, અલ્પસમયમા તેમનામાટે અને તેમનાં વહાલાં બચ્ચાંમાટે વ્યાઘ્રના ઉદરમાં જવાનું ભાગ્ય અવશ્ય નિર્માણ જ થઈ ચૂક્યું છે. પ્રાણરક્ષાનો અન્ય કોઈ પણ માર્ગ ન દેખાવાથી જો બની શકે તો બકરાએ વ્યાઘ્રને મૂર્ખ બનાવવાનો અને તેને ગભરાટમાં નાખીને બચવાનો વિચાર કર્યો. એટલે જ્યારે વ્યાઘ્ર થોડાક અંતરપર રહ્યો હતો તે વેળાએ બકરાએ પોતાનાં બચ્ચાંને ઉદ્દેશીને કહ્યું કે;–"તમે આમ આખો દિવસ અને રાત મને કંટાળો શામાટે આપ્યા કરો છો? તમારાં પેટ કોઈ દિવસ ભરાવાનાં જ નથી કે શું? તમે હજી તો અત્યારે જ પાંચ વાઘ, ત્રણ, રીંછ, બે ગેંડા અને છ પાડાનો ભક્ષ કરી ચૂક્યાં છો, છતાં ખાઉં ખાઉંનો તમારો પોકાર ચાલૂ અને ચાલૂ જ રહ્યા કરે છે, એ તે શું કહેવાય વારુ? પણ, હા; જુઓ એક વાઘ આ તરફ આવતો દેખાય છે એટલે એને મારીને હું તમારા ભક્ષમાટે લાવી આપું છું." બકરાના

આવા પ્રકારના ભાષણને સાંભળીને વ્યાઘ્ર તો બિચારો વિચારમાં તથા ભયમાં પડી ગયો અને ત્યાંનો ત્યાં જ ઉભો રહી ગયો. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે;–"આવાં પશુઓ તો મેં ક્યાંય જોયાં જ નહોતાં! આ કઈ જાતનાં હિંસક પ્રાણીઓ હશે અને ક્યાંથી અહીં આવ્યાં હશે? એ બુઢ્ઢા પશુએ પોતાનાં બચ્ચાંને હજી તો હમણાં જ પાંચ વાઘ, ત્રણ રીંછ, બે ગેંડા, અને બીજાં કોણ જાણે કેટલાંય પ્રાણીઓનો ભક્ષ કરાવ્યો છે, અને હવે તેમને તે, તેના કહ્યા પ્રમાણે, મારો ભક્ષ પણ કરાવશે અને તે સાથે આપણા દિવસ ગણાઈ જશે. એ સાચું કહે છે; કારણ કે, હું એના નિવાસસ્થાનના બહુ જ નિકટમાં પહોંચી આવ્યો છું એટલે મને પકડવામાં એને વિલંબ થાય તેમ નથી!" એવા ભયથી તે પાછો ફર્યો અને પોતાનાં પગલાંનો અવાજ ન સંભળાય તેવી રીતે ત્યાંથી પલાયન કરી ગયો. તેને પાછો વળેલો જોઈને બકરો વળી વધારે મોટા સાદે બોલવા લાગ્યો કે;–"હે મૂર્ખાઓ! તમે હવે બોલતાં બંધ રહેશો કે નહિ? જોતાં નથી કે, તમારા નાદના ભયથી હાથમાં આવેલો શિકાર છટકી જવાની તૈયારી કરી રહ્યો છે? હું તેને પકડીને અહીં લાવું, ત્યાં સુધી પણ તમારાથી ચુપ રહી શકાતું નથી કે?" વ્યાઘ્રભાઈના તો બકરાનાં આ વચનોથી હોશકોશ જ ઉડી ગયા. અત્યંત ભયના પરિણામે પોતાના ગૌરવને ભૂલી જઈને તે પોતાથી બની શકે તેટલા વેગથી પ્રાણ બચાવવામાટે દોડવા લાગ્યો અને થાકીને લોથ થઈ ગયો ત્યાં સુધી તે ક્યાંય પણ વચ્ચે અટક્યો નહિ. છેવટે શરીરમાં શક્તિ ન રહેવાથી તે એક વૃક્ષની નીચે પડી ગયો.

હવે જે વૃક્ષની નીચે વ્યાઘ્ર વિશ્રામ લેવાને પડ્યો હતો, તે વૃક્ષમાં હનુમાનના વંશના એક વાનરનો નિવાસ હતો. તે વાનર એ વ્યાઘ્રને આવી દયાજનક અવસ્થામાં જોઈને વૃક્ષપરથી નીચે ઉતરી આવ્યો અને તેને પ્રેમથી પૂછવા લાગ્યો કે;–"બંધુ વ્યાઘ્ર! તમારી આ દુર્દશાનું કારણ શું છે વારુ?" વ્યાઘ્રમાં બોલવાની શક્તિ આવતાં ઉત્તરમાં તેણે જણાવ્યું કે;–"બંધુ વાનર! મારી દુર્દશાનું કારણ કૃપા કરીને મને ન પૂછો. આજે મારા પૂર્વજોના પુણ્યપ્રતાપથી જ હું કાળના મુખમાંથી બચીને આ સ્થળમાં આવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો છું." વાનરે વિશેષ આતુરતાથી પૂછ્યું કે;–"પરમાત્મા સદા તમારા ભયનું નિવારણ કરો! પણ બન્યું છે શું, તે જણાવશો કે?" વ્યાઘ્ર બોલ્યો કે;–"મારા શ્વાસને જરા હેઠો બેસવા દ્યો, એટલે હું મારા સંકટની કથા તમને કહી સંભળાવું છું." એ પછી જ્યારે તેનો જીવ કાંઇક જીવમાં આવ્યો એટલે તે કહેવા લાગ્યો કે;–"બંધુ! એક રાક્ષસની જાતિનો વિલક્ષણ અને ભયંકર પશુરાજ કે

જેની જાતિના નામને હું જાણતો નથી તે આ અરણ્યમાં આવી વસ્યો છે. પ્રથમ તો એ એક બકરો છે, એવી જ મારી ધારણા હતી અને એ પ્રમાદથી હું તેને પકડવામાટે જતો હતો, એટલામાં તેનાં બચ્ચાંએ ક્ષુધાનો પોકાર કરવા માંડ્યો અને તેને તેના પિતાએ કહેલા આ પ્રમાણેના શબ્દો મારાં શ્રવણોમાં આવીને અથડાયાં;–'કંગાલો! તમારાં ઓજરાં કોઈ દિવસ પણ ભરાતાં જ નથી તે ભરાશે કે નહિ? મેં હજી તો હમણાં જ તમને પાંચ વાઘ,' ત્રણ રીંછ, બે ગેંડા, પાડા અને હાથીઓ'– એ ઉપરાંત બીજાં કેટલાં પ્રાણીઓનાં નામો તેણે ગણાવ્યાં, તે મારા સ્મરણમાં નથી–'આદિનો ભક્ષ આપ્યો છે, છતાં હજી તમે ક્ષુધાનો પોકાર કરો છો; તો તમારાં તે પેટ છે કે, તળિયા વગરના ઊંડા કૂવા છે?' એ પછી અચાનક મને જોઈને તે કહેવા લાગ્યો કે;–'અરે, પણ તમારામાટે ભક્ષ આવી પહોંચ્યો છે; માટે થોડીવારને માટે શાંત થઈ જાઓ, એક બીજો વાઘ આવી લાગ્યો છે. હું તેને મારી નાખીશ અને તેના આહારથી તમારી ક્ષુધાને શમાવીશ.' બંધુ! સારું થયું કે તેના વિશેષ ઉદ્ગારોને સાંભળવામાટે હું ત્યાં ઊભો ન રહ્યો, નહિ તો અત્યારે હું આ સ્થાનમાં જીવતો જાગતો અત્યારે ઊભો છું તે હોત જ નહિ. હું તો તેના આ શબ્દો સાંભળીને જે દુમ દબાવીને નાઠો તે અહીં જ શ્વાસ લેવાને ઊભો રહ્યો. હવે બંધુ! તમે જ વિચાર કરી જુઓ કે, અમો વ્યાઘ્ર અન્ય સર્વ પ્રાણીઓનો ભક્ષ કરી જઈએ છીએ; પણ અમારો ભક્ષક પણ કોઈ હિંસક પશુ હશે, એમ કદાપિ તમારા સાંભળવામાં આવ્યું છે ખરું કે? અને જ્યારે એવો પશુરાજ જોવામાં આવે ત્યારે ગાત્ર ઢીલાં કેમ ન થઈ જાય વારુ?" વ્યાઘ્રની આ કથાને સાંભળીને વાનર કહેવા લાગ્યો કે;–"વાહરે વાહ વ્યાઘ્રજી! તમારા જેવો મોટામ બુદ્ધિનો અન્ય કોઈ પણ પશુ મારા જોવામાં આવ્યો નથી અને હવે પછી જોવામાં આવશે કે નહિ, એની પણ શંકા જ છે. તે બકરો તમને જોઈને ભયભીત થઈ ગયો હશે અને તેના આ આડંબરયુક્ત ઉદ્ગારો તમને ગભરાટમાં નાખવામાટે એક સમયસૂચકતા તરીકે જ નીકળ્યા હશે. ચાલો મારી સાથે; હું તમારી સાથે ત્યાં આવવાને તૈયાર છું અને ત્યાં હું તમને સત્ય વસ્તુસ્થિતિ શી છે તે અવશ્ય બતાવી આપીશ." વ્યાઘ્ર કહ્યું કે;–"મને પુનઃ ત્યાં ચાલવાનો તમે ઉપદેશ આપો છો કે? જો એમ જ હોય, તો મારો તમને એ જ ઉપદેશ છે કે, જો તમે પોતાના જીવનથી કંટાળી ગયા હો, તો તમે એકલા જ ત્યાં પહોંચી જાઓ!" વાનરભાઈએ હસીને જણાવ્યું કે;–"છટ્ છટ્; ત્યાં ભયભીત થવા જેવું કાંઈ છે જ નહિ. મૂર્ખ ન થાઓ અને મારી સાથે

આવો." પરંતુ વાનરના ગમે તેવા શબ્દો વ્યાઘ્રના મનમાં ત્યાં જવાના અવસાનને લાવી શક્યા નહિ. 'છેવટે વાનરજીએ એટલું જ કહ્યું કે;—"જો તમે ત્યાં આવતાં ડરતા હો, તો કેવળ દૂરથી મને તે સ્થાન બતાવી દો; તમે ભલે નિર્ભયતાથી ન્હાસી શકાય એટલા અંતરપર ઊભા રહેજો, પછી કાંઈ છે?" એનો પણ પ્રતિવાદ કરીને વ્યાઘ્રજીએ જણાવ્યું કે;—"તમે નિર્ભયતાની વાતો તો અત્યારે સહેલાઈથી કરી રહ્યા છો; પણ ત્યાં ભયના પ્રથમ દર્શન સાથેજ તમારે એક કૂદકા સાથે કોઈ ઊંચા વૃક્ષનો આશ્રય લેવો પડશે. અને એમ કરીને તમે તો કદાચિત્ નિર્ભય થઈ જશો પણ મારાથી વૃક્ષપર ચડી શકાય તેમ ન હોવાથી માત્ર મારું ત્યાં વિના મોતેજ મરણ થઈ જવાનું!" એનો પાછો પ્રતિવાદ કરીને એક નવો ઉપાય વાનરજીએ સૂચવ્યો કે;—"ત્યારે આપણે એમ કરીએ કે, આપણે એક બીજાની પૂછડીઓને ગાંઠ મારીને બાંધી લઈએ એટલે પછી તમને ભયમાં મૂકીને મારાથી ભાગી શકાશે નહિ." આના ઉત્તરમાં વ્યાઘ્રજીએ જણાવ્યું કે;—
"આ વાત ઠીક છે; આમ કરવાથી મને છોડીને તમારાથી કોઈ પણ ઉપાયે
ભાગી શકાશે નહિ અને મરીશું તો બન્ને સાથે જ મરીશું."

આ પ્રકારના નિશ્ચયપર આવ્યા પછી તેમણે એકબીજાની પૂછડીઓને સાથે બાંધી લીધી અને ત્યાર પછી તેઓ પીપળાના પોકળવાળા વૃક્ષ તરફ જવાને રવાના થઈ ગયા. પૂછડી બાંધેલી હોવાથી વ્યાઘ્રને ચાલવાની જરા અડચણ પડતી હતી, તોપણ તે પોતાથી બની શકે તેટલા પ્રમાણમાં સરળ રૂપામાં ચાલતો હતો. જેવું તેમને તે વૃક્ષ દૃષ્ટિગોચર થવા લાગ્યું એટલે વ્યાઘ્રજીએ કહ્યું કે;—"વાનરજી! હવે અહીંથી આપણે એક ડગલું પણ આગળ ભરવાના નથી. આ વૃક્ષમાં જ તે રાક્ષસનો નિવાસ છે." હવે એ વ્યાઘ્ર અને વાનરને પાછા આવેલા જોઈને બકરાભાઈના તો પ્રાણ જ ઉડી ગયા. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે;—"બસ, હવે અમો બધાનું આવી જ બન્યું; કારણ કે, મોબાગ્ર બુદ્ધિના વ્યાઘ્રને તો જાણે મેં મૂર્ખ બનાવ્યો હતો, પરંતુ ચંચળ વાનરજીને એટલી સરળતાથી મૂર્ખ બનાવીને થાપ આપી શકાય તેમ નથી જ. હવે વ્યાઘ્રને એ વાનરજીની બુદ્ધિની સહાયતા મળેલી હોવાથી અમારાં મરણને હવે કોઈ પણ ટાળી શકે તેમ નથી જ." આ વેળાએ વ્યાઘ્ર અને વાનર લગભગ વૃક્ષની પાસે પાસે આવી પહોંચ્યા હતા. એ વેળાએ બકરાએ એક છેલ્લો ઉપાય અજમાવવાના ઉદ્દેશથી ઈશ્વરપર આધાર રાખીને કહ્યું કે;—"ઓ મૂર્ખ અને બુદ્ધિહીન વાનર! શું મેં તને એક જ વાઘને લઈ આવવાનું કહ્યું હતું? આ એક જ તુચ્છ વાઘડાને લાવવામાં તારો આખો દિવસ વીતી ગયો,. એ શું કહેવાય!

ઓ બદમાશ ! આની સજા એ જ છે કે, હું આ વાઘની સાથે આજે તારા પોતાનો પણ ભક્ષ કરી જઇશ !!" બકરાના આ શબ્દોથી વ્યાઘ્રજીએ એવુ અનુમાન કરી લીધું કે;–"આ વાનર અવશ્ય એ રાક્ષસ જાતિના પશુનો મળતિયો અને દૂત જ હોવો જોઈએ અને એ મને અહીં એ કાળનો ભક્ષ બનાવવામાટે જ કપટ કરી ભોળવીને લઈ આવ્યો છે !" આવી કલ્પનાથી વ્યાઘ્ર પોતામાં જેટલી શક્તિ હતી તેટલી સર્વ શક્તિનો વ્યય કરીને વાનરથી ભિન્ન થવાનો પ્રયત્ન કરવા માંડ્યો અને એથી વિરુદ્ધ વાનર તે વૃક્ષ તરફ આગળ વધવાનો યત્ન આદરી બેઠો, અને 'આગળ વધવામાં કોઈ પણું પ્રકારનો ભય નથી' એમ વ્યાઘ્રને સમજાવવા લાગ્યો. તેમની પૂછડીઓ સાથે બંધાયલી હતી અને તેમની ગાંઠ તરતમાં છૂટી જાય, એવી ઢીલી નહોતી એટલે એક આગળ તાણવા લાગ્યો અને બીજો પાછળ તાણવા લાગ્યો; એથી છેવટે એ ખેંચતાણમાં વ્યાઘ્રની પૂછડી તૂટી ગઈ અને એવી રીતે મુક્ત થતાં જ વ્યાઘ્ર તો જેટલા વેગથી ન્હાસી શકાય તેટલા વેગથી ત્યાંથી જીવ લઇને નાઠો. વાનરજીએ પશ્ચાદ્ દૃષ્ટિ કરતાં પોતાને એકને બદલે બે પૂછડીઓ જોઇને ચારે દિશામાં ભ્રમણથી કૂદાકૂદ કરવા માંડ્યું અને એમાંની એક પૂછડીથી મુક્ત થવાના પ્રત્યેક પ્રયત્ન કરવા માંડ્યા; કારણ કે, બે પૂછડીથી તેને પોતાની સુંદરતામાં ન્યૂનતા થએલી દેખાતી હતી. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેના એ બે પૂછડાંવાળા અવતારને જોઇને વનનાં અન્ય પશુઓ તેની ઠઠ્ઠા અને મશ્કરી કરવા લાગ્યાં અને તેથી છેવટે તે અરણ્યના એક બહુ જ મોટા ભાગમાં જઇને લજ્જાથી છુપાઈ બેઠો. બકરી અને બકરો જો કે ભય ટળી જવાથી પ્રસન્ન થયાં અને ઈશ્વરનો આભાર માનવા લાગ્યાં, છતાં પણ હવે 'આ સ્થાનમાં વસવું નિર્ભય નથી' એમ ધારીને કોઈ વિશેષ સુરક્ષિત સ્થાનમાં જવામાટે તે અરણ્યને ત્યાગીને ચાલતાં થઈ ગયાં.



# ‘ગુજરાતી’ પ્રેસમાંથી પ્રકટ થયેલાં પુસ્તકો

## વેદાન્ત

| પુસ્તકનું નામ | કિંમત |
| --- | --- |
| ૧ યોગવાસિષ્ઠ મહારામાયણ. (ભાગ ૧ લો અને ૨ જો, પાકાં પૂઠાં) ... | ૬– ૦–૦ |
| ૨ શ્રી અધ્યાત્મ રામાયણ (૩ જી આવૃત્તિ) ... ... ... | ૧– ૮–૦ |
| ૩ પંચદશી (ચંદ્રકાન્ત વિવરણ સહિત)... ... ... ... | ૬– ૦–૦ |
| ૪ આત્મપુરાણ ... ... ... ... ... .. | ૬– ૦–૦ |
| ૫ વિવેકાનન્દ વિચારમાળા. (ભાગ ૧ લો) ... ... ... | ૨– ૪–૦ |
| ૬ વિવેકાનન્દ વિચારમાળા. (ભાગ ૨ જો) ... ... ... | ૨– ૮–૦ |
| ૭ વિવેકાનન્દ વિચારમાળા. (ભાગ ૩ જો) ... ... ... | ૨– ૪–૦ |
| ૮ વિવેકાનન્દ વિચારમાળા. (ભાગ ૪ થો) ... ... ... | ૨– ૮–૦ |
| ૯ વિવેકાનન્દ વિચારમાળા (ભાગ ૫ મો) ... ... ... | ૨– ૪–૦ |
| ૧૦ યુક્તિપ્રકાશ (હિંદી આવૃત્તિ ૨ જી) ... .. ... | ૧– ૦–૦ |

## ગીતા

| | |
| --- | --- |
| ૧૧ ચિદ્‌ઘનાનંદી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (૫ રંગીન ચિત્રો) ... ... | ૪– ૦–૦ |
| ૧૨ જ્ઞાનેશ્વરી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (૫ રંગીન ચિત્રો)... .. ... | ૪– ૦–૦ |

## ભારત અને રામાયણ

| | |
| --- | --- |
| ૧૩ શ્રીમદ્ મહાભારત (ભાગ ૧ લો) ... ... .. ... | ૯– ૦–૦ |
| ૧૪ શ્રીમદ્ મહાભારત (ભાગ ૨ જો) .. .. .. ... | ૧૧–૦–૦ |
| ૧૫ શ્રીમદ્ મહાભારત (ભાગ ૩ જો) | (છપાય છે.) |
| ૧૬ શ્રીમદ્ વાલ્મીકિ રામાયણ ... ... ... ... ... | ૬– ૦–૦ |

## ભાગવત

| | |
| --- | --- |
| ૧૭ શ્રીમદ્‌ભાગવત (મોટા અક્ષરવાળું ૨૯ ચિત્રો સહિત.) | |
| એક ભાગમાં કપડાના પૂઠાનું ... ... | ૮– ૮–૦ |
| બે ,, ,, ,, ... ... | ૯– ૦–૦ |
| એક ,, રેશમી ,, ... | ૯– ૦–૦ |
| બે ,, ,, ,, ... | ૯– ૮–૦ |
| પાણીથી પલળે નહિ, નખ વગેરેના ઘસરકા પડે નહિ, અને ઉધાઈ આય નહિ તેવા પૂઠાનું એક ભાગમાં . ... .. ... | ૧૦–૦–૦ |
| બે ,, ... ... ... | ૧૦–૮–૦ |
| ૧૮ શ્રીમદ્‌ભાગવત (મધ્યમાક્ષર સચિત્ર)... .. ... ... | ૪– ૮–૦ |
| ૧૯ શ્રીમદ્‌ભાગવત (કવિ વલ્લભ અને પ્રેમાનંદ કૃત, સચિત્ર આવૃત્તિ ૩ જી) | ૫– ૦–૦ |
| ૨૦ શ્રીમદ્‌ભાગવત એકાદશ સ્કંધ ... .. ... ... | ૭– ૬–૬ |
| ૨૧ શ્રીમદ્‌ભાગવત ગુટકો ભાષાંતર (૧૭ ચિત્રસમેત) ... ... | ૨– ૮–૦ |

## નીતિ



## કાવ્ય અને અલંકાર